# चंद्रप्रकाश.

पुस्तक १०. अंक १. नवेम्बर १९१६ कार्तिक १९७३


## अमारी प्रासंगिक नोंध.

કોઇ પણ બાળક જન્મથી નવ વર્ષનું થાય તેટલામાં તેને અનેક જાતના વ્યાધિમાંથી પસાર થવું પડે છે. તેને માટે માતાને રાતદિવસ ચિંતાજ રહે છે. તે પોતે બાળકને ઉછેરી મોટું કરવાને અનેક ઉપાધિ ભોગવે છે, મુશ્કેલીઓ ઉઠાવે છે, ને ઉજાગરો કરે છે. એ બધું શેને લીધે ? માત્ર પ્રેમને લીધેજ.

આ 'ચંદ્રપ્રકાશ' માસિક નવ વર્ષનું થયું છે. તે હવેથી દશમા વર્ષમાં પ્રવેશ કરે છે. એના જન્મ આપનાર પિતા રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસે એ નવ વર્ષ દરમિયાન બાળ વયમાં આવતી તમામ મુશ્કેલીઓ, વિટંબણાઓ, આફતો, ઉપાધિઓ તથા માંદગી વગેરેમાં કડવાં મીઠાં ઔષધો પાઇ લાલનપાલન કરી તેને હરતું ફરતું રાખી ઉછેરી મોટું કર્યું છે તે વાત કોઇ સાધારણ બની નથી. તેને નવ વર્ષનું કરવામાં તેણે જે જે મુશ્કેલીઓ ઉઠાવી હશે તથા તેમને પૈસાનો જે વ્યય થયો હશે તે સર્વને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

નવ વર્ષનું બાળક બીજા આશ્રમમાં જવા યોગ્ય થયું છે, ને તે માટે તેને બીજા આશ્રમમાં મૂળ પુરૂષ સોંપેછે. એ સોંપણી યોગ્ય થાયછે કે કેમ તે અત્યારે કહી શકાય નહિ. જેને સોંપણી કરવામાં આવીછે તે પોતે ગુરૂ નથી, પણ શિષ્ય જ છે. છતાં ગુરૂપદ સ્વીકારી તેને કેળવવાનું છે. એ કાર્ય કઠિન છે. એ આશ્રમમાં બાળકને આચારમાં, વિચારમાં, વર્તનમાં મનુષ્ય યોગ્ય બનાવવાનું એ શિષ્ય ગુરૂએ માથે લીધું છે તે માતૃભાષાદ્વારા સમાજસેવા એ દરેક કર્ત્તવ્યપરાયણ મનુષ્યનો ધર્મ છે, એમ સમજી લીધું છે તો પરમકૃપાળુ પરમેશ્વર સહાયતા આપી અમારૂં નાવ નિર્વિઘ્ને પાર ઉતારશે એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે. અસ્તુ.

આ માસિકે તેની નવ વર્ષની જીંદગીમાં વિજાતિય કામ કર્યાં છે તે બધાની સમાલોચના કરવી અશક્ય છે, એટલું જ નહિ પણ તે કામ સફળતાથી કર્યું છે કે નહિ તેનો નિર્ણય કરવાનું કામ પણ અમે અમારા સુજ્ઞ ગ્રાહકો પાસેજ રાખીયે છીએ. એ કામ અમારૂં નથી. તથાપિ પ્રસંગને અંગે એટલું પણ કહેવું અમને આવશ્યક જણાય છે કે રા. રા. પ્રભુશંકરે માસિકમાં વિજાતિય ખોરાક આપી ગ્રાહકોને સંતોષવા હરેક પ્રયાસ કર્યો છે.

જૂનું અને નવું. જૂનામાંથી નીકળી નવામાં પ્રવેશ કરતી વખતે જૂનાની અવગણના કરી નવાને માટે મોટી મોટી આશાઓ બાંધવી, લાંબાં લાંબાં વચનો આપવાં, અમે આમ કરીશું, અમે તેમ કરીશું કહી પોતાને બાંધી લેવા એ અમને યોગ્ય લાગતું નથી. માત્ર એટલુંજ

## અમારી પ્રાસંગિક નોંધ.

"માસિક મધુકરી" ના નામથી એવીજ મતલબનું લખાણ અમારા વાંચવામાં આવ્યું; એથી "વસંત"ની અમે નકલ કરી નથી એટલુંજ કહેવાનો અમારો મુદ્દો છે. બન્નેને એકજ સમયે વિચાર સૂઝેલા જણાય છે.

વિશેષમાં મંત્રી પાસે ઘણો સમય થયાં, આપણાં વિદૂષિ કવિયિત્રી મીરાંબાઇનાં પ્રસિદ્ધ અપ્રસિદ્ધ ભજનો પડી રહેલાં છે. તે ટીકા, વિવેચન, પાઠાંતરો વગેરે સાથે આ માસિકમાં આપવાની યોજના રાખી છે. શ્રી કૃષ્ણ ભગવાનની મીરાંબાઇ અહોનિશ માળા ફેરવતી હતી, અને તે માળાના મણકાઓ શ્રી કૃષ્ણ રૂપજ હતા, એટલુંજ નહિ પણ તેનાં જીવન દોરીથી પરોવાયલા હતા. તેટલા માટે 'મીરાંની માળા' ના શીર્ષકથી મણકાઓ આપી ભાવિક વૈષ્ણવોને તેમજ સાહિત્યરસિક સ્ત્રી પુરૂષોને સંતોષીશું.

માસિકોની જીંદગીનો આધાર તેના ગ્રાહકો ઉપર છે. તેનું નિયમિતપણું લવાજમ ઉપર છે. તેટલા માટે લવાજમ અગાઉથીજ લેવા નક્કી કર્યું છે. આ અંકમાં છાપેલું કાર્ડ મૂકવામાં આવેલું છે તે ઉપર ચોક્કસ નામ ઠેકાણું વગેરે લખી સુજ્ઞ ગ્રાહકોએ સહી કરી તે પાછું મોકલવાને મહેરબાની કરવી

નવું કહેવું નહોતું. વચનો આપવાં નહોતાં, તોપણ ઘણું કહેવાયું છે. આરંભેલો માર્ગ લાંબો છે, વિકટ છે, છતાં તે માર્ગે જવાને પરમ કૃપાળુ પરમેશ્વર અમને બળ આપે અને અમે કહેલાં વચનો કાંઇક અંશે પાર પાડે એવી અમારી પ્રાર્થના છે. અસ્તુ.

---

## તું દિલાવર !

દિલોજાનીને દોર
　　દોરી જાય તું દિલાવર !
દોરી જાય તારે તોર
　　ત્યાં અવાય હો દિલાવર !
આવું અણુસારે ઓર
　　તારે રાચું દિલાવર !
રાચું રાચું ને જોર
　　તારે નાચું દિલાવર !
નાચી સાચા સંકેત
　　તારા વાંચું દિલાવર !
વાંચું વાંચું કે હેત
　　તારૂં સાચું દિલાવર !

રસિયાજીને રાજવડલે }
વડોદરા ૨૧-૨-૧૫ }

લલિત.

# પહેલી ગુજરાત કેળવણી પરિષદ્.

## ઠરાવો.

### તા. ૨૪ ઑક્ટોબર ૧૯૧૬.

(૧) જે દેશી રાજ્યોએ કેળવણી મફત અથવા મફત અને ફરજીયાત કરી છે ત્હેમને આ પરિષદ્ અભિનંદન આપે છે અને બીજાંને તેવાંજ પગલાં ભરવાની ભલામણ કરે છે.

(૨) પ્રાથમિક કેળવણીનો સત્વર પ્રસાર કરવા તેમજ તે મફત અને ફરજીઆત કરવા આ પરિષદ્ સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

(૩) લોકલબોર્ડના અને એજન્સીના પ્રદેશમાં જે દરેક ગામમાં પંદર વિદ્યાર્થીઓ ભણવાને તૈયાર હોય તે સર્વેમાં નિશાળો પાંચ વર્ષમાં સ્થાપવાનો નિશ્ચય સરકારે કરવો જોઇએ અને તેની સિદ્ધિ માટે ચોક્કસ યોજના બહાર પાડી તે દર વર્ષે અમલમાં મૂકવી જોઇએ તેમજ તે માટે કેળવણીની ગ્રાંટમાં જરૂરી વધારો કરવો જોઇએ.

દરખાસ્ત કરનાર—રા. નંદનાથ કે દીક્ષિત. અનુમોદન આપનાર—રા. અ. વિ. ઠક્કર.

(૧) પોતાના શહેરમાં કન્યાઓના પ્રાથમિક શિક્ષણની વૃદ્ધિ તરફ ખાસ ધ્યાન આપવા અને તે હેતુસર વધારે એલાહિદી કન્યાશાળાઓ સ્થાપવા આ પરિષદ્ મ્યુનિસિપાલીટીઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

(૨) લોકલબોર્ડના પ્રદેશમાં તેજ હેતુની સિદ્ધિને માટે જે જે ગામમાં ઓછામાં ઓછી ૨૦ કન્યાઓ છોકરાઓની નિશાળમાં ભણતી હોય ત્યાં જુદી કન્યાશાળા સ્થાપવાની ભલામણ આ પરિષદ્ જીલ્લા લોકલબોર્ડને કરે છે.

દરખાસ્ત કરનાર— સૌ. વિદ્યા નીલકંઠ.

અનુમોદન આપનાર—ગં. સ્વ. ગુલાબ બેન.

પ્રજાકીય ચળવળને લીધે સરકારે ગ્રામ્ય ધોરણો રદ કરવાનો જે ઠરાવ બહાર પાડ્યો છે તેની આ પરિષદ્ સંતોષ સાથે નોંધ લે છે, અને તે સંબંધમાં સુધારારૂપે સૂચવે છે કેઃ—

(૧) સામાન્ય નિયમ તરીકે બીજા વર્ગની પ્રાથમિક શાળાઓ ચારને બદલે પાંચ ધોરણની હોવી જોઇએ.

(૨) સ્થાનિક જરૂરીઆત પ્રમાણે કોઇ પ્રાથમિક શાળામાં આગળનાં ધોરણો વધારવાની સત્તા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને બદલે તાલુકા લોકલબોર્ડની ભલામણથી જીલ્લા બોર્ડને સોંપવી જોઇએ.

દરખાસ્ત કરનાર— રા. રા. ઉત્તમલાલ કે. ત્રિવેદી.

અનુમોદન આપનાર—રા. દયાળજી નાનુભાઇ દેસાઇ.

૪ પ્રાથમિક શાળાના શિક્ષકોની સ્થિતિ અને યોગ્યતા સુધારવાના હેતુથી આ પરિષદ્ ભલામણ કરે છે કેઃ—

(૧) અનટ્રેઇન્ડ શિક્ષકોનો માસિક પગાર ઓછામાં ઓછો રૂ.૧૨ જેટલો હોવો જોઇએ અને પહેલા વર્ગના ટ્રેઇન્ડ શિક્ષકોનો માસિક પગાર રૂ. ૧૫ જેટલો હોવો જોઇએ.

(૨) શાળાઓમાં ટ્રેઈન્ડ શિક્ષકોનું પ્રમાણ વધે અને નવી સ્થાપવાની શાળાઓમાં ટ્રેઈન્ડ શિક્ષકોજ મળે એ હેતુથી ગુજરાતમાં ઓછામાં ઓછી એક વધારે મેલ ટ્રેઈનીંગ કૉલેજ સ્થાપવી જોઇએ.

દરખાસ્ત કરનાર—રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ.
અનુમોદન આપનાર—રા. પ્રાણશંકર લલ્લુભાઇ.

પ. માધ્યમિક શાળાઓનો હાલનો ભારે અભ્યાસક્રમ કાંઇક હલકો કરવાના હેતુથી આ પરિષદ્ નીચેની ભલામણ કરે છે:—

(૧) પહેલાથી સાતમા ધોરણ સુધીમાં ગણિતનો અને વિજ્ઞાનનો અભ્યાસક્રમ પ્રમાણમાં સરળ કરવો જોઇએ.

(૨) ચોથા અને પાંચમા ધોરણમાં ઈંગ્લંડ અને હિંદુસ્થાન એ બન્ને દેશોનો ઇતિહાસ શિખવવાને બદલે ફક્ત ઇંગ્લાંડનો ઇતિહાસજ શિખવવો જોઇએ હવે પ્હેલાં ત્રણ ધોરણમાં હિંદુસ્થાનનો ઇતિહાસ વધારે સંપૂર્ણ રીતે શિખવવો જોઇએ; અને આ સિદ્ધાંતાનુસાર અભ્યાસક્રમમાં ચોક્કસ સુધારા કરવા માટે નીચેના ગૃહસ્થોની કમિટિ નીમે છે:—

રા. કેશવલાલ હ. ધ્રુવ, પ્રો. કેશવલાલ સાંકળચંદ શાહ, રા. જીવણલાલ દીવાન, રા. કૃપાશંકર દયારામ આચાર્ય, રા. રા. કાળીદાસ નાગરદાસ શાહ, રા. કલ્યાણરાય નથુભાઈ જોશી, રા. દત્તાત્રય ગુપ્તે, રા. શંકરપ્રસાદ છ. રાવળ, અને રા. અંબેલાલ મ. દેસાઇ.

દરખાસ્ત કરનાર— રા. જીવણલાલ હરિપ્રસાદ દીવાન.
અનુમોદન આપનાર—રા. કલ્યાણરાય નથુભાઇ જોશી.

૬. સરકારી ગ્રાન્ટ લેતી પ્રાથમિક અને માધ્યમિક નિશાળો ઉપર કેળવણી ખાતાનો અંકુશ ઓછો કરવાનાં હેતુથી ગ્રાન્ટઇનએઈડ કોડમાં યોગ્ય ફેરફારો, સૂચવવા તેમજ ગ્રાન્ટ ન લેતી નિશાળો માટે જુદા નિયમો ઘડવા અધિકારીઓ અને બીનઅધિકારીઓની એક કમીટી નીમવાની અને ત્હેમાં ખાનગી નિશાળોના પ્રતિનિધિઓની નીમણુંક કરવાની આ પરિષદ્ સરકારને ભલામણ કરે છે.

(પ્રમુખસ્થાનેથી)

૭. હાલની મેટ્રીક્યુલેશનની પરિક્ષાના અભ્યાસક્રમમાં બધા વિષયો ફરજીયાત છે ત્હેને સ્થાને કેટલાક વિષયો ફરજીયાત અને કેટલાક વિષયો ઐચ્છિક છે ત્હેને સ્થાને રાખવા કે નહિ ત્હેનો નિર્ણય કરવા તથા તે સંબન્ધી ચોક્કસ સૂચનાઓ કરવા તેમજ મેટ્રિક્યુલેશનની પરીક્ષાના અભ્યાસક્રમના સંબન્ધમાં બીજી કંઇ સૂચનાઓ કરવા જેવી હોય તો તે કરવા નીચેની કમિટી નીમે છે:—

દરખાસ્ત કરનાર— રા. મનસુખલાલ આત્મારામ માસ્તર.
અનુમોદન આપનાર—રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

૮ માધ્યમિક શાળાઓમાં શિખવાતા પાઠ્ય પુસ્તકો આ પરિષદ્‌ને એકંદર અસંતોષકારક લાગે છે અને તેના સુધારાને માટે નીચેની સૂચનાઓ કરે છે:—

(૧) મુંબાઇની ધારાસભામાં ઓ. મી. પ્રાંજપેના આ સંબંધી ઠરાવને અમલમાં મૂકવામાં સરકારે તાકીદથી પગલાં લેવાં.

છેલ્લા પાંચ વર્ષથી દરેક વર્ષે ચોક્કસ પુસ્તકો નિયત ( Prescribe ) કરવાની જે પદ્ધતિ દાખલ કરવામાં આવી છે તે સત્વર રદ કરવી જોઇએ..

ખાસ કરીને ઇતિહાસનાં ( History ) અને ઇંગ્રેજી સાહિત્યનાં ( English: ) ચાલુ સાલનાં પુસ્તકો (Prescribed) નિયત થએલાં પુસ્તકોની યાદીમાંથી દૂર કરવાં જોઇએ.

(૪) બુક કમીટીમાં ⅔ ભાગના સભાસદો તરીકે બીનઅમલદારી ગૃહસ્થોને નીમવા જોઇએ અને તે પૈકી કેટલાક નિશાળના હેડમાસ્તરોને નીમવા જોઇએ.

દરખાસ્ત કરનાર— પ્રો. હરિલાલ મા. ભટ્ટ.
અનુમોદન આપનાર—રા. બલુભાઇ ૫. ઠાકોર.

ગુજરાતી ભાષાના શિક્ષણને ઉત્તેજન આપવાના હેતુથી તેનો જુદો વિષય કહાડી નાખી બીજી ભાષા તરીકે માધ્યમિક શાળાના અભ્યાસક્રમમાં અને મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં તેને સ્થાન આપવાની અને ક્રમેક્રમે આર્ટસ કૉલેજના અભ્યાસક્રમમાં પણ તે સિદ્ધાંત સ્વીકારવાની આ પરિષદ્ ભલામણ કરે છે.

દરખાસ્ત કરનાર—રા. કેશવલાલ હ. ધ્રુવ.
અનુમોદન આપનાર—રા. વીરબલ હ. મહેતા,

યુનિવર્સિટિની પરીક્ષાઓમાં જે વિદ્યાર્થીઓને પસાર થવું ન હોય ત્હેમને વધારે વ્યવહારોપયોગી માધ્યમિક શિક્ષણ આપવાની આ પરિષદ્ ભલામણ કરે છે, અને તે માટે સૂચવે છે કે ઇંગ્રેજી ચોથો ધોરણમાં પાસ થએલા વિદ્યાર્થીઓ માટે ત્રણ વર્ષના જુદા ક્રમો યોજવા જોઇએ અને ત્હેમાં ખાસ કરીને ખેતી, હુન્નરઉદ્યોગ, શિક્ષણશાસ્ત્ર અને વેપારી શિક્ષણના ઐચ્છિક અભ્યાસક્રમ ગોઠવવા જોઇએ.

દરખાસ્ત કરનાર— ડૉ. પંડ્યા ઠાકોરલાલ રણછોડલાલ.
અનુમોદન આપનાર—રા. નરહરિ દ્વા. પરીખ.

૧ (૧) બ્રિટિશ વિભાગમાં તેમજ દેશી રાજ્યોમાં વધારે કોલેજોની જરૂર આ પરિષદ્ લાગે છે અને સુરતમાં કોલેજ સ્થાપવાની જે યોજના થઇ છે તેને મદદ કરવા સર્વે ગુજરાતીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

(૨) હાલની કોલેજોમાં વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓ લઇ શકાય એવી વ્યવસ્થા કરવા માટે સરકારને તથા દેશી રાજ્યોને આ પરિષદ્ ભલામણ કરે છે.

(પ્રમુખસ્થાનેથી)

૧ આપણી પ્રજાની કેળવણી સર્વદેશીય અને વ્યવહારોપયોગી થાય એ હેતુથી ખેતીવાડી, હુન્નરઉદ્યોગ, વૈદક, વ્યાપાર વિગેરેના શિક્ષણ માટે શાળાઓ સ્થાપવા પરિષદ્ સરકારને તથા પ્રજાને ભલામણ કરે છે.

દરખાસ્ત કરનાર— રા. પીનાકીપ્રસાદ આ. દેશાઇ.
અનુમોદન આપનારા—રા. માણેકલાલ હરિલાલ વકીલ.

૧૩ અપંગો (આંધળા, બ્હેરાં, મુંગાં વ૦)ની કેળવણી માટે જીલ્લાવાર ખાસ નિશાળો સ્થાપવા અને જ્યાં એવી નિશાળો હોય તેને ખાસ ગ્રાંટ આપવા સરકારને આ પરિષદ્ ભલામણ કરે છે.

દરખાસ્ત કરનાર— રા. પ્રાણશંકર લલ્લુભાઇ પટેલ.
અનુમોદન આપનાર—ડૉ. ઠાકોરલાલ ર પંડ્યા

૧૪ હિંદી સરકારે સ્ત્રી કેળવણીના સંબંધમાં જે પત્ર પ્રાંતિક સરકારને અભિપ્રાય માટે મોકલ્યો છે, ત્હેમાં જણાવેલા મુદ્દા વિષે પરિષદ્ નીચે પ્રમાણે સુચનાઓ કરે છે—

(૧) કન્યાઓની પ્રાથમિક શાળાઓનો વહીવટ હાલ કરતાં વધારે અંશે મ્યુનિસિપાલિટિને સોંપવો જોઇએ. અને જ્યારે જીલ્લા બોર્ડ વધારે પ્રજાકીય અને .... થાય ત્યારે ત્હેને પોતાની કન્યાશાળાઓનો વહીવટ સોંપવો જોઇએ.

(૨) કન્યાઓની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં ફરજીઆત વિષયો રાખવા જોઇએ અને ઘણા વધારે ઐચ્છિક વિષયો જોઇએ, બીજા વર્ગના વિષયોમાંથી પ્રાથમિક શાળાઓ માટે અમુ... પસંદ કરવાની સત્તા મ્યુનિસિપાલિટિ અને લોકલબોર્ડને હોવી જોઇએ. માધ્યમિક શાળાઓ માટે ત્હેવીજ પસંદગી કરવા માટે અધિકારીઓ... બીન અધિકારીની ખાસ કમિટિ નિમવી જોઇએ.

(૩) મ્હોટાં સ્થળોમાં સ્ત્રીઓ માટે જુદી કૉલેજો સ્થાપવી જોઇએ. જ્યાં તે ન બની શકે ત્યાં માધ્યમિક શાળામાં કૉલેજના બે વર્ગ જોડવા જોઇએ, તેમજ ત્હેમને અભ્યાસ વધારવાનું ઉત્તેજન આપવા માટે સારી સ્કોલરશીપો આપવી જોઇએ

(૪) જે શિક્ષિકાઓને ફીમેલ ટ્રેઇનીંગ કૉલેજમાં ટ્રેઇન થવાનું બની શકે એમ ન હોય, તેમને માટે રજાના વખતમાં એક માસના કે વધુ મુદતના ટુંકા વર્ગો ઉઘાડવા જોઇએ, ફીમેલ ટ્રેઇનીંગ કૉલેજમાંજ દર વર્ષે હાલના કરતાં વધારે શિક્ષિકાઓની સંખ્યા દાખલ કરવી જોઇએ

(૫) કન્યાશાળાઓનું ઇન્સ્પેક્શન કરવા માટે બધા સ્થળોમાં સ્ત્રી ઇન્સ્પેક્ટરો નીમવી જોઇએ પણ તેમ એકદમ ન બની શકે તોપણ મ્યુનિસિપાલિટી... મોટાં શહેરોમાં તો આ પદ્ધતિ દાખલ કરવીજ જોઇએ.

દરખાસ્ત કરનાર— સૌ. શારદા મહેતા.
અનુમોદન આપનાર—રા રામમોહનરાય જસવંતરાય દેસાઇ.

૧૫ વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ સુધારવાને માટે આ પરિષદ્ નીચેની સુચનાઓ કરે છેઃ—

(૧) દરેક છોકરાની શારીરિક તપાસ વખતોવખત સ્થાનિક દાક્તરોથી થવી જોઈએ.

(૨) ત્હેમના શરીર બળના પ્રમાણમાં ત્હેમને માફક આવે એવી કસરત

(Gymnastics) ફરજીયાત કરવી જોઇએ.

(૩) મકાનની તેમજ ત્હેની આસપાસના લત્તાની સ્વચ્છતા ઉપર દેખરેખ રાખવાની ખાસ જરૂર છે અને ત્હેની આગળ છોકરાંઓને રમવાને માટે ખુલ્લી જગ્યા રાખવી જોઇએ.

(૪) First aid, Physiology અને Hygiene (તાત્કાલિક મદદ, ઇન્દ્રિયવિજ્ઞાન, અને આરોગ્ય)ના શિક્ષણ માટે તેમજ ઉપર સૂચવેલાં કાર્યો માટે શિક્ષક તરીકે એક દાક્તરને નીમવો જોઇએ.

દરખાસ્ત કરનાર–રા. ડાહ્યાભાઇ લ. પુરોહિત.

અનુમોદન આપનાર–ડૉ. સુમન્ત મહેતા.

૧૬ અંત્યજ વર્ગના વિદ્યાર્થીઓની કેળવણીના વિકાસ માટે આ પરિષદ્ સૂચવે છેઃ—

(૧) જીલ્લાનું મુખ્ય શહેરમાં તે વર્ગના વિદ્યાર્થીઓ માટે એક અલાયદી હોસ્ટેલ સ્થાપવી જોઇએ.

(૨) મ્યુનીસીપાલીટીએ પોતાના શહેરમાં આ વર્ગને માટે ઓછામાં ઓછી એક શાળા સ્થાપવી જોઇએ.

(૩) ગામડાઓમાં જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં તેમને માટે લોકલબોર્ડે જુદી શાળાઓ સ્થાપવી જોઇએ.

દરખાસ્ત કરનાર—રા.અ. વિ. ઠક્કર.

અનુમોદન આપનાર—રા. પરશુભાઇ વ્હા. શર્મા.

મેટ્રીક્યુલેશન તથા કોલેજની પરિક્ષાઓ વર્ષમાં બે વાર લેવા અને જે વિષયમાં જે વિદ્યાર્થીઓ નપાસ થયા હોય તેમની તેટલાજ વિષયમાં ફરી પરિક્ષા લેવા આ પરિષદ્ યુનિવર્સિટીને ભલામણ કરે છે.

દરખાસ્ત કરનાર—ડૉ. હરિપ્રસાદ વ. દેસાઇ.

અનુમોદન આપનાર–રા. શંકરપ્રસાદ મિશ્ર.

૧૮ માધ્યમિક શાળાઓમાં ફીનું ધોરણ કમી કરવા અને સરકારે ઠરાવેલી રકમના ઓછામાં ઓછા ½ ભાગ જેટલી ફી લેવાનું મંજુર થયેલી નિશાળો ઉપર મૂકાયેલું બંધન દૂર કરવા આ પરિષદ્ સરકારને ભલામણ કરે છે.

(પ્રમુખસ્થાનેથી)

૧૯ સમસ્ત ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની ચર્ચા અને સતત ચળવળ ચાલુ રાખવા અને કેળવણીનાં વ્યવહારૂ કાર્યો કરવા ગુજરાત કેળવણી મંડળ (Gujarat Education League) સ્થાપવાનું આ પરિષદ્ ઠરાવે છે અને તે માટે સર્વે જોઇતાં પગલાં લેવા નીચેના ગૃહસ્થોની કમીટી નીમે છે અને તેમાં સભાસદો વધારવાની સત્તા આપે છે.–

(૧) રાૅ. બી. ચીમનલાલ હરીલાલ સેતલવાડ-મુંબઈ.
(૨) જીવણલાલ વ્રજરાય દેસાઇ–અમદાવાદ.
(૩) સૌ. શારદા મહેતા—અમદાવાદ.
(૪) સૌ. વિદ્યાગૌરી નીલકંઠ—અમદાવાદ.
(૫) મગનલાલ બી શેઠ—સુરત.
(૬) અંબેલાલ મણીલાલ—અધ્યામા.
(૭) અંબાશંકર ઉત્તમરામ મલજી--ભરૂચ.
(૮) ગીરધરદાસ મંગળદાસ દેસાઇ--નડીયાદ.
(૯) માણેકલાલ મહેતા--ગોધરા.
(૧૦) હરિલાલ ગોવિંદજી પારેખ-અમરેલી
(૧૧) હરિલાલ માધવજી ભટ્ટ—જુનાગઢ.
(૧૨) નરસિંપ્રસાદ કાળીદાસ ભટ્ટ—ભાવનગર.
(૧૩) ડાહ્યાભાઇ લલ્લુભાઈ પુરોહિત—વડોદરા.
(૧૪) અંબાલાલ ચતુરભાઇ પટેલ—આણંદ
(૧૫) અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર.
(૧૬) ઇશ્વરલાલ હીરાલાલ દેશાઇ. } મંત્રીઓ.
(૧૭) ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

દરખાસ્ત કરનાર— રા. રા. અંબાશંકર ઉ. મલજી.
અનુમોદન આપનાર—રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
સમર્થક— રા હરસિદ્ધભાઇ વ દિવટીઆ.

---

# आपणे गुजराती.

૧

આપો આપો, પણ ભવ્ય ભૂતકાલ આપણી પાછળ વિસ્તારથી પડ્યો છે. [ મહાસાગરમાં બોળાયેલા જાહોજલાલીના શિખરોમાંથી કેટલાંક સપાટી ઉપરથી ડોકાયું,[ તેમનું અસ્તિત્વ બતાવે છે, અને આપણને મગરૂર થવાના કારણો આપે છે. ભૂલ્યાંભટક્યાં વહાણો સુપથમાં ન ચાલવાથી ખરાબે અથડાઈ ક્વચિત જીર્ણ સડતું લુગડું સુકાનનો સળગતો કોઇ ભાગ, પાટીયાના ટુકડા વા ડોલનું ભાગ્યું તુટ્યું લાકડું આપણી દૃષ્ટિ માટે મુકી, આપણા નિશ્વાસ માટે મુકી, સદાનાં ગુમ થઇ ગયાં છે કૃષ્ણનું સુપ્રસિદ્ધ દ્વારિકા અશોકના લેખ અને વલ્લભીપુરનાં ખંડેરોમાંથી ક્વચિત્ કવચિત્ ઇતિહાસ જાગી ઉઠે છે, રોમ અને ગ્રીસના કોઇ કોઇ ઇતિહાસકારો ગુર્જરી ભૂમિના ધીકતા વ્યાપારની સાક્ષિ આપે છે દંતકથાઓમાં, જૈન કે બ્રાહ્મણ વિદ્વાનોની પ્રશસ્તિઓમાં, અને પ્રાચીન શોધકોને વિસ્મય પમાડતાં સરોવરો, દેવાલયો, કિલ્લા અને તેમાંના કોઈ કોઈ લેખોમાં ગુજરાતનો કીર્તિમય ઇતિહાસ વધારે સ્પષ્ટ રીતે આલેખાયો છે. કચ્છ, શીરોહી, માળવા અને કલ્યાણી એમ ચારે પાસ સમર્થ ગુજરાતીઓ પોતાના બાહુબળનો પ્રતાપ દાખવતા. ગિરનાર, ચાંપાનેર, ડભોઇ વગેરે સ્થળોના ભવ્ય કિલ્લા પડના પડના હજી પણ તેમનાં મૂળ સૌન્દર્ય અને ઉપયોગનું આપણને દર્શન કરાવે છે રુદ્રમાળ, વસ્તુપાળ તેજપાળના બંધાવેલા આબુ

ઉપરનાં અતીવ મનોહર દેવાલયો અને ડભોઇની હીરાભાગોળ વગેરે આપણા ઉચ્ચ કલામય જીવનના નમૂના છે. કાચું સોનું મનાયલા ગુજરાત તરફ લોભ ભરી દૃષ્ટિઓ ફેંકાય એમાં નવાઇ નથી. મુસલમાનોના ત્રાસથી ન્હાસી આવેલા પારસીઓને પોતાના ઉછંગ પર લેનાં ગુર્જર ભૂમિએ ભાગ્યેજ જાણ્યું હશે કે અરબસ્તાનના રેતાળ મલકમાં ફાટી નીકળેલા એ ધાર્મિક જ્વાલામુખીના ચોપાસ ફેલાતા બળતા રસથી તેને આચ્છાદિત થઇ લોસાઇજવું પડશે. કરણવાઘેલાની માધવ કે કેશવની પત્નિ તરફની કુદૃષ્ટિ ઇતિહાસથી સિદ્ધ થાય કે ન થાય, પરંતુ એ કથાના ગર્ભમાં એક મહાન ઐતિહાસિક સત્ય સમાયેલું છે. રાજ્યસત્તાનો રાજ્યરક્ષણને બદલે સ્વાર્થ યા વિષયતૃપ્તિમાં થતો ઉપયોગ રાજા અને રાજ્ય એ બન્ને માટે અતિશય અનિષ્ટ છે, અને તેનાં ભયંકર પરિણામોની અસર અનેક જમાનાઓ અને સૈકાઓ સુધી રહે છે. ઉત્તરમાં સ્થપાયલી મુસલમાનોની મહાન સત્તા તરફ દુર્લક્ષ કરી, તેના મહા બલવાન વેગને અટકાવવાની સામગ્રી ઉભી કરવાને બદલે, તેના ધસારાને પોતે હાથે વહોરેલી શિથિલતાથી સુગમતા કરી આપનાર રાજ્યરક્ષકોએ જાતેજ પોતાની વિધાતાને ક્રૂર બનાવી. સમશેરો ભલે ચળકની હોય, અણીદાર હોય, છતાં તે સમશેરને ધરનાર હાથની મુઠી વની ન હોતાં મોજશોખમાં શિથિલ બનેલી હોય, અને એ હાથને દોરનાર માનસિક બલ ઘટ્ટ, તેજોમય અને પ્રફુલ્લ ન હોતાં ક્ષણભર બલ દેખાડનાર ઉભરા સમુ નિર્વીર્ય હોય તો તે તરવારોનો ચળકાટ અને અણી નિરર્થક નીવડે છે.

પાટણની વીરહાક સંભળાતી બંધ થઇ, તેના જયશિખરના સુવર્ણ કળસો નીચે ઢળી પડ્યા, અને ગુજરાની મરદાનગીનો અંત આવ્યો. મરદાનગીની કોઇ કોઇ ચીનગારીઓ હોલવાતાં હોલવાતાં કાઠિયાવાડ ગુજરાતમાં કેટલોક સમય ચમક્યા કરતી, છતાં ગુજરાત અને ગુજરાતીઓની રાજકીય વૃત્તિઓ મંદ પડી ગઇ, અન્ય પ્રજાની રક્ષણ નીચે ઉછરવાની ટેવ પડતાં રાજકીય જુસ્સો અને સ્વદેશાભિમાન શિથિલ થતાં ચાલ્યાં, રણ અને બજારનાં એનાં પ્રથમ સેવન થતાં તેને સ્થાને માનસિક કુશળતા બજારમાં જ જઈ બેઠી; અને વ્યાપારીની ઝીણવટ વધતાં લાગણીઓનો તરવરાટ ઓછો થયો, સ્વાર્થ બુદ્ધિ વધી, દોલત અને માન સમ અર્થનાં ગણાયાં અને આત્મભોગ, દેહભોગ વગેરે લડાયક ગુણોને તિલાંજલી મળી. દુંદુભીની ગર્જના, યોદ્ધાઓની વીરહાક અને શસ્ત્ર અસ્ત્રના ખડખડાટનો ગુજરાતમાં અભાવ હતો એમ નહિ; રણભૂમિનાં વિવિધસ્થાનો તથા બાહુબલ બતાવતા સૈનિકોથી ગુજરાત છેક અપરિચિત હતું એમ નહિ. પરંતુ તે સર્વ પરદેશીઓ અને પરધર્મીઓના હાથમાં ગયું હતું. તશ ગુજરાતે તેમાં ભાગલાગનો થોડોજ હીસ્સો લીધો. ગુજરાતીઓ આ સઘળું જોતા અને સાંભળતા પોતાના વ્યવહારમાં ચાલ્યા જતા હતા. ગુજરાતનાં પ્રજાજીવન અને રાજકીય જીવન જુદાં પડી ગયાં. ગુજરાત ઉપર રાજ્ય કરનાર ખુદ ગુજરાતનોજ સુલતાન હોય, દિલ્લીની સલતનતનો કોઇ સુબો હોય, છિન્નભિન્ન થયેલાં રજપૂત કુટુંબોનો કોઇ વંશજ હોય અથવા ડુંગરામાંથી નીકળી આવી પોતાના લડાયક બળે કરી સ્વતંત્ર બનેલો કોઇ ભીલ હોય તેની પ્રજાને બહુ લાગણી નહોતી. પ્રજાને શાંતિ અને સ્વાસ્થ્યનોજ ખપ હતો. પ્રજાથી પ્રજા તરીકે જીવી ન શકાયું ત્યારે વ્યક્તિજીવન માટેજ પ્રયત્ન થયે ગયો, અને તેમાંથી એ સમય આવ્યો કે પ્રજાભાવ કે રાષ્ટ્રિયભાવના ગુજરાતમાં ક્ષીણતા પામી ગઇ. પ્રજાને એકત્રિત રાખનાર બલ તરીકે ધર્મ અને ધર્મને અંગે સાહિત્ય એમનું અસ્તિત્વ

ય હોત તો ગુર્જર-પ્રજાનું નામ નિશાન પણ રહત કે કેમ તે એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે. કરણઘેલાના મરણ પછી ગુજરાતે એવું થોડુંજ યશસ્વી કાર્ય કર્યું છે કે જે હિંદુસ્તાન ગર્વ-ભરીથી સંભારી રાખે. સીક્રીના રણસંગ્રામમાં શરીર ઉપર એંશી ઝખમો લઈ ઝુઝતો સંગરાણો મુગલ શહેનશાહતનું ઉગતાંજ છેદન કરવા મથતો હતો, તે સમયની પહેલાં કેટલાંયે વર્ષો પૂર્વે મહમદ બેગડાએ પતાઇરાવળ અને રા મંડળીક પાસેથી-એકને યુદ્ધમાં મારીને અને બીજાને મુસલમાન બનાવીને-ચાંપાનેર અને જૂનાગઢ જીતી લઇ, કોઇ કોઇ આશા આપતા એ ગુજરાતનાં રાષ્ટ્રિય જીવનના કેન્દ્ર સ્થાનો ઉપર સખ્ત આઘાત કર્યો હતો, જે આઘાતથી ઉત્પન્ન થએલી મૂર્છા હજુ સુધી વળી નથી. અકબરની ઉદાર અને દીર્ઘદૃષ્ટિ ભરી રાજનીતિમાં હિંદુ મુસલમાનનું ઐક્ય અને તેથી ઉત્પન્ન થનાર રાષ્ટ્રિય જીવનના આછા પડઘા પડતા હતા. પરંતુ સમય એવો પરિપક્વ નહોતો થયો કે એ પડઘાઓને ઝીલી તેમને દીગંતમાં પ્રસરાવી અનેક જમાનાઓને ગાવા માટે ઐક્યનું એક ભવ્ય સંગીત ઉભું કરી શકે. અકબર અને તેની આસપાસનાં થોડાંક મહાન હૃદયો અને કબીરનાનક વગેરે ધર્મ સુધારકો વિના અન્યત્ર માનસિક વિકાસ એટલો બધો [illegible] થયો [illegible] એ સત્યને ગ્રહણ કરી શકે. કુળાભિમાન, દેશાભિમાન અને ધર્માભિમાનની [illegible] નાહેકે ફૂલગુંથણીની બનેલી કલગીરૂપ પ્રતાપ, ઉચ્ચ અને તેજોમય રજ[illegible] . વરાકાષ્ટા બતાવી આર્યાવર્તની ઝાંખી થતી જતી જીવનશક્તિમાં હજી [illegible] રહેલું હતું તે દર્શાવી આપી ઈતિહાસમાં પોતાના નામને અમર અક્ષરે લખી ગયો. પરંતુ તે સમયે ગુજરાતનું મુસલમાની રાજ્ય પણ અકબરના ચરણ સમીપ ધરાયું, અને ત્યારથી ગુજરાતનું નામનું પણ સ્વતંત્ર જીવન અસ્ત પામ્યું. દિલ્લીના વાવટા નીચેનાં વિસ્તૃત પ્રાંતોમાં ગુજરાત સમાઇ ગયું. જમીનની ફળદ્રુપતા અને વ્યાપારીઓની કુશળતા વિના તેની હિંદુસ્તાનમાં ઓળખાવનાર કશું પણ રહ્યું નહિ.

ઔરંગજેબની રાજકીય કુનેહ અને રણશૌર્યને લીધે તેના સમયમાં મોગલરાજ્ય વિસ્તારમાં ઘણું વધ્યું. પણ એ કુનેહ અને રણશૌર્યમાં ઉદારતા, સ્વાર્થત્યાગ, અને ગુણગ્રાહકતા બીલકુલ ન હોવાથી ટોચપર પહોંચેલી મુગલાઇને તોડી પાડનાર બળો તેનીજ આંખ આગળ જન્મ્યાં અને ફેલાયાં. રામદાસ સ્વામીના બોધવચન, તથા જીજીબાઇ અને દાદોજી કોંડદેવની પૌરાણિક વાર્તાઓના વાતાવરણમાં ઉછરતા શિવાજીએ હિંદુધર્મનો ઝુંડો ઉઠાવ્યો. એ ધર્મધ્વજને એ મહાપુરૂષે એટલી ઉંડાઇએ રોપ્યો કે લગભગ દોઢસો વર્ષ સુધી અનેક પ્રહારો ખમવા છતાં તે ફરકતો રહ્યો, અને તેને હચમચાવી ઉખાડી નાખવાની ક્રિયામાં જેઓ તેમના રક્ષણ અર્થે નિર્માયા હતા તેઓજ જો જોડાયા ન હોત તો હિંદુસ્તાનનો પાછલો ઇતિહાસ કંઇ જુદોજ લખાત. આ નવીન ચેતનની સ્ફુરણા હિંદના મૃતપ્રાય રાષ્ટ્રિય જીવનને નવયૌવન આપવા મથતી હતી. પરંતુ ગુજરાતે તો એક જીવન વિહીન જડ વસ્તુ માફક એ સ્ફુરણાનો સ્વીકારજ કર્યો નહિ. નિર્બલ કમર ઉપર તરવાર દીપી નહિ, અને જોરૂના ન્યાયે ગુજરાત સર્વની લૂટનું સ્થાન બની ગયું. પેશ્વા, દાભાડે, ગાયકવાડ, સિંધીયા વગેરે એ જેને જેમ ફાવ્યું તેમ અનુકુળતા પ્રમાણે પોતપોતાની સત્તા સ્થાપી. આ સર્વ સરદારો બહાદુર હોવા છતા શિવાજીના ધાર્મિક અને રાષ્ટ્રિય મંતવ્યને વિસરી ગયા. સ્વાર્થત્યાગનો ગુણ અલૌકિક છે, વીરતા કે અન્ય મહાન ગુણો સાથે સ્વાર્થત્યાગ હોય જ એવો નિયમ નથી. પોતાને અને પોતાના સંતાનોને જ માટે મહાન બુદ્ધિબલનો ઉપયોગ કરનાર

સવારના પહોરમાં ખુલ્લા મેદાનમાં ટોળું ભરાયું. સદુભાઈને શીખવવાનું શરૂ કરવામાં આવ્યું. થોડી સમજ પાડયા પછી સદુભાઈ ટગટગ ટગટગ સાઇકલ દોડાવા લાગ્યા. ટોળાની પાસે થઇને જતા હતા તેવામાં સૌએ વાહ વાહ કરી તાળી પાડવા માંડી. ખુશાલીમાં ને ખુશાલીમાં સદુભાઇએ ગવર્નર અવળું ફેરવ્યું એટલે સાઇકલ અણુધારી દિશામાં દોડવા લાગ્યું. માર્ગ બદલવા માટે સદુભાઇએ ઉતાવળથી ગવર્નર ફેરવ્યું એટલે સાઇકલની દિશા પૂરેપૂરી બદલાઇ. પાસે એક હોજ હતો તેમાં સદુભાઇ અને સાઇકલ બન્ને ઝબકોળાયાં. સદુભાઇનું શરીર ભારે હતું એટલે પાણીમાં થોડું ઉછળ્યું. ગભરાટમાં ને ગભરાટમાં તેઓ પોતાને તરતાં આવડતું ન હોતું તો પણ સદુભાઇએ હાથ પગ પછાડવા માંડયા અને પાણી વધારે ઉછાળ્યું. પ્રયાસ કરવા છતાં પણ જ્યારે સદુભાઇ નીચે બેઠા ત્યારે માલમ પડયું કે પાણી તો માત્ર ઘુટણ સુધીજ છે.

એ કડકડતો શિયાળો હતો. સદુભાઇ ધ્રુજતા ધ્રુજતા બહાર નીકળતા હતા તેવામાં તેમની આસપાસ ટોળું ભેગું થઇ ગયું. એક જણે કહ્યું "સદુભાઇ, બહુ સારૂં તરી શકો છો. પ્રૅક્ટિસ બહુ કરી જણાય છે."

સદુભાઇએ જવાબ આપ્યો "નારે, પહેલીજ વાર." જેના સામું સદુભાઇ જુએ તે મુશ્કેલીથી હસવુ દબાવી રાખતા હતા. કોઇએ સૂચના કરી કે એક બે ચક્કર બીજા લ્યો. આખરે એમ ઠરાવવામાં આવ્યું કે સાંજે ત્રણ ચાર માણસોએ સાઇકલ લઇ સદુભાઇની સાથે સરિયામ રસ્તા ઉપર ફરવા નીકળવું.

દશેરાની સ્વારી જોવાનો ઉમંગ હોય તે કરતાં પણ વધુ ઉમંગ સદુભાઇની સ્વારી જોવાનો વિદ્યાર્થીઓને થતો હતો. રસ્તો નક્કી કરવામાં આવ્યો અને જોનારા થોડે થોડે અંતરે જઇ ઉભા. ત્રણ મિત્ર સાથે સદુભાઇની સ્વારી નીકળી.

થોડે દૂર ગયા પછી પાછળથી ટ્રામ આવતી માલમ પડી એક બાજુએ ખસવા ગયા તો સામે ગાડી આવતી જણાઇ. સદુભાઇ ગભરાયા, સૌએ ચિંતાથી બુમ પાડી The right The right (જમણી બાજુ). સદુભાઇ તેમ કરવા ગયા, પણ એક માણસ જતો હતો. તેને બચાવવાના હેતુથી સાઇકલ જરા વધારે ફેરવ્યું એટલે સામેથી એક મજુરણ દાણાની પોટલી લઇ આવતી હતી તેની સાથે જોરથી અથડાયા. તે બાઇના માથા પરથી પોટલી ગબડીને એક પાનવાળાના કુંડા ઉપર પડી અને પાણી છાંટવાની ઝારીની ગરજ સારે એવો મજાનો ઠકાવ આગળ પાછળ થઇ રહયો. સાઇકલ ગબડી પડી અને સદુભાઇ ઉછળીને બીડીવાળાની એક નાની દુકાનમાં ખાલી ગાદી પડી હતી તેના પર પડયા.

સદુભાઇને મદદ કરવાની સૌની ઇચ્છા હતી, પણ આ દેખાવમાં એવી અણુધારી ચિત્રતા આવી ગઇ હતી કે સૌ પેટ પકડીને હસવા લાગ્યા. પાનવાળો ગુસ્સે થયો હતો, પણ પોતાના પડોશી બીડીવાળાની ગાદી ઉપર આ નવી મૂર્તિ બિરાજેલી જોઇને એ પણ હસવા લાગ્યો. બીડીવાળાનુ કંઇ નુકસાન થયું ન હોતું તેથી એ પણ આ આનંદમાં ભાગ લઇ રહ્યો, અને માત્ર એટલુજ બોલ્યો કે ભાઇ, અડધો કલાક દુકાન સાચવો તો હું જરા

સ્વારી ચડે તે જોવા લોકો ભેગા થાય છે. પરંતુ આ તો પડતી સ્વારી જોવા લોકોની મેદની જામી. જે કોઇ નવો આવે તે શું થયું એ જાણે એટલે હસવું રોકી શકે નહિ.

આખરે થોડી વારે શાન્તિ થઈ. હસવાનું બંધ થયું, એટલે મજુરણ અને પાનવાળાએ ઝઘડવા માંડ્યું. સદુભાઇએ બન્નેને એક એક રૂપીઓ આપ્યો. બીડીવાળાએ દુકાનના ભાડાની માગણી કી એટલે તેને પણ ચાર આના આપ્યા, અને સ્વારી રેસિડન્સી તરફ પાછી વળી.

જે કોઇ આ સ્વારી જોવા ગયા ન હોતા તે ખરેખર કમનસિબ ગણાયા. ફરીથી સદુભાઇની સ્વારી નીકળે ત્યારે જરૂર જોવા જવું એવો તેમણે નિશ્ચય કર્યો. સદુભાઇની સ્વારી તો ઘણી વખત નીકળી, પણ આવી સારી સ્વારી ફરીથી કોઇ દિવસ નીકળી નહિ.

હરિલાલ માણેકલાલ દેસાઇ.

---

# प्रभुने याचना.

(રાગ કાલિંગડો-કાહરો)

હો પ્રભુ ! અન્તરે નિરન્તર પુણ્યતા !
પુણ્યતા, પૂર્ણતા, પુજ્યતા !
હો પ્રભુ ! અન્તરે નિરન્તર પુણ્યતા !
ચેતન— સૃષ્ટિ !
જીવન— પુષ્ટિ !
ઓ પ્રભુ ! મૂર્તિમંત દિવ્યતા ! હો૦
આતમ—પૂર્તિ !
ઓજસ—મૂર્તિ !
હો અમ આત્મની રમ્યતા ! હો૦
વિશ્વનું રંજન !
ભવભય-ભંજન !
હે અમ જીવન અનન્યતા ! હો૦
પુણ્ય સનાતન !
પાપ—વિમોચન !
હો અમ આ દીન વત્સતા ! હો૦

"ભરત".

# માતૃભાષાદ્વારા શિક્ષણ.

લગભગ પા સદી સુધી રાજકીય અને સંસારસુધારાની ચર્ચામાંજ નિમગ્ન થએલો દેશ આજ કેળવણી જેવા સામાન્ય રીતે શુષ્ક ગણાતા વિષયમાં ઉત્સાહભર્યો ભાગ લે એ દેશોદ્ધારના શુભ ચિહ્નોમાંનું એક ગણાવું જોઇએ. તેમાં વળી ગુજરાતમાં કેળવણી પરિષદ મળે એ તો ઘણુંજ ઉત્સાહપ્રેરક ચિહ્ન છે. પરંતુ કેળવણીના વિષયમાં સરકારની કે પ્રજાની એકતરફી ફરજ છે અને વર્ષાંતે ચર્ચા કરવામાંજ દેશોદ્ધાર છે એ બેમાંની એક પણ માન્યતાપર જો કેળવણી પરિષદનું બંધારણ રચાશે અથવા ઢળશે તો આવતા જમાનાના ઉત્સાહી યુવકો આપણા પ્રયત્નોની સકારણ હાંસી કરશે. સુદૃઢ વ્યવહારૂ બંધારણ આપવાનો અને તેના કાર્યની દિશા નક્કી કરવાનો પ્રશ્ન જેટલો મહત્વનો છે તેટલોજ આ લઘુ લેખમાં ચર્ચવા ધારેલો શિક્ષણની ભાષાનો પ્રશ્ન પણ ગંભીર અને અગત્યનો છે.

કઇ ભાષામાં શિક્ષણ આપવું એ વિષયને આપણી પરિષદમાં સ્થાન આપવાની જરૂર પડી છે એમ આપણા કાર્યનો અહેવાલ વાંચનાર અન્ય દેશના લોકો જાણશે ત્યારે તેમને મુખમાં હસવું આવ્યા વિના નહિ રહે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. આ પ્રશ્ન નવો નથી; એક રીતે જોતાં મેકૉલેના કાળનો આ જુનો પ્રશ્ન છે. પરંતુ પ્રશ્ન જેટલો જુનો છે તેટલોજ અગત્યનો છે. અમુક દેશના લોકોને કઇ ભાષાદ્વારા શિક્ષણ આપવું એ પ્રશ્નજ વિચિત્ર છે. પરંતુ વિચિત્ર પરિસ્થિતિમાં વિચિત્ર પ્રશ્નો ઉત્પન્ન થવાજ જોઇએ. હિંદુસ્થાન વૈચિત્ર્યોનું પોટલું છે. સામાન્ય રીતે સર્વ દેશમાં પથ્ય ગણાય છે તે હિંદુસ્થાનમાં અપથ્ય ગણાય છે. આ પથ્યાપથ્યનો વિચિત્ર પ્રશ્ન આપણા માનવંતા પહેલા પ્રિવિ કાઉન્સિલર રાઇટ ઓ. અમીરઅલીએ થોડાંક વર્ષ ઉપર Nineteenth Century નામના માસિકમાં ઘણા ખુલ્લા દિલથી ચર્ચ્યો હતો. Anomalies of Civilisation નામનો આ સુંદર લેખ સર્વની સ્મૃતિમાં હશે. એક દેશની કેળવણીની યોજના કરતાં કઇ ભાષાદ્વારા શિક્ષણ આપવું એ પ્રશ્નજ ઉદ્ભવતો નથી; અથવા ઉદ્ભવવો જોઇએ નહિ. સામાન્ય સમજ પોકારીને કહે છે કે દેશના લોકની ભાષાદ્વારા; પછી એ ભાષા ગમે તેવી હોય સંસ્કાર પામેલી હો કે ન હો! પણ જે બાબતો અન્ય દેશોમાં સ્વતઃસિદ્ધ સિદ્ધાંતોનું મહત્વ ધરાવે છે તે બાબતોની યથાર્થતાનો આ દેશમાં પુરાવો મંગાય છે! જ્યાં સુધી એ વસ્તુસ્થિતિ આપણાથી બદલી શકાય નહિં, જ્યાં સુધી આ દૃષ્ટિકોણથીજ વસ્તુઓનું માપ થાય, ત્યાં સુધી આપણે માગેલો પુરાવો આપવો જોઇએ. આ લઘુ લેખમાં આવો પુરાવો આપવાનો અલ્પ પ્રયત્ન કર્યો છે.

આ વિષયની ચર્ચા બે દૃષ્ટિબિંદુએ થઇ શકે એમ છે; શિક્ષકની દૃષ્ટિએ અને રાષ્ટ્રીય દૃષ્ટિએ જે દૃષ્ટિએ વિચાર કરીએ તે દૃષ્ટિએ એકજ નિર્ણય ઉપર આવી શકાય છે. પરંતુ શિક્ષક જે સમયમાં જેટલું કરવાનું છે તે કેમ સરળ, સચોટ અને સહેલી રીતે થઇ શકે તે તરફ લક્ષ આપે છે, ત્યારે રાષ્ટ્રિય વિકાસનો ઉત્સાહી અને વ્યવહારૂ પણ કલ્પનાશીલ પૂજક સમસ્ત રાષ્ટ્રના વિકાસની ગતિ રગશીઆં ગાડાંને બદલે વરાળયંત્રનો ઉપયોગ કરવાથી કેટલે દરજ્જે વધી શકે એમ છે તેનો વિચાર કરે છે. બાલકની કેળવણી એટલે રાષ્ટ્રના એક અંગનો સંપૂર્ણ સર્વ દેશી વિકાસ એ અર્થ સત્ય હોય. તો શિક્ષકે રાજકીય દૃષ્ટિએ

આ પ્રશ્નની ચર્ચા કરવી જોઇએ અને બાલકો ભાવિ રાષ્ટ્રના સ્તંભો છે એમ માનનાર રાષ્ટ્રીય સેવક શિક્ષકની દૃષ્ટિએ પણ આ પ્રશ્નનો અભ્યાસ કરવાની જરૂર છે.

સાંપ્રત વ્યવસ્થા શું છે ? મુંબઈ ઇલાકાના વિદ્યાધિકારી સાહેબે અંગ્રેજી શિવાયના વિષયો માતૃભાષા દ્વારા શીખવવાની છૂટ મૂકી છે અને એ છૂટ સ્પષ્ટ રીતે આપવામાં આવી ન હોતી ત્યારે પૂર્વે પણ કેટલુંક શિક્ષણ અનિવાર્ય કારણોને લીધે માતૃભાષા દ્વારા અપાતું; પરંતુ આ છૂટનો ઉપયોગ જેવી જોઇએ તેવી રીતે થતો નથી; જ્યાં સુધી યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષામાં અંગ્રેજી શિવાયના વિષયોમાં અંગ્રેજીમાં પ્રશ્નો પૂછાતા રહેશે ત્યાં સુધી આ છૂટનો જોઇએ તેવો ઉપયોગ થશે નહિ. ત્યાં સુધી ખુદ ગુજરાતી ભાષાના પ્રશ્નો પણ અંગ્રેજીમાં પુછાશે. માતૃભાષાની અધોગતિની પરાકાષ્ઠા આથી અન્ય કંઇ કલ્પી શકાય એમ છે ? ગુજરાતીનું પ્રશ્નપત્ર અંગ્રેજીમાં ! અમારી શાળામાં તો અમે આ રિવાજને તિલાંજલિ આપવાની શરૂઆત કરી છે. આટલું કહેવું પડે છે તેનું કારણ કે અત્યારે માતૃભાષાનો ઘણોજ થોડો ઉપયોગ થાય છે અને તે ન છુટકે. બલ્કે એમ પણ કહીએ તો ચાલે કે ઘણા શિક્ષકો માતૃભાષા કરતા અંગ્રેજી સારી રીતે બોલી લખી શકે છે. પણ દિલગીરીની વાત એટલીજ છે કે ઘણા વિદ્યાર્થીઓ અંગ્રેજી કરતાં માતૃભાષા વધારે સમજી શકે છે, કેટલાંક શિક્ષકો તરફથી આ બાબતમાં વાંધો ઉઠાવવામાં આવે છે તેનું કારણ પણ એજ છે કે તેમણે જે કેળવણી લીધી છે તેણે ઘરમાં રમતાં રમતાં જેટલી માતૃભાષા શીખેલા તેટલી પણ ભૂલાવી નાખી છે. આ વસ્તુસ્થિતિ છે.

હવે એક શિક્ષકની દૃષ્ટિએ જોતાં ચાલુ પદ્ધતિ જે અનેક કારણોસર અનિષ્ટ છે તેનો વિચાર કરીએ. 'કેળવણી સંબંધી કેટલીક ચર્ચા' એ નામના કેટલાક લેખો મેં સને ૧૯૧૫ ની સાલમાં New India માં લખ્યા હતા. તેમાં આ માતૃભાષાના પ્રશ્નનો આ દૃષ્ટિએ વિચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. તે લેખનો સારોદ્ધાર આ લેખમાં આપવો યોગ્ય છે.

કેળવણીની કોઇપણ યોજનામાં શિક્ષણ વિદ્યાર્થીઓની માતૃભાષાદ્વારાજ આપવું જોઇએ; કારણ કે એજ માર્ગ સ્વાભાવિક છે. માત્ર અમુક સમય સુધીજ નહિ પરંતુ શિક્ષણને પ્રત્યેક તબક્કે આજ માર્ગ ગ્રહણ કરવો જોઇએ. હિંદુસ્થાનમાં આજ માર્ગ અનુચિત છે એમ મનાયું છે અને મનાય છે ! સૌથી વધારે વિસ્મય પમાડનારી વાત એ છે કે અંગ્રેજી કેળવણી પામેલાઓ પણ આવું માની બેઠા છે કે વિદ્યાર્થીઓને ભાગ્યું તુટ્યું અંગ્રેજી આવડયું કે શિક્ષણ માત્ર અંગ્રેજી દ્વારાજ આપવું જોઇએ. તેમનો જ્યારે આ બાબતમાં અભિપ્રાય પુછીએ છીએ ત્યારે તેઓ વિસ્મય પામે છે કે આ પ્રશ્નજ કેમ ઉદ્ભવે ? તેઓ ચમકી ઉઠે છે કે જો માતૃભાષાને શિક્ષણની ભાષાનું મહત્વનું સ્થાન આપીએ તો આત્મહત્યાની તૈયારીજ સમજવી. હિંદુસ્તાન અને ઇંગ્લાંડનો સંબંધ ચિરકાળનો છે, નહિ તુટે એવો, નહિ તોડવા જેવો છે વિગેરે વિગેરે સર્વ રીતે જોતાં આપણા દેશના અને ઇંગ્લાંડના દેશના લોકો વચ્ચે ગાઢ પરિચયના જેટલા પ્રસંગો ઉત્પન્ન કરી શકાય તેટલા કરવા એ બધું ખરૂં; પરંતુ કેળવણીના પ્રદેશમાં અંગ્રેજી ભાષાના અને સાહિત્યના અભ્યાસથીજ મોક્ષ છે એ માન્યતા મને તો હાસ્યાસ્પદ લાગે છે. માતૃભાષા શિક્ષણના કાર્ય માટે ઉત્તમ છે કારણ કે તે સ્વાભાવિક છે. દરિઆ પારના મુલકોમાં જ્યાં જ્યાં કેળવણી ઉચ્ચ સ્થિતિએ પહોંચી શકે છે ત્યાંના કોઇ દેશમાં અન્ય ભાષાદ્વારા શિક્ષણ અપાતું સાંભળ્યું નથી, એટલે આગમ તો એજ

કહેવાનું છે કે માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની જરૂરીઆતનું મ્હોટામાં મ્હોટું કારણ એજ કે એજ ભાષા સ્વાભાવિક છે અને અન્ય સર્વ ભાષાઓ અસ્વાભાવિક છે.

માનસિક સંપત્તિની કરકસરની દૃષ્ટિએ જોતાં પણ માતૃભાષાદ્વારાજ શિક્ષણ આપવું એ સરળ અને યુક્તિયુક્ત છે એ દેખીતું છે. શીખવવાની વસ્તુ ઝટ સમજાવાય, ઝટ સમજાય અને ઝટ ગ્રહણ થાય. નથી શિક્ષકની શક્તિનો મિથ્યા વ્યય થતો કે નથી વિદ્યાર્થીઓની શક્તિનો. શિક્ષકની તેમજ વિદ્યાર્થીની દૃષ્ટિ મૂળ વિચાર ઉપરજ રહે છે; નહિ કે જે ભાષાદ્વારા વિચાર સમજાવવાનો હોય તેના સ્વરૂપ ઉપર. આપણે ગોખણપટ્ટિ–એટલે પોપટજી અચ્ચરે અચ્ચરે નામના જેવી–ના ત્રાસથી કંટાળી ઘણી બુમો પાડીએ છીએ. આપણે કહીએ છીએ કે શિક્ષકો ગોખાવી મારે છે. શિક્ષકો નથી ગોખવતા પણ શિક્ષણક્રમ અને શિક્ષણપદ્ધતિ ગોખાવે છે. હજુ તો જે ભાષાનો અભ્યાસ શરૂ થયો છે, હજુ તો જેના ગણ્યા ગાંઠ્યા શબ્દોજ આવડે છે, હજુ જેની વિવિધરંગી વાક્ય રચનાની જાળની ગુંથણી સમજાઇ કે ઉકેલાઇ નથી તેટલામાં તો આપણે વિદ્યાર્થીઓને તમારા પોતાના શબ્દોમાં કહો એ કહીએ છીએ. આપણે જાણીએ છીએ કે આ પોતાના શબ્દો હજુ પોતાના થયા નથી અને જેટલા થયા છે તેટલાનો ભંડાર ઇતિહાસ વિગેરે વિષયોમાં પ્રશ્નોના ઉત્તર આપી શકાય એટલો મ્હોટો નથી, છતાં આપણે આવી માગણી કરીએ છીએ. આપણને ગોખણપટ્ટિ મળે છે અને તેથી આપણે સંતોષ માનીએ છીએ. અન્ય ભાષાદ્વારા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સ્થિતિમાં જો આપણે પોતાને આપણે મૂકી શકીએ તો આ વાત બરોબર સમજાય, પરંતુ આ ઘણું વિકટ કાર્ય છે; બાળપણના અનુભવો ઘણું ખરૂં ભુલી જવાય છે; અને અન્યના અનુભવોનો પરોક્ષ સાક્ષાત્કાર–આવી ભાષા વાપરી શકાતી હોય તો–ઘણો થોડોજ હદયો કરી શકે છે. આવા શિક્ષણપ્રયોગમાં માનસિક શક્તિનો કેટલો વ્યય થાય છે એ સૂત્રનું સત્વ ખાઇ જનારા સૂત્રયંત્રોના ધામ અમદાવાદમાં કોઇને અજાણ્યું હોય એમ માની શકાય નહિ. છતાં જેમને એ બાબતમાં સંદેહ હોય તેમણે થોડુંક અરબ્બીનું જ્ઞાન મેળવી તે ભાષાદ્વારા લેટિન ભાષા શીખવાનો પ્રયત્ન કરી જોવા નમ્ર વિનંતિ છે. જે વિષયો અંગ્રેજી દ્વારા શીખવાય છે તે વિષયો માતૃભાષાદ્વારા શીખવાય તો વધારે સારી રીતે શીખવી અને શીખી શકાય એટલુંજ નહિ પરંતુ તેનો વધારે ઉંડો અને વધારે શાસ્ત્રીય અભ્યાસ થઇ શકે. ચાલુ પદ્ધતિના રક્ષકો વિદ્યાર્થીઓ અંગ્રેજી અંગ્રેજ લોકો માફક વાંચી લખી બોલી શકે એ કલ્પનાના મૃગજળથી લોભાય છે. પરંતુ સાત વર્ષના અભ્યાસને અંતે આપણા વિદ્યાર્થીઓ અંગ્રેજી કેવું લખી શકે છે તેની ચર્ચા અહુંણાજ ચાલતી હતી. એનાથી વધારે આગળ જઇને આપણી શારદાપીઠના પટ્ટીધારકો પણ આ કલ્પનામાં શક્ય મનાએલી પ્રવીણતાથી કેટલે દૂર રહે છે તે જાણવું હોય તો મી વ્હિટવર્થ નામના એક વાનપ્રસ્થ સિવિલીઅને Indian English નામનું પુસ્તક રચ્યું છે તેનોજ અભ્યાસ બસ છે. આપણે પારસી ગુજરાતીની બુમો પાડીએ છીએ; અંગ્રેજ લોકો Indian English ને હસે છે; ઇ. સ. ૧૬૦૦ની સાલમાં આપણે પશ્ચિમના દેશો સાથે વ્યાપાર કરવાને એક પેઢી કહાડી યૂરોપ જીત્યું હતે અને ત્યાંના લોકોને ગુજરાતીદ્વારા શિક્ષણ આપ્યું હતે તો આપણે પણ "મ્હારો મડમ બહાર ગયોછે." એવા પ્રયોગોને 'બીરતી ગુજરાતીને' નામે હસતે. આવા શિક્ષણ પ્રયોગનું આ શિવાય અન્ય પરિણામ આવે જ નહિ.

પ્રચલિત પદ્ધતિ વિદ્યાર્થીઓની બુદ્ધિનો વિકાસ કરવાને બદલે તેમના બુદ્ધિવિકાસની ગતિ અટકાવે છે. માતૃભાષામાં પૂરો અભ્યાસ કરી અંગ્રેજી શીખવાનું શરૂ કરનાર વિદ્યાર્થીઓ સર્વ રીતે ચઢતા પ્રકારનો અભ્યાસ બતાવી શકે છે. શિક્ષણની ભાષા સમજવા જતાં સમજવાના વિચારપરથી લક્ષ ખસી સર્વોપરિ વિચારના મનનને બદલે તેના સ્વરૂપનોજ વિચાર થાય છે. એવી ફરીયાદો ઉઠાવવામાં આવે છે કે હીંદી વિદ્યાર્થીઓના નિબંધો શબ્દજાળ માત્ર હોય છે. નૈસર્ગિક શક્તિનાં તેમાં દર્શન પણ થતાં નથી, કલ્પનાનો છાયો પણ હોતો નથી; અને તેમની કૃતિઓ વિચારોની નિષ્ફળ શોધમાં ફરતાં ઉદાસીન મગજોની સાક્ષી પુરે છે. આ પરિણામ માતૃભાષાનો શિક્ષણક્રમમાંથી સમૂળો નહિ પણ ૯૦ ટકા જેટલો ત્યાગ કરવાનું રમણીય પરિણામ છે. આપણાં ટાઇમટેબલો શું કહાણી કહે છે ? સૌથી ઓછું લક્ષ શાના ઉપર અપાય છે ? માતૃભાષા ઉપર ! આખા દિવસના અભ્યાસથી કંટાળેલા મગજને દિવસને અંતે શેનો અભ્યાસ કરવાનો હોય છે ? માતૃભાષાનો ! કદી ટાઇમ ટેબલમાં કાપકૂપ કરવી પડે તો કયો વિષય પસંદ થાય ? માતૃભાષા ! જ્યાં સુધી વિદ્યાર્થીની માતૃભાષાને શિક્ષણના ક્રમમાં તેના મહત્વના સ્થાને સ્થાપીશું નહિ ત્યાં સુધી વિદ્યાર્થીની બુદ્ધિ વિકસાવવાના સર્વ પ્રયત્નો વ્યર્થ જશે.

પ્રચલિત પદ્ધતિ વિદ્યાર્થીની માતૃભાષાના સાહિત્યની અવગણના કરે છે તેટલે દરજ્જે શિક્ષણનો મૂળ ઉદ્દેશ પાર પાડવાના કાર્યમાં વિઘ્નરૂપ છે. વિદ્યાર્થી જે સંસ્કારિતાનું બાલક છે તેના સંસ્કારો માતૃભાષાદ્વારાજ પ્રાપ્ત કરી શકે. પ્રચલિત પદ્ધતિ વિદ્યાર્થીઓને પૂર્વની સંસ્થાઓ અને તેમના યોજકો આપણા પૂર્વજો પ્રતિ દુર્લક્ષ કરતાં શીખવે છે અને પૂર્વની વિચારપ્રણાલિકાનાં સુંદર ફળો તેમને મળતાં નથી. ચારિત્રનો વિકાસ એ જો કેળવણીનો અંતિમ હેતુ અથવા હેતુઓમાંનો એક હોય તો હું પૂછું છું કે વિદ્યાર્થીને માતૃભાષાના સાહિત્યમાં અમર થયેલા વિચારો અને વિચારકોના સંબંધમાં આવવાથી તે હેતુ પાર પાડી શકાય કે અન્ય ભાષાના સાહિત્યના અભ્યાસથી ? ઘણીવાર આપણા હીંદી લોકોમાં ચારિત્રની ખામી છે એવી બૂમ આપણે સાંભળીએ છીએ. ચારિત્રના વિકાસને માટે જોઇતું પ્રેરણાનું પાણી જે ઝરણાંમાંથી મળી શકે એમ હોય તે ઝરણાં બંધ કરવાથી ચારિત્રનું પોષણ થયું હોય એવું કદી સાંભળ્યું છે ? અંગ્રેજી સાહિત્યના અભ્યાસના આપણે દુશ્મનો નથી. એ વિવિધરંગી અને ચમત્કારિક સાહિત્ય મનનીય છે અને અનેક રીતે ઉપયોગી છે. અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ આવશ્યક છે. પરંતુ એ અભ્યાસ પ્રમાણબુદ્ધિથી થવો જોઇએ. ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો મળે એ ઉદારતા જો મુર્ખાઇની પરાકાષ્ઠા ગણાય તો આપણી શારદાપીઠમાંથી માતૃભાષાનો લગભગ પરીત્યાગ કરી અંગ્રેજી સાહિત્યના અભ્યાસ પાછળ ઘેલા થનાર આપણા વિદ્વાન બંધુઓને માટે આપણે શું કહીશું. ઇંગ્લાંડની શાળાઓમાં જે સ્થાન અંગ્રેજી ભોગવે છે, જર્મન શાળાઓમાં જે સ્થાન જર્મન ભાષાનું છે, જાપાનમાં જપાનીઝ ભાષાને જે મહત્વ અપાય છે તેવું સ્થાન અને મહત્વ આપણી ભાષાઓને અપાયેલું જોવાની કોણ ઇચ્છા નહિ કરે ? અને એવી સ્વાભાવિક ઇચ્છાને કોણ મૂર્ખાઇ કહી શકશે ? (અપૂર્ણ)

હીરાભાઇ હ. મહેતા.

# दोरो, ओ वत्सल ज्योति !

( કાર્ડિનલ ન્યૂમેનના પ્રખ્યાત સ્તોત્રનું ભાષાન્તર. )

દોરો ઓ વત્સલ જ્યોતિ !
ઘેરી પડ્યો અન્ધાર,
ત્હેમાં મુજને આગળ દોરજો !
ઘરથી દૂર છું નિરધાર,
ને કાજળકાળી રાતડી;
ત્હેમાં ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
સંભાળજો મુજ પાય,
મ્હારે દૂરનાં દર્શન[૨] જોઈતાં નથી;
બહુ છે, ઓ જ્યોતીરાય !
એક ડગલું બહુ છે મોહરે.
ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
પૂર્વે ન હતો આ ભાવ,
કે માગ્યું યે નથી દોરજો ત્હમે;
રૂચતા મુજને, ઓ પ્રભુ !
જોવા—લેવા મારગ આફરા:
પણ હવે તો ત્હમે મ્હને દોરજો! ઓ વત્સલ જ્યોતિ !
ભયનાં વામતાં ભૂત
ત્હો યે ધ્વજ ઉડતો અહંકારનો;
ને ગમતાં ચમકતાં[*] વ્રત;
એ વીત્યાં વર્ષો ન સંભારશો.
ત્હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !

આજ સુધી દીધાં ભાવતાં વરદાન,
ને વિશ્વે હજી યે આપ સંભાળી દોરશો મ્હને;
વ્હેળા[4] ઝાંખરા[5] કરાડ[6] ને વેરાન[7]
એ સહુ ઉતારી રજની ને વીતાડશોઃ
એવું નિશ્ચે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
પછી ઉગશે ઉજળું પ્રભાત,
ને હસશે વદનો દેવો[8] તણાં;
મ્હને સદા વ્હાલાં એ દિનરાત,
પણ ઘડિયેક વીસારે વીસર્યાં.
હમે મ્હને દોરજો ! ઓ વત્સલ જ્યોતિ !
દોરો, ઓ વત્સલ જ્યોતિ !

૧. Kindly=વત્સલ. ૨. Scenes= દર્શન.
૩. Garish day=ચમકતી ઋતુ:=Day ને day-dreamના અર્થમાં હું સમજ્યું છું
૪. Torrents=વ્હેળા. ૫. Fen=ઝાંખરા. Crag=કરાડ.
૭. Moor=વેરાનઃ=આ ચારે શબ્દોમાં જરા free translation છે.
૮. Angels= દેવો.

આંતરા બધા કાઠિયાવાડી દુહા—અનિયમિત સોરઠાના છે, ને જેમ જેમ આગળ ગીત વાધતું જાય છે તેમ તેમ આર્ત પોકાર સાથે દુહાનું ચરણ પણ દીર્ઘ થાય છેઃ પાછું છેલ્લા દુહામાં ટૂંકાય છે.

ન્હાનાલાલ દલપતરામ કવિ.

# नातनी नवाई.

The principle of nationatities is a very good guide but a a very bad master.

અમદાવાદની સંસાર સુધારા પરિષદમાં નાતોને લગતો ઠરાવ પસાર થતો હતો ત્યારે એક મિત્રે ટકોર કરતાં કહ્યું હતું કે એક તરફથી નાતોને ભેગી કરી દેવાની વાત ચાલે છે અને બીજી તરફથી એકજ નાતમાં સગાં સગાંમાં પણ લગ્ન કરવાની છુટ થાય તેટલા માટે સગોત્રી પણ પરણી શકે એવો કાયદો કરવાનું સરકારને સૂચવવામાં આવે છે. આ બે પરસ્પર વિરૂદ્ધ જણાતા સિદ્ધાંતોનો હેતુ તે ભાઇના કહેવા પ્રમાણે તો એટલોજ હોય કે સુધારા પક્ષવાળા બીજાઓને નાત તજી દેવાનું સૂચવે છે અને પોતે સુધરેલા પણ નિકટ સંબંધવાળાં કુટુંબોમાં લગ્ન વ્યવહાર કરવાની ઇચ્છા રાખે છે! પોતાના આ વિચારને પુષ્ટિ આપતાં તેમણે કેટલાંક અમદાવાદનાં સુધારક કુટુંબો સુધારાના વિચારને અમલમાં મૂકવા કશું કરતાં નથી એમ થોડાં દષ્ટાંત આપીને કહ્યું. વળી રા. કિસનલાલ દફતરીની વાત કરતાં તેઓ નવી નાત કરવા ધારે છે એમ કહી આ, તે નાત બહારીઆ નાત કે નાતની નવાઇ થશે એ પ્રશ્ન કર્યો.

તેમનું કહેવું માન્ય રાખવા જેવું એક રીતે છે એમ કહ્યા વિના ચાલે નહીં; કેમકે જો નાતોનાં બંધનો શિથિલ થવાનાં છે અને આપણે પોતે તેમ કરવા પ્રયત્ન કરીએ છીએ તો પછી નિકટનાં સગોત્રીઓમાં લગ્ન કરવાની ઇચ્છા શા માટે રાખવી? હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે નાતમાં, પરંતુ ગોત્ર બહારજ, લગ્ન કરવાની છુટ છે, તેનું કારણ આજના શાસ્ત્રની દૃષ્ટિએ જોઇએ તો પ્રજાની શારીરિક, માનસિક અને નૈતિક સંપત્તિ છે તેવી રહે અને બને તો સુધરે એ હોવું જોઇએ. નાત બહાર લગ્ન કરે તો તેને આપણા પ્રાચીન વિચારના ગૃહસ્થો વર્ણસંકર પ્રજા કહેતાં પણ ચુકે નહીં.

હવે જો સહેજ વિચાર કરીશું તો જણાશે કે હલકી વર્ણનું લોહી ઉંચ કોમ સાથે ભળે નહીં એટલા માટે કેટલાક બંધનોની જરૂર છે. બહુ આગળ વધેલી અને તદન પાછળ રહેલી જાતોનાં લગ્નનું પરિણામ સારૂં આવતું નથી એમ આજે શાસ્ત્ર આપણને શીખવે છે. પરંતુ તેની સાથે સાથે આપણી નાતોનો ઇતિહાસ તપાસ્યો હોય તો જણાશે કે ઘણી ખરી નાતો તો માત્ર મૂળ એકજ હોવા છતાં કાં તો સ્થળાંતર થવાને લીધે અથવા તો કલહને લીધે જુદી થઇ ગઇ છે. એટલે તેમાં તો ઉંચ નીચ કે આગળ પાછળનો પ્રશ્ન ઉઠતો જ નથી. અનેક વાણીઆઓ કે બધા પાટીદારો એકજ વર્ગના પોતે છે એમ માનવાનું ઔદાર્ય બતાવે તો કેટલી બધી સરળતા થાય!

બીજું જેને વર્ણસંકર કહેવામાં આવે છે તેવાઓથી તો અમેરિકાના સંયુક્ત રાજ્યો વસ્યાં છે. કેનેડામાં તથા આસ્ટ્રેલિયા અને ન્યુઝીલાન્ડ કે ખુદ ઇંગ્લાંડમાં પણ તેવી પ્રજાની ખોટ નથી. આ તો ઇતિહાસમાં જાણીતી વાત છે કે યુરોપના લગભગ દરેક દેશમાંથી અમે-

રિકામાં જઇને લોકો વસ્યા છે. ત્યાં જઇને એ લોકો અંગ્રેજી ભાષા ભણે છે અને બહુધા તેનેજ બે ત્રણ પેઢીમાં માતૃભાષા તરીકે સ્વીકારે છે. વળી લગ્ન સંબંધ પણ એ પ્રજા હમેશાં માંહોમાંહેજ કરે છે એવું કાંઈ નથી. અંગ્રેજો, ફ્રેંચો, જર્મનો, ઇટાલિયનો, સ્કોચમેન અને આઇરિશો માંહોમાંહે ત્યાં લગ્ન સંબંધથી જોડાય છે એટલુંજ નહીં પરંતુ કેટલાક અમેરિકનો તો આજે પણ યુરોપના દેશમાં જઇને પોતાની પત્ની પસંદ કરી આવે છે. યુરોપીઅનો પણ અમેરિકામાંથી પત્નીઓ શોધી કાઢે છે અને તે છેક હલકા વર્ગમાંજ થાય છે એમ નથી. લૉર્ડ કર્ઝનનાં પત્ની અમેરિકન હતાં. કહેવાનો હેતુ એટલોજ છે કે નિકટનાં નાના વળામાં લગ્ન કરવા કરતાં લગ્નનો પ્રદેશ વધારે વિશાળ કરીને જો પતિ પત્નીનો સંબંધ જોડવામાં આવે તો પરિણામે જાતિને લાભ થવાનો સંભવ છે એટલે સુધારકોનો ઠરાવ છેક હાસ્યાસ્પદ નથી. જે નાતો માત્ર એકજ મૂળ નાતના પેટા ભાગ જેવી હોય તેમાં લગ્ન વ્યવહાર કરવાથી વર્ણનો સંકર તો થતો નથીજ એ તો કોઇ પણ સ્વીકારશે.

આપણે ત્યાં વર્ણસંકર પ્રજા નથી એમ તો માત્ર જેઓ ઇતિહાસને ખોટો માને કે નવી શોધો બીનપાયાદાર ગણે તથા માનવસ્વભાવ જગતમાં બધે સરખો નથી એમ કહે તેઓજ દલીલ કરી શકે. જીતાયેલી પ્રજા ઉપર જીતનારી પ્રજા કેવી રીતના સંકટો વર્ષાવે છે, શાંતિ થયા પછી પણ તેમના તરફ કેવી રહેણી કરણી રાખે છે તે સમજવામાં બહુ કલ્પનાની જરૂર પડે તેવું નથી. વીસ સદીમાં સુધરેલી ખ્રિસ્તિ પ્રજા આ મહાન વિગ્રહમાં એક બીજા તરફ કેવી રીતે વર્ત્તે છે તે કોઇ કોઇ વાર વર્તમાન પત્રોદ્વારા આપણે વાંચીએ છીએ. મી. રિસ્લીએ ભારતવર્ષમાં વસનારી પ્રજાના સાત વર્ગ પાડ્યા છે અને તેનાં નામ તે વર્ણોના સંકરનું ઉઘાડું સૂચન કરે છે. શ્યામવર્ણના બંગાળીઓ એકવાર આર્ય કહેવડાવવાને બહુજ આતુર હતા. પછી જાપાને રશિયાનો પરાભવ કર્યો ત્યારે તેઓ મંગોલીઅન જાતિ સાથે પણ સંબંધ રાખે છે એમ કહેવામાં કશો આંચકો ખાતા નહીં. કૉકેસસના પ્રદેશમાંથી જે પ્રજા દુનિયામાં પ્રસરી તેનો મોટો ભાગ આ ભૂમિમાં પણ આવ્યો છે એ તો નિર્વિવાદ છે; પરંતુ તેણે બીજી નાતોનો સંબંધ કર્યો નથી એમ કોણ કહી શકે? આપણી નાતનાં હાલનાં બંધનોજ પરનાત સાથે ખાવું નહીં અને પરણવું નહીં. એમ પરોક્ષ રીતે સૂચવે છે કે પરાયાઓ સાથે એવો સંબંધ બહુ વધી ગયલો હોવો જોઇએ તથા તેને અંકુશમાં રાખવાની જરૂર જણાયલી હોવી જોઇએ.

એથી ઉલટું જ્યારે એકજ ગોત્રના માણસો લાંબો વખત સુધી જુદી જુદી પરિસ્થિતિમાં રહે તે એટલે સુધી કે તેઓ એક બીજાની જાતિના છે કે કેમ તેની પણ ખાત્રી કરવી મુશ્કેલ થઇ પડે ત્યારે અર્વાચીન શાસ્ત્ર એમ કહે છે કે તેમની વચ્ચે લગ્ન સંબંધ કરવો હાનિકારક નથી, માત્ર સગોત્રીઓએ પરિસ્થિતિ ને લીધે ઘણાંજ બદલાઇ ગયા બાદ લગ્ન સંબંધ કરવો. નહીં તો નિકટનાં સગાંમાં વિવાહ થવાથી એકાદ બે પારસી મુસલમાન કુટુંબોમાં કેટલાક દોષો દૃઢ થયા છે એમ કહેવામાં હરકત નથી. હિંદુ ધર્મ નાતો જતી રહેવાથી જતો રહેશે એમ કહેવું એક અક્ષરની ધૃષ્ટતા છે. આપણા ધર્મનું ઉંડું તત્ત્વજ્ઞાન અનેક પ્રકારની નવી સમાજ વ્યવસ્થા ઉભી કરવાને સમર્થ છે,

લગભગ ત્રણ હજાર કરતાં વધારે વર્ષથી ચાલતી આવેલા આ નાતના સંસ્થા પારષદમાં ઠરાવ કરેથી નાબુદ થવાની નથી એ જેટલું સ્વતઃ સિદ્ધ છે તેટલુંજ એ પણ ઉઘાડ છે કે નાતનાં બંધનો શિથિલ દર પળે થતાં જાય છે. જે બંધારણ હાલ ચાલુ છે તે માત્ર ભયને લીધે છે. નાતોની સંખ્યા ઓછી કરવી એ તો દરેક ભણેલા અને રાષ્ટ્રીય ભાવના ઉપર પ્રીતિ રાખનાર ભારતવાસીનું કર્તવ્ય હોવું જોઇએ. જ્યાં ભારતનાં સંતાનનાં પદો ગવાતાં હોય, હિંદિ પ્રજા તરીકે જગતમાં ઝળકવાની ઇચ્છા હોય, સ્વરાજ્ય માટે લોકો અત્યંત ઉત્સુક બનતા હોય, ત્યાં પરસ્પર એકબીજાનો જ્ઞાતિ અભિમાનથી પ્રેરાઇ વિરોધ કરવાનો દેખાવ કેવળ અસ્થાને છે.

નાતજાતના ભેદ જેટલા સમાજ સાથે સંબંધ રાખે છે તેના કરતાં વ્યક્તિના મનમાં તે વધારે સજડ ચોટેલા જણાય છે. કુળમોટપ અને નાતગૌરવ એ આપણા પ્રજાકીય સમવાયમાં થોડે આડે આવ્યાં નથી, પરંતુ અનેક રીતે એ સમવાયને સંગીન થતો એણે અટકાવ્યો છે. જેઓ કુળનું કે જ્ઞાતિનું અભિમાન રાખતા હોય તેમનાથી દેશનું અને ભારતવાસી તરીકેનું અભિમાન ખરા દિલથી રાખી શકાય કે કેમ એ પ્રશ્ન છે. પ્રાંતીય અભિમાન પણ દેશના અભિમાનને નબળું પાડે છે એ વિસરવાનું નથી. સુધારકોના ઠરાવ તો બહુ ખોટા નથી પરંતુ તેને અમલમાં મૂકવા જો તેઓ મોળા હોય તો જેઓ દુનીઆઇ નાટક જોઇનેજ આનંદ માને તેને ટીકા કરવાનું સાધન મળે એની તો ના કહેવાય નહીં. પરિષદે કરેલા ઠરાવોની અમલબજાવણી પણ તેના ચાલકો તરફથી થવાની ઇચ્છા જગૃત રાખે તો તેમાં ખોટું કશું નથી. નાતો તે પ્રજાકીય સમવાયને સબળ અને સંગીન બનાવવાઅર્થે હોવી જોઇએ. જો આપણો સમાજ તેથી છિન્નભિન્ન થતો હોય તો તેનાથી લાભ કરતાં હાનિ વિશેષ છે એનું વિસ્મરણ ન થવું જોઇએ. આપણે ભારતનું ઐક્ય સાધવું છે કે તેના અંગનો ભંગ કરવો છે?

નંદનાથ કેદારનાથ દિક્ષિત.

---

# मासिक मकरंद.

"*The Nineteenth Century and After*" એ નામના માસિકના અકટોબર ૧૯૦૬ના અંકમાં મિ. જે. એલીસ બાર્કરનો "બ્રિટનની આગામી ઔદ્યોગિક વિશિષ્ટતા" નો લેખ અત્યંત મનનીય છે. એમાં ગ્રેટ બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે યોગ્ય રીતે સરખામણી કરી છે. ગ્રેટ બ્રિટનની પ્રજાકીય સંપત્તિનો લગભગ અર્ધો ભાગ એટલે કે ૭૫૦૦૦૦૦૦૦૦ પાઉંડનો ખર્ચ આ લડાઇમાં થશે કેટલાએકનું એમ કહેવું છે કે યુનાઇટેડ સ્ટેટ્સ એક ઉત્કૃષ્ટ અંગ્લો-સૅક્સન પ્રજા થશે. વૉશિંગ્ટન સામ્રાજ્યનું મુખ્ય શહેર થશે; અને દુનિયા અમેરીકન થઈ જશે. વળી કેટલાએક એમ માને છે કે ગ્રેટ બ્રિટન "દુનિયાનો સૌથી વધારે પૈસાદાર દેશ છે;" પરંતુ એ સત્ય નથી.

| દેશ. | પ્રજાકીય સંપત્તિ |
|---|---|
| યુનાઇટેડ કિંગડમ. | ૧૭૦૦૦૦૦૦૦૦૦ પાઉંડ. |
| બ્રિટિશ એમ્પાયર. | ૨૬૦૦૦૦૦૦૦૦૦ ,, |
| યુનાઇટેડ સ્ટેટ્સ. | ૩૭૫૪૭૮૦૦૦૦૦ ,, |

આ આંકડાઓ પરથી જણાય છે કે પ્રજાકીય સંપત્તિ યુનાઇટેડ સ્ટેટ્સની વધારે છે. આજ કાલ બ્રિટિશ સંપત્તિ કરતાં અમેરિકાની સંપત્તિ ત્રણ ગણી ઝડપથી વધતી જાય છે. એમ પણ બનવા જોગ છે કે ભવિષ્યમાં ગ્રેટ બ્રિટન કરતાં યુનાઇટેડ સ્ટેટ્સમાં વસ્તી વધારે છે તેમજ વિસ્તૃત અને વિવેચિત નૈસર્ગિક સાધનો પણ વધારે છે. અવિસ્તૃત અને અવિવેચિત સાધનોમાં બ્રિટિશ રાજ્ય યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં ચઢિયાતું છે. બ્રિટિશ રાજ્ય "દુનિયાનો સૌથી વધારે પૈસાદાર દેશ છે" એમ કહેવું અયોગ્ય ખરૂં, પરંતુ એટલું તો સત્ય છે કે વિસ્તાર અને નૈસર્ગિક સાધનોને લીધે બ્રિટિશ રાજ્ય પાસે સૌથી વધારે ઉપજ પ્રજાકીય સંપત્તિ છે. એક હિન્દુ, અથવા ચિનો અથવા કાફીર પોતાના દેશમાં ખેતીથી કિંવા શિલ્પકર્મથી રોજની એક શિલીંગ જેટલી સંપત્તિ પેદા કરે, તો ગ્રેટ બ્રિટન કે યુનાઇટેડ સ્ટેટ્સ જેઇ માત્ર થોડાંજ અઠવાડીઆમાં રોજની લગભગ ચાલીશથી પચાસ શિલીંગ જેટલી સંપત્તિ પ્રાપ્ત કરી શકે. બ્રિટિશ રાજ્ય અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે ઘણી બાબતોમાં સમતા છે, તે એ લેખકે ઘણી સરી રીતે બતાવી આપ્યું છે. સ્થળ સંકોચને લીધે વધારે ઉંડા ઉતરી શકતા નથી. ઇ. સ ૧૮૬૧-૬૫ની સિવિલ વૉર સમયે ૨૦૦૦૦૦૦૦૦૦ પાઉંડ જેટલો ખર્ચ અમેરિકાને થયો હતો. આ રકમ અમેરિકાની પ્રજાકીય સંપત્તિનો બે તૃતીયાંશ ભાગ હતો. તે છતાં એ દેશ અનાથ ન હોતો થયો, પરંતુ ઉલટો વધારે પૈસાદાર થયો હતો એનાં અનેક કારણો લેખકે બતાવ્યાં છે. અમેરિકાનો દાખલો લઇ બ્રિટિશ રાજ્ય ચાલે તો ઘણો ફાયદો થાય એમ આશા છે ઇ સ ૧૮૬૦ માં અમેરિકાએ પરદેશ ૭૩૩૫૭૬૦૩૭ સ્ટર્લિંગ જેટલો માલ મોકલ્યો હતો પરંતુ ઇ. સ ૧૮૬૫ માં સિવિલ વૉર પૂરી થઈ તે પછી ૩૬૬૦૨૯૩૦૩ સ્ટર્લિંગ જેટલોજ માલ પરદેશ ગયો હતો. અર્થાત્ લગભગ અર્ધો વેપાર પડી ભાગ્યો. તેવીજ રીતે ઇ. સ. ૧૮૬૦ માં અમેરિકાએ ૭૫૩૬૬૬૧૯ સ્ટર્લિંગ જેટલો માલ પરદેશથી આણ્યો હતો, અને લડાઇ પછી ઇ. સ. ૧૮૬૫ માં ૨૩૮૭૪૫૫૮૦ સ્ટર્લિંગ જેટલોજ માલ આયાતમાં આણ્યો હતો. છતાં પણ લડાઇ પછી અમેરિકાએ

એકદમ ઝડપથી પોતાનો વેપાર વધારી દીધો હતો, અને આજે એ દેશ સૌથી વધારે પૈસાદાર થઇ બેઠો છે.

ઔદ્યોગિક નિપુણતા અને ઉત્પાદકતા માત્ર સંસ્કૃત શ્રમ-વિમોચક યંત્રસામગ્રીથીજ નહિ, પરંતુ ઉત્કૃષ્ટ વ્યવસ્થાથી પણ વધે છે. બ્રિટિશ રાજ્ય આ નિયમને અનુસરી વર્તે તો પરિસ્થિતિ સુધરે એમાં શક નથી. "પ્રજા વિગ્રહમાં જન્મે છે અને સુલેહમાં નષ્ટ થાય છે." સુલેહથી આલસ્ય, બેદરકારી, કપટ અને કલહ ઉત્પન્ન થાય છે. ગ્રેટ બ્રિટન ઇ. સ. ૧૭૭૫ થી ઇ. સ. ૧૮૧૫ સુધી વિગ્રહથી જ ઔદ્યોગિક પ્રાધાન્ય ભોગવતું હતું. સુલેહ અને શાન્તિથી ગ્રેટ બ્રિટનની સર્વોત્તમ ઔદ્યોગિક સ્થિતિ નષ્ટ થઇ ગઇ.

ફ્રાન્સના વિગ્રહથી જર્મની એકત્ર થયું. ઇંગ્લાંડના વિગ્રહથી યુનાઇટેડ સ્ટેટ્સ બંધાયું. જર્મનીના વિગ્રહથી બ્રિટિશ રાજ્ય અવિદ્રાવ્ય ઐક્ય પામતું જાય છે. વિગ્રહમાં જે પ્રમાણે ફ્રાન્સ અને ગ્રેટ બ્રિટન એક થયાં છે તેમ સુલેહમાં પણ થાય તો ઉદ્યોગમાં યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં વધારે ચઢી જાય એ નિઃશંક છે. છેવટે લેખક લખે છે કે "The war with Napolean created England's economic supremacy. The Civil War created the industrial supremacy of the United States. The present war should give the industrial supremacy of the world to the British Empire."

*The Hindustan Review*ના સપ્ટેંબર માસના અંકમાં પ્રોફેસર બી. મુખરજી એમ. એ. એમનો લખેલો " Indian Finance in 1916-17 " એ નામનો લેખ વાંચવાથી અજ્ઞાનનાં અંતરપટ ખુલી જાય છે. આ વર્ષના માર્ચ માસમાં સર વિલિયમ મેયરે વ્હાઇસરૉયની કાઉંસીલમાં જે બજેટ રજૂ કર્યું હતું તેવું અત્યાર સુધીમાં કોઇ રજૂ થયું નહોતું. આ વખતનું બજેટ રજૂ કર્યું તે પૂર્વે હિન્દુસ્થાનની સરકારની નાણાંની સ્થિતિનો નીચે પ્રમાણે અડસટ્ટો કરવામાં આવ્યો હતો:—

| | |
|---|---|
| આવક | ૫૨૦૦૪૦૦૦ પાઉંડ. |
| જાવક | ૫૪૫૯૯૦૦૦ પાઉંડ. |
| ઓછપ | ૨૫૯૫૦૦૦ પાઉંડ. |

આટલો ઘટાડો થવાનાં કારણો ખુલ્લાં છે. રેલ્વે તરફથી કોઇપણ જાતની વધારે રકમ મળે એમ ન્હોતું. તે ઉપરાંત લડાઇને લીધે આવકની બીજી બાબતોને ધક્કો લાગ્યો. વેપાર ઉદ્યોગ પડી ભાંગવા માંડ્યો, અને તેથી કર વધારવાનું સરકારને છૂટ લાગ્યું.

ખર્ચની બાજુનો વિચાર કરીએ તો ખર્ચની રકમો વધી પડી. પોસ્ટ અને તાર ખાતાં, મિલિટરી ખર્ચ વિગેરેનો ખર્ચ વધી ગયો. દુષ્કાળનિવારણ અને વિમાનાં નાણાં ૮૩૫૩૦૦ પાઉંડને બદલે ૯૦૩૫૦૦ પાઉંડ જેટલાં વધી ગયાં. આથી સરકારને કર વધારવાની ફરજ પડી. આથી ૧૯૧૬-૧૭માં સરકારની નાણાંની સ્થિતિ નીચે પ્રમાણે થઇ:—

| | |
|---|---|
| આવક | ૫૫૬૫૧૭૦૦ પાઉંડ. |
| જાવક | ૫૪૫૯૯૩૦૦ પાઉંડ. |
| વધારો | ૧૦૫૨૪૦૦ પાઉંડ. |

૧૯૧૫-૧૬માં કર ન વધારતાં ઇંગ્લાંડ અને હિન્દુસ્થાનમાંથી લોન લઇ ખર્ચ પૂરો પાડ્યો હતો. આ પદ્ધતિ આ વર્ષે પણ કેમ ન સ્વીકારવામાં આવી એ પ્રશ્ન ઉઠે એ સ્વાભાવિક છે. પણ એ વિષે લેખક લંબાણથી સમજાવે છે, અને સાત કારણો આપે છે એ યથોચિત છે. સરકારી અડસટ્ટો નીચે પ્રમાણે છેઃ—

| આવક | પાઉંડ. | જાવક | પાઉંડ. |
|---|---|---|---|
| જમીનની મહેસુલ | ૧૦૭૪૪૧૦૦ | મહેસુલ પર માગણી | ૩૦૪૨૧૦૦ |
| અફીણ | ૨૨૮૬૯૦૦ | વ્યાજ | ૭૫૭૨૦૦ |
| મીઠું | ૩૯૮૭૬૦૦ | ટપાલ અને તાર | ૩૦૫૩૫૦૦ |
| સ્ટૅમ્પસ | ૨૭૭૯૮૦૦ | પગાર આદિ | ૩૩૫૮૩૦૦ |
| એક્સાઇસ | ૨૩૭૯૪૦૦ | પરચુરણ સિવિલ ખર્ચ | ૩૦૪૯૬૦૦ |
| કસ્ટમ્સ | ૭૬૯૮૦૦૦ | દુષ્કાળનિવારણ અને વિમો | ૯૦૩૫૦૦ |
| આવક પર કર | ૧૫૮૮૧૦૦ | રેલ્વે | ૧૪૨૧૫૮૦૦ |
| ટપાલ અને તાર | ૩૮૭૬૯૦૦ | ઇરીગેશન | ૧૭૦૧૮૦૦ |
| રેલ્વે | ૧૬૩૪૫૦૦ | દિલ્હી | ૨૬૭૦૦૦ |
| ઇરીગેશન | ૨૨૩૨૯૦૦ | મિલિટરી | ૨૩૧૬૫૯૦૦ |

તે પછી લેખક નવા કરથી વધતાની આવક વિષે લંબાણથી લખે છે. આપણે ટુંકમાં એનું દિગ્દર્શન કરીએઃ—

(૧) કસ્ટમ્સઃ—આમાં કર વધવાથી ૨૧૦૦૦૦૦ પાઉંડનો વધારો થશે.

(૨) મીઠુંઃ—કર મણ દીઠ રૂપીઆ એકને બદલે રૂપીઓ સવા કર્યો છે. એથી આવક ૬૦૦૦૦૦ પાઉંડ જેટલી વધશે.

(૩) આવક પર કરઃ—આથી આવકમાં ૯૦૦૦૦૦ પાઉંડનો વધારો થશે.

તે પછી લેખક નવા કરની વિરુદ્ધ અને તરફેણમાં ટીકા કરે છે એ યોગ્ય સ્થાને છે. આ લડાઇમાં હિન્દુસ્થાને કેટલો ભાગ લીધો છે એ Finance Member ના પોતાના કહેવા પરથી જણાઇ આવશે. એઓ કહે છે "Speaking very roughly, our contribution to His Majesty's Government, in respect of the cost of the troops we have furnished for fighting the battles of the King-Emperor outside his Indian dominions, will amount to about £ 11 million from the commencement of the war up to the 31st March 1916 and may be provisionally taken at £ 8 million for 1916-17."

# મીરાંની માળા.

## પદ ૧

### ગરબી.

અમને મારે ધૂતારો કહાન, પાણીડાં કેની વિધે જઇયે,[1]
અમને મારે કાંકરિયા કહાન, પાણીડાં કેની વિધે જઇયે. ટેક.

આરે કાંઠે ગંગા વ્હાલા, પેલે કાંઠે જમુના,
વચમાં ગોકળિયું રૂડું ગામ. —પાણીડાં. ૧.

જળ[2] જમુનાનાં અમે ભરવા ગયાંતાં
કાંઠે ઉભો તો કહાનો દાન. —પાણીડાં. ૨.

સોનાની ઇંઢોણી મારી, રૂપલાનું બેહડું વ્હાલા,
હળવે[3] ચઢાવી કહાનો કરે કામ. —પાણીડાં. ૩.

આ વૃંદાવનમાં વ્હાલા, રાસ રચ્યો તો રે,
સોળસેં ગોપીમાં ખેલે કહાન. —પાણીડાં. ૪.

[4]આ મંદિરિયે રહેછે, સાસુ ને સસરો વ્હાલા,
સ્હામે મંદિરિયે મારો શ્યામ. —પાણીડાં. ૫.

બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર વ્હાલા,
ભાવે[5] ભેટો ભગવાન. —પાણીડાં ૬.

---

૧. ગુજરાત સાહિત્ય સભાના સંગ્રહમાં નીચે પ્રમાણે પાઠાંતર છે. "પાણીડાં કેની મસે જાઉં, મુને મળે બોલ્યો ધૂતારો કાન." તેમજ "સોળસેં ગોપીમાં ખેલે કાન" ને બદલે 'ઘેલો કાન' એવો પઠ છે.

૨. આ લીટી ગુ સા સંગ્રહના પાઠમાં નથી. તેમ ગુજરાતી પ્રેસના બૃહત્ કાવ્ય દોહનના પાઠમાં નથી. બૃહત કા દોહનમાં ધ્રુવપદ 'કાંકરી મારે ધૂતારો કાન' છે.

૩ ગુ. સા સંગ્રહના પાઠમાં "હલકો લાગે છે મુને ભાર" એવો પાઠ છે.

૪. ગુ. સા. સં. "આ મંદિરિયે મારી જોડ જેઠાણી" એવો પાઠ છે.

૫. એક પાઠમાં 'ભેળવશોને ભગવાન' છે.

ઉપર બતાવેલા પાઠાંતર સિવાય થોડો થોડો ભેદ જોવામાં આવેછે, પણ તે પ્રાંતિક છે. જુદે જુદે ઠેકાણે લોકો કડીયો ઉલટા સુલટી ગાય છે, એ સિવાય બીજો ભેદ જણાતો નથી.

### પદ. ૨.

#### રાગ-કાનડો.

૧ અમારે મન રાધા શ્યામ વસી.
કોઇ કહે મીરાં ભઇ બાવરી. કોઇ કહે કુલ-નસી.[૨] અમારે ૧.

ખોલી કે ઘુંઘટ પારી કે ગાતી, હરિ ઢીગ[૩] નાચત ધસી,
વંદ્રાવનકી કુંજ ગલનમેં, ભાલ તિલક ઉપર લસી. અમારે ૨.

વિષકો પ્યાલો રાણાજી ભેજ્યો, પીવત મીરાં હસી;
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ભક્તિ માર્ગમેં ફસી. અમારે ૩.

---

### પદ. ૩.

#### ગરબી.

૧અરજ કરેછે મીરાં રાંકડી ઉભી ઉભી અરજ કરેછે. ટેક.
મણિધર સ્વામી મ્હારે મંદિર પધારો,
સેવા કરૂં દિન રાતડી. ઉભી ઉભી ૧.

ફુલના રે તોરા ને ફુલના રે ગજરા,
ફુલના રે હાર ફુલ પાંખડી. ઉભી ઉભી ૨.

ફુલની રે ગાદી ને ફુલના રે તકિયા,
ફુલની રે પાથરી પછેડી. ઉભી ઉભી ૩.

પય પકવાન મિઠાઇ ને મેવા,
સેવૈયા ને સુંદર દહીંઠી. ઉભી ઉભી ૪.

લવેંગ સોપારી ને એલચી,
તજ વાલા કાથા ચુનારી[૨] પાન બીડી. ઉભી ઉભી ૫.

સેજ બિછાવું ને પાશારી મંગાવું,
રમવા આવો તો જાય રાતડી. ઉભી ઉભી ૬.

---

૧. આ કાવ્ય મિશ્રિત છે. મીરાંના હિંદુસ્તાની કાવ્ય 'ભઇ મેરે મન રામ નામા બસી' ને મળતું છે. આ કાવ્યની બીજી લીટી હિંદુસ્તાની કાવ્યની 'કોઇ કહે મીરા બૌરી, કોઇ કહે કુલ-નસી,' લીટીને મળતી છે. બીજી રીતે એ જુદું હોવાથી એને જુદું પાડ્યું છે.—૨ કુલ-નસી કુલને લાંછન લગાડનારી. ૩ ઢીગ-પાસે

૧ આ ગરબીના પાઠ બેલ્વેડિયર પ્રેસ, મીરાંબાઇ ભજનપદ, બૃ. કાવ્યદોહન ભા. ૨. ગુ. સા. સંગ્રહમાં જોવામાં આવે છે. બધા એકજ છે. ૨ ચુનારી=ચુનાની.

પદ. ૮.

રાગ સોરઠ

આઇ છું રાજા રણછોડ શરણે થારે, આઇ છું જી ટેક.

હિત શું બ્રાહ્મણ ભેજ દિયારે, લાવોને મેડતણી વહોડ,
ધરમ સંકટ દિયો બ્રાહ્મણા, બેઠી મંદિરમેં દોડ—આઇ છું. ૧

અપની ઢીગે [૨] રાખી સાંવરા, વિનતિ કરૂં કર જોડ;
કે મેં પીછે જાઉં જગતમેં, લાગે મુને મોટી ખોડ-[૩] આઇ છું ૨

ભયો[૪] પ્રકાશ મંદિરમેં ભારી, ઉગા સૂરજ કિરોડ;
ઐસો [૬] રૂપ દેખી કૃષ્ણ કો, આઇ મંદિરમેં દોડ—આઇ છું ૩

નીર ખીર જયો મિલ ગયા,[૭] સજની પરમાનંદકી ઓડ, [૮]
જન લિછમન સાચોજ જુગતમેં, ધની મીરાં રાઠોડ-આઇ છું. ૪

---

# વાચકોને જાહેર વિનતિ.

અમારાં સુજ્ઞ સન્નારી તથા સદ્ગૃહસ્થ વાચકોને અમારી એટલી વિનંતિ કે તેમની પાસે જે મીરાંબાઇનાં ભજનો હોય તે અથવા તેમને મુખપાઠ હોય તે લખી મોકલવા મહેરબાની કરવી એથી જે ભજનો મારી પાસે છે તે સાથે સરખામણી કરી કયો પાઠ યોગ્ય છે તે જોઇ ભજનો છાપવાનું બની આવશે અને એથી અમારા ઉપર તેમજ સમાજ ઉપર તેમનો મોટો ઉપકાર થશે.

ભાનુસુખરામ નિ. મહેતા.

તંત્રી, ચંદ્રપ્રકાશ.

---

૨. ઢીગ-પાસે, નજીક. ૩. ખોડ-કલંક ૪. ભયો-થયો. ૫. કિરોડ-દસલાખઃ સંખ્યા બંધ કરોડો સૂર્યના જેવો પ્રકાશ મંદિરમાં થયો. ૬. ઐસો-એવું ૭. નીર ખીર જયો મિલ ગયા-જેમ ખીરની અંદર પાણી મળી જાય છે, એકાકાર થાય છે તેમ ૮. સજની પરમાનંદકી ઓડ-ઓડ-બાજુ, પક્ષ. મીરાં પરમાનંદ કહેતાં શ્રી કૃષ્ણ ભગવાનમાં સમાઇ ગયાં મૂક્તિ પામ્યાં.

Registered No. B 712.

# चंद्रप्रकाश

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी.

पुस्तक १०. अंक २ डिसेम्बर १९१६ मार्गशीर्ष १९७३

તંત્રી. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.
ગેંડીગેટરોડ. વડોદરા.



વાર્ષિક લવાજમ, પોસ્ટેજ સાથે બે રૂપિઆ. એક અંકના ત્રણ આના.

# चंद्रप्रकाश

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी.

पुस्तक १०. अंक २ डिसेम्बर १९१६ मार्गशीर्ष १९७३.


## विदेही साक्षरो

(१)

### રા. રા. માર્કંડરાવ નંદશંકર મહેતા, બી. એ; એલએલ. બી.નો સ્વર્ગવાસ.

સાહિત્યક્ષેત્રમાં સુપ્રસિદ્ધ થએલા સુરતના કવિ નર્મદાશંકર લાલશંકર, સાક્ષર નવલરામ લક્ષ્મીરામ અને આદિ નવલકથાકાર રા. બા. નંદશંકર તુલજાશંકર, માસ્તર એ ત્રણ નામાંના રા. બા. નંદશંકર માસ્તર જેમણે ગુજરાતીમાં પહેલવહેલી સુપ્રસિદ્ધ 'કરણઘેલા'ની નવલકથા લખી વિખ્યાતી મેળવી છે તેમના સ્વર્ગસ્થ જ્યેષ્ઠ પુત્ર હતા. એમનો જન્મ સુરતમાં ઈ. સ. ૧૮૬૪ એટલે સંવત ૧૯૨૦માં થયો હતો. સ્વર્ગસ્થનું વ્હાલનું નામ માણુભાઇ હતું. તે પોતાના સગાસંબંધીઓમાં, ન્યાતજાતમાં તથા મિત્રમંડળમાં એજ નામથી વિશેષ જાણીતા હતા.

માણુભાઇએ બાળકેળવણી પોતાના પિતાની દેખરેખ તળે લીધી હતી. પિતા મામલતદારની નોકરીએ હતા તેથી તેમને ગામડામાં રહેવાનું થતું હતું. વળી તે સમયમાં ગામડાઓમાં અંગ્રેજી શાળાઓ પણ એટલી બધી નહોતી, તેથી પ્રાથમિક કેળવણી પૂરી થયા પછી અંગ્રેજી અભ્યાસને માટે તે પોતાના માતામહ રા. રા. વિદ્યારામ મોતિરામ જેઓ તે વખતે ભાવનગરમાં ન્યાયાધીશની પદવી હતા તેમને ત્યાં પોતાના નાના ભાઈ રા. બા. મનુભાઇ જે હાલમાં વડોદરા રાજ્યના દિવાનપદે છે તેમની સાથે ભાવનગર આવી રહ્યા. ભાવનગરમાં આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં પ્રોફેસર ઉનવાળાના હાથ નીચે બને ભાઇઓએ અંગ્રેજી અભ્યાસ આરંભ્યો, અને ઈ. સ. ૧૮૮૩માં મેટ્રિક્યુલેશનની પરીક્ષા સાગમટે પસાર કરી, એટલે બંને ભાંડુઓ મુંબઇમાં આવી એલ્ફિન્સ્ટન કોલેજમાં અને એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં દાખલ થયા.

માણુભાઇનો કોલેજનો અભ્યાસ ઘણો યશસ્વી નીવડ્યો છે. પ્રોફેસર વર્ડ્ઝવર્થ અને પ્રોફેસર મેકમિલન જેવા બહુશ્રુત શિક્ષાગુરુઓનું શિષ્યત્વ મેળવવાને ભાગ્યશાળી થયા હતા. થોડા વખતમાં તેમના નાના ભાઇ મનુભાઇ પણ તેમની સાથે થઇ ગયા અને બન્ને ભાઇઓ સાથે સાથે ઈ. સ. ૧૮૮૬ માં બી. એ. ની પરીક્ષામાં બીજા વર્ગમાં ઉંચે નંબરે પાસ થયા. આ પછી તેમણે ઇતિહાસ તથા તત્વજ્ઞાનનો ઐચ્છિક વિષય લઈ એમ. એ. ની પદવી માટે અભ્યાસ શરૂ કર્યો, પરંતુ તેમાં તે નિષ્ફળ નિવડ્યા, એટલે તેમણે કાયદાનો અભ્યાસ આરંભી ઈ. સ. ૧૮૯૧ માં એલએલ. બી. ની પરીક્ષા પસાર કરી.

ભાજુભાઇમાં સાહિત્યસંસ્કાર જન્મથીજ હતા. તેમાં અંગ્રેજી અને સંસ્કૃત ભાષાના અધ્યયનથી વૃદ્ધિ થઇ. બી. એ. ની ઉપાધિ લીધાં પછી એમ. એ. ના અભ્યાસની સાથે સાથે તેમના સાહિત્યસંસ્કારે મુંબાઇની શારદાપીઠના પારિતોષિક નિબંધોએ એ દિશા પ્રતિ તેમનું ધ્યાન આકર્ષ્યું એટલુંજ નહિ પણ તેમને તે દિશા તરફ પ્રવૃત્ત કર્યા તેમણે ઇ. સ. ૧૮૮૯ માં શારદાપીઠનો "Introduction and development of Indian Railways and Telegraph System and their influence on the Social and Economic condition of India." (હિંદુસ્તાનનાં રેલ્વે અને તારખાતાઓના પ્રવેશન અને પ્રગતિ તથા હિંદુસ્થાનની સાંસારિક અને આર્થિક સ્થિતિપર તેની અસર" એ વિષય ઉપર નિબંધ લખી Sir George Le Grand Jacob નું પારિતોષિક મેળવ્યું. તેમના આ પ્રયાસમાં તેમને ફત્તેહ મળ્યા એ ઉત્સાહિત થઇ-તેમણે બીજેજ વર્ષે એટલે ઇ સ. ૧૮૯૦માં "હિંદુસ્તાનની ખેતીની સુધારણાની ઉત્તમોત્તમ રીતિ" (The Best Method of improving Indian Agriculture) એ વિષય ઉપર નિબંધ લખ્યો, અને Ashburner Prize નું પારિતોષિક તેમને મળ્યું. આ પ્રયાસમાં પણ તે વિજયી નિવડ્યાથી ઇ. સ. ૧૮૯૧ માં તેમણે Manekji Limji Gold Medal ના પારિતોષિક નિબંધ માટે પ્રયાસ કર્યો, અને 'નાના ફડનવિસ'નો નિબંધ લખી સુવર્ણચંદ્રક મેળવ્યો. આ પ્રમાણે દર વર્ષે શારદાપીઠના ફપલા નિબંધોની હરિફાઇમાં તેમના એમ. એ. ના અભ્યાસ ઉપર તેની કાંઇક અસર થઇ, પરંતુ એથી આર્થિક, ઐતિહાસિક અને ખેતી જેવા વિષયો ઉપર ઉત્તમ નિબંધો લખી તેમનું સાક્ષરત્વ તેમણે પ્રત્યક્ષ કર્યું.

ભાજુભાઇએ વિદ્યાર્થિ અવસ્થામાંજ તેમનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબુ નિબંધો લખી સિદ્ધ કરી આપ્યો હતો. પરતુ એ સિવાય એ અવસ્થામાંજ તેમણે પોતાના પૂજ્ય પિતાને પગલે ગુજરાતીમાં 'નલીનિ' નામનું નવલકથાનું પુસ્તક લખ્યું હતું જે હજી સુધી અપ્રસિદ્ધ રહ્યું છે. તે ગદ્ય સારૂં લખી જાણતા હતા તેમ કવિ નર્મદના થોડા પરિચયથી પદ્ય પણ રચી જાણતા તથા ગાઇ જાણતા હતા. તેમનો કંઠ મધુર હતો, તેથી સ્વકૃતિની તથા બીજી કવિતાઓ ગાઇ મિત્રોને આનંદ કરાવતા હતા. સ્વભાવે ઘણા આનંદી હતા, સુશીલ હતા. ક્રોધ કદિ તે જાણતાજ નહોતા. જ્યારે જોઇએ ત્યારે તેમનો ચહેરો હસતોજ રહેતો હતો, એટલુંજ નહિ, પણ તે નાનાની સાથે નાના તથા મોટાની સાથે મોટા હતા. સ્વભાવે બહુ બોલા મીઠી મશ્કરી કરવાવાળા હતા. તેમની ટોળથી સર્વને આનંદ થતો. તે એટલે સુધી કે એમનાં મિત્રોમાં કોઇ દિલગીર હોય તો ભાજુભાઇના સમાગમથી તેમની દિલગીરી ઘડીમાં ઉડી જતી. આ તેમના આનંદી અને સુશીલ સ્વભાવને લીધે તે વકીલ વર્ગમાં તેમજ મિત્રમંડળમાં એક સરખા પ્રિય થઇ પડ્યા હતા. 'ગુજરાતી' પત્રકારે એમના અવસાનની નોંધ લેતા યોગ્યજ કહ્યું છે કે "Resourceful and a master of repartees he was the very image of Joviality, and whether in the crowded vakils' room or in the company of friends, his wit and his pleasantries flew fast; the latter were of the genuine Surat brand and got on the nerve of prudish people."

ઇ. સ. ૧૮૯૨ માં એલ. એલ. બી. ની પદ્વી લીધા પછી તેમણે મુંબાઇ રહી ધી ઓનરેબલ મી. ગોકળદાસ કહાનદાસ પારેખની સાથે વકીલાતનો ધંધો શરૂ કર્યો. આ અરસામાં તેમણે 'કરણઘેલો' નું લગભગ ૩૦ વર્ષ સુધી અપ્રસિદ્ધ રહેલું પુસ્તક મુંબાઇ સરકારના કેળવણી ખાતાની ઇચ્છાનુસાર તેમાં થોડો ફેરફાર કરી શાળોપયોગી અને લોકોપયોગી એમ બે આવૃત્તિમાં પ્રસિદ્ધ કર્યું અને આદિ નવલકથાનો પુનરુદ્ધાર કર્યો. વકીલાતના ધંધામાં કાયદાની બારીકી તથા તેમાં રહેલી ઝીણવટનો અર્થ તે એવી સારી રીતે સમજી શકતા તથા તેમાં ઊંડા ઉતરી એવો સરસ રસ્તો કાઢતા કે તે થોડા સમયમાં મુંબાઇમાં તેમજ બહારગામમાં એક હોશિયાર વકીલની પંક્તિમાં ગણાતા લાગ્યા. આવા ધીકતા વકીલના ધંધા સાથે તેમની સાહિત્ય પ્રવૃત્તિ ઓછી થઇ ન હતી. તેમણે તેમના નાનાભાઇ રા. રા. મનુભાઇ સાથે 'હિંદુસ્તાનના દેશી રાજ્યો' એ વિષય ઉપર મોટું પુસ્તક અંગ્રેજીમાં તથા તેનું ગુજરાતી કરી ગુજરાતીમાં પ્રસિદ્ધ કર્યું છે. આ ઉપરાંત તેમના કાયદાની બારીક ઝીણવટ ઉપરના કાબુને લીધે તેમને વડોદરા રાજ્યે રાજ્યના કાયદાઓ ગુજરાતીમાં લખી આપવા પસંદ કર્યા હતા. વળી તેમના ઉંચા ગુજરાતી જ્ઞાનને લીધે તેમને મુંબાઇ સરકારના કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોની પરીક્ષક કમિટિ જે 'બુક કમિટિ' ને નામે પ્રસિદ્ધ છે તેમાં એક સભાસદ તરીકે નીમ્યા હતા. પરંતુ પોતાના ધંધામાંથી પૂરતો અવકાશ નહિ મળવાને લીધે એ કામ તેમણે થોડા સમય પછી મૂકી દીધું હતું. વળી શારદાપીઠ તરફથી મેટ્રિક્યુલેશન પરીક્ષામાં તે ગુજરાતીના તથા કેટલોક વખત સુધી એલએલ. બી. ની પરીક્ષાના એક પરીક્ષક નીમાતા હતા, એટલુંજ નહિ પણ છેલ્લાં છેલ્લાં ગયે વર્ષે તેમને કાયદાની એલએલ. એમ. ની ઉંચામાં ઉંચી પરીક્ષાના પરીક્ષક તરીકે શારદાપીઠે પસંદ કર્યા હતા. આ પ્રમાણે શારદાપીઠેજ તેમના કાયદાના ઉચ્ચ જ્ઞાનની કદર કરી હતી એમ ન હતું, પરંતુ હાઇકોર્ટે પણ તેમને હાઇકોર્ટના વકીલોની પરીક્ષામાં એક પરીક્ષક તરીકે પસંદ કર્યા હતા.

સાહિત્ય પ્રવૃત્તિ સિવાય લોકોપયોગી કાર્યમાં પણ મોતીભાઇ તેટલોજ ઉત્સાહ ધરાવતા હતા. એનું એકાદ દૃષ્ટાંત અત્રે લઇએ. છપ્પનીઆના દુષ્કાળ વખતે ગરીબ અને ભુખે મરતા અનાથોને માટે મુંબાઇમાંથી ઉઘરાણું કરવાને તેમણે અથાક શ્રમ લીધો હતો, એટલુંજ નહિ પણ સુરતમાં તે વખતે નાગર યુવકોએ જે નાટક ભજવી બતાવ્યું હતું તેમાં યુવકપાત્રોને તૈયાર કરવામાં તથા બીજી રીતે મદદ કરવામાં આગળ પડતો ભાગ લીધો હતો. વળી સુરતમાં નૅશનલ કૉન્ગ્રેસ ભરવાનો સુરતીઓનો વિચાર થતાં, માત્ર થોડો સમય રહેલો હોવા છતાં કમ્મર બાંધી તે કાર્યમાં પણ ઉત્સાહભેર તેમણે કામ કર્યું હતું.

બે વર્ષ ઉપર સુરતમાં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના સંમેલન સમયે પણ મોતીભાઇએ તેમની અતિ નબળી તબીયત હોવા છતાં એક મંત્રી તરીકે કામ કરવાને ના પાડી નહોતી. તેઓ વાચાળ હતા, સ્વભાવે આનંદી હતા એટલે જ્યારે જ્યારે સમજનાની મોટી મંડળીઓમાં કે સમાજમાં પ્રમુખપદની જરૂર જણાય ત્યારે ત્યારે મોતીભાઇને તે કાર્ય માટે વિનંતિ કરવામાં આવતી, અને અમને યાદ છે કે વિદ્યાર્થી અવસ્થામાં કે તંદુરસ્ત તબીયત વખતે પણ

તેમણે થયેલી વિનતિનો નકાર કદિ કર્યો નથી; એજ તેમનું સુશીલપણું તથા તેમની સમાં જસેવા બતાવી આપે છે.

માંજુભાઇને સંસાર સુધારાનો આડંબર નહોતો, તથાપિ પોતે તેના હિમાયતી હતા. પોતાના બન્ને ભાઇઓ રા. રા. મનુભાઇ તથા રા. રા. વિનાયકના પરદેશ ગમનના નામાંને પ્રાયશ્ચિતના ઝઘડામાં માંજુભાઇએ પૂર્વકોના વિચારને વળગી રહી જે હિમ્મત અને શૌર્ય બતાવ્યું હતું અને તેથી સમાજને જે લાભ કરી આપ્યો છે તે માટે નાગરો તેમનો કદિ ઉપકાર ભૂલશે નહિ.

માંજુભાઇના પ્રવૃત્તિમય જીવનને લીધે તેમની તબીયત કાંઇક કથળી. તેમાં મુબાઇના પાણીએ પગ ઘાલ્યો, અને માંજુભાઇ વ્યાધિગ્રસ્ત થયા. તેમના અમુઝણના તથા નબળા પડી ગયલા હૃદયના વ્યાધિને લીધે તેમને પોતાનો ધીકતો ધંધો છોડવો પડયો, તે એટલે સુધી કે તેમને તેમાથી તદ્દન વાનપ્રસ્થ થવું પડયું. આ વખતે આવી નાદુરસ્ત તબીયતમાં પણ તેમણે પોતાના સૌથી નાના ભાઇ રા. વિનાયક જે આઇ. સી. એસ માં પાસ થયેલા છે, અને હાલમા યુનાઇટેડ પ્રોવિન્સીઝ અને અયોધ્યામા નકલેટરની પદ્વીએ છે તેમની સાથે પોતાના પૂજ્ય પિતાના જીવનવૃત્તાંતનું પુસ્તક લખ્યું અને મુદ્રાંકિત કર્યું. પરંતુ છેલ્લા જ પ્રૂફ તપાસવાને તથા તે પ્રસિદ્ધ થયેલું જોવાને તે ભાગ્યશાળી થયા નહિ.

અત્રે અમારે કહેવું જોઇએ કે માંજુભાઇનો વકીલાતનો ધંધો પૂર જોસમાં ચાલતો હતો તે વખતે કચ્છ, રાધનપુર, લુણાવાડા જેવાં મોટાં રાજ્યોમાં નોકરી સ્વીકારવા માગણી થઇ હતી, પરંતુ તેમાંની કોઇ તેમણે સ્વીકારી નહોતી. માંજુભાઇને બે પુત્ર અને ત્રણ પુત્રીઓ છે. બે પુત્રમાંના મોટા એલએલ. બી નો અભ્યાસ કરે છે, અને નાના બી. એ. થયા પછી આઇ સી એસના અભ્યાસ માટે ગયે વર્ષે વિલાયત ગયા છે, પુત્રીઓએ પણ ઉચ્ચ કેળવણી લીધેલી છે. કેળવણીના જ ઉપાસક પિતાના કુટુંબમાં સર્વત્ર કેળવણી જ ઝળકી રહેલી છે.

છેવટે સુરતના આ સાક્ષરની પ્રવૃત્તિમય જીવનની જીવનકથાની ટુંક રૂપરેખા આલેખતાં અમને અશ્રુપાત થયો છે, પરંતુ ભાવિ બળવાન છે એ તથા તેમના જીવન સાફલ્યના વિચારે તેમના જીવનની યથાશક્તિ કથા પ્રજા સમક્ષ મૂકી એ આદથી ઋણ મુક્ત થઇએ છીએ, ને પરમદયાળુ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે તેમના આત્માને શાંતિ મળો.

તંત્રી

(૨)

## રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યાનો સ્વર્ગવાસ

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै-
विज्ञानशौर्यविभवार्यगुणैः समेतम् ।
तन्नाम जीवितमिह प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिरं च बलिं च भुङ्क्ते ॥

રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યાના શોકજનક સ્વર્ગવાસની નોંધ લેતાં અમને અત્યન્ત દિલગીરી થાય છે. નડીઆદ એ નાગરરત્નોની ખાણ છે અને પ્રાચીન પ્રશસ્ત શૈલીના બહુશ્રુત સાક્ષરોથી એ નગરી અલંકૃત થઇ છે. રા. રા. જવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, રા. રા. મણીલાલ નભુભાઇ દ્વિવેદી, અને રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા—એ સર્વ લગભગ એકજ પ્રણાલીના વિદ્વાનો હતા. રા. રા. મણીલાલ નભુભાઇ દ્વિવેદી એકલાનુંજ જીવન કેવળ કેળવણીના વ્યાપારમાં વ્યતીત થયું હતું. બાકીના સર્વ સાક્ષરો બહુધા અન્ય વ્યાપારોમાંજ ઉધુંક્ત હતા. સાહિત્યનું સેવન તેઓ અવકાશના સમયમાંજ કરતા. આમ છતાં પણ એ બધા વિદ્વાનોએ ગુજરાતી સાહિત્યને કેળવ્યું અને પોષ્યું છે એટલુંજ નહિ, પરંતુ તેમણે તેની અદ્વિતીય સેવા કરી તે પર પોતપોતાના વિશિષ્ટ સંસ્કાર પાડ્યા છે તે આગામિની પ્રજાને માર્ગદર્શક થઇ પરમોપકારક થાય છે.

પ્રિન્સિપલ સેલ્બિ કહેતા કે અહિંના પદવીધારીઓની (ગ્રૅજ્યુએટોની) અવલોકનશક્તિ જોઇએ તેવી કેળવાયલી હોતી નથી. ખા. બ. જમશેદજી અરદેશર દલાલ પોતાના અનુભવથી કહેતા કે હાઇ સ્કૂલોના શિક્ષકો વર્તમાનપત્રો વાંચી પોતાના જ્ઞાનમાં જોઇએ તેવી વૃદ્ધિ કરતા રહેતા જણાતા નથી; અને તો તેમના કરતાં અન્ય માર્ગે જીવન-નિર્ગમન કરનારા કેળવાયલા પુરુષો વિશેષ જિજ્ઞાસા ધરાવતા માલમ પડે છે. આ બંને વિદ્વાનોના કહેવામાં મને પણ રસ લાગે છે. જ્યાંસુધી વિદ્યાની અભિરુચિ ઉત્પન્ન થઇ નથી ત્યાંસુધી તેની વૃદ્ધિ કરવાની આશા કોઇ પણ પુરુષને વિષે રાખવી એ નિરર્થક છે. ઉપર કહેલા નડીઆદના નાગર નરોત્તમોમાં વિદ્યાવિલાસનાં બીજ વવાયાં હતાં અને તે બીજાંવાપ સંસ્કારી અને યોગ્ય પાત્રોમાં થવાથી તેનું સંવર્ધન અને પોષણ થઇ ફળફૂલોથી સુશોભિત, અને શાખાપ્રશાખાથી વિસ્તૃત વિદ્યાવૃક્ષો થયાં, તેમાંથી ગુજરાતી સાહિત્યના સેવન અને પરિશીલન કરનારે અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ ફળનો ઉપભોગ કર્યો છે. ભાષાની વિજયપતાકા એ વૃક્ષો પર સતત ઉડતી રહેશે.

આ પ્રાચીન, પ્રબળ સરણીના વિદ્વાનો એક પછી એક અસ્ત પામ્યા છે અને તેમનાં સ્થાન જલદી પુરાવાનો સંભવ જણાતો નથી. એમના સાર્થક જીવનનાં મુખ્ય કારણો

મારા સમજવા પ્રમાણે, ત્રણ હતાઃ—૧. વિદ્યાનું વ્યસન અને બહુશ્રતપણું; ૨. નિયમિત જીવનક્રમ; અને ૩. સદુદ્યોગ. શિષ્ટ જ્ઞાતિના સંસ્કારની સાથે સંગીન શિક્ષણ મળવાથી તેઓ વિદ્યાવિનોદી અને બહુશ્રુત થયા હતા તેમજ વ્યવસ્થિત જીવન ગાળવા ટેવાયા હતા. રા. રા. જવેરીલાલભાઈની દિનચર્યા કેવી વ્યવસ્થિત હતી તે જોવાનો લાભ હું એલ્ફિન્સ્ટન કૉલેજમાં સંસ્કૃત પ્રોફેસર તરીકે કામ કરતો હતો તે પ્રસંગે એમને ત્યાં થોડાક દિવસ રહેવા ભાગ્યશાળી થયો હતો ત્યારે મને મળ્યો હતો. દરરોજ પ્રાતઃકાળમાં ૭ વાગતે તેઓ ઊઠતા અને દાતણ પાણી કરી પરવારતા એટલે 'ટાઇમ્સ ઑવ્ ઇંડિઆ' આવ્યુંજ હોય તે પર ઉપલક નજર કરી જતા. ત્યારપછી પ્રાતઃસ્નાન કરી ગીતા વગેરેનો પાઠ કરી આઠેક વાગતાને સુમારે શાસ્ત્રી જયકૃષ્ણના વ્યાખ્યાનમાં જતા. ત્યાંથી આવી દેશી રાજ્યોનું, મ્યુનિસિપૅલિટિનું, કાઉન્સિલનું, વગેરે પોતાનાં દરરોજનાં કાર્યો જોઈ જતા. કોઈ સદ્‌ગૃહસ્થો કાર્યપ્રસંગે મળવા આવ્યા હોય તેમની સાથે વાતચિત કરતા અને ભોજનનો સમય થયે ભોજન કરતા. ત્યારપછી ન્યુસપેપરો વાંચી તેમાં લખવાકરવાનું કાર્ય કરતા અને બપોરે મ્યુનિસિપૅલિટિ; કાઉન્સિલ, વગેરે સ્થળે જે દિવસે જ્યાં જવાનું હોય ત્યાં, જતા. ઘેર ગાડી હતી, છતાં સાંજે કૉલાબેથી, ચર્નિરોડ સગણુ દરિયાકિનારે દરરોજ પગે ચાલી હવા લેતા ઘેર પાછા ફરતા. રાત્રે પણ વિઆળુ કર્યા પછી કલાકેક વાચનમાં ગાળતા. આ પ્રમાણે તેમનું જીવન નિયમિત અને વ્યવસ્થિત હતું. આવું નિયન્ત્રિત જીવન સફળ અને યશસ્વી થાય તેમાં શી નવાઇ !

આ પ્રકારના જીવનમાંથી હાલની ઉછરતી પ્રજાને કેટલો બધો બોધ મળે છે ! રા. રા. દોલતરામભાઈનું પણ એવુંજ ઉદ્યોગી જીવન હતું. લુણાવાડામાં દિવાનગીરીની જોખમ ભરેલી પદવી પર હતા અને તેમાંથી નિવૃત્ત થયા પછી પણ સ્વામીનારાયણના ઑનરરિ મૅજિસ્ટ્રેટના, અને એવાં અનેક કાર્યમાં રોકાયલા હતા છતાં તેમણે ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. તેમના 'ઇન્દ્રજિતવધ,' 'અમરસત્ર' વગેરે ગ્રન્થો સુપ્રસિદ્ધ છે. તેમના પ્રાસંગિક લેખોથી આ. ... વર્ગ પરિચિત છે. તેઓ જૂની શૈલીના આચારવિચારના દૃઢ હિમાયતી હતા, પણ ઉચ્ચ કેળવણી ગુજરાતી સાહિત્યને મોટી ખોટ પડી છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે અપકી રહેલી છે. — — સંગીન સેવા કરનારો વર્ગ લુપ્ત થતો જાય છે એ બહુ દિલ-

ઉંવટે સુરતના આ સાક્ષ- આત્માને શાન્તિ અર્પો !

ખતાં અમને અશ્રુપાત થયો છે, પ.

વિચારે તેમના જીવનની યથાશક્તિ કર

છીએ, ને પરમદયાળુ પરમેશ્વર પ્રત્યે પ્રા

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

# कर्तव्यनिष्ठता

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના આ શ્લોકાર્ધમાં હાલના સમયને કેટલો બધો ઉપયોગી બોધ સમાયલો છે! વ્યાવહારિક દૃષ્ટિએ વિચારતાં એમાં બે તત્ત્વ રહેલાં છેઃ—૧. કર્તવ્યનિષ્ઠા અને ૨. ફળની અનપેક્ષા.

ગીતાનો બોધ કર્મયોગપર છે, ભક્તિયોગપર છે, કે જ્ઞાનયોગપર છે, તે વિચારવું એ આ લઘુ લેખનો ઉદ્દેશ નથી. વાસ્તવિક રીતે વિચારતાં કર્મ, ભક્તિ, અને જ્ઞાન, એ ત્રણે પરસ્પર સુસંબદ્ધ છે. કર્મનો ઉદ્દેશ બાહ્ય શુદ્ધિ નહિ પણ આન્તર શુદ્ધિ કરવાનો છે. જ્યાંસુધી આન્તર શુદ્ધિ થઇ અન્તઃકરણ પવિત્ર થતું નથી ત્યાંસુધી તેમાં ભક્તિનો ઉદય થતો નથી, અને ભક્તિ આરંભ થવા માટે જ્ઞાનની અપેક્ષા છે જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થાય છે, તેમ તેમ મનુષ્ય ઉંચે પગથીએ ચડે છે. આ પ્રમાણે કર્મમાર્ગ, ભક્તિમાર્ગ, અને જ્ઞાનમાર્ગ, એ જુદા જુદા અધિકારીઓને માટે જુદી જુદી પરિસ્થિતિમાં ભિન્ન ભિન્ન સોપાનો છે. એ વિષે વિવેચન કરવાનો કે ગીતાનું રહસ્ય સમજાવવાનો આ લઘુ લેખનો ઉદ્દેશ નથી. માત્ર ઉપલા બે તત્ત્વ વિષે બે બોલ બોલવા એજ ઉદ્દેશ છે.

કર્તવ્યનિષ્ઠા એટલે પોતાનું શું કર્તવ્ય છે તે જાણવું અને તે કરવા હમેશ ઉદ્યુક્ત રહેવું. કર્તવ્યના જ્ઞાનને માટે બહુ કેળવણીની જરૂર નથી. કેટલેક અંશે એ જ્ઞાન સર્વમાં હોય છે. જેમ અનીતિના કામની સમજણ બધામાં હોય છે, અનીતિમાન્ પુરુષ પણ નીતિની મહત્તા સમજે છે અને નીતિ અને અનીતિનાં કામોને જુદાં પાડી શકે છે; તેમ દરેક મનુષ્ય અમુક સ્થિતિમાં પોતાનો ધર્મ શો છે તે કેટલેક અંશે સમજે છે. જેમ મન કેળવાય છે તેમ એ સમજ વધતી જાય છે એ ખરી વાત છે; પણ એ પણ એટલીજ ખરી વાત છે કે કેળવણીથી કર્તવ્યના જ્ઞાનની વૃદ્ધિની સાથે કર્તવ્યપરાયણતાની પણ વૃદ્ધિ થાય છેજ એમ નક્કી કહી શકાતું નથી. ઘણે સ્થળે આપણે કેળવાયલા પુરુષોમાં પણ કર્તવ્યશૂન્યતા જોઇએ છીએ, અથવા તો કર્તવ્યનિષ્ઠતા ઘણી શિથિલ જોઇએ છીએ. ત્યારે કર્તવ્યનિષ્ઠતા શાથી આવે છે? કર્તવ્યનિષ્ઠતા એ એક પ્રકારની નીતિ છે અને જે કારણોથી નીતિના ગુણો બંધાય છે ને પોષાય છે તેજ કારણોથી કર્તવ્યનિષ્ઠતાની વૃત્તિ પણ દૃઢ થાય છે.

બહુ દિલગીરી સાથે કહેવું પડે છે કે આપણામાં એક વૃત્તિ ઘણી નિર્બળ છે. પાશ્ચાત્ય પ્રજામાં એ વૃત્તિ ઘણી પ્રબળ છે. દરેક પ્રજામાં તેની પરિસ્થિતિને યોગ્ય કેટલાક આચારવિચાર હોય છે. આપણા લોકો આ વાત પર લક્ષ આપ્યા વિના તેમના ગુણોનું અનુકરણ કરવાને બદલે બાહ્ય આચારવિચારો ગ્રહણ કરી લે છે; આવી વાનરચેષ્ટાથી દેશને કંઇ પણ લાભ થતો નથી. આપણે તેમની કર્તવ્યનિષ્ઠતા, સદુદ્યોગપરાયણતા, વ્યવસ્થાપૂર્વક અને પદ્ધતિસર કામ કરવાની શૈલી, આચારની શિષ્ટતા, કાળનો સદુપયોગ, અને એવા એવા સદ્‌ગુણો ગ્રહણ

સદાચારોનું અનુકરણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. જેમ પ્રજામાં કર્તવ્યનિષ્ઠતા દૃઢ થશે તેમ તેનો ઉદય સત્વર થશે એ નિઃસંશય છે.

પાશ્ચાત્ય પ્રજામાં દરેક પ્રકારના જીવનમાં કર્તવ્યપરાયણતાના અનુપમ દાખલા મળી આવે છે. થોડાજ દિવસ પર મેલ સ્ટીમર 'અરેબિઆ'ને ડુબાડી દેવામાં આવી તેવખતે એકે એક ઉતારૂને હોડીમાં ઉતાર્યા પછીજ કપ્તાન હોડીમાં કૂદી પડયો. એણે એનું કર્તવ્ય બરાબર બજાવ્યું. રાણા પ્રતાપસિંહ પોતાના પર અનેક દુઃખો આવી પડયા છતાં પોતાના કર્તવ્યમાંથી લવ માત્ર પણ ચલિત થયા નહિ અને અકબરને નમ્યું નજ આપ્યું. આપણી પ્રાચીન ભાવના એ વિષે ઘણાજ ઊંચા પ્રકારની છે. એક કવિએ રાજાના મુખમાં શબ્દ મૂકયા છે કે ભલે રાજલક્ષ્મી હમણાં ને હમણાં વિલય પામે, અથવા મારા ઉપર ખડ્ગની ધારા પડે, કે યમરાજા મારા શિરનું અવશ્ય હરણ કરે; પરંતુ મારું મન લેશ પણ ધર્મમાંથી—મારા કર્તવ્યમાંથી પ્રચલિત ન થાઓ.

પરંતુ હાલ એ ભાવના બહુ શિથિલ થઇ ગયલી જણાય છે. આપણામાં ઉદ્યમ અને કર્તવ્યની મહત્તા સમજી તેને પરપૂર્ણું કરવાની ટેવ જોઇએ તેવી પોષાયલી નથી. ઉપલક વિચાર કરતાં પણ માલમ પડશે કે એ ટેવ ન કેળવાયાથી કેટલી બધી હાનિ થાય છે. મોટાં શહેરોમાં આરોગ્યના સામાન્ય નિયમ ન સમજે એવો ઘણો થોડો ભાગ હોય છે; પરંતુ કેટલાં આંગણાં સ્વચ્છ રહે છે? મ્યુનિસિપૅલિટીના અધિકારીઓ હાથ નીચેના માણસોનાં કામ પર પૂરતી દેખરેખ રાખીને લોકોને સમજાવવાથી કામ થતું હોય તો તેમ કરી, વર્તતા થોડેજ સ્થળે જોવામાં આવે છે. આનું કારણ શું છે? અધિકારમાત્ર મનુષ્યને મદમાતો બનાવી તેનું મગજ ફેરવી નાખે છે. અધિકારની સાથે કર્તવ્ય જોડાયલું છે અને તે બરાબર અદા કરવાથીજ અધિકાર શોભે છે એવી સમજ બહુ થોડામાં હોય છે. વળી કર્તવ્ય કંઇ એમનું એમ થતું નથી. તેને સારૂ ઉદ્યોગની જરૂર છે, તે વગર કામ નીભતું હોય તો તે કરવા તરફ થોડાનેજ અભિરુચિ હોય છે. આ મારૂં કર્તવ્ય છે ને તે કરવા હું બંધાયલો છું એવી સમજ મનુષ્યમાત્રમાં આવવી જોઇએ. પોપ નામના અંગ્રેજી કવિએ યોગ્યજ કહ્યું છે કે માન કે શરમ કોઇ પણ સ્થિતિમાંથી ઉત્પન્ન થતાં નથી, તમે તમારૂં કર્તવ્ય બરાબર બજાવશો એટલે તેમાં તમને સંપૂર્ણ માન મળશે. એનો અર્થ એવો નથી કે ઇશ્વરે આપણને જે પરિસ્થિતિમાં મૂક્યા હોય તે પરિસ્થિતિ સુધારવાનો આપણે પ્રયત્ન ન કરવો. મનુષ્યમાત્રે પરિસ્થિતિ સુધારી ઉન્નતિમાં આવવાનો પ્રયત્ન કરવો એ તેનો ધર્મ છે. પરંતુ અમુક સ્થિતિમાં જે કર્તવ્ય હોય તે પૂરેપૂરૂં બજાવવું એ તેનું સર્વથી મોટું અને પહેલું કામ છે અને એ કર્યા પછી અવકાશનો વખત બીજા ઉદ્યોગમાં કાઢવાને કોઇ પણ જાતનો પ્રતિબંધ નથી. દાખલા તરીકે, શિક્ષકનો ધંધો માથે લીધો હોય તો તેનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય શાળાનું, પોતાનું કામ પરિપૂર્ણ કરવાનું છે. તે કરવાને બદલે પોતાનું ચિત્ત અન્ય પ્રવૃત્તિઓમાં રાખે તો તે પ્રથમ ઇશ્વરનો અને પછી પોતાના ઉપરિ અધિકારીઓનો ગુનેગાર છે. એવા પુરુષનું શ્રેય નજ થાય. તે શિષ્યવર્ગનું કે પ્રજાનું સન્માન પામતો નથી અને પોતાનું કામ બરાબર કરવાથી જે હૃદયનો સંતોષ મળે છે તેવો સંતોષ તે મેળવી શકતો નથી. પરંતુ પ્રાથમિક શાળાથી તે મોટા વઘા-

પર્યન્ત કેટલા શિક્ષકો કર્તવ્યપરાયણ રહી પોતાના શિષ્યવર્ગને સંપૂર્ણ સંતોષ આપે છે? કેટલા ઉપરિ અધિકારીઓ દેખરેખ રાખવાનું કામ બરાબર બજાવી ગુણદોષની સમ્યક્ પરીક્ષા કરી યોગ્યતાની કદર કરે છે, અને કર્તવ્યશિથિલ ને કર્તવ્યવિમુખ શિક્ષકોને યોગ્ય શાસન પહોંચાડે છે? સર્વ પોતાની ફરજ બરાબર અજમાવતા હોય તો હાલ શિક્ષણને માટે સર્વત્ર અસંતોષ ઉત્પન્ન થવા પામ્યો છે તે થાતજ નહિ. આમાં એકલા દેશી શિક્ષકોજ કર્તવ્યપરાઙ્મુખ છે, અને અસંતોષ આપે છે એમ સમજવાનું નથી. ઉપર કહ્યું છે કે આપણામાં પાશ્ચાત્ય પ્રજા જેવી કર્તવ્યનિષ્ઠતા નથી. આ સામાન્ય વચન છે અને દરેક સામાન્ય વચનમાં અપવાદ હોય છે. આથી જેમ આપણામાં કેટલાક પોતાનો ધર્મ બહુ ઉત્તમ રીતે બજાવે છે, તેમ પાશ્ચાત્ય પ્રજામાં કેટલાક અધિકારથીજ સંતુષ્ટ રહે છે, અને તેનું બળ અજમાવવા ચૂકતા નથી; પરંતુ પોતાનું કર્તવ્ય કરવામાં શિથિલ હોય છે. મારૂં કર્તવ્ય મારે ગમે તે પ્રકારે કરવુંજ જોઇએ એવી નિષ્ઠા હોય તો પોતાનામાં ઓછી શક્તિ હોય તો તે શક્તિમાં પણ તે ઉદ્યોગથી વધારો કરી શકે છે; ઉદ્યોગથી મનુષ્ય શું કરી શકતો નથી? પરંતુ જેનામાં કર્તવ્યપરાયણતા નથી, અને તે ઉત્પન્ન કરે એવા તેનું કામ તપાસનારા અધિકારીઓ પણ નથી, તેને ઉદ્યોગ કરવાનું મનજ ક્યાંથી થાય! દેશનો અભ્યુદય કેળવણી પરજ આધાર રાખે છે, અને તે કેળવણી આપનારા વર્ગમાં તેમજ તેના ઉપરિ અધિકારીઓમાં જ્યાંસુધી જોઇએ તેવી કર્તવ્યપરાયણતા આવશે નહિ ત્યાંસુધી ગમે તેટલી પરિષદો ભરી સુધારા કરવાના ગમે તેવા ભગીરથ પ્રયત્ન કરશો તો તે પણ સફળ થવાના નથીજ.

આપણા સાહિત્યના ક્ષેત્રનો વિચાર કરો. પરિષદો ભરાય છે. અનેક દૃષ્ટિથી અનેક વિષયોની ચર્ચા થાય છે. એ બધું ઇષ્ટ છે; નથી એમ કહેવાનો બીલકુલ આશય નથી. પરંતુ એટલું તો સર્વને સ્પષ્ટ જણાય છે કે જેટલી વાક્પટુતા જોવામાં આવે છે તેટલી કર્મવીરતા જોવામાં આવતી નથી. આનું કારણ ખુલ્લુંજ છે; બોલવામાં કંઇ મહેનત પડતી નથી ને પડે છે તે ઉત્તમ ગ્રન્થો લખવા જેટલી તો નહિજ. આથી આવું કામ કરનારા ઘણા માલમ પડે છે અને સાહિત્યની સંગીન સેવા કરનારા જોઇએ તેટલા જણાતા નથી. એ વાક્પટુતા-વીરો કટિબદ્ધ થઈ કર્મપરાયણ થાય તો સાહિત્યનું સ્વરૂપજ બદલાઈ જાય. ગુજરાતી સાહિત્ય ઘણું દરિદ્ર છે, મરાઠી ને બંગાળી સાહિત્ય જેવું સમૃદ્ધ નથી, એમ કહ્યા કર્યાથી શું વળવાનું છે? એની દરિદ્રતા દૂર કરો. સાહિત્યનાં અનેક અંગો પરિપૂર્ણ કરો. ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, દરેકમાં આપણી દૃષ્ટિથી આપણી પ્રજાને ઉપયોગી થાય એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરો. સંક્ષેપમાં, આપણે હમેશ નીચેની આર્યા લક્ષમાં રાખી કામ કરવું જોઇએઃ—

गर्जति शरदि न वर्षति वर्षति वर्षासु निःस्वनो मेघः ।
नीचो वदति न कुरुते न वदति करोत्येव सुजनः ॥

શરદ્ ઋતુમાં વરસાદ ગાજે છે, વર્ષતો નથી, વર્ષા ઋતુમાં ગાજ્યા વગર મેઘ વર્ષે છે. (આપણામાં કહેવત છેજ કે ગાજ્યા મેઘ વરસે નહિ ને કહ્યાં કામ કરશે નહિ). નીચ પુરુષ માત્ર વાણી વદે છે, કાર્ય કરતો નથી. પરંતુ સુજન વાણી વદતો નથી, તે તો કાર્ય કરે છેજ.

ઉપર દર્શાવ્યા પ્રમાણે સાહિત્યમાં ખરા કર્મવીરોની જરૂર છે. આપણું સાહિત્ય સમૃદ્ધ થાય તેને માટે સારાં સારાં પુસ્તકો રચાવવાની જરૂર છે. માત્ર ચર્ચા કરી જે થોડા પુરૂષો પુસ્તકો પ્રસિદ્ધ કરી સાહિત્યની ઉન્નતિ કરતા હોય તેમને ઉતારી પાડવાનો પ્રયત્ન કરવાથી

સાહિત્યની સેવા થવાની નથી. છિદ્રાન્વેષી અને દોષૈકદૃક્ વૃત્તિ સંતુષ્ટવી ઘણી સહેલી છે. એવી વૃત્તિથી ઉત્તમમાં ઉત્તમ પુસ્તકોમાં દોષ દર્શાવી શકાય છે, એનું નામ પુસ્તકપરીક્ષા કહેવાયજ નહિ. સમગ્ર પુસ્તકનું લખાણ, તેનો ઉદ્દેશ, તેની ભાષા શૈલી, વિવરણસરણિ, શાસ્ત્રીય વિદ્વત્તા, વગેરેનો વિચાર કરી પુસ્તકની પરીક્ષા કરવાની છે. અહિંથીતહિંથી શબ્દોને, શબ્દસમુદાયને, કે વાક્યને તેના સંબંધથી પરિચ્છિન્ન કરી તે પર ટીકા કરવી એ સાધુ ભાવથી થતી ટીકા નથી, પરંતુ હરિએ बोद्धारो मत्सरग्रस्ताः એમ કહ્યું છે તે પ્રમાણે માત્સર્યથી ઉત્પન્ન થતી ટીકા છે. એટલું યાદ રાખવુંજ જોઇએ કે वक्तुं सुकरं कर्तुं दुष्करम्—કોઇ પણ કાર્ય વિષે કહેવું ઘણું સહેલું છે, પણ તે કરવું અઘરૂં છે. વળી એ પણ યાદ રાખવું જોઇએ કે મનુષ્યમાત્ર દોષને પાત્ર છે. નાની નાની ભૂલો અનેક રીતે થાય છે તે જે કામ કરે છે તેજ જાણે છે.

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधति पण्डिताः ॥

જે ચાલે તેને ગફલતથી ઠોકર પણ વાગે; આવી સ્થિતિમાં દુર્જનો હસે છે; પંડિતો તો દોષોનું સમાધાન કરે છે. Even Homer nods—હોમર પણ ઝોકાં ખાય છે. પરંતુ, એવે સ્થળે જેમ શિવજીએ ચંદ્રને માથે ચઢાવ્યો છે, ને વિષને ગળામાં રાખ્યું છે, તેમ ડાહ્યા પુરુષો ગુણને પ્રાધાન્ય આપી તેની સ્તુતિ કરે છે, અને દોષને મનમાં રાખે છે(गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडौ विवेश्वरः। शिरसा श्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥ ) વળી કામ કરનારા સાહિત્યના ઉપાસકો એવા ટીકાકારો કે ચર્ચાકારોની દરકાર કરતા નથી. ભવભૂતિએ યુક્તજ કહ્યું છે કે

ये नाम केचिदिह नः प्रथयन्त्यवज्ञां
जानन्ति ते किमपि तान् प्रति नैष यत्नः ।
उत्पत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥

પૃથ્વી વિશાળ છે, કાળ નિરવધિ છે, જે ભાવથી પુસ્તક રચાયું છે તે સમજી તેની દરકાર કરનાર પુરુષો હશેજ, અથવા નહિ હોય તો હવે પછી ઉત્પન્ન થશે. તેવા પુરુષો માટેજ આ પ્રયત્ન છે. જેઓ જ્ઞાની છે અને તે કારણથી અમારી અવજ્ઞા કરે છે તેમને માટે આ પ્રયત્ન નથી

આ પ્રમાણે કર્તવ્યનિષ્ઠતા વિષે થોડાક વિચાર દર્શાવ્યા. શ્રીમદ્ભગવદ્ગીતાના શ્લોકોમાં બીજી વાત એ કહી છે કે ફળની અપેક્ષા ન રાખવી. અર્થાત્, ફળ થાય કે ન થાય, આપણે આપણું કર્તવ્ય યથાશક્ત કરવું. કેટલીક વાર એવું પણ બને કે આપણને ઉદ્યોગનું ફળ ન મળે તેનાં અનેક કારણ હોય, પણ તેનાથી આપણે નાઉમેદ થવું નહિ. પરંતુ હમેશ આપણે આપણું કર્તવ્ય કર્યાજ કરવું આપણાં સર્વ કાર્યો ભગવચ્છરણ કરવાં. તેમને ફળ આપવું હશે તો આપશે ને નહિ આપવું હોય તો નહિ આપે આપણું હૃદય આપણને કોઇ પણ દિવસ ડંખે નહિ, આપણા કામને માટે લાજ લાગે નહિ, એમ હંમેશ વર્તવું, એવો ઉત્તમ વ્યાવહારિક બોધ ગીતાના વચનમાં સમાયલો છે, અને જેમ તેને અનુસરતું આપણું વર્તન કરીશું તેમ આપણું કલ્યાણ થયા વિના રહેશે નહિ.

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

# વ્હાલાં!

( રાગ ગઝલ-કવ્વાલી )

વિરાજ્યાં ઉરમાં તો ના, કદી દૂરે જશો વ્હાલાં!
ભળે વારિ-વિષે વારિ, થશો ના દૂર એ વ્હાલાં!
ઉડો તો યે રહી જાતાં, અહેમાનો ખરે વ્હાલાં!
ઉંચે જાતાં બહુ ઉડી, પડો ના દૃષ્ટિએ વ્હાલાં!
પ્રતિમા ઉરમાં સ્થાપી, થશે ના આંખી એ વ્હાલાં!
ભલે સ્થૂળે ત્યજી ચાલ્યાં, અહીં તો સૂક્ષ્મ છે વ્હાલાં!
કહે સૃષ્ટિ તણા લોકો, 'વહાલાં ભૂત તો થાતાં'!
'વહાલાંની કરી ચિંતા, વહાલાં ભૂત તો થાતાં'!
હશે જો સત્ય લોકોક્તિ, રૂડું શું અન્ય છે વ્હાલાં!
ભૂતોને ભૂત ભેટીને, ભલે ને ભોગવે વ્હાલાં!
થયાં હો ભૂત ભાવિનાં, તમોને દ્વાર છે ખુલ્લાં!
સુખેથી દોડતાં આવી, વિરામો ગૃહમાં વ્હાલાં!
ત્હમારા યોગથી રાચી, ઉરે વિશાળને સેવી!
ત્હમારૂં ઋણ દેવું એ, અમારા ભાગ્યની હેવી!
રડી બાળી દુઃખી કીધાં, દીધાં ના સુખ દેવાનાં!
નથી લ્હાવો લીધો જન્મી, સરાવી શ્રાદ્ધ વ્હાલાંનાં!
કદી ના હાથ મુકાવ્યો, શિરે વ્હાલાં! રીઝાવીને!
નથી પાયે પડી પ્રીતે, કરી યાત્રા સુહાવીને!
તમોને રીઝની, પિતૃ! વૃષાકતે ચતુર્માસે!
ચતુર્મા વૃષ્ટિ આશીષે, થશે ત્યારે જ રીઝાશે!
સુકાં હેડાં તરી ટોચે, ભીંજાશે, ડુબશે વ્હાલાં!
મળીને તાર થઈ એકી, ભળી જાશે સુખે વ્હાલાં!

અરજીલાલ.

# राणकदेवी विषे केटलाक दुहा.

જે સાચે સોરઠ ધડયો, ઘડિયો રા'ખેંગાર
તે સાચો ભાંગી ગયો, જાતો રેલો લુહાર.

લોકમાન્ય ઉક્ત દોહરાનો શૂરવીર ને પ્રસિદ્ધ પુરૂષ આપણા આજના લેખની સતી રાણકદેવીનો ધણી થતો હતો. તે પ્રાચીન સૌરાષ્ટ્ર અને હાલના સોરઠનો રાજા હતો ને તેની રાજ્યધાનીનું શહેર જુનાગઢ હતું. તે ઈ. સ. ૧૦૯૮ થી ઇ.સ. ૧૧૧૬ સુધી ગાદીએ હતો. આટલી વાત તો ઇતિહાસ પ્રસિદ્ધ છે કે પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહે જુનાગઢ પર સ્વારી કરી હતી, ને ત્યાંના રાજા રા'ખેંગારને મારી રાણી રાણકદેવીને પકડી તેની સાથે પરણવા તેને પાટણ લઇ ગયો હતો. પણ રાણકદેવી તેને પરણી નહિ એટલે સિદ્ધરાજને તેને પાછી કાઠિયાવાડમાં લાવવી પડી. અહિં લાવતાં રસ્તામાં વઢવાણ જે કાઠિયાવાડની ભાગોળ કહેવાય છે ત્યાં ભોગાવા નદીને કાંઠે તે સતી થઇ.

અત્ર એટલું કહેવું જોઇએ કે સિદ્ધરાજની જુનાગઢ પર ચઢાઇનું કારણ રાણકદેવી પોતેજ હતી. એટલે આ લેખને અંગે એમાંના મુખ્ય પાત્રો રાણકદેવી અને સિદ્ધરાજ વિષે કાંઇક ઐતિહાસિક હકીકત આપણે જાણવી આવશ્યક છે.

રાણકદેવી વિષે એવી દંતકથા છે કે કચ્છ દેશમાં પાવર[૧] કરીને જગ્યા છે તેના રાજા શેરપાવરની તે દીકરી થતી હતી. તે મૂળ નક્ષત્રમાં જન્મી હતી. એના ગ્રહની કુંડળી જોષી પાસે મંડાવતાં જોષીએ માત્ર સંજ્ઞામાં રાજા શેરને કહ્યું કે આ કુંવરી જેવા યોગમાં અવતરી છે તેવા યોગમાં કોઇ દીકરી અવતરી હોય તેને જે કોઇ પરણે તેનું રાજ્ય જાય કહ્યું છે કે

"પડવે મૂળ ભરણી પાંચમ, રોહણી નવમી કૃત્તિકા આઠમ;
દશમ અશ્લેષા તું વાંચ, જ્વાળામુખી નક્ષત્રો પાંચ."

વળી એ સંબંધમાં એક બીજી ઉક્તિ છે કે

"જણે માતા જીવે નહી, વસે તો ઉજડ થાય;
નારી પહેરે ચુડલો, બાલ સમૂળો જાય.
વાવ્યું તો ઉગે નહિ, નીર કૂવે નવ થાય;
નર જાણ્યું જોષીએએ, જોશ કેમ જોવાય ?"

---

૧. રાસમાળામાં કહ્યું છે કે પાવર કચ્છમાં છે. શેરપાવર (શેરપરમાર) આ સમયે થોડા ગામનો ગરાશિઓ હશે; લાખા જાડાણીએ તરતજ લાખિયાર વિયરો રાજધાની કરી હતી તે વેળાએ પાવરમાં શેરપાવર ત્યાંનો રાજા કહેવાતો હોય એમ સંભવે છે.

આ સાંભળતાં જ રાજા દિલગીર થયો. પરિણામે તેણે દીકરીને વનમાં મૂકી આવવા હુકમ કર્યો. વનમાં તેને એક હડમતિયા-કુંભારે દીઠી. તેનું કોઈ વાલિવારસ નહિ જણાયાથી, ને તે એકલી હોવાથી તે તેને ઘેર લઇ ગયો, ને ઉછેરીને મોટી કરી. કુંવરી બહુ ખૂબસૂરત હતી તેથી તેને પરણવાને લાખા ફુલાણીએ માગું મોકલ્યું. પણ કુંભારે એ માગું સ્વીકાર્યું નહિ, ને કુંવરીને પરણાવી નહિ. આથી લાખોરાણો બહુ ગુસ્સે થયો, ને કુંભારને ઘણી બીક બતાવી, એટલે તે ત્યાંથી ન્હાસીને સોરઠમાં જુનાગઢની પાસે મજેવડી કરીને ગામ છે ત્યાં વસ્યો. પરંતુ એક વાઘના પંજામાંથી છૂટી બીજા વાઘના પંજામાં સપડાવાને. ભાવિ બદલાતું નથી:

એ સંબંધમાં એવું બન્યું કે સોરઠના રાજા રા'ખેંગારનો સમકાલીન સિદ્ધરાજ પાટણનો રાજા હતો. તેમના ચાર ભાટ પરદેશમાં ફરતા ફરતા મજેવડીમાં આવી રાત રહ્યા હતા. અહીં મજેવડીના કુંભાર હડમતિયાની કુંવરી તેમના દીઠામાં આવી. તે જ્યાં જ્યાં પગ મૂકતી ત્યાં ત્યાં કંકુનાં પગલાં પડતાં હતાં. એ ઉપરથી ભાટોને થયું કે આ કન્યા સિદ્ધરાજના દરબારમાં શોભે એવી છે, તેથી આપણે પાટણ જઇ રાજાને વધામણી ખાઇશું એટલે જરૂર રાજા આપણું દારિદ્ર ટાળશે. અહીંથી ઉપડયાં ભાટ પાટણ ગયા. રાજાએ તેમનો સારો સત્કાર કર્યો તે એવો કે, રાજાની સોળ રાણીઓને ઘેર દરરોજ વારાફરતી રાજા તેમની સાથે જમ્યો. ભાટો રાણીઓ જોઇ જોઇને ડોકું ધુણાવતા. તેથી આખરે રાજાએ એનું કારણ પૂછતાં ભાટોએ કહ્યું કે તારી સોળે રાણીઓમાં એકે રાણી પદ્મિનિ નથી. આ ઉપરથી રાજાએ તેમને એવી કન્યા શોધી કાઢવા તથા લગ્નનો દિવસ નક્કી કરી આવવા કહ્યું. ભાટ અહીંથી ઉપડયા મજેવડીમાં આવ્યા, ને કુંભારની દીકરી રાણકદેવીનું માગું કર્યું. પણ કુંભારે પોતાને દીકરી હોવા વિષે નકાર કર્યો કારણ જે વખતે આ ભાટો પ્રથમ મજેવડીમાં આવી રહ્યા હતા તે વખતે તેમણે રાણકદેવીને જોઇ હતી. તે દિવસથી કુંભારના પેટમાં ધાસ્કો-પડયો હતો કે વખતે માથા ઉપર અણધારી અડચણ આવી પડે. તેટલા-માટે તેણે અગાઉથી ચેતી જઇ તેને ભોંયરામાં સંતાડી રાખી હતી. પરંતુ જે ભાટોએ પ્રથમ તેને જોઇ હતી તે કુંભારના આ પ્રમાણે નકાર જવાથી માને ખરા? તેમણે દેવીને સિદ્ધરાજ સાથે પરણાવવા ઘણો આગ્રહ કર્યો તથા ભાટના રિવાજ પ્રમાણે સામ, દામ, અને ભેદ આદિ યુક્તિ પ્રયુક્તિ લડાવી આખરે કુંભાર પાસે કબુલ કરાવ્યું, ને લગ્નનો દિવસ નક્કી કર્યો. અહીંથી ભાટ પાટણ ગયા ને રાજાને વધામણી આપી. પરંતુ કુંભારની દીકરી જાણી સિદ્ધરાજના મનમાં ખેદ થયો. તેણે પરણવાની ના પાડતાં ભાટોએ

આંગણ આંબો મોરિયો, સાખ પડી ઘર બાર;
દેવે ઉપાઇ દેવડી, નહિ જાતે કુંભાર.

કહી રાણકદેવીનો મહિમા ગાયો. એ દુહાનો ભાવાર્થ એવો છે કે ઘરને આંગણે રોપેલા આંબાની સાખ ઘરની બહાર ગયેલી હોય, મતલબ કે ઝાડ રોપાયલું અમુક સ્થળે હોય ને તેનું ફળ ઉછરીને બીજે સ્થળે મ્હોટું થઇ પાક્યું હોય, તેની માફક છે. રાણકદેવી દેવથી (ઉંચા કુળમાં) ઉત્પન્ન થયેલી છે, નહિ કે કુંભારથી.

રાજા આ સાંભળી ખુશી થયો. લગ્નની તૈયારી થવા માંડી. પરંતુ મનુષ્યનું ધારવું કંઇ હોય છે, ને દૈવનું કંઇ હોય છે. એવું બન્યું કે જુનાગઢના રા'ખેંગારની એક બહેન હતી તે સિદ્ધરાજના ભાયાતને પરણી હતી. એને દેવલ ને વીસલ નામે બે દીકરા હતા. તે પોતાના દીકરા સહીત જુનાગઢ રહેતી હતી. એક દિવસે દેસલ ને વિસલ મજેવડીમાં ફરવા ગયા ત્યાં તેમણે કુંભારની ખૂબસુરત દીકરીની તથા તે સિદ્ધરાજ સાથે થોડા સમયમાં પરણવાની છે તે વિષેની વાત સાંભળી. ઘેર પાછાં ફરતાં તેમણે એ કુંવરી વિષેની હકીકત રા'ખેંગારને કહી સંભળાવી, અને વિશેષમાં કહ્યું કે આપણા દેશમાંથી પાટણનો રાજા કન્યા લઇ જાય એમાં આપણી શોભા નહિ; એથી આપણને કલંક લાગે. એ ઉપરથી રાજાએ દેશલને પોતાનું ખાંડું કુંભારને ત્યાં લેઇ જવા તથા તે સાથે રાણકદેવીને પરણાવી લાવવા હુકમ કર્યો. દેસલ ખાંડું લઇ ગયો, પણ કુંભારે કહ્યું કે એ કન્યા તો સિદ્ધરાજને દઇ દીધી છે, અને એનાં થોડા રોજ પછી લગ્ન થવાનાં છે, માટે એ બનવા જેવું નથી. આથી દેસલે કુંભારને ઘણો સમજાવ્યો, ધમકાવ્યો, ડરાવ્યો ને આખરે નહિ માને તો જોરજુલમથી દેવીને જુનાગઢ લઇ જવા કહ્યું. તે વખતનો એક દુહો છેઃ

જેસિંહ દેવે જાય, ધાર નગર ઢંઢોળિયો;
કપરો તે કહેવાય, ખેંગાર તું ખેધો મ કર.

જેસિંહ દેવ=સિદ્ધરાજ જયસિંહ. ધારનગર=માળવાનું પાટનગર ધારાનગરી. ખેધો ખેધો—ખેદો—કેડો=એક વસ્તુની પાછળ આગ્રહથી મંડયા રહેવું તે પરથી, નામ ખેધો આગ્રહ, જબરાઇ.

ભાવાર્થઃ સિદ્ધરાજ જયસિંહ એવો જબરો રાજા છે કે તેણે માળવા–ધારાનગરી–ના રાજાને ઉંઘતો ઢંઢોળીને જગાડી હરાવ્યો છે. તેને છંછેડવામાં સાર નથી માટે હે! ખેંગાર તું જબરાઇ કરવી રહેવા દે. તે તારા દેશને જડમૂળથી ઉખેડી નાંખશે.

દેસલે આનો ઉત્તર આપ્યો કે

બાવન હજાર બાંધિયા, થોડા ગઢ ગિરનાર,
કયમ શકે સોરઠ ધણી, ખોહણ દળ ખેંગાર.

ભાવાર્થઃ જેના રાજ્યમાં બાવન હજાર ઘોડાનું લશ્કર છે, તથા અક્ષૌહિણી (ખોહણ) સેના છે તેના સોરઠના ધણી ખેંગારને તે શું કરવાનો છે?

અંતે દેસલ રાણકદેવીને જબરદસ્તીથી ઉપાડી ગયો. જન્મની જન્મોતરીનો વર્તારો મિથ્યા થતો નથી. રાણકદેવી જુનાગઢ આવી. રથમાંથી ઉતરતાં તેનો પગ ઠપકયો, ઠોકર વાગી અને લોહીની ધારા વહી આ વખતે તેણે કહ્યું કે આનું પરિણામ સારૂં જણાતું નથી. કારણ

પ્રથમ પોળે પેસતાં, થયો ઠવકો ને ઠેશ;
રંડાપો રાણકદેવીને, (કે) સુનો સોરઠ દેશ!

ઠપકો—ચાલતાં ચાલતાં જમીન સાથે પગ અથડાય છે—ઠપકાય છે—તે વખતે ઠપ કરીને અવાજ થાય છે—તે ઠેશ=ઠોકર; મતલબ કે ઘરના દરવાજામાં પેસતાંજ પ્રથમમાં પગ ઠપ કરતો અવાજ કરી ઠોકર ખાય છે, ને લોહી નીકળે છે એ અપશુકનથી રાણકદેવીને રંડાપો ભોગવવાનો છે, ને સોરઠ દેશ ઉજ્જડ થવાનો છે.

રા'ખેંગારે આ અપશુકનની દરકાર કરી નહિ, ને ઘણીજ ધામધુમથી તે પરણ્યો. આખું ગામ જમાડયું. અને વિશેષમાં તે વખતે પાટણના વાઘરીઓ જુનાગઢમાં માટીના રાસેણા વેચવા આવેલા હશે તેમને પણ જમવા નોતર્યા. રા'ખેંગાર રાણકદેવીને પરણ્યો છે તેની એ જમણવાર છે એ સાંભળી એ વાઘરીઓ જમ્યા નહિ, પણ તેજ વખતે તેઓ જુનાગઢથી ચાલી નિકળ્યા ને પાધરા પાટણ ગયા. પાટણ જઇ તેમણે ભાટોને

[1]સોરઠ સિંહલદ્વીપની, જાત તણી પરમાર,
બેટી રાજા શેરની, પરણ્યો રા'ખેંગાર.

ના શબ્દોમાં ખબર કરી. ભાટોએ રાજા પાસે

નિરધણિયા ને નઠોરિયા, અણિયેલ જાતે ભાટ;
ઓળી કહાડી રાણકદેવીને, ખેંગારે પાડી વાટ.[2]

ગાઇ સિદ્ધરાજને ગુસ્સે કર્યો. સિદ્ધરાજે જુનાગઢ પર ચઢવાની તૈયારી કરી, ને આખરે લશ્કર લઇ નિકળ્યો. રસ્તામાં વઢવાણ વગેરે ગામો લેતો લેતો તે જુનાગઢ આવી પહોંચ્યો. અહીં બાર વર્ષ સુધી તે જુનાગઢને ઘેરો ઘાલી લડયો, પણ તેનું કાંઇ વળ્યું નહિ. એ વર્ષો દરમ્યાન રાણકદેવી સાથે કેટલોક સંવાદ થયેલો તેના તૂરીઓના[3] દોહરા હાથ આવ્યા છે તે પરથી જણાય છે કે સિદ્ધરાજની સાથે તેમની મા રાણી મયણલ્લદેવી આવ્યાં હતાં તે એક દિવસ સિદ્ધરાજની સાથે રાણકદેવીના મહેલ પાસે ગયાં ને કમાડ ઠપકાવવા લાગ્યાં. આથી રાણકદેવી અંદરથી બોલ્યાં કે

કવણ ખટકાવે કમાડ, મેડી છે રાણકદેવની,
જાણશે રા'ખેંગાર, ત્રાટક કાન જ તોડશે.

ખટકાવે=ઠપકારે, ઠપ, ઠપ કરીને ઠોકે.

ભાવાર્થઃ આ ઓરડો તો રાણકદેવીનો છે. કોણ કમાડ ઠપકારે છે! જો રા'ખેંગારને આની ખબર પડશે તો તેનો તરત સંહાર કરશે. મયણલ્લદેવી એ સાંભળતાંજ જવાબ આપે છે કે

---

૧. સોરઠને સિંહલદ્વીપ કેમ કહ્યો હશે? રાણકદેવી સોરઠમાં ઉછેરી મોટી થઇ તેથી સોરઠની, ને કચ્છમાં કે સિંધમાં જન્મી માટે સિંહલદ્વીપની એમ હશે? પરમાર એ જાતિ છે. પુંવાર પણ કહેવાય છે. શેર પરમાર રાજા પરમાર જાતિનો હોય એમ જણાય છે.

૨. વાટ પાડવી=રસ્તેથી અધવચ લુંટી લેવું તે.

૩. તૂરીઓ=ભમતા ગવૈયા, ઢેઢ લોકો તેમના યજમાનો હોય છે તેમને તેઓ સારંગી સાથે કંસાળ વિનાનાં ભવાયામાં ભજન કે ગાયન ગાઇ સંભળાવે છે ને માગી ખાય છે.

રાજા આ સાંભળી ખુશી થયો. લગ્નની તૈયારી થવા માંડી. પરંતુ મનુષ્યનું ધારવું કંઇ હોય છે, ને દૈવનું કંઇ હોય છે. એવું બન્યું કે જુનાગઢના રા'ખેંગારની એક બહેન હતી તે સિદ્ધરાજના ભાયાતને પરણી હતી. એને દેવલ ને વીસલ નામે બે દીકરા હતા. તે પોતાના દીકરા સહીત જુનાગઢ રહેતી હતી. એક દિવસે દેસલ ને વિસલ મજેવડીમાં ફરવા ગયા ત્યાં તેમણે કુંભારની ખૂબસુરત દીકરીની તથા તે સિદ્ધરાજ સાથે થોડા સમયમાં પરણવાની છે તે વિષેની વાત સાંભળી. ઘેર પાછા ફરતાં તેમણે એ કુંવરી વિષેની હકીકત રા'ખેંગારને કહી સંભળાવી, અને વિશેષમાં કહ્યું કે આપણા દેશમાંથી પાટણનો રાજા કન્યા લઇ જાય એમાં આપણી શોભા નહિ; એથી આપણને કલંક લાગે. એ ઉપરથી રાજાએ દેશલને પોતાનું ખાંડું કુંભારને ત્યાં લેઇ જવા તથા તે સાથે રાણકદેવીને પરણાવી લાવવા હુકમ કર્યો. દેસલ ખાંડું લઇ ગયો, પણ કુંભારે કહ્યું કે એ કન્યા તો સિદ્ધરાજને દઇ દીધી છે, અને એનાં થોડા રોજ પછી લગ્ન થવાનાં છે, માટે એ બનવા જેવું નથી. આથી દેસલે કુંભારને ઘણો સમજાવ્યો, ધમકાવ્યો, ડરાવ્યો ને આખરે નહિ માને ત્યારે બળજબરીથી દેવીને જુનાગઢ લઇ જવા કહ્યું. તે વખતનો એક દુહો છેઃ

જેસિંહ દેવે જાય, ધાર નગર ઢંઢોળિયો;
કપરો તે કહેવાય, ખેંગાર તું ખેધો મ કર.

જેસિંહ દેવ=સિદ્ધરાજ જયસિંહ. ધારનગર=માળવાનું પાટનગર ધારાનગરી. ખેધે ધો-ખેદો-લેવો=એક વસ્તુની પાછળ આગ્રહથી મંડ્યા રહેવું તે પરથી નામ ખેધો આગ્રહ, જબરાઇ.

ભાવાર્થઃ સિદ્ધરાજ જયસિંહ એવો જબરો રાજા છે કે તેણે માળવા-ધારાનગરી-ના ધણીને ઉંઘતો ઢંઢોળીને જગાડી હરાવ્યો છે. તેને છંછેડવામાં સાર નથી માટે હે! ખેંગાર જબરાઇ કરવી રહેવા દે. તે તારા દેશને જડમૂળથી ઉખેડી નાંખશે.

દેસલે આનો ઉત્તર આપ્યો કે

બાવન હજાર બાંધિયા, ઘોડા ગઢ ગિરનાર,
કયમ શકે સોરઠ ધણી, ખોહણ હળ ખેંગાર.

ભાવાર્થઃ જેના રાજ્યમાં બાવન હજાર ઘોડાનું લસ્કર છે, તથા અક્ષૌહિણી (ખોહણ) સેના છે તેવા સોરઠના ધણી ખેંગારને તે શું કરવાનો છે?

અંતે દેસલ રાણકદેવીને જબરદસ્તીથી ઉપાડી ગયો. જન્મની જન્મોતરીના વર્તારો મિથ્યા થતો નથી. રાણકદેવી જુનાગઢ આવી. રથમાંથી ઉતરતાં તેનો પગ ઠપકયો, ઠોકર વાગી અને લોહીની ધારા વહી આ વખતે તેણે કહ્યું કે આનું પરિણામ સારું જણાતું નથી. કારણ

પ્રથમ પોળે પેસતાં, થયો ઠવકો ને ઠેશ;
રંડાપો રાણકદેવીને, (કે) સુનો સોરઠ દેશ.

ઠપકો—ચાલતાં ચાલતાં જમીન સાથે પગ અથડાય છે–ઠપકાય છે–તે વખતે ઠપ કરીને અવાજ થાય છે—તે ઠેશ=ઠોકર; મતલબ કે ઘરના દરવાજામાં પેસતાંજ પ્રથમમાં પગ ઠપ કરતો અવાજ કરી ઠોકર ખાય છે, ને લોહી નીકળે છે એ અપશુકનથી રાણકદેવીને રંડાપો ભોગવવાનો છે, ને સોરઠ દેશ ઉજ્જડ થવાનો છે.

રા'ખેંગારે આ અપશુકનની દરકારે કરી નહિ, ને ઘણીજ ધામધુમથી તે પરણ્યો. આખું ગામ જમાડ્યું. અને વિશેષમાં તે વખતે પાટણના વાઘરીઓ જુનાગઢમાં માટીનાં વાસણો વેચવા આવેલા હશે તેમને પણ જમવા નોતર્યા. રા'ખેંગાર રાણકદેવીને પરણ્યો છે તેની એ જમણવાર છે એ સાંભળી એ વાઘરીઓ જમ્યા નહિ, પણ તેજ વખતે તેઓ જુનાગઢથી ચાલી નિકળ્યા ને પાધરા પાટણ ગયા. પાટણ જઇ તેમણે ભાટોને

*સોરઠ સિંદલદ્વીપની, જાત તણી પરમાર, રંગ૦
બેટી રાજા શેરની, પરણ્યો રા'ખે-

ના શબ્દોમાં ખબર કરી. ભાટોએ રાજા પાસે ... કંઇ,

નિરધણિયા ને નઠોરિયા, ...ડાવી ગઈ: રંગ૦
ખોળી ઠ...
...નમાં ચમકાર પૂરી રસ—
સાગર સ્નાન કરાવી રહી: રંગ૦

હરકુ
અહીં
દરરોજ
પરટ
દિવસ
રાઇ

બ્રહ્મ રસાત્મક ભવ્ય દીપક એ,
મન મંદિર પ્રકટાવી ગઇ: રંગ૦

સુરતાનો સ્થાપન કરી ઘટમાં,
અનહદ તાન બજાવી ગઈ: રંગ૦

અદ્દભુત અનુભવ ઑર થતાં એ,
પ્રભુ પલમાંહી બતાવી ગઇ: રંગ૦

યોગ અપૂર્વ સમાધિ સધાવી,
જીવન-જ્યોત જગાવી ગઇ: રંગ૦

૨૦-૧૧-૧૬.

પાદરાકર.



ભાગ ૬ઠ્ઠો

# प्रियलाभ.

( અનુસંધાન પુસ્તક ૯ ના પૃષ્ઠ ૨૬૦થી. )

(૭)

ઇરાવતીએ ધારિણીદેવી પાંસે જઇ માલવિકા અને બકુલવલિકાના વર્તન સંબંધે બાબત તકરાર કરી.

માલવિકા રાજાની દૃષ્ટિએ પડે નહીં, એવીજ ધારિણીદેવીની ઇચ્છા હોઇ તે પ્રમાણે તેના પ્રયત્ન પણ ચાલૂ હતા. રાજાએ માલવિકાના રૂપ ઉપર પાગલ થવું નહીં, એવો કે ધારિણીનો ઘણોએ ઉત્કટ હેતુ હતો, તો પણ આવી રીતે કંઇ પણ બન્યું, તો એ ત્હેને મનને એકદમ અસહ્ય વેદના થઇ હોત, અથવા નિષ્ઠુર ક્રોધથી તે ઇરાવતી પ્રમાણે તદ્દન જ્ઞાનશૂન્ય થઇ ગઇ હોત, એ શક્ય ન્હોતું. કારણ, ધારિણી વયમાં પ્રૌઢ હોવાથી ત્હેને પુત્ર પરિવાર થયો હતો. પતિના પ્રેમમાં બીજી સુંદર સ્ત્રીએ સ્પર્ધા કરવાનો પ્રસંગ આજ કંઇ ત્હેના પર નવીન આણ્યો ન હતો. અત્યંત રૂપવતી અને નૃત્યગીતાદિ લલિતકળામાં અત્યંત કુશળ એવી ઇરાવતી જ ત્હેની પ્રતિસ્પર્ધીણિ હતી!-તે ઉપરાંત, ધારિણીનું અન્તઃકરણ પણ બહુ ઉદાર હતું. ત્યાગના માહાત્મ્યનું પણ ત્હેને સારી રીતે જ્ઞાન હતું. ધૈર્ય ચિત્તની સ્થિરતા ઇત્યાદિ મહનીય ગુણમાં ઇરાવતી કરતાં દેવી ધારિણી ઘણા ઉચ્ચ દરજ્જાની હતી. માલવિકાપર રાજાનો અનુરાગ જડાયો છે એ વાતથી ધારિણીનું મન અત્યંત ક્ષુબ્ધ થયું એમ ન્હોતું. એ મહારાણી હોઇ રાજસંસારમાંની ચપલ સ્ત્રી હતી ઇરાવની ત્હેની પ્રતિસ્પર્ધીણી હતી, તોપણ ત્હેના માનાપમાન તરફ લક્ષ્ય આપવું એ ત્હેનું એક કર્તવ્ય હતું. બકુલાવલિકાને લીધે પોતાનીજ પરિચારિકા માલવિકાએ રાજા પર પ્રેમની મોહિની નાખી ઇરાવતીના મનને અત્યંત યાતના આપી, માટે માલવિકાને યોગ્ય શાસન આપવું એ ધારિણીનું કર્તવ્ય હતું. માલવિકા અને બકુલાવલિકા એ બન્નેના હાથ પગમાં શૃંખલા તેઓને રત્નભંડારે તળેના ઘરમાં પૂરી રાખવાં, અને પોતાની અંગુલિ-મુદ્રા[1] જોયા તે તળઘરની પહેરેગીર દાસી માધવિકાએ તેઓને છોડવાં નહીં, એવો દેવી ધારિણીએ હુકમ

દેવી ધારિણીનો જો કે પરિવ્રાજીકા પર ઘણો ઉપકાર થયો હતો, તોપણ મનના માંથી ત્હેને માલવિકા તરફ ઘણો દ્વેષ હતો. રાજાનો પ્રેમ માલવિકાપર ચ્હોંટી એ ધર્મપત્નિ થાય, એવી માલવિકાની મનથી ઘણી ઇચ્છા હતી આ બાબતમાં ગુપ્તપણે માલવિ બને તેટલી સહાય્ય આપવાની પણ ત્હેની તૈયારી હતી માલવિકાપર આવેલા આ સંક વાત પરિવ્રાજીકાને ગૌતમે કહી, અને ત્હેની પાસે રાજાને એ બાબત ખબર પડતાં રા બહુ દુઃખ થયું અને અતિ ચિંતામાં પડયો.

આખરે, માલવિકાની મુક્તતા કરવા ગૌતમે એક વિલક્ષણ યુક્ત શોધી કાઢી.

(૮)

દેવી ધારિણી પ્રવાતશયનમાં[2] સુતી હતી. ત્હેની સહચરીઓ પૈકી કેટલીક રક્તચંદ

---

૧ ધારિણીની આંગળીપર સર્પની મુદ્રાની એક વીંટી હતી. તે જ એ "અંગુલિમુદ્રા."

૨ પવન જોઇએ તેટલો વાયા કરે એવી રીતની યોજના કરેલો એક ઉઘાડો લઘુમહેલ

હાથથી ત્હેના પગ દર્બાવતી હતી, તો કેટલીક ત્હેની આજ્ઞાની વાટ જોતી ઉભી રહી હતી. પરિવ્રાજીકા એક જુદા આસનપર બેસી દેવીને એક વાર્તા કહેતી હતી. દેવી અને ત્હેની સર્વ પરિચારિકા ધ્યાન દઇ ત્હેની વાત સાંભળતાં હતાં. એટલામાં દેવીને મળવા રાજાની સ્વારી પધારી:

"અરે ! આતો આર્યપુત્ર !"

એવો ઉદ્ગાર કાઢી રાજાને સ્વાગત આપવા ધારિણી શય્યાપરથી ઉઠવા ગઇ. પરંતુ રાજાએ ત્હેનું નિવારણ કરી કહ્યું "ના, દેવી ઉઠશો નહીં. શિષ્ટાચાર સારૂ આ દુઃખ વેઠશો નહીં. ત્હમારા પગને દુઃખ આપી અમથા મ્હારા પગને દુઃખાવશો નહીં."

ધારિણીએ શય્યા પર પડયા પડયાં જ કહ્યું "આર્યપુત્રનો જય થાઓ !"

પરિવ્રાજીકાએ પણ કહ્યું "મહારાજાનો જયજયકાર હો !"

રાજાએ પૂછ્યું "દેવી, હવે પગની વેદના સહન થાય છે કે નહીં ?"

"હા, હવે જરા ઠીક છે."

એટલામાં અંગુઠાપર જનોઇ બાંધતો બાંધતો ગૌતમ ત્યાં દોડતો આવ્યો, અને રડતાં કકળતાં કહ્યું "મહારાજ, મ્હારૂં રક્ષણ કરો ! મ્હને સહાય કરો ! મ્હને સાપ કરડયો રે સાપ કરડયો !"

"સાપ કરડયો ! ક્યાં ? ક્યાં ગયો હતો તું ?"

"દેવીને માટે ફુલ તોડવા હું બાગમાં ગયો હતો. ત્યાંજ મને સાપ કરડયો ! એક ફુલ તોડવા મ્હેં હાથ આગળ કર્યો, એટલામાં ઝાડના જુડમાંથી એક સાપે બ્હાર આવી મ્હારા આ હાથને એકદમ ડંખ માર્યો ! અરેરે માડી ! આ જુઓ—બે દાંત પણ કેવા લાગ્યા છે ત્હેના ! માડી ! આખું શરીર મારૂં ઝણઝણ થાય છે ! જાઉં છું હવે મહારાજ મ્હારી નિપુત્રિક માતાનું ત્હમે જ રક્ષણ કરજો."

ધારિણી અતિશય કળકળીને બોલી "ઓ મા ! મ્હારે લીધે એક ગરીબ બીચારા બ્રાહ્મણના પ્રાણ જાય છે, અરેરે ! હવે આનો ઉપાય પણ શું કરવો વારૂ ?"

પરિવ્રાજીકાએ કહ્યું "શાસ્ત્રમાં એમ કહ્યું છે કે, સર્પદંશ થયો હોય તો તે જગ્યા કાપી તેમાંથી ખૂબ લોહી વહેવા દેવું, અથવા તે જગ્યા ગમે તેમ કરી કાઢવી. આમાંથી કોઇ પણ ઉપાય કરો, પણ એકદમ ઉતાવળથી કરો, મહારાજ !"

"આ વખતે વિષવૈદ્યના મતથી જે હોય તે કરવું. જયસેના, તું ધ્રુવસિદ્ધીને એકદમ બોલાવી લાવ સ્હમજી ?"

"જેવી આજ્ઞા !" એમ કહી પ્રતિહારી ચાલી ગઇ. ગૌતમ તો તદ્દન મૃતપ્રાય પડયો. દેવી ધારિણી અને ત્હેની પરિચારિકાઓ ત્હેની શુશ્રૂષા કરવા લાગ્યાં. એટલામાં જયસેનાએ પાછા આવી કહ્યું "ધ્રુવસિદ્ધીએ ગૌતમભટ્ટજીને ત્હેને ત્યાં જ લઇ જવા કહ્યું છે."

કંચુકી અને પ્રતિહારી બન્ને ગૌતમને ઉંચકી બ્હાર લઇ ગયા.

થોડી વાર રહીને જયસેનાએ આવીને કહ્યું "ધ્રુવસિદ્ધી કહે છે કે 'ઉદકુંભના વિધાન પ્રમાણે એક સર્પમુદ્રાની વીંટીની જરૂર છે.' એવી વીંટી આ વખતે ક્યાં મળશે ?"

ધારિણીએ કહ્યું "આ જો મ્હારી આંગળીપરસર્પમુદ્રાની વીંટી છે, એ લઇને જા ઉતાવળથી" એમ કહી ધારિણીએ આંગળીમાંથી વીંટી કાઢી જયસેનાને આપી, ને તે એ લઇ ચાલી ગઇ.

આ વીંટી સારૂજ ગૌતમે સર્પદંશ થયાનું બેમાલૂમ બ્હાનું કાઢ્યું હતું. દેવીની સર્પ-મુદ્રાની વીંટી જોયા સિવાય તળઘરની પહેરેગીર માધવિકા માલવિકા અને બકુલાવલિકા એ બન્નેની મુક્તતા કદી પણ કરત નહીં. તેથી ગૌતમે આ અજબ યુક્તિથી દેવીની વીંટી હસ્તગત કરી.

( ૯ )

ગૌતમે તળઘરના બારણા આગળ જઇ માધવિકાને કહ્યું "આ જો ધારિણીદેવીની વીંટી. માલવિકાને છોડી મૂક એવો દેવીનો ત્હને હુકમ છે."

વીંટી હાથમાં લઇ માધવિકાએ કહ્યું "હા, દેવીની વીંટી છે ખરી! પણ પોતાની દાસીને છોડવવાનું કામ ત્હમને કેમ સોંપ્યું, ભટજી?"

"તે આમ થયું, માધવિકા; એક જ્યોતિષીએ મ્હારાજાને એમ કહ્યું કે ત્હેના નક્ષત્ર પર ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડી છે. માટે ગ્રહશાંતી કરવા સર્વ કેદીઓને મુક્ત કરવા જોઇએ!"

"વારૂ, પણ તેમ હોય તો પણ ત્હમને અહીં મોકલવાનું કારણ શું એ હું પૂછું છું! દેવીની દાસી પૈકી એકાદને ન આવડયું હોત આ કહેતાં અહીં આવીને મ્હને?"

ચતુર ગૌતમે આ સંકટને સમયે બીજીજ એક યુક્તિ યોજી. જરા ખોંખારો ખા… હસીને ત્હેણે કહ્યું "અહાહા! એટલું નથી લક્ષ્યમાં આવતું ત્હારા માધવિકા? ઇરાવતી ધૈર્ય, ખીજવાય નહીં માટે દેવીને હવે બ્હાર કોઇને એવું દેખાવા દેવું નથી, કે પોતેજ માલવિકાની મુક્તતા કરી! એટલા સારૂ તો, ગાંડી, દેવીએ પોતાની કોઈ પણ દાસી મોકલી નહીં અહીં! મહારાજાએ જાતે બધા કેદીઓને છોડી દેવાનો હુકમ કર્યો, તેથી આ પોતાની વીંટી આપી મ્હને અહીં મોકલ્યો."

"હા, એ કારણ તદ્દન બરાબર છે!" એમ કહી માધવિકાએ માલવિકા અ… લાવલિકાની મુક્તતા કરી.

(૧૦.)

ગૌતમની યુક્તિથી 'સમુદ્ર-ભવન'માં માલવિકાનો ને રાજાનો મેળાપ થયો. વખત હતો દિવસનો—કોઇ જો તે બાજુએ આવ્યું તો ધ્યાન રાખવા ગૌતમ જાતે બ્હાર એક સ્ફટિકની શિલા પાસે બેઠો હતો. બકુલાવલિકા પણ પાછળજ રહી હતી.

એ જગ્યા બહુ ઠંડી અને સુખકારક હતી—ગૌતમ તે સ્ફટિકસ્તંભને ટેકવીને તરતજ નિદ્રાવશ થયો, અને ઘોરવા પણ લાગ્યો

આજ વખતે નિપુણિકાને લઇ ઇરાવતી સમુદ્રભવન તરફજ આવતી હતી. ગૌતમને સાપ કરડયો, એ જાણીને ત્હેને દુઃખ લાગ્યું હતું, અને તેટલામાં જ ચંદ્રિકા નામની એક દાસીએ ત્હેને આવી કહ્યું "ગૌતમ તો સમુદ્રભવન પાસે બ્હાર એકલોજ ઉંઘતો ઘોરે છે!"

(અપૂર્ણ.)

"ભરત."

---

૧ પાણીપૂરિત એક પ્રકારનું પ્રમોદગૃહ.

# मातृभाषाद्वारा शिक्षण.*

(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૧૫)

આપણી ભાષાઓમાં પારિભાષિક શબ્દો નથી અને ખાસ કરીને શાસ્ત્રીય વિષયોમાં આપણો શબ્દભંડાર ઘણો અલ્પ છે. એ વાત મને માન્ય છે, પણ હું પુછું છું કે આ ન્યૂનતાના પોષકો કોણ છે? સ્વભાષાનું ગૌરવ નહિ સમજનારા અંગ્રેજીના અંધ પૂજકો કે કોઇ બીજા! આ તકરાર કરનારા એક પુરાણું સત્ય ભૂલી જાય છે કે વિકાસનો નિયમ ભાષાને પણ લાગુ પડે છે, અને ડાહ્યા ફ્રેંકલીને 'વપરાતી કુંચી ચળકતી રહે છે' એ સાદું સત્ય સમજાવ્યું છે તે ભાષાને પણ લાગુ પડે છે એનું વિસ્મરણ કરે છે. અંગ્રેજી ભાષાનો શબ્દ ભંડાર રમણીય છે, મોહક છે, એ સત્ય છે. પરંતુ જે ગૂઢ શાસ્ત્રીય સત્યો આજની અંગ્રેજી ભાષામાં સહેલાઇથી સમજાવી શકાય છે તેજ સત્યો આદિ કવિ ચૉસરના કાળની ભાષામાં સમજાવવાનો પ્રયત્ન કર્યો હોય તો તે કેટલે અંશે સફલ થાય એમ છે? ભાષાઓ ખીલી છે અને અંગ્રેજી ભાષા પણ ખીલી છે અને હજુ ખીલે છે. વ્યાપારની દુનિયામાં બને છે તેમ આમાં પણ બનશે અને માગણી હશે તેવા પ્રકારનો માલ બનશે. આ નિયમ ભાષાના વિકાસને લાગુ નહિ પડે એવું માનવાને કારણ નથી, કેમકે તે લાગુ પડી ચૂકયો છે. જાપાનની ભાષા જ્યારે જાપાનની સરકારે કેળવણીનું કાર્ય હાથ ધર્યું ત્યારે કયારે ખીલેલી [illegible]? પરંતુ અત્યારે પરિસ્થિતિ તેવીજ છે? ત્યાં અન્ય ભાષાદ્વારા શિક્ષણ આપવાનો લોકો ઘાતક રિવાજ ગ્રહણ કરવાની ભૂલ થઇ નથી અને તેને પરિણામે અત્યારે શિક્ષણ માત્ર મા-ભાષા દ્વારાજ અપાય છે. આપણી ભાષાને પણ આ નિયમ લાગુ પડી ચૂકયો છે. સત્તે [illegible]ની ગુજરાતી આજની ગુજરાતી રહી નથી; જેમ જેમ જરૂર પડશે તેમ તેમ ભાષાનો [illegible] ધાર વધતો જશે, આ શબ્દદારિદ્રની તકરાર સ્વીકારીએ તો જે વિષયની પરિભાષા [illegible] ભાષામાં ઉત્તમ હોય તે ભાષા દ્વારા તે વિષય શીખવવો એજ ઇષ્ટ ગણાવું જોઇએ. એ [illegible]ના માનેતા સર્વ શારદાપીઠોમાં ફિલસુફીનો અભ્યાસ સંસ્કૃત દ્વારા થવો જોઇએ. આવી [illegible]જનક ભાષા પ્રચાર અને પોષક એકાદ શારદાપીઠ અસ્તિત્વમાં આવે તો 'અનેક રીતે આશીર્વાદ' નીવડે ખરી!

વળી એક બીજી તકરાર રજુ કરવામાં આવે છે કે અંગ્રેજી ભાષાપરનો જે કાબુ હાલમાં વિદ્યાર્થીઓ મેળવી શકે છે તે સમૂળો જતો રહેશે. પ્રથમ તો કહેવું જોઇએ કે આપણા વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષાપર મુદલ કાબુ આવતોજ નથી, એટલે તેમને કશું ગુમાવવાનું છેજ નહિ. કૃષિશાસ્ત્ર ઘણું વિકાસ પામ્યું છે, પરંતુ કોદરાના વાવેતરમાંથી ઘઉંની પ્રાપ્તિ હજુ શકય મનાણી નથી; અલાઉદીનના જાદુમાં કદી એવી શક્તિ હોય તો ભલે! પણ અદ્યાપિ તો આપણે એ જાદુ જોયું નથી. ઇતિહાસ, ગણિતશાસ્ત્ર, ભૂગોળ, સંસ્કૃત વિગેરે વિષયો અંગ્રેજી દ્વારા શીખવી અંગ્રેજીનો કાબુ વધારવો એ એક જાતનું બી વાવી અન્ય જાતનો પાક લણવા બરોબર છે. અંગ્રેજી ભાષાનો પરિચય વધારવો હોય તો એ ભાષા વધારે શાસ્ત્રીય રીતે શીખવી તે હેતુ પાર પાડી શકાય એમ છે. વ્યાકરણના શુષ્ક નિયમો ગોખાવવા કરતાં નિબંધ લેખનપર વધારે લક્ષ અપાય, વિદ્યાર્થીઓના હાથમાં અંગ્રેજી પુસ્તકો વધારે છુટથી મૂકાય, વાકયોના પૃથક્કરણોને બદલે વિચાર શૈલી વિગેરેનું પૃથક્કરણ થાય, ખાસ ભાષાપ્રયોગો (Idioms) ગોખાવવા કરતાં એકજ વિચાર

---

* આ નિબંધ અમદાવાદમાં મળેલી પહેલી કેળવણી પરિષદમાં વાંચવામાં આવ્યો હતો. તંત્રી.

અનેક રીતે કેવી રીતે દર્શાવી શકાય છે વિગેરે સમજાવાય, તો અંગ્રેજી ભાષાનો પરિચય વધારે સારો અને સંતોષકારક થશે એ નિઃસંશય છે. અંગ્રેજી ભાષાનું શિક્ષણ સંગીન શાસ્ત્રીય પાયાપર મૂકાશે તો પછી તેમાં પ્રવીણતા પ્રાપ્ત કરાવવા સારૂ ઇતિહાસ, ભૂગોળ, વિગેરે વિષયોની મદદ લેવાની જરૂર પડશે નહિ. આ વિષયોની પરિભાષા સહેલાઇથી અંગ્રેજી ભાષાના પુસ્તકોમાં અનેક રીતે શીખવી શકાય.

આ પ્રસંગે એટલું કહેવાની જરૂર છે કે અંગ્રેજી ભાષાનું શિક્ષણ સંગીન પાયાઉપર મૂકાય તો વિદ્યાર્થીઓનો એ ભાષા ઉપરનો કાબુ વધે એમ માનવાનાં અનેક કારણો છે તેમાં નું મુખ્ય એક આ છે. જર્મનીમાં અંગ્રેજી શીખવાય છે, ત્યાં તેને અઠવાડીયામાં ત્રણ કલાક મળે છે. એ ત્રણ કલાકનું શિક્ષણ પામેલા જર્મન પદ્વીધારકો જાપાન વિગેરે દેશોમાં જઇ એ ભાષામાં આપવાનું શિક્ષણ એ ભાષાદ્વારા આપી શકે છે. આવુંજ પરિણામ આપણે ત્યાં કેમ ન આવે એ શું મનનીય પ્રશ્ન નથી? આપણે ત્યાંના કરતાં ઘણો વખત અંગ્રેજી પાછળ ગાળીએ છીએ છતાં આપણા 'મેટ્રિકો' પાંચ વાક્યો સરખી રીતે લખી વાંચી શકતા નથી. આટલુંજ નહિ; પરંતુ શારદાપીઠના પદ્વીધારકો પણ પોતાની હાંસી થાય એવું લખે છે. હાલ કેટલાક સમય થયાં પદ્વીધારકોની અરજીઓ વાંચવાનો પ્રસંગ આવે છે, ત્યારે હું વિસ્મય પામું છું કે દસમાંના નવ જણને બરોબર અંગ્રેજી લખતાં આવડતું નથી. અને એ નવમાંના ચારેકને તો ભાષાનું ખૂન કરવાના વાંક માટે શિક્ષા થવી જોઇએ એવા હોય છે.

ચાલુ પદ્ધતિ ચાલુ રાખવાનાં કારણોમાં બીજું એક આ પણ કારણ બતાવવામાં આવે છે. આ નવો શબ્દોની શુધ્ધણી કરવી પડશે: અને તે સંસ્કૃતમાંથી આણવા પડશે. સંસ્કૃત ભાષાના અભ્યાસકોને આ વાતની સ્મૃતિ કરાવવી પડે એમ નથી કે ખુદ અંગ્રેજી ભાષામાં લેટિન શબ્દો કેટલા ઘુસી ગયા છે? અને બીજી કેટલી ભાષાઓએ એ ભાષાનો શબ્દભંડાર વધાર્યો છે? આપણે નવા શબ્દપ્રયોગ માટે સંસ્કૃત તરફજ દૃષ્ટિ કરીએ એ સ્વાભાવિક છે. હું એમ નથી માનતો કે સંસ્કૃત ભાષા આપણને પરભાષાઓના જેવી અપરિચિત થઇ ગઇ છે. અને હાલમાં તો સંસ્કૃત તરફ પ્રીતિ વધતી જતી માલમ પડે છે. મ્હને તો આ દલીલમાં કાંઇ વજુદ જેવું લાગતું નથી.

હવે રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરીએ. આપણા દેશમાં આપણે સ્થળે સ્થળે રાષ્ટ્રીય જીવનની જાગૃતિ જોઇએ છીએ, પરંતુ રાષ્ટ્રીય જીવનનું સૌથી અગત્યનું અંગ કેળવણી છે. જ્યાં સુધી દેશના લોકોનો મ્હોટો ભાગ અજ્ઞાન રહે ત્યાં સુધી રાષ્ટ્રીય વિકાસ ઘણો ધીમો ચાલે. લોકોમાં જ્ઞાનની વૃદ્ધિને માટે કેળવણીની ખાસ જરૂર છે. એ કેળવણી એવા પ્રકારની હોવી જોઇએ અને તેનો પાયો એવો હોવો જોઇએ કે દેશમાં જ્ઞાનની વૃદ્ધિ સચોટ અને સત્વર થાય. અંગ્રેજી શિક્ષણ આપતાં આટલાં વર્ષો વહી ગયાં છે છતાં હજુ દેશના લોકોનો મ્હોટો ભાગ અજ્ઞાન છે. આ અજ્ઞાનતા દૂર થવી જોઇએ. તે શિવાય આપણો રાષ્ટ્રીય ઉદ્દેશ અશક્ય છે. હવે જે ગતિએ આપણો કેળવણીનો વિકાસ થતો આવ્યો છે તેનો વિચાર કરીએ તો અન્ય સુધરેલા દેશોમાં જેટલે દરજ્જે પહોંચવાને આપણે અનેક સૈકાઓ જોઇશે. દરમિયાનમાં જે ગતિએ સુધરેલા દેશો આગળ વધે છે તે ગતિએ વધશે તે ખ્યાનમાં લઇએ તો તે ખાતે પણ એ ગણત્રીમાં ઉમેરો કરવો પડશે. અંગ્રેજી દ્વારા શિક્ષણ અપાય છે તેમજ અપાતું રહે તો લોકોમાં જ્ઞાનનો પ્રસાર થવાને ચોક્કસ કેટલાં વર્ષો જોઇએ એ નક્કી કરવું

તો કોઈ અણીતણાથી બેસે તો સારું, પણ આપણી ધીરજને ખાઈ જાય એવો, ઘણો લાંબો કાળ તો સામાન્ય ગણત્રીમાં આવે છે.

આપણી માતૃભાષાને સ્થાનભ્રષ્ટ કરી તેનું સ્થાન અંગ્રેજી ભાષા લઈ શકે એમ હોય તો આપણે આટલો લાંબો કાળ રાહ જોઈ બેસવાની પ્રશંસનીય અપૂર્વ અને અદ્વિતીય ધીરજ બતાવીએ; પરંતુ સાધારણ સમજમાં તો આ વાત ગળે ઉતરી શકે એવી નથી કે અંગ્રેજી ભાષા કોઈ પણ કાળે આપણી માતૃભાષાનું સ્થાન લઈ શકે. એમ થવાનો એક રસ્તો જરા સહેલો છે, તે પણ જો કદાચ પકડીએ તો પણ ઘણા સૈકાઓ સુધી માતૃભાષાજ દેશની ભાષાને સ્થાને રહેશે. આપણે એક મહા વિપુલ મંડલ કાઢીએ અને ધર્મ વિગેરેનાં બંધનો શિથિલ કરી નાખીએ અને અંગ્રેજ લોકો પોતાનું હુંપદ મૂકી દે, અને આપણી અને તેમની વચ્ચે પરસ્પર લગ્નનો સંબંધ નિરંકુશ બંધાય તો હિંદી કુટુંબોમાં પણ બાળકોને કાને જન્મથીજ અંગ્રેજી ભાષા પડે. અકબરના પ્રયત્નોનું પરિણામ ભૂલી જઈ આપણે આ યુક્તિને વ્યવહાર બનાવીએ તો પણ એને ઘણા સૈકાની જરૂર છે. માટે આપણે અપૂર્વ ધૈર્ય બતાવીએ છતાં અંગ્રેજી તેત્રીસ કરોડની માતૃભાષા થાય એ તો અશક્યજ લાગે છે તો પછી જે જ્ઞાન સર્વને આપવું જોઈએ તે અંગ્રેજી દ્વારા આપી તેને શામાટે મર્યાદિત કરવું જોઈએ!

જ્યાં સુધી કેળવણીમાં અત્રે સુચવવામાં આવેલો ફેરફાર થાય નહિ ત્યાં સુધી કેળવણીનાં મીઠાં ફળો માત્ર થોડાજ ચાખી શકશે અને કેળવાએલા વર્ગની ઉતરતા વર્ગને અસર થઈ શકશે નહિ. એટલે બે પક્ષ પડશે, કેળવાએલો પક્ષ અને બીન કેળવાએલો પક્ષ. અત્યારે પણ આપણે જોઈએ છીએ કે આપણો કેળવાએલો વર્ગ સામાન્ય લોકસમૂહનો કરતાં કેટલો જુદો પડી આવે છે! આપણા ગામડીઆ લોકોના જીવનમાં અને આપણા કેળવાએલા વર્ગના જીવનમાં કેટલો ભેદ છે? એક બીજાનું જીવન કેટલે દરજ્જે સમજી શકે છે! કેળવાએલો વર્ગ શેક્સપીઅર અને ડૅન્ટીની કલ્પનાસૃષ્ટિમાં વસે છે, ત્યારે બિન કેળવાએલો વર્ગ મીરાંના પદો અને નરસિંહ મહેતાના પ્રભાતીયામાં સંતોષ માની બેસી રહે છે. ખુદ ગુજરાતી સાહિત્યમાં જોશો તો સરસ્વતીચંદ્ર જેવું પુસ્તક ગામડાના લોકોને તો અંગ્રેજી પુસ્તકો જેવુંજ થઈ પડ્યું છે. આ બે વર્ગો વચ્ચે વિચારની આપ લે થતી નથી અને જેટલી થાય છે તેટલી પણ આ પદ્ધતિ ચાલુ રહેશે તો અટકશે. ત્યારે ફ્રાન્સમાં લોકસમૂહ અને સમૃદ્ધ સત્તાધીશ વર્ગ વચ્ચે જેવો તીવ્ર ભેદ પડી ગયો હતો તેવો તીવ્ર ભેદ આપણા દેશમાં પડશે. વળી જ્ઞાતિ બંધનો અસહ્ય થઈ પડવા લાગ્યાં છે તેવા કાળમાં શું નવી શિક્ષિત અને અશિક્ષિત એવી જ્ઞાતિઓ ઉત્પન્ન કરવી છે? ફરી પાછો સુધરેલો બ્રાહ્મણ વર્ગ ઉભો કરવો છે? અન્ય જ્ઞાતિઓને કનડવાને આ નવો સુધરેલો બ્રાહ્મણ વર્ગ નવાં સુધરેલાં સાધનો વાપરશે અને હાલમાં આપણે જુના બ્રાહ્મણ વર્ગને વખોડીએ છીએ તેમ આપણા વંશજો આ નવા બ્રાહ્મણ વર્ગને વખોડશે.

ત્યારે આપણે જો રાષ્ટ્રીય જીવનની ઇચ્છા તીવ્ર હોય અને રાષ્ટ્રીયવિકાસ જેમ બને તેમ જલદીથી કરવો હોય તો એકદમને ખાતર આપણી માતૃભાષા દ્વારાજ આપણા સંતાનોને શિક્ષણ આપવું જોઈએ.

આમ આ મહાપ્રશ્નનો જે દૃષ્ટિએ વિચાર કરીએ તે દૃષ્ટિએ એકજ નિર્ણયપર અવાય છે. અને તે એ કે સર્વ શિક્ષણ માતૃભાષાદ્વારાજ આપવાની યોજના કરવી જોઈએ. આ યોજના તૈયાર કરવામાં તેમજ તેને પાર પાડવામાં સહાયભૂત થનાર પ્રત્યેક વ્યક્તિએ પોતાની એક અતિ

પવિત્ર ફરજ બજાવી કહેવાશે. કારણ કે જો શિક્ષકનું કાર્ય સરળ, રસમય, અને ઉત્સાહ પ્રેરક કરવું હોય, જો વિદ્યાર્થીઓના અમુક વિષયો તરફના અભાવનો અંત આણવો હોય અને સર્વે તેમને વિદ્યારસિક અને વિચારશીલ યુવકો બનાવવા હોય, જો હિંદી કારીગરોના સુપ્ત કળાકૌશલ્ય, સૌંદર્યબુદ્ધિ અને નૈસર્ગિક શક્તિને જાગૃત કરી, તેમનું પોષણવર્ધન કરવું હોય અને તદ્દ્વારા હિંદનો ઔદ્યોગિક પુનરુદ્ધાર કરવા હોય, જો માતૃભાષામાં શેકસ્પીઅર અને શેલીની કૃતિઓને ઉંચે મૂકે એવા સાહિત્યનો ઉદય કરવો હોય, જો કન્યાકુમારીથી કંચનગંગા અને દ્વારિકાથી ઢાકા સુધી સમસ્ત હિંદના રાષ્ટ્રીય દેહમાં એકજ નિર્મળ જીવન વહેવડાવવું હોય તો આ વિના અન્ય માર્ગ નથી.

———

વીરબળ. હ. મહેતા.

## स्वीकार अने अवलोकन.

૧. પ્રેમપ્રભાવ—કર્તા રા. તારાચંદ્ર પોપટલાલ અડાળજા એલ. ટી. એમ. સદરહુ પુસ્તક તેના કર્તા તરફથી અમને અવલોકનાર્થે મળ્યું છે જેનો અમે સાભાર સ્વીકાર કરીએ છીએ. આ પુસ્તક પ્રસિદ્ધ બંગાળી કવિ રવિન્દ્રનાથ ટાગોરનાં બ્હેન શ્રીમતિ સુવર્ણકુમારી દેવીના 'The Fatal Garland' નામના પુસ્તકનું ભાષાન્તર છે. દેવીનાં અંગ્રેજી પુસ્તકે તો લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે, અને વર્તમાનપત્રોએ તેમની લેખનશક્તિ તથા કથાનકને માટે પ્રશંસા કરી છે, એટલે તે સંબંધે વિશેષ કહેવા જેવું નથી. કોઈ પણ પુસ્તકનું એક ભાષાન્માંથી બીજી ભાષામાં તેના કથાનકમાં, રસમાં, તથા ખૂબીમાં ઉતારવું એ કામ ઘણું કઠિન છે, તો પણ રા. અડાળજાએ તે સર્વ બાબતો લક્ષમાં રાખી પુસ્તકને રસીક, અને વાંચવા યોગ્ય બનાવ્યું છે. રા. અડાળજાની ઐતિહાસિક વાર્તાઓને ચિત્રમય રસીક જીવન આપવાની કળા જાણીતી છે, એટલે પ્રસ્તુત નવલકથાને તેણે તે કળાના પુટ આપી સુંદર બનાવી છે, અને આકર્ષક કરી છે. અહિં તહિં કોઇ કોઇ ભુલ જણાય છે તે તથા સર્વને આકર્ષક બનાવવાના વિચારથી દાખલ કરેલા ગાયનોનો ગુંજ બાદ કરીએ તો હાલમાં પ્રકટ થતાં કેટલાંક નિર્માલ્ય પુસ્તકોની કોટીમાંથી એ વિમુક્ત છે, ને તેથીજ તે સ્ત્રીપુરૂષ બન્નેના હાથમાં મૂકવામાં કોઇ તરેહની હાનિ નથી એમ અમે કહી શકીએ છીએ. પુસ્તકના કદના પ્રમાણમાં કીંમત જરા વધારે છે, પણ અમે આશા રાખીએ છીએ કે કર્તા બીજી આવૃત્તિ વખતે તેમાં કાંઇ ફેરફાર કરશે તો ઘણા તે વેચાતી લઇ શકશે, ને તેથી તેમને લાભ થશે એમ અમારૂં માનવું છે.

૨. દિગંબર જૈન. ઉક્ત માસિકનો કાર્તિક ૧૯૭૩નો સચિત્ર ખાસ અંક અમને સમાલોચના માટે મળ્યો છે તેનો સાભાર સ્વીકાર કરીએ છીએ, અને એના તંત્રીને આજનાં વખતમાં ૧-૧૨-૦ ના વાર્ષિક લવાજમમાં આવડું મોટું અને વિદ્વત્તાવાળું પુસ્તક ગ્રાહકોને આપવા માટે અભિવંદન આપીએ છીએ. સદરહુ અંકમાં ઇંગ્લાંડ, ઉત્તર હિંદુસ્તાન વગેરે સ્થળોથી અંગ્રેજી તથા હિંદુસ્તાનમાં લેખો મંગાવી જૈન અને જૈનેતર જુદી જુદી દૃષ્ટિબિંદુથી ધાર્મિક અને તાત્વિક વિષયો ઉપરના વિચારોનું વાંચન આપવાથી એ ધર્મના વાચકોને ઘણો જ લાભ કરી આપ્યો છે. વિષયો અમે વાંચ્યા છે, અને તેમાં દર્શાવેલા વિચારો મનન કરવા યોગ્ય જણાય છે. જે માસિકો ધર્મના વિષયોની ચર્ચા કરે છે તેઓએ એ ધર્મમાંનું તત્વજ્ઞાન જેમ બને તેમ સાર્વજનિક કર્યાથી તેના વાંચનથી ઘણાને લાભ થાય એમાં જરાએ કહેવા જેવું નથી. અમે ઉક્ત માસિકના તંત્રીને તેના આ સહાસ તથા ઉત્તમ વિષયો માટે અભિનંદન આપીએ છીએ.

# मासिक मकरंद.

"*The Educational Review*" ના ઑક્ટોબર ૧૯૧૬ના અંકમાં "Vernaculars as the media of instruction" એ નામનો મી. એસ. રાજગોપાલચારીનો લેખ છે. ઑ. મી. રામાયણિંગરના ઠરાવની વિરુદ્ધ પડતાં ઑ. મી. દાદાભાઈ કહે છે કે ઠરાવ અસ્થાને છે. લેખક ઑ. મી. દાદાભાઈની વિરુદ્ધ પડતાં ઑ. મી. રામાયણિંગરના ઠરાવનું સમર્થન કરે છે, અને સિદ્ધ કરે છે કે માતૃભાષાદ્વારા શિક્ષણ અપાવું જ જોઈએ. ઑ. મી. દાદાભાઈ વિરુદ્ધ પડતાં કહે છેઃ-

(૧) માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાથી ઉચ્ચ કેળવણી હિન્દુસ્થાનમાં મર્યાદિત થશે, અને તેથી આ દેશમાં થતી પ્રગતિ અટકશે.

(૨) ભૂતકાળમાં થયેલી પ્રગતિ અંગ્રેજી કેળવણીથી થઈ છે; માતૃભાષાદ્વારા અપાયેલી કેળવણીથી એ પ્રગતિ અશક્ય બનત.

(૩) સંસ્કૃત મહાશાળાઓથી અને શાળાઓથી વિશિષ્ટ પુરુષો ઉત્પન્ન થયા નથી, અને જે થયા છે તેઓ ખાસ કરીને અંગ્રેજી ગ્રૅજ્યુએટ કરતાં ચઢીયાતા નથી.

આમાંથી પહેલા અને બીજા લક્ષ્યનો જવાબ આપતાં લેખક કહે છે કે નવીન યોજના પ્રમાણે અંગ્રેજી શિક્ષણ આવશ્યક થશે જ, અને ઉલટું વધારે સારી રીતે આપી શકાશે. કોઈપણ વિદ્યાર્થી ભૂગોળના સવાલપત્રના જવાબ માતૃભાષામાં આપે, તો તેથી અંગ્રેજી શિક્ષણના ફાયદાને ધોકો લાગશે એમ કોઈ કહેશે ખરૂં? ત્રીજા લક્ષ્યના જવાબમાં લેખક કહે છે કે ખાસ વિશિષ્ટ પુરુષોએ સાધનતર શિક્ષણ પસંદ કર્યું છે, અને ઓછા વિશિષ્ટ પુરુષો કે જેઓએ સ્વદેશીય કેળવણી લીધી છે તેઓને સામાન્ય જીવનમાં સુસ્થાન મળ્યું નથી, અને પરિણામે એઓ જગતના ફાયદાને ગણકાર્યા વિના સાધુજીવન ગાળવામાં સંતોષ માને છે.

'A class of men thoroughly grounded in European science, arts and philosophy should be created in India, who should serve as the communicating medium of western culture to the general population'.

'We have had such a class, and they have spread western knowledge to all except the very lowest, and also enriched vernacular literature and journalism.'

આના જવાબમાં લેખક કહે છે કે થોડીક પાશ્ચાત્ય પ્રબુદ્ધતા ધરાવનારો વર્ગ આપણે ઉત્પન્ન કર્યો છે એ ખરૂં, પરંતુ એઓ ખરેખર સારસંપ્રદાનશીલ સધન બની શક્યા છે? અંગ્રેજી પોશાક, અથવા સામાન્ય આચરણ, કે પરસ્પર-ભોજન વ્યવહારનો એઓ દાખલો બેસાડે ખરા, પરંતુ એઓનાં અંગત સગાંઓને કિંવા મિત્રો (અંગ્રેજી ભણેલાં નહીં) ને એઓની પ્રબુદ્ધતા મળે છે ખરી? શિક્ષિત ધણી અને અશિક્ષિત વધૂની વચ્ચે પડી ગયેલા અગાધ અંતરથી ભાગ્યેજ કોઈ અજાણ્યું હશે; પોતાના પતિની પ્રબુદ્ધતા પત્નીને ન મળે તો પછી બીજા કોને મળે વારુ?

ઑ. મી. દાદાભાઇ કહેછે 'The Greatest Bengalee poets were English scholars.' એ વિષે લેખક કહે છે કે અગ્રેજીદ્વારા ઇતિહાસ અને ભુગોળનું જ્ઞાન મેળવવાને બદલે બંગાળીદ્વારા મેળવ્યું હોત તો પણ એવા કવિઓ પંડિત થાત 'સર રવીન્દ્રનાથ ઠાકુર કહે છે "It was because we were taught in our own language that our minds quickened" અર્થાત્ "અમને અમારી પોતાની ભાષાદ્વારા શિક્ષણ મળ્યું તેથી અમારાં મન ત્વરિત થયાં." માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાની જરૂરીયાત સમજ્યા પછી ડૉ. ઠાકુર ઉંચટે કહે છે "While all around was the cry of English teaching, my third brother was brave enough to keep us to our Bengalee course. To him in Heaven my grateful reverence."

અંગ્રેજી કેળવણીથી સ્વામી વિવેકાનંદ, રાનડે, માધવરાવ, ગોખલે અને પ્રો. બોઝ જેવા પુરૂષો ઉત્પન્ન થયા. ગોખલે પોતાનો ઇતિહાસ મરાઠીમાં શીખ્યા હોત, અને પ્રો. બોઝને વૈજ્ઞાનિક પ્રયોગનું શિક્ષણ બંગાળી ભાષાદ્વારા અપાયું હોત તો શું એઓ એવા જ ન થાત? એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે અગ્રેજીનો વિષય શાળાઓમાં નવીન યોજનાથી આવશ્યક રહેશે, એટલું જ નહીં પણ, અગ્રેજીનું પુરતું જ્ઞાન ધરાવનારા પુરૂષોને જ મહાશાળાઓમાં દાખલ થવા દેવામાં આવતા હોવાથી, મહાશાળાઓમાં પણ અગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ અપાશે. આપણને અગ્રેજીની જરૂર છે, અને અન્ય વિષયોની જરૂર છે. અન્ય વિષયો ભલે થોડા હોય, પણ તે વિશિષ્ટતાથી શીખવવા જોઇએ.

"It is not conventional English that is required, but a scholarly knowledge." ખરી વાતછે. એવું જ્ઞાન મહાશાળાઓમાંથીજ મળી શકે, અને નવીન યોજના પ્રમાણે ત્યાંથીજ મળી શકશે. ખરા વાક્સંપ્રદાય (Idioms) અને ઉચ્ચાર વિદ્યાર્થી કેવી રીતે શીખી શકે? અગ્રેજી શીખવવાને ખાસ પ્રવીણ ન હોય એવા શિક્ષકોથી એઓને દુર રાખવાથી, અને એઓના ભૂગોળ વિજ્ઞાન આદિ વિષયોમાં ઘેર પરિણામ લાવતા અગ્રેજીના આવશ્યક ઉપયોગથી એઓને નિયંત્રિત રાખવાથી.

"English lessons must be in English." ખરૂં છે. બધા એમજ કહે છે. એ વિષે કોઇનો મતભેદ છે જ નહીં. માતૃભાષાના પાઠો માતૃભાષામાંજ અપાવા જોઇએ, અને ઇતિહાસના પાઠો વિદ્યાર્થીની જે માતૃભાષા હોય તે ભાષાદ્વારા અપાવા જોઇએ.

"How will it be possible for them to understand English lectures in subjects that they first learnt in Tamil?" ભાષા તરીકે અગ્રેજી શીખવાથી ઇતિહાસ તત્વજ્ઞાન અને વિજ્ઞાનના અંગ્રેજીમાં લખાયેલાં પુસ્તકો શીખવાનું સુગમ પડે એ ખરૂં. વિદ્યાર્થીને અંગ્રેજીનું પુરતું જ્ઞાન હોય તો જે સામાન્ય વિષયો એ માતૃભાષાદ્વારા શીખી ગયો હોય તે ભૂલી જવાની, અને પૃથક્ અંગ્રેજીમાં શીખવાની જરૂર નથી જ. વિદ્યાર્થી હિન્દુસ્થાનનો ઇતિહાસ પોતાની માતૃભાષાદ્વારા શીખી ગયો હોય તો પછી એને એજ વિષયને અગ્રેજીદ્વારા શીખવવાની જરૂર જણાતી નથી, અને એથી કંઇ ફેર પડતો પણ નથી. મગજમાં ઉપયોગી જ્ઞાનનો સંચય થવો જોઇએ અને થાય છે. વિષયોની ઉપયોગિતા છે, શબ્દોની નહિ પરંતુ દિલગીરી એટલી જ છે કે, હાલની પદ્ધતિ પ્રમાણે મગજને

વિચારોનો નહીં, પરંતુ માત્ર શબ્દોનો જ સંચય કરવો પડે છે—પાઠ પુસ્તકોના શબ્દોનો સંચય કરવો પડે છે. જે સમયમાં માત્ર શિક્ષકોને જ અંગ્રેજીનું જ્ઞાન હતું, અને શિષ્યોને માત્ર માતૃભાષાનું જ્ઞાન હતું, તે સમયે હાલની પદ્ધતિની કિંમત હતી. હવે તો બધા જ અંગ્રેજી જાણતા હોવાથી એ પદ્ધતિ દુષ્ટ થઈ ગઇ છે, અને માત્ર સંઘની કેળવણી અને મહત્ત કેળવણી જ નહીં, પરંતુ વિદ્યાર્થીની યોગ્ય કેળવણી પણ એથી પ્રતિબદ્ધ થાય છે. માટે હવે તો માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનો પ્રચાર થવો જોઇએ અને એથીજ કંઇ સુધારણા થશે એમ સર્વનું માનવું છે.

"જાતિભેદ" એ વિષય ઉપર 'ભારત સેવક' ના ઓકટોબર ૧૯૧૬ના અંકમાં કર્મવીર મોહનદાસ કરમચંદ ગાંધી નીચે પ્રમાણે વિચાર દર્શાવે છે. જાતિભેદના પાયાપર હિંદુ સમાજની ઇમારત ટકી રહી છે એવું મ્હારૂં માનવું છે. સર વિલિયમ હન્ટરે પોતાના હિંદુસ્તાનના ઇતિહાસમાં એવું લખ્યું છે કે જાતિભેદની સંસ્થા પ્રચલિત હોવાથી હિંદુસ્તાનમાં દારિદ્રયનો કાયદો ઘડવો પડયો નહિ. આ વિચાર મને બરોબર લાગે છે. જાતિ સંસ્થામાં સ્વરાજ્યનું બીજ છે. ભિન્ન ભિન્ન જાતિ આ લશ્કરમાંની ટુકડીઓ સમાન છે. સેનાધિપતિ પ્રત્યેક સિપાઇને ઓળખતો નથી. પણ ત્હેના તરફથી એ ટુકડીના મુખ્ય અધિકારીઓ મારફત કામ કરાવી લે છે. તેજ પ્રમાણે જાતિભેદના સાધનથી આપણે સમાજ સુધારણાનું કાર્ય સુકર કરી શકીએ છીએ, અને આપણું ધાર્મિક, વ્યાવહારિક, નૈતિક, તથા રાજકીય ચક્ર ફાવે તેમ ફેરવી શકીએ છીએ.

જાતિયોજના એ કેવળ સ્વાભાવિક સ્થિતિ છે. અહીં તેને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું; અન્ય દેશોમાં તેનો ઉપયોગ પૂર્ણપણે ધ્યાનમાં ન આવવાથી એ સંસ્થા સ્થૂળ રૂપમાં જ કાયમ રહી, અને તેથી જ ત્યાં તેનાથી બહુ લાભ થયો નહિ. મારા વિચાર એવા હોવાથી જાતિભેદના નિર્મૂલનના જે પ્રયત્ન ચાલે છે તેની હું વિરૂદ્ધ છું.

પરંતુ જાતિભેદ સંસ્થામાં જે દોષ દેખાય છે તે જરૂર કાઢી નાખવા જોઇએ. અને એવું કરવા માટે જાતિભેદનું વાસ્તવિક સ્વરૂપ પ્રથમ જાણવું જોઇએ. મેં ઉપર સૂચવ્યું કે જાતિને આપણે ધાર્મિક સ્વરૂપ આપ્યું છે; એટલે જાતિ એ કેવળ સંયમ કરવાનું સાધન છે. જાતિ એ આપણા ભોગની પરિસીમા છે, એટલે તેના બહારના ભોગ ભોગવવાનો આપણને અધિકાર નથી. અન્ય જાતિના લોક સાથે આપણે ભોજન વ્યવહાર કિંવા લગ્ન વ્યવહાર નહિ કરીએ. આ યોજનાથી અનાચાર ઓછો થવાનો ઘણો સંભવ છે. એકત્ર જાતિથી મિત્રતા વધે છે એ વાત અનુભવ વિરૂદ્ધ છે. એવું કરવાથી જો મિત્રતા વધતી હોય તો યૂરોપમાં પ્રસ્તુત મહાયુદ્ધ ઉત્પન્ન થયું ન હોત. સૌથી વધારે લડાઇ તો સંબંધીઓમાં જ થાય છે. ભોજનની બાબતને આપણે નિષ્કારણ અતિશય મહત્વ આપ્યું છે. ભોજનક્રિયા એ શૌચ ક્રિયા જેટલી ગંદી છે; ભેદ એટલો જ કે શૌચક્રિયા પછી આપણને શાંતિ મળે છે; અને જીભ કાબુમાં ન રાખવામાં આવે તો ભોજન પછી અસમાધાન ઉત્પન્ન થાય છે. જે પ્રમાણે શૌચાદિ કૃત્યો આપણે એકાંતમાં કરીએ છીએ તે જ પ્રમાણે ભોજનાદિ પશુ-ક્રિયા પણ આપણે એકાંતમાં જ કરવી જોઇએ ભોજન એ કેવળ શરીર-વ્યાપાર સારૂ

જ છે. એ વાક્ય જો ખરૂં હોય તો એ બાબતમાં જેટલો ઓછો આડંબર કરવામાં આવે તેટલું સારૂં એ ખુલ્લું છે.

જે વાત ભોજનની તે જ વાત લગ્ન સંબંધી પણ છે. અમુક જાતિની બહારના લોક સાથે લગ્ન વ્યવહાર બંધ રાખવામાં સંયમ જ છે. અને સંયમ હમેશાં સુખદાયક હોય છે. જાળ જેટલી વધારે પ્રસારીએ તેટલાં સંકટ અધિક થાય છે. માટે પોતાની જ પંક્તિના માણસોમાંથી વર કિંવા વધૂ શોધવામાં મ્હને કાંઇ દોષ જણાતો નથી. જે દેશોમાં જાતિનો પાયો ધર્મ પર રચવામાં આવ્યો નથી ત્યાં પણ વર્ણસંકર ન થવા દેવાની કાળજી રાખવી પડે છે. ઇંગ્લાંડનાં બ્લ્યૂ બ્લડ (Blue blood) નું રહસ્ય પણ એ જ છે. લૉર્ડ સૅલિસ્બરિ પોતાની પૂર્વ પીઢિકા એલિઝાબેથ સુધી લઇ જતા. આ વાત તેને અને ઇંગ્લિશ પ્રજાને અભિમાનાસ્પદ લાગતી હતી.

આ પ્રમાણે ભોજન અને વિવાહ સંબંધી બંધન સામાન્ય નિયમ માટે સ્તુત્ય છે. એમાં અપવાદ છે, અને રહેશે. આ વાત હિંદુ સમાજે જાણ્યે અજાણ્યે પણ કબુલ કરી છે. પણ ખરૂં જોતા એ અપવાદ નહોતો જ. હું ભંગિયા સાથે જમ્યો, અને એમ કરવામાંજ મારી દૃષ્ટિથી વિશેષ સંયમ હોય તો તે કામમાં જાતિને કાંઇ કર્તવ્ય નથી. કિંવા મારી જ જાતિમાં મને અનુરૂપ વધૂ મળી નહિ, અને લગ્ન ન કરવાથી હું વિષયલંપટ થઇશ એવો સંભવ હોય તો આવે વખતે મને યોગ્ય ગમે તે જાતિની છોકરી લેવામાં મેં સંયમ કર્યો એમ જ કહેવાય, અને તેથી જ મારૂં આ કૃત્ય જાતિભેદના મૂળતત્ત્વથી વિરૂદ્ધ થતું નથી. પણ સાધારણ નિયમની બહારનાં ઉપરનાં કૃત્યો કરવામાં મારો હેતુ ઇંદ્રિયદમનનો હતો એ બતાવવાની જવાબદારી મ્હારે શિર છે; અને મ્હારા ભાવિ વર્તનોથી જ એ દેખાઇ આવશે. પણ ત્યાં સુધી જાતિથી મને મળનારા હક મને ન મળે તો પણ એમાં સંતોષ માની જાતિ સંબંધી મારૂં કર્તવ્ય મારે બજાવતા રહેવું જોઇએ.

× × જાતિ સંસ્થાનાં મૂળ એક સ્થાનમાં એટલાં સજ્જડ બેસી ગયાં છે કે તે ઉખેડી નાખવાના પ્રયત્ન કરવા કરતાં એમાં જ સુધારણા કરવાના પ્રયત્ન કરવા એ સ્તુત્ય છે એમ લાગે છે. કેટલાએક લોક એમ કહેશે કે જાતિભેદ સંબંધી ઉપનિર્દિષ્ટ વિચાર જો બરોબર હોય તો જાતિની સંખ્યા જેટલી વધે તેટલું સારૂં જ કહેવાય; અને વધે તો દસ દસ માણસોની એક એક જાત બને. આ વિચાર બહુ ઉંડો નથી. જાતિની ઉત્પત્તિ અને લય વિશિષ્ટ વ્યક્તિની કિંવા સમૂહની ઇચ્છા પર અવલંબીને નથી. હિંદુસમાજની જરૂરિયાત પ્રમાણે જાતિનો લય અને ઉત્પત્તિ અને સુધારણાં થયાં છે. અને દૃશ્ય અથવા અદૃશ્ય રીતે હજી પણ થાય છે. હિંદુ જાતિ એ જડ નિર્જીવ સંસ્થા નથી. એ જીવંત સંસ્થા છે; અને પોતાના નિયમને અનુસરી પોતાનું કામ કરે છે. આજ દુર્દૈવે એમાં આડંબર, ઢોંગ, વિષયલંપટતા, કલહ વગેરે દોષ દેખાઇ આવે છે. પણ આ ઉપરથી લોકોમાં ચારિત્ર્ય બળ નથી એટલી જ વાત સિદ્ધ થાય છે. એ પરથી જાતિભેદ યોજના દોષાર્હ ઠરી શકતી નથી.

# मीरांनी माळा.

## પદ ૯.

### રાગ ઝીલો.

અચ્છા લેઉ બ્રજવાસી, કનૈયો અચ્છા લેઉ રે. ટેક.

બરસાનેસે ચલી ગુજરિયા[1] આગે મિલે મહારાજરે;
ફોરી ફોરી મટુકીમેં દહીં જમાયા, ચખ લેઉ મહારાજ રે. ૧

દધિ મેરો ખાયો, મટુકિયાં રે ફોરી, ઇંડરી કહાં ડારી લાલરે;
શૃંગારક સભી મેરો તોર્યો, ગલમાલ[2] ક્યાં ડારી લાલ રે. ૨

જાય પુકારૂંગી કંસકે આગે, ન્યાય કરો મહારાજ રે;
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમલ બલિહાર રે. ૪

---

## પદ ૧૦.

### રાગ-ભૈરવ.

અચ્છે મીઠે ચાખ ચાખ બોર લાઇ ભીલણી.[1] ટેક.

ઐસી કહા અચારવતી,[2] રૂપ નહીં એક રતી,
નીચ કુલ ઓછી[3] જાત, અતિ હી[4] કુચીલણી[5]; ૧

જુઠે[6] ફલ લીને રામ, પ્રેમકી પ્રતીત[7] જાણ,
ઊંચ નીચ જાને નહીં, રસકી રસીલણી. ૨

ઐસી કહા બેદ પઢી; છિન[8] મેં બિમાણ[9] ચઢી,
હરિજીસું બાંધ્યો હેત, બૈકુંઠમેં ઝૂલણી. ૩

ઐસી પ્રીત કરે સોઇ, દાસ મીરાં તરે સોઇ,
પતિત પાવન પ્રભુ, ગોકુલ અહીરણી. ૪

---

પદ ૯. પ્રાક, ઓઆમત અને ગુ. સા. સા. સંગ્રહ. અઢીકુરી. ૯. હારશૃંગાર, ૧. ગુજરિયા=ગોવાળણી; ભરવાડણ. ૨. ગલમાલ=ગળાની માળા; હાર.

પદ ૧૦. ભીલણી=ભીલડી. ૨ અચારવતી=રીતભાતવાળી. ૩ ઓછી=હલકી. ૪. હી=ખરેખર. ૫ કુચીલણી=ખરાબ ચાલની; અશુદ્ધ ૬ જુઠે=એઠું; ચાખેલું. ૭ પ્રતીત=ખાતરી ૮ છિન=ક્ષણ; પલ. ૯ બિમાણ=વિમાન.

## પદ ૧૧.

### ગરબી.

અજબ સુંદરી પ્યારી મૃગાનેણી, તેં મોહન વશ કીધોરે.
*ગોકુળમાં સૌ વાત કરે છે વ્હાલા, કહાન કુબજે વશ લીધોરે. અજબ. ૧
મદનો સૌ હસ્તિ ને લાલ અંબાડી, અંકુશ વશ કીધોરે. અજબ. ૨
લવંગ સોપારી ને પાનનાં બીડલાં, +રાધાસું કંઇ કીનોરે. અજબ. ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળ ચિત્ત દીનોરે. અજબ. ૪

---

## પદ ૧૨.

### રાગ-ભૈરવી.

અબ નહીં બિસરૂં મ્હારે હિરદે[1] લિખ્યો હરિ નામ,
મ્હારે સતગુરૂ દિયો બતાય, અબ નહીં બિસરૂં રે. ટેક
મીરાં બેઠી મહલમેં રે, ઉઠત બેઠત રામ,
સેવા કરસ્યાં સાધકી, મ્હારે ઔર ન દૂજે[2] કામ. ૧.
રાણાજી બતલાઇયા, કઇ દેવો જબાબ,
પણ[3] લાગો હરિ નામ સું, મ્હારે દિન દિન દૂનો[4] લાભ. ૨.
સીપ ભર્યો પાની પિવે રે, ટાંક ભર્યો અન્ન ખાય,
બતલાર્યાં બોલી નહીં રે, રાણાજી ગયા રિસાય. ૩.
બિષરા[5] પ્યાલા રાણાજી ભેજ્યા, દીજે મેડતણી કે હાથ,
કર ચરણામૃત પી ગઇ, મ્હારાં સબલ ધણી કો સાથ. ૪.
બિષ કો પ્યાલો પી ગઇ, ભજન કરે ઉસ ઠૌર,[6]
થારી[7] મારી ના મરૂં, મ્હારો રાખણહારો ઔર. ૫.
રાણાજી મો પર કોપિયોરે, મારૂં એકન સેલ,
માર્યાં પરાછિત લાગસી, માનેં દીજે પીહર મેલ. ૬.
રાણી મો પર કોપિયો રે, રતિ ન રાખ્યો મોદ,[8]
લે જાતી બૈકુંઠમેં, યો તો સમજ્યો નહીં સિસોદ. ૭.

---

પદ ૧૧. પાઠમાં લીટી એક પ્રતમાં નથી. *મૂ. કા. દે. પ્રતમાં તથા ગુ. સા. સ. પ્રતમાં "રાધા સું રાખ્યો કીનોરે" અને બીજી એક પ્રતમાં 'બીડામાં કંઇ કીનોરે' છે.
પદ ૧૨. ૧. હિરદે=હૃદયે. ૨. દૂજો=બીજો. ૩. પણ=ટેક; સ્નેહ. ૪. દૂનો=બેવડો. ૫ બિષરા=ઝેરનો. ૬. ઠૌર=જગા. ૭ થારી=તારી. ૮ મોદ=આનંદ; પ્રેમ. ૯ સિસોદ=સિસોદિયો રાણો

છાપા તિલક બનાયા, તજ્યા સબ સિંગાર,[10]
મેં તો સરને[11] રામકે, ભલ નિન્દો સંસાર. ૮.

માલા મ્હારિ દેવડી,[12] સીલ[13] બરત[14] સિંગાર,
અબ કે કિરપા કીજ્યો, હૂં તો ફીર બાંધુ તલવાર. ૯.

રથા બૈલ જુનાય કે, ઉંટાં હસિયો ભારે,
કૈસે તોડું રામ સૂં, મ્હારિ, ભો ભો રો[15] ભરતાર. ૧૦.

રાણો સાંડયો[16] મોકલ્યો, જાણ્યો એકે દોડ,
કુલકી તારણ અસ્તરી, મા તો મુરડ ચલી રાઠોડ. ૧૧.

સાંડયો પાછો ફેર્યો રે, પરત ન દેસ્યાં પાવ,
કર સરા પણ નીસરી, મ્હારિ કુણ રાણો કુણ રાવ. ૧૨.

સંસારી નિંદા કરે રે, દુખિયો સબ પરિવાર,
કુલ સારો હી લાજસી, મીરાં થેં જો બયાજી મ્હાર. ૧૩.

રાતી માતી પ્રેમકી, બિષ ભગત કો મોડ,
રામ અમલ માતી રહે, ધન મીરાં રાઠોડ. ૧૪.

---

પદ ૧૭
રાગ કાફી

અબ નહીં માનું રાણા થારી,[1] મૈં બર[2] પાયો ગિરધારી. ટેક.

મનિ[3] કપૂરકી એક ગતિ હૈ, કોઉ કહો હજારી,
કંકર[4] કંચન[5] એક ગતિ હૈ, ગુંજ[6] મિરચ[7] ઇક સારી. ૧

અનડ[8] ધણીકા સરણા લીનો, હાથ સુમિરની[9] ધારી,
જોગ લિયો જબ કયા દિલગીરી, ગુરુ પાયો નિજ ભારી. ૨

સાધુ સંગત મહં દિલ રાજી, ભઈ કુટુંબ સું ન્યારી
કોડ બાર સમજાવો મોકું, ચાલુંગી બુદ્ધ હમારી. ૩

રતન જડિતકી ટોપી સિર પૈં, હાર કંઠ કો ભારી,
ચરણ ઘુંઘર ઘમસ[10] પડત હૈ, મ્હેં કરાં સ્યામ સૂં યારી. ૪

લાજ શરમ સબરી મૈં ડારી, યો તન ચરણ અધારી,
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ઝંક મારો સંસારી. ૫

---

૧૦. સિંગાર=શણગાર. ૧૧ સરને=શરણ. ૧૨ દેવડી=મંદિર ૧૩. સીલ=નીતિ ૧૪. બરત=વ્રત નિયમ. ૧૫ ભો ભો રો=ભવભવનો. ૧૬. સાંડયો=સાંઢણી.

પદ. ૧૭. થારી=તારું (મારવાડી) ૨. બર=વરદાન ૩ મનિ=રત્ન, મણી. ૪. કંકર=પત્થર ૫. કંચન=સોનું. ૬. ગુંજ=ચણોઠી. ૭ મિરચ=મરી. ૮ અનડ=અનાદિ, જેને આદિ અંત સુધી લેવા. ૯ સુમિરની=માળા. ૧૦ ઘમસ=જોરથી; ઘમઘમ અવાજથી.

# ખાસ નોંધ.

અમારા ગ્રાહકોને તથા વાંચકોને જણાવતા ખુશી ઉપજે છે કે આ વર્ષથી અમારી ઑફીસ સુરતથી વડોદરે લાવવામાં આવી છે એટલે છપામણી આદિમા ગ્રાહકોને જાત દેખરેખથી સંપૂર્ણ સંતોષ આપીશું. હવેથી સર્વ પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

તંત્રી 'ચંદ્રપ્રકાશ.'
ચંદ્રપ્રકાશ ઑફીસ.
ગેંડીગેટરોડ, વડોદરા.

---

## સૂચના.

૧. વગર સહીના અને તંત્રીના લેખો માટે તંત્રી જવાબદાર છે.

૨. સહીવાળા લેખો માટે લેખક પોતે જવાબદાર છે.

૩. જે જે લેખ, ભાષાન્તર કે અનુવાદ હોય તેનો મૂળ આધાર અમને સ્પષ્ટ જણાવવો, અને બની શકે તો ભાષાન્તર માટે કર્તાની પરવાનગી મેળવી લેવી, નહિ તો તે સંબંધનું સઘળું જોખમ લેખકને શિર રહેશે.

૪. "ચંદ્રપ્રકાશ"માં પ્રસિદ્ધ થયેલા લેખનું અસલ લખાણ પાછું મળી શકશે નહિ. નહિ સ્વીકારાયેલો લેખ પાછો મોકલવાને અમે બંધાતા નથી. પરંતુ ટપાલ હાંસલ લેખક તરફથી મળ્યું હશે તો તે પાછો મોકલવા હરકત નથી.

૫. લેખ કાગળની એક બાજુએ સ્પષ્ટ અક્ષરે લખેલો હોવો જોઇએ. લેખકે પોતાનું નામ ઠેકાણું વગેરે પ્રસિદ્ધ કરવું હોય કે ન હોય તો પણ અમારી જાણ માટે લખી જણાવવું. વગર સહીના લેખો સ્વીકારાશે નહિ.

૬. રાજ્યદ્વારી અને ધર્મના વિવાદગ્રસ્ત વિષયો અમને ગ્રાહ્ય નથી.

૭. એનો એ લેખ બીજા પત્ર કે માસિકમાં પ્રસિદ્ધ થવા મોકલ્યો હોય તો તે અમને લખી જણાવવું.

૮. બદલામાં માસિકો તથા અવલોકનાર્થે પુસ્તકો તંત્રીને શરનામે મોકલવાં.

૯. જાહેર ખબરના પૈસા અગાઉથીજ લેવામાં આવશે

આ સિવાય વિશેષ માહિતી માટે તંત્રી સાથે પત્રવ્યવહાર કરવો.

---



ના. મનુભાઇ નંદશંકર મહેતા.

એમ. એ. એલએલ. બી.

વડોદરા રાજ્યના દિવાન સાહેબ

[illegible] પ્રિન્ટર સ્ટીમ પ્રેસ વડોદરા.

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ३.   जानेवारी १९१७.   पोष १९७३.

## वडोदरा राज्यना साहित्यप्रेमी दिवान.

## " My trusted Minister. "

નામદાર મનુભાઇ નંદશંકર મહેતા. એમ. એ.; એલએલ બી.

હિંદુસ્તાનનાં મોટાં રાજ્યોમાં વડોદરા રાજ્ય, તેના રાજનીતિજ્ઞ, વિદ્વાન તથા બાહોશ રાજ્યકર્તા શ્રીમંત સરકાર નામદાર મહારાજા સાહેબ બહાદૂરને લીધે અગ્રસ્થાન ભોગવે છે. એ રાજ્યમા અપાતી કેળવણીએ તથા બીજા પ્રજાકીય સુધારાઓએ બહારની જુદી જુદી વ્યક્તિનું ધ્યાન આકર્ષ્યું છે. એવા રાજ્યની દિવાનગીરી મેળવવી એ કાંઇ સહજ વાત નથી. તેવી દિવાનગીરી નામદાર મનુભાઇ પ્રાપ્ત કરી શક્યા છે. ઇ. સ. ૧૯૧૨ માં અત્રે ચોથી સાહિત્ય પરિષદના સમારંભ વખતે નામદાર શ્રીમંત મહારાજા સાહેબે કાર્યારંભ કરતાં " My trusted Minister " ના શબ્દો કહ્યા હતા તે આજે શબ્દશઃ સત્ય થવાથી વડોદરાનો પ્રજાવર્ગ હર્ષ પામેજ. તેમાં વળી તે સુરતના વતની હોઇ સુરત, તે ગુજરાતી હોઇ આખું ગુજરાત, રાજ્યની નાની મોટી પાયરી ભોગવેલા અમલદાર હોઇ આખો અધિકારી તથા અમલદાર વર્ગ તેમની આ ઉચ્ચ અને માનપ્રદ પદવી માટે અભિમાન લે એ તદ્દન સ્વાભાવિક છે.

ના. મનુભાઇ ઇ. સ. ૧૮૯૧ માં ડિસેમ્બર માસની ૨૬ મી તારીખે વડોદરા કોલેજના તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાનના તથા કાયદાના અધ્યાપક તરીકે દાખલ થયા. તેમની દશ વર્ષની કોલેજની નોકરીમાં તેમણે વર્ષ દોઢ વર્ષ અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર તરીકે પણ કામ કર્યું હતું, અને વિદ્યાર્થીઓનો પ્રેમ મેળવ્યો હતો. ઇ. સ. ૧૯૦૧ માં તેઓ રાજ્યની નોકરીમાં જોડાયા. પ્રથમ તેઓ હજુર કામદાર તરીકે નિમાયા, ને એ ઓહોદો તેમણે ત્રણ વર્ષ ભોગવ્યો. ઇ. સ. ૧૯૦૪-૦૫ મા ગુજરાતમાં દુષ્કાળ પડતાં રાજ્યના દુષ્કાળ નિવારણના કામ માટે તેમને ફેમિન કમિશનર નિમવામાં આવ્યા હતા. ઇ. સ. ૧૯૦૫ થી સને ૧૯૧૪ સુધી નવ વર્ષ તેમણે નાયબ દિવાન તથા ન્યાયમંત્રીનો ઓહોદો ભોગવ્યો હતો. પરંતુ તે કામ ઉપરાંત તેમને ખાનગી કારભારી, કામચલાઉ દિવાન, વડોદરા પ્રાંત સુબા વગેરેનો અધિકાર સોંપવામાં આવ્યો હતો. આ પછી

તેમણે એક વર્ષ અમાત્યની પદ્દી ભોગવી હતી. આ પ્રમાણે ના. મનુભાઇને શ્રીમંત નામદાર મહારાજા સાહેબે જુદાં જુદાં ખાતાંઓનો અધિકાર સોંપી તેમની શક્તિની કસોટી કરી હતી, ને તે કસોટીમાં તેઓ કમેકમ નિવડ્યાથી તેમને રાજ્યરત્નના સુવર્ણચંદ્રકનો તથા દિવાનગીરીનો પૂરો ભાવ આપી લાયકને લાયક માન આપ્યું છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

ના. મનુભાઇની કાયમના દિવાનની નિમણુકથી અમે શ્રીમંત નામદાર મહારાજા સાહેબનો ઉપકાર માનીએ છીએ તથા ના. મનુભાઇને અભિનંદન આપીએ છીએ. ઉભય વિદ્યાવિલાસી તથા અર્થશાસ્ત્ર હોઇ કેળવણીના પ્રદેશમાં રાજ્ય જે પ્રગતિ ભોગવે છે, તેવીજ પ્રગતિ આર્થિક, ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક પ્રદેશમાં સંગીન કાર્યોની પ્રજા આશા રાખે એ પણ સ્વાભાવિક છે. એટલા માટે શ્રીમંત નામદાર મહારાજા સાહેબ તથા ના. દિવાન સા. દીર્ઘાયુ ભોગવે એવી અમે અંતઃકરણપૂર્વક પરમ કૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરીયે છીયે. અસ્તુ

---

## મનુષ્યની ધન્યતા.

(ગમે તે રાહમાં ચોપાઇ)

૧

મનની મૂર્તિ, ધન્યઃ મનુષ્ય!
વહે પ્રભુવ્રત તુજ આયુષ્ય:

૨

મનથી માને તું પરમાત્મ:
તેનું મન પરખે તું મહાત્મ!

૩

પરમ હ્રદયને મન-બ્રહ્માંડ,
મનોદશાનાં તું રચે કાંડ:

૪

મનશ્ચરિત રામાયણ એમ:
તું પ્રગટે ત્યાં યોગક્ષેમ!

૫

પ્રભુ કૃપાના અક્ષય થાળ:
ત્યાં ધરિયે મનમોહનમાળ!

રસિયાજીને રાજવાડે
વડોદરા. } લલિત.

# ' ન્હાનાલાલ અને ટેનીસન. '*

## ( GENIUS. )

હવે કવિની અપૂર્વ પ્રતિભાશક્તિ વિષે ઉલ્લેખ આદરીએ.

વસન્તોત્સવ કાવ્ય અને ઇન્દુકુમાર નાટક ઉભય વાંચતાં, વિચારતાં અને તે પર ઉંડું નિદિધ્યાસન આદરતાં સહજ એમ સ્હમજાય છે કે તેમાં કવિ-હૃદયની ઉન્નત પ્રતિભાની છાપ પડી રહેલી છે ! તેમાં યોજાયલાં પાત્રો એવાં તો ઉદાર, ઉદાત્ત અને ઉમદા છે, એવાં તો રસિક, રમણીય અને સરસ છે, એવાં તો ગંભીર, સાત્વિક અને શુદ્ધ છે, એવાં તો પ્રણયમાં લીન અને સોऽहम् સોऽहम् ના પુરાણા ગહન મંત્રધ્વનીથી સંયુક્ત છે, એવાં તો ઓજસ્થી ભરપુર અને પ્રાણપ્રકાશિત છે કે જાણે એમાં સર્વનામાં દૈવી અંશના સર્વ પરમાણુનું એક સંગ્રહસ્થાન યોજાઇ રહેલું દીપી આવે છે. જેને અંગ્રેજીમાં આદર્શ ચિત્રો કહે છે તેવાંજ આ પાત્રચિત્ર નમુનેદાર આદર્શ ચિત્રો જ છે. તેમના પ્રત્યેકના વિવિધ વિવિધ હાવભાવ, નાના પ્રકારની બાલયુવક ચેષ્ટાઓ, નિર્મલા વિલાસવૈભવો, સ્નેહગીત ગુંજતા આત્માઓ, લોલવિલોલ સ્નેહભાવ ઝરતાં નયનો, નવલરસ નીગળતાં ઉરો, વળી ' પ્રાણની પરમ ચેતના તે પ્રેમ ' એવું અલૌકિક ગાણું ગાતાં કાન્ત ચિત્તો, અને ' પ્રાણ પ્રાણની રસકથા તે સ્નેહ ' એવું મનહર અમુલખ પ્રસન્ન અમીપાન પાતાં અમૃતપુરનાં અમૃત-બાળકો ખરેખર ! નુતન કવિ-સૃષ્ટિ જ દાખવી રહે છે ! અને જાણે આ સૃષ્ટિથી પર એવી પરમ સાત્વિક સૃષ્ટિ-સ્નેહ સૃષ્ટિમાં-દૈવી સૃષ્ટિમાં આપણને વાચકવૃંદને કવિ ઘડીભર આનંદ આપવા ન લઇ જતા હોય, તેમાં રસમગ્ન કરવા, તે દેશના અમૃતપાન પાવા તે ભુમિનાં રતિ ઝરણાના વિનોદનાદ સુણવા, તે સૃષ્ટિમાં વિરાજતા ચૈતન્ય સ્નેહ-બ્રહ્મનાં

---

* ઉકત વિષયના બે લેખો—પહેલો ' સમાલોચક ' અકટોબર-ડીસેમ્બર ઈ. સ ૧૯૧૩. પુ ૧૮ મું અંક ૪ તથા બીજો ' સમાલોચક ' એપ્રિલ ઇ. સ. ૧૯૧૪ ના અંક ચોથામાં—છપાયેલા છે. ત્યાર પછી લેખકે એજ વિષયના અનુસંધાનના બીજા લેખો ' ચંદ્રપ્રકાશ ' માસિકમાં છપાવવા મોકલેલા હોય એમ જણાય છે, પરંતુ માજી મંત્રી પાસે તે ઘણો સમય પડી રહેલા હોવા જોઈએ, કારણ લેખની અંતે લખેલી તારીખ જોતાં જણાય છે કે તે ઇ. સ. ૧૯૧૨ ના મે માસમાં લખાયેલો છે. એ માસિકનું મંત્રીપદ અમારી પાસ આવ્યાથી તેમાં પ્રસિદ્ધ થવા આવેલા તમામ લેખો અમને હસ્તગત થયાથી તેમાં ઉક્ત લેખ હાથ આવ્યાથી તથા તે વાંચ્યાથી તે પ્રકાશમાં મૂકવાનો અમારો વિચાર થાય છે. ' સમાલોચક ' ના અધિપતિએ જે નોધ લીધી છે તે યોગ્ય છે. અમે પણ એજ કહીએ છીએ કે वादे वादे जायते तत्त्वबोधः જુદા જુદા માણસોને એકજ વિષયનું દર્શન એક સરખું ભાગ્યેજ થાય છે. ઘણું ખરું બે પક્ષ હોય છે. કવિના વિચારને અનુસરનારા તથા કવિને નવા યુગનો પિતાજ કહેનારાનો એક પક્ષ એ પક્ષના કવિ વિષેના વિચારો હોય તે પ્રજા સમક્ષ મૂકવાનો અમારો હેતુ છે. એમાં પોતાને પ્રતિકૂળ વિચારો દર્શાવેલા હોય તો તે તરફ દુર્લક્ષ રાખવાનું કામ આપણું છે. માત્ર તેમાં લોકો કેવી રીતે નૂતન સાહિત્ય ઉત્પન્ન કરી આપણા સાહિત્યમાં તેની કેવી રીતે વૃદ્ધિ કરે છે તેજ લક્ષમાં રાખવું યોગ્ય છે. એથી ભાવયુક્ત સમદૃષ્ટિ રાખ્યાથી જુદા જુદા પક્ષના વિચારોથી આપણું સાહિત્ય આપણે સમૃદ્ધ કરી શકીએ છીએ,

તંત્રી.

તેમણે એક વર્ષ અમાત્યની પદી ભોગવી હતી. આ પ્રમાણે ના. મનુભાઇને શ્રીમંત નામદાર મહારાજા સાહેબે જુદાં જુદાં ખાતાંઓનો અધિકાર સોંપી તેમની શક્તિની કસોટી કરી હતી, ને તે કસોટીમાં તેઓ કસોક્રમ નિવડયાથી તેમને રાજ્યરત્નના સુવર્ણચંદ્રકનો તથા દિવાનગીરીનો પૂરો ભાવ આપી લાયકને લાયક માન આપ્યું છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

ના. મનુભાઇની કાયમના દિવાનની નિમણુકથી અમે શ્રીમંત નામદાર મહારાજા સાહેબનો ઉપકાર માનીએ છીએ તથા ના. મનુભાઇને અભિનંદન આપીએ છીએ. ઉભય વિદ્યાવિલાસી તથા અર્થશાસ્ત્રજ્ઞ હોઇ કેળવણીના પ્રદેશમાં રાજ્ય જે પ્રગતિ ભોગવે છે, તેવીજ પ્રગતિ આર્થિક, ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક પ્રદેશમાં સંગીન કાર્યોની પ્રજા આશા રાખે એ પણ સ્વાભાવિક છે. એટલા માટે શ્રીમંત નામદાર મહારાજા સાહેબ તથા ના. દિવાન સા. દીર્ઘાયુ ભોગવે એવી અમે અંતઃકરણપૂર્વક પરમ કૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરીયે છીયે. અસ્તુ.

---

## મનુષ્યની ધન્યતા.

(ગમે તે રાહમાં ચોપાઇ)

૧

મનની મૂર્તિ, ધન્યઃ મનુષ્ય !
વહે પ્રભુવત તુજ આયુષ્ય :

૨

મનથી માને તું પરમાત્મ :
તેનું મન પરખે તું મહાત્મ !

૩

પરમ પ્રશ્નને મન-બ્રહ્માંડ,
મનોદશાનાં તું રચે કાંડ :

૪

મનશ્ચરિત રામાયણ એમ :
તું પ્રગટે ત્યાં યોગક્ષેમ !

૫

પ્રભુ કૃપાના અક્ષય થાળ :
ત્યાં ધરિયે મનમોહનમાળ !

રસિયાઇને રાજવડાસે
વડોદરા. } લલિત.

# 'ન્હાનાલાલ અને ટેનીસન.'*

## ( GENIUS. )

હવે કવિની અપૂર્વ પ્રતિભાશક્તિ વિષે ઉલ્લેખ આદરીએ.

વસન્તોત્સવ કાવ્ય અને ઇન્દુકુમાર નાટક ઉભય વાંચતાં, વિચારતાં અને તે પર ઉંડું નિદિધ્યાસન આદરતાં સહજ એમ સ્હમજાય છે કે તેમાં કવિ-હૃદયની ઉન્નત પ્રતિભાની છાપ પડી રહેલી છે ! તેમાં યોજાયલાં પાત્રો એવાં તો ઉદાર, ઉદાત્ત અને ઉમદા છે, એવાં તો રસિક, રમણીય અને સરસ છે, એવાં તો ગંભીર, સાત્વિક અને શુદ્ધ છે, એવાં તો પ્રણયમાં લીન અને સોઽહમ્ સોઽહમ્ ના પુરાણા ગહન મંત્રધ્વનીથી સંયુક્ત છે, એવાં તો ઓજસ્થી ભરપુર અને પ્રાણપ્રકાશિત છે કે જાણે એમાં સર્વનામાં દૈવી અંશના સર્વ પરમાણુનું એક સંગ્રહસ્થાન યોજાઇ રહેલું દીપી આવે છે. જેને અંગ્રેજીમાં આદર્શ ચિત્રો કહે છે તેવાંજ આ પાત્રચિત્ર નમુનેદાર આદર્શ ચિત્રો જ છે. તેમના પ્રત્યેકના વિવિધ વિવિધ હાવભાવ, નાના પ્રકારની બાલયુવક ચેષ્ટાઓ, નિર્મલા વિલાસવૈભવો, સ્નેહગીન ગુંજતા આત્માઓ, લોલવિલોલ સ્નેહભાવ ઝરતાં નયનો, નવલરસ નીગળતાં ઉરો, વળી 'પ્રાણની પરમ ચેતના તે પ્રેમ' એવું અલૌકિક ગાણું ગાતાં કાન્ત ચિત્તો, અને 'પ્રાણ પ્રાણની રસકથા તે સ્નેહ' એવું મનહર અમુલખ પ્રસન્ન અમીપાન પાતાં અમૃતપુરનાં અમૃત-બાળકો ખરેખર ! નુતન કવિ-સૃષ્ટિ જ દાખવી રહે છે ! અને જાણે આ સૃષ્ટિથી પર એવી પરમ સાત્વિક સૃષ્ટિ-સ્નેહ સૃષ્ટિમાં-દૈવી સૃષ્ટિમાં આપણને વાચકવૃંદને કવિ ઘડીભર આનંદ આપવા ન લઇ જતા હોય, તેમાં રસમગ્ન કરવા, તે દેશના અમૃતપાન પાવા તે ભુમિનાં રતિ ઝરણાના વિનોદનાદ સુણવા, તે સૃષ્ટિમાં વિરાજતા ચૈતન્ય સ્નેહ-પ્રશ્નનાં

---

* ઉકત વિષયના બે લેખો—પહેલો 'સમાલોચક' અકટોબર-ડીસેમ્બર ઈ. સ ૧૯૧૩. પુ ૧૮ મું અંક ૪ તથા બીજો 'સમાલોચક' અપ્રેલ ઇ. સ. ૧૯૧૪ ના અંક ચોથામાં—છપાયેલા છે. ત્યાર પછી લેખકે એજ વિષયના અનુસંધાનના બીજા લેખો 'ચંદ્રપ્રકાશ' માસિકમાં છપાવવા મોકલેલા હોય એમ જણાય છે, પરંતુ માજી મંત્રી પાસે તે ઘણો સમય પડી રહેલા હોવા જોઈએ, કારણ લેખની અંતે લખેલી તારીખ જોતાં જણાય છે કે તે ઇ. સ. ૧૯૧૨ ના મે માસમાં લખાયેલો છે. એ માસિકનું મંત્રીપદ અમારી પાસ આવ્યાથી તેમાં પ્રસિદ્ધ થવા આવેલા તમામ લેખો અમને હસ્તગત થયાથી તેમાં ઉક્ત લેખ હાથ આવ્યાથી તથા તે વાંચ્યાથી તે પ્રકાશમાં મૂકવાનો અમારો વિચાર થાય છે. 'સમાલોચક' ના અધિપતિએ જે નોંધ લીધી છે તે યોગ્ય છે. અમે પણ એજ કહીએ છીએ કે वादे वादे जायते तत्त्वबोधः જુદા જુદા બાજુઓને એકજ વિષયનું દર્શન એક સરખું ભાગ્યેજ થાય છે. ઘણું ખરું બે પક્ષ હોય છે. કવિના વિચારને અનુસરનારા તથા કવિને નવા યુગનો પિતાજ કહેનારાનો એક પક્ષ એ પક્ષના કવિ વિષેના વિચારો હોય તે પ્રગટ સમક્ષ મૂકવાનો અમારો હેતુ છે. એમાં પોતાને પ્રતિકૂળ વિચારો દર્શાવેલા હોય તો તે તરફ દુર્લક્ષ રાખવાનું કામ આપણું છે. માત્ર તેમાં લોકો કેવી રીતે નૂતન સાહિત્ય ઉત્પન્ન કરી આપણા સાહિત્યમાં તેની કેવી રીતે વૃદ્ધિ કરે છે તેજ લક્ષમાં રાખવું યોગ્ય છે. એથી ભાવયુક્ત સમદૃષ્ટિ રાખ્યાથી જુદા જુદા પક્ષના વિચારોથી આપણું સાહિત્ય આપણે સમૃદ્ધ કરી શકીએ છીએ,

તંત્રી.

પુનિત દર્શનનાં અણમુલ લ્હાવા લેવા તે આપણને ત્યાં ઘડી ન દોરી જતા હોય એમ સહસા જણાઇ આવે છે ! ' પ્રેમ-સરોવર ચાલ્ય, મ્હારા, વ્હાલમા ! ' એ ગીતના ખરેખરા ભણકારા એમનાં સઘળાં કાવ્યોમાં સંભળાય છે. પુરાણા પ્રાચીન કાળનાં પ્રેમનાં અને લગ્નનાં ઉન્નતગામી સત્યોને આ યુગની સૃષ્ટિરેખામાં આંકી તે દ્વારા નવિન પ્રાચીન અર્વાચીન લગ્નસંસ્થા રચી આપણને તેમાં એવી તો રસભર જાદુગરી તેઓ બતાવી રહ્યા છે કે તે વાંચતાં તો સાધારણ રીતે એમજ થઇ આવે છે કે આવાં સ્નેહલગ્નો, આવાં આર્યલગ્નો, આવાં આત્મલગ્નો–આર્યલગ્નો સર્વત્ર બ્રહ્માંડના અણુરેણુમાં જ્યારે પ્રસરી રહેશે ત્યારેજ સર્વત્ર ( Civilization ) સસ્કૃતિ વ્યાપ્ત થઇ ચુકી છે એમ મનાશે ! ત્યારેજ:

" Serene will be our days and bright,
And Happy will our nature bright,
When Love is an unerring light,
And Joy its own Security. "

*Wordsworth.*

વર્ડ્ઝવર્થની ઉપલી પુણ્યમય ભાવનાનું રસપૂર્ણ ઉદ્ઘાટન જનસમાજની દૃષ્ટિએ પડશે ! આ સાથે રાષ્ટ્રના આપણા હિંદનાં સ્વદેશાભિમાનથી ઝળકતા–" પ્રેમશૌર્ય અંકીત " ગીતો પણ કાવ્યમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થઇ રહે છે. જ્યાં એમ જણાય છે કે રા. કવિ તે સમયમૂર્તિ છે, જે સમયમાં તેઓ હયાત છે, જે સમયને તેઓ જુએ છે, જેનો તેમને અનુભવ મળે છે, તેજ સમય વિષે અને તેમાં પ્રસરી રહેલી પુરાણી તેમજ નુતન ભાવનાઓ વા ચેતનાઓ વિષે તેઓ ઉમદા ઉલ્લેખ કરી રહ્યા છે. અનેક જાજવલ્યમાન સન્દેશાઓ આપણી આધુનિક જનસમાજ પ્રતિ તેઓ ધરી રહ્યા છે. દેશને, રાજ્યને, પ્રજાને, ધર્મને, સંસારને, ઇત્યાદી વિરાટ સ્વરૂપનાં અનેક અંગોને તેમની સન્દેશપ્રેરણા પ્રસન્નમન દીપાવી રહી છે.

કવિની પ્રતિભાશક્તિ આટલેથીજ વિરમે છે એમ નથી, પરંતુ જે જે વિષય તેઓ હાથમા લે છે, તેને તેઓ એવી તો મઝેથી રસિક રીતે સાંગોપાંગ ઉન્નત શિખરે પહોંચાડી શકે છે કે ખરેખર ! હૃદય આલ્હાદ પામ્યા વિના રહેજ નહિ ! તેમનાં યોજેલા પાત્રોને–તેમના પ્રેમ પરતંત્ર પાત્રોને માત્ર રસનુંજ જ્ઞાન મળેલું છે, સ્નેહનું પાન તેઓએ પીધું છે, પ્રેમ ભક્તિનું શોણીત તેમની રગેરગમાં પ્રસરેલું છે અને આથીજ તેમના પાત્રોને કોઇ પણ જાતનું બાહ્ય જ્ઞાન, યુનીવર્સીટીનું જ્ઞાન, પુસ્તકોથી પ્રાપ્ત થતું જ્ઞાન, લેવાની બિલકુલ જરૂર પડી નથી. તેમનું જ્ઞાન સર્વગ્રાહી અને સર્વમાન્ય એવા સ્નેહનુ જ્ઞાન છે, એવાજ રસનું જ્ઞાન છે. સર્વરસિકત્વ સર્વરસજ્ઞત્વ અને તજ્જન્ય 'સંગીત' એ પાત્રોમાં જ્યાં ત્યા માલુમ પડી આવે છે ! અને એ સ્નેહ અને રસ સ્વતંત્ર હોવાને લીધે તેમનુ જ્ઞાન પણ સર્વવ્યાપી સ્થીર અને સનાતન છે. ઉપર દર્શાવેલા ઉભય કાવ્યોમાના રસિક પાત્રો આથીજ આપણને વિશેષ આકર્ષક લાગે છે. તેમની જે ઉન્નતિ આપણે જોઇએ છીએ તેને તેઓ મારી મચડીને આણતા નથી; તે ઉન્નતિપર તેમને જવાનો માર્ગ

' અવનિપરથી નભ મ્હડયું વારિ પડેજ પાછું ત્યાં ને ત્યાં
ડુક્ક કર્મ ડુક્ક રહેવાને સરજેલું આ ધરતીમાં '

આવો કઢંગો યોજાતો નથી, પરંતુ તેને બદલે ક્વચિત્ ક્વચિત્ વિપવતા વિશ્વના વિચિત્ર ફૂત્કારો બાદ કરતાં માત્ર સરળ રીતે યોજાઇ રહે છે ! યશદેવીનો લગ્નોત્સવ એવો તો અજબ મનોહારી માલુમ પડી આવે છે કે એવાં લગ્ન માટે ચિત્તમાં માત્ર વાંછાજ રહી જાય ! વિલસુ સૌભાગ્યચંદ્રનાં પ્રેમ લગ્ન એવાં સરસ, સુરમ્ય રીતે યોજાય છે કે ત્યાં વૈધવ્યજીવનના, વિપવતા વિશ્વના ભણકારાને જરાયે અવકાશ રહેતોજ નથી. ' વિધવા એ શબ્દ ભ્રમ છે ' અને ' વસ્તુસ્થિતિનો વિપર્યય છે ' એ યથેચ્છ રીતે આ ' દેવજીવનની ઉદયરેખ ' અનુભવતાં મનુબાલમાં પ્રત્યક્ષ જણાઇ આવે છે. ' દેવભુમિમાં જાણ થશે કે મૃત્યુ લોકને આરે બે સ્નેહ બાળકોનાં પ્રેમ લગ્ન થયાં ' એ શબ્દો એટલા તો વ્યંજનાયુક્ત છે, એટલા તો ગંભીર યોજાયલા ભાસે છે કે તેના પર વારીજ જવાય ! વળી ન્હાનાં ન્હાનાં કાવ્યો તપાસતાં પણ માલુમ પડી આવે છે કે તેમાં કવિની પ્રતિભાશક્તિ ઉન્નતઉજ્જવલ્યમાન દીપી રહી છે ! ' અબોલડાનું કાવ્ય, ' ' વ્હાલાંના બોલો બોલાય, ' ' સ્નેહનાં કુંકુમ ઘોળાય, ' ' સ્નેહથી સ્નેહી પોષાય, ' ' હૈયાંમાં હૈયાં સમાય, ' ઇત્યાદી ભાવવહતું કાવ્ય એવી સઘન છાપ પાડી રહે છે કે ' ભાગ્યા અબોલડાં ' એ સહજ વાત છે ! એક સુંદર ચિત્ર છે ! સાથેજ ' માયા ઉતારી ' નું કાવ્ય ' આંસુડે ચિર ભીંજાયાં, ' ' આંખોનાં તેજ હોલાયાં, ' ' આત્મામૃત ઓસર્યા એ મીઠાં, ' ' નાચે ન નેણુ એહ ચ્યાજે ' અને છેલ્લે ' આશાનો એક બોલ બોલો ! સુહોગી દેવ ! એવાં શાં આળ રાજ ! માયા ઉતારી ! ' આ બિચારી વિના વાંકે તછોડાયલી દુર્ભાગ બાળાનું ચિત્ર પણ અસંત કરૂણ તેમજ મધુર છે. શેલી કવિ કયાં નથી કહેતો કેઃ—

" Our sweetest songs are those
That tell us saddest thoughts. "

વળી ન્હાના ન્હાના રાસમાંનું અર્પણ કાવ્ય અને તેમાં ગુંથાયલી ગુર્જરકુંજની હસતી, રમતી, કલ્લોલતી, રસબાલિકાઓની અદ્ભુત ગુંથણી પણ આવીજ મનોરંજક રાસઘટા શી રાચી રહે છે ! અકેક શ્લોકમાં માત્ર આખું ચારિત્ર યોજી રહેવું અને તે પણ ઉંડા અર્થથી સંલગ્ન થયેલું તે ખરેખર અદ્ભુત કવિજ કરી શકે !

ઇન્દુકુમારની રચના વિષે ઉલ્લેખ આદરતાં રા. કવિ રઘુવંશમાં યોજાયેલો મહાકવિ કાળીદાસનો અપૂર્વ કાવ્યમંત્ર ગાય છે, તે ખરેખર એમને માટે સાર્થજ છે !

" પામવા વાણીને અર્થ, સજોડ વાણી અર્થ શાં !
માબાપ જગનાં વંદુ પાર્વતી પરમેશ્વર ! "

" હરિણી શી ચંચળવાન, નાજુક ને નમણી,
ફૂલની કળી સમ સુકુમાર સુરતની રમણી !
[illegible] છટા ભર્યે, સોહાગ તો રૂપ, સુઘડરા,
રાજ વડોદરાની વેશ સરિખી ઓ ચતુરા !
રહી રેલ બુદ્ધિ વિશાળ રઢમજી ને રાણી,
તુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ ઓ ગૃહિણી !

નિજ ઉરનો વિવિધ વિલાસરંગે રંગેલી
સુગ્ધની મોહનરૂપ સખિ ઓ અલબેલી ! " ઇત્યાદિ, ઇત્યાદિ.

બબ્બે લીટીઓમાં અપાયલી આખા ગુજરાતની રમણીઓની ઝાંખી સુંદર અને રસીલી છે, તેમાં જેટલું સત્ય છે તેટલુંજ સૌંદર્ય છે, અને જેટલું સૌંદર્ય છે તેટલુંજ ચિત્તાકર્ષણ છે !

'મ્હારા પ્રાણમા' વાળું કાવ્ય પણ અનેરા ઓજસ્થી વિલસે છે ! 'પ્રાણના પ્રકાશમાં' વ્હાલાની પધરામણી કરાવવાનો તેમાં હેતુ છે; અને આશાનો જડેલો માંડવો, સૌભાગ્યકરી વેલ, ઉરપિયુષની પ્રસાદી, પ્રેમનું પારણું, શોભાના હિંદોળ, વિગેરે વિગેરે રચના અદ્‌ભુતતાથી તેમાં પ્રકાશી રહેલી દિસે છે !

'વિરને વિદાય' એ નામક કાવ્ય એટલું તો પ્રભુતાભર્યું લાગે છે કે તેનું વિવેચન કરવું નિરર્થક નહીંજ ગણાય ! માસિકોમાં અને દૈનિક પત્રોમાં પણ ઘણીવાર આ વિર રસથી ઉભરાતું, ઉછળતું કાવ્ય આખું તો કેટલીકવાર અડધું પણ પસંદગી તરીકે મૂકવામાં આવે છે. એનો વીર રસ એટલો તો મધુર છે, એટલો તો રસાળ છે, શૃંગારી છે કે ન પૂછો વાત !

કેસરીયાં કરવા તત્પર થયેલાં વીરવરને રણવાટમાં સિધાવવાની પ્રાર્થના કરતી વીરાંગનાના મુખમાં આ કાવ્ય પ્રકાશે છે ! અને

સંગ લેશો તો સાજ સજું, હો !
માથે ધરું રણમ્હોડઃ
ખડ્‌ગને માંડવ ખેલવાં,
મ્હારે રણલીલાના કોડઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ !
આવતાં ઝાલીશ બાણને, હો !
ઢાલે વાળીશ ઘાવઃ
ઢાલ ફૂટયે મ્હારા ઉરમાં, રાજ !
ઝીલીશ દુસ્મનદાવ :
મ્હારા કેસરભીના કંથ હો !
છેલ્લે રાજમુગટ ! રણરાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરા ઘોડીલો થનગને, નાથ !
વાધો રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો ! ઇત્યાદિ, ઇત્યાદિ.

કાવ્ય પંક્તિઓ અત્યંત સરસ અને સરલ છે !

( અપૂર્ણ )

મંજુલાલ જમનારામ દવે.

# राणकदेवी विषे केटलाक दुहा.

( અનુસંધાન અંક ૨ ના પાનું ૪૮ )

રા'ખેંગારના પેટમાં પાપ ભરાયેલું જાણી દેસલ ને વીસલ બન્ને ભાઇઓ ત્યાંથી ચાલી નિકળ્યા ને સિદ્ધરાજ જે બાર બાર વર્ષો થયાં જુનાગઢને ઘેરીને પડયો હતો, છતાં જેનું કાંઇ વળતું નહોતું તેને જઇ મળ્યા, ને જુનાગઢની ગાદી આપવાની શરતે ગઢમાં પેસવાનો રસ્તો કરી આપ્યો. એ વખતનો એક દુહો ગવાય છે કે

" ઝાંપો ભાગ્યો ભેળ પડી, ભેળ્યો ગઢ ગિરનાર,
દુદો હમીર મારિયા, સોરઠના શણગાર. "

આ પ્રમાણે ગઢના રક્ષક દુદા અને હમીરને મારી નાખી ગઢમાં દાખલ થયા ને બે લશ્કર વચ્ચે લડાઇ થતાં રા' પડયો. આ પછી દેસલ સિદ્ધરાજને સાથે તેડી રાણકદેવીની મેડીએ ગયો, ને ત્યાં જઇ કહ્યું કે અમે ભાણેજો તથા રા'ખેંગાર આવ્યા છીએ, માટે બારણું ઉઘાડો. રાણકદેવીએ કમાડ ઉઘાડયું. બધા અંદર પેઠા. એ વખતે રાણકદેવીના બે દીકરા માણેરો ને ડગાયચો તેની પાસે હતા તેમાંના પાંચ વર્ષના કુંવર ડગાયચાને પકડી મારી નાંખ્યો, તે પછી માણેરો જે અગિયાર વર્ષનો હતો તેને પકડવા જતાં તે મા મા બૂમ પાડતો દોડીને માની સોડમાં ભરાયો, એટલે તરતને માટે બચ્યો. એ વખતે રાણકદેવીયે માણેરાને કહ્યું કે

" માણેરા મ રોય, મ કર આંખ્યો રાતિયો,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારિયે. "

ખોય=ખો, એબ, કલંક. હે માણેરા ! તું રડી રડીને તારી આંખ્યો રાતી કર નહિ. તને મારવા આવે છે ને વખતે તુ મા, મા કહી બૂમ પાડીને દોડી આવે છે, પણ તેમ કરવામાં આપણા ક્ષત્રિય કુળને કલંક બેસે છે. આપણે ક્ષત્રિયને મરતાં રડવું કેવું ? તથા મા કેવી સંભારવી ?

સિદ્ધરાજ એ કુંવરને તરતને માટે જીવતો રાખે છે, પણ રસ્તામાં મારી નાખે છે. એ સંબંધમાં રાસમાળામાં કહ્યું છે કે " સિદ્ધરાજે આજ્ઞા કરી કે ' આ કુંવરને અહીં મારવો નહિ. જો રાણકદેવી પાટણ આવશે નહિ તો હું એને મારીશ. ' ખરૂં જોતાં કુંવરને છેવટે મારી નાખ્યો છે. પણ કયાં આગળ તે જાણવામાં આવ્યું નથી. "

આ દોહરાના સંબંધમાં મારા કેટલાક મિત્રો તરફથી મને પૂછવામાં આવ્યું છે કે રાસમાળાના તથા રા. રા. નરસિંહરાવે આપેલા ક્રમ પ્રમાણેના ૧૨ મા દુહામાં રાણકદેવીએ

" પાયણને પડતે કહો તો કૂવા ભરાવિયે;
માણેરા મરતે, શરીરમાં સરણાં વહે. "

કરીને કહ્યું છે તેની સાથે ઉકત દોહરો લેવો યોગ્ય નથી ? આ શંકા શંકાજ છે. ખોટી છે. કારણ ડગાયચાને મારી નાખતાં માણેરાયે જોયેલું, તેથી તે દેખકાઇ

ગયેલો, તેમાં તેને પોતાને પકડવા માણસો આવતાં જોઇ તે માને બૂમ પાડી ઉઠે એ તો તદ્દન સ્વાભાવિક છે. બાળસ્વભાવ એવોજ હોય છે. વળી માણેરાને તે વખતે માર્યો ન હતો. રસ્તામાં કાંઇ અનુકૂળ વખતે માર્યો હશે. તેમ તેને માર્યાની ખબર રાણકદેવીને નહોતી, તેથી તેને શિખામણ રૂપે જે ઉક્ત દોહરો કહેવાયલો છે તે કહેવાય એવો સંભવજ ન હોય. વળી 'પાયણને પડતે' વાળો દોહરો માણેરો મર્યા પછીનો છે, તેથી એ બે દોહરા જૂદે જૂદે સમયે બોલાયેલા છે એમાં જરાએ સંદેહ નથી. અને તે પ્રમાણે હોવાથી બન્ને સાથે સાથે મૂકી શકાય નહિ. તેટલા માટે ચાલુ ક્રમ વાસ્તવિક છે.

હવે રાણકદેવીને મહેલમાંથી નીચે ઉતારવામાં આવે છે, ને તેને ગઢની બહાર કહાડે છે, ત્યાર પછી રાણકદેવીયે કહેલા દોહરાઓ લેતા પહેલાં દેમલ અને વીસલ જેમને લીધે સિદ્ધરાજને રાણકદેવી મળી તેમને ગાદી આપવાની બોલી હતી, છતાં સગા મામાને જેમણે દગો દીધો તે બીજાને કેમ ન દે એવા વિચારથી સિદ્ધરાજે તેમને ગઢ ઉપરથી નીચે ખીણમાં ગબડાવી પડાવ્યા, ને જે સ્થળેથી તેમને ધક્કો મારી નીચે ગબડાવવામાં આવ્યા હતા તે સ્થળને આજે પણ લોકો 'ધક્કા બારી' ને નામે ઓળખે છે.

રાણકદેવી ગઢની બહાર આવતાં તેની નજરે, રા'ખેંગારનો માનીતો ઘોડો, પડે છે એટલે ઉદ્‌ગાર કહાડે છે કે

" તરવરિયા તોખાર, હૈયું ન ફાટયું હંસલા,
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગૂજરાતનાં."

તરવરિયા–પાણીદાર. હંસલા–એ ઘોડાનું નામ કાઠિયાવાડમાં પહેલાં સારી સારી જાતના ઘોડા ઉછેરવામાં આવતા હતા. એ જાતોમાંની કેટલીક નીચે આપવામાં આવેલી છે, તેની એક જાતિનો ઘોડો. જાતિ ઉપરથી ઘોડાને બોલાવવામાં આવે છે. જેમકે માણકી જાતની ઘોડી હોય તો માણકી નામ, ને ઘોડો હોય તો માણકો. તેજ પ્રમાણે હંસલાની જાતિનો ઘોડો તે હંસલો. એ ઘોડિઓની મુખ્ય જાતિનાં નામ નીચે પ્રમાણે છે; માણકી, ચમરઢાળ, માલ, ચાંગી, વાગલી, હરણ, તાજણ, રેડી, ભૂતડી, જબાલ, કેસર, મોરણ, આંખ્ દિવાલ વિગેરે વિગેરે. ×

× આ લેખ લખ્યા પછી રાસમાળા પૃષ્ઠ ૫૫૨ મે ઘોડીની જાત વિષે નીચેનુ લખાણ વાંચવામાં આવ્યું જે અગત્યનું ધારી તેની નકલ લીધી છે.

ઢસામાં " માણકી " અને " વાગલી, " ગઢડામાં " ચમરઢાલ, " ભાડલામાં " મલ " અને " પતી, " ચોટિલામાં " ચાગી, " પાલિયાદમાં " હરણ, " ભડલીમાં તાજણ, જસદણમાં " રેડી " અને " ભૂતડી, " જેતપુરમાં " જબાદ, " ભીમોરામાં " કેસર, " મોરાણ અને " આંખડિયાલ, " મૂળી મેવાસામાં " બેરી, " ચૂડામાં " બોદલી, " ગોસલમાં " ફૂલમાળ, " મૂળી તાબાના સોમીસરમાં " રેશમ, " ધંધુકા તાબાના બગડમાં " વાંદરી, " પોટડી તાબાના ખેરવામાં " લાખી, " ગોંડળ તાબાના દરવામાં " લાશ, " બાબરામાં " ઢેલ, " જૂનાગઢના મોણિયામાં " હીરાલ, " હળવદમાં " રામપાસા, " લીંબડીમાં " લાલ, " ભાવનગર તાબાના ગુંદરણમાં " મની, " લખતરમાં " સીંગાળી " અને ધાંધલપરમાં " લખમી."

ભાવાર્થઃ-હે થનગન થનગન કરતા પાણીદાર ઘોડા હંસલા ! આપણું હૈયું-હૃદય-ચીરાઇ કેમ ન ગયું ? તે આપણે મરી કેમ ન ગયાં ? રા'ખેંગાર મરણ પામ્યા તો આપણે કર્મે ગૂજરાતની મુસાફરી આવી કેની !

આગળ ચાલતાં સાબરને જોઇ રાણકદેવી કહે છે કે,

રે સાબર શિંગાળ, એક દિન શિંગાળાં અમે હતાં;
મરતાં રા'ખેંગાર, ભવનાં બીલાં થઇ રહ્યાં.

આ દુહાની બાબતમાં રા. રા. નરસિંહરાવે ' રાણકદેવીના દુહા ' ના લેખમાં કહ્યું છે કે " ભવનાં બીલાં "નો અર્થ શો હશે ? ' એક દિન શિંગાળાં હતાં '-એટલે પતિના આધારને લીધે હું શિગાળી-માથે શોભાવાળી હતી, એમ અર્થ હશે ? આનો જવાબ મે આપ્યો હતો ને તે ' વસંત ' માં પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે એટલે તે અને લેવો યોગ્ય નથી.

શિંગાળી=શિંગડાંવાળાં, રક્ષણના સાધનવાળાં. શિગાળા=રક્ષણવાળાં. ભવનાં=જન્મારાનાં. બીલાં=ચાડાં, ડાઘ, બીંગડાં

સાબરને શિંગડાવાળો ઊભેલો જોતાં રાણકદેવીને પોતાની સ્થિતિ સાંભરી આવે છે એટલે સાબરને ઉદ્દેશીને બોલે છે કે હે સાબર ! તું શિગડાવાળો છે એટલે તારે માથે રક્ષણનું સાધન હોવાને લીધે તું ત્હારો બચાવ કરી શકે એવી સ્થિતિમાં છે. હું પણ એક દિવસ એટલે કે મારૂં રક્ષણનું સાધન-મ્હારો ધણી-હતું ત્યાં સુધી તારા જેવી બચાવના સાધનવાળી હતી. પરંતુ રા'ખેંગારના મૃત્યુથી મ્હારૂં એ રક્ષણ જતું રહ્યું છે. વળી ' ભવનાં બીલાં ' કહી તે પોતાની અને સાબરની સ્થિતિ વિષેનો તફાવત બતાવે છે. સાબરને માથેથી શિંગડાં ખરી પડે છે. ખરી પડયા પછી શિંગડાંને સ્થાને ચાડાં જેવું જણાય છે તે બીલું. એ શિગડાં ખરી પડે છે ત્યારે તારે માથે બીલાં થાય છે, પણ તે પાછાં ઉગતાં, એ બીલાં જતાં રહી તું પાછો રક્ષણવાળો થાય છે, તેથી તારી રક્ષણ વિનાની સ્થિતિ જૂજ સમયની છે. પરંતુ રા'ખેંગારના મૃત્યુથી મ્હારૂં રક્ષણ તો સદાને માટે ગયું છે એટલે મ્હારે માથે તો ભવનાં-આખા જન્મારાનાં-બીલાં-ચાડાં-થયાં છે, ને નિરાધાર હું થઇ છું.

ફૌર્બ્સે સાબર શિંગાળનો અર્થ Elk lion કર્યો છે, અને ' એક દિન શિંગાળાં હતાં ' નો અર્થ once you were free કરીને કર્યો છે, પણ તે બન્ને અર્થો ખોટા છે.

' કાઠિયાવાડી સાહિત્ય 'ના કર્તા કવિ કહાનજી ધરમશીએ વળી જૂદોજ અર્થ આપ્યો છે. ' ભવનાં બીલાં થઇ રહ્યાં ' એટલે બળદનાં શિંગડાં કાનની પેઠે નમી જાય ને અણિયાળાં ન રહે તે. પરંતુ આ અર્થ પણ યોગ્ય નથી. ફૌર્બ્સે ' ભવનાં બીલાં થઇ રહ્યાં ' નો અર્થ You lost your freedom for aye એમ કર્યો છે. પરંતુ એ પણ કલ્પિત છે.

આમ ચીરાયેલે હૃદયે રાણકદેવી જતી હતી, એવામાં મોરનો અવાજ કાને પડ્યાથી તે બોલી ઉઠે છે કેઃ—

કાઉં કેંગરછ મોર, ગોખે ગરવાને ચઢી,
કાપી કાળજ કોર, પિંજર દાઝ્યો પાણીયે.

કાંઉ=શા માટે, કેમ. આ અર્થમાં આજે પણ એ શબ્દનું રૂપ કાં કાઠિયાવાડમાં બોલાય છે. કેંગરછ-કેંગરવું એટલે મોરનું બોલવું–કેં,કા, કેં,કા, અથવા ટિઆઉ-ટિઆઉ-કરીને મોરનો અવાજ હોય છે તે ઉપરથી. ગોખે ગરવાને=ગઢના ઉંચા ભાગ ઉપર આવેલી બારીના આગળ પડતા ભાગ-ગોખ-ઉપર. પિંજર=શરીર. એ શબ્દ હાડપિંજર-હાડકાનું બનેલું પાંજરૂં એટલે શરીર-માં આપણે વાપરીએ છીએ.

રાણકદેવી રા'ખેંગારના મૃત્યુથી શોકગ્રસ્ત હતી. મોરની વાણી હમેશાં શૃંગારી ગણાય છે એટલે મોરનો ટેંકાર સાંભળી બોલી ઉઠે છે કે, મને તો મારા ભાણેજે દગો દીધાથી મ્હારૂં કાળજુ તો ભડકે બળે છે ને તું મહેલના ઉંચા ભાગ ઉપર આવેલી બારીના ગોખમા રહ્યો રહ્યો ટિયાંઉ ટિયાંઉ કરીને ટેકારે છે તે હું, ધણીના મૃત્યુ પછી, કયા પતિને મળવાની છું ?

આ દોહરામાં ' ગરવા ' શબ્દને બદલે ' ગઢવો ' શબ્દ બોલાતો મેં સાંભળ્યો છે. ગરવો શબ્દ गरुओ ઉપરથી. એટલે મોટો, મ્હેલના ઉંચા ભાગ ઉપર આવેલો. રા. રા. નરસિંહરાવ કહે છે કે ",અરણ્ય ર જામાં ' ગરવાને ગોખે '=ગઢુઆ ( ગઢ )ને ગોખે ( ઉંચે ભાગે રહેલી બારીએ ) એમ અર્થ છે. "

ફોર્બ્સે ' ગરવાને ગોખે '=In the caves of Girnar એવો અર્થ કર્યો છે, પરંતુ એ બરાબર નથી.

ગઢુઓ ઉપરથી ગઢવો થાય. ગઢવો એટલે ગઢનું રક્ષણ કરનાર. ગિરનાર જુનાગઢનું ત્રણ દિશાએથી રક્ષણ કરે છે એટલે ગિરનાર જુનાગઢનું રક્ષણ કરતો હોવાથી તે ગઢવો. એવો અર્થ તો નહિ હોય ? કાપી કાળજ કોર=કાળજું બાળી નાખ્યું. ' પિંજર દાઝ્યો પાણીયે '=પાણીથી શરીર દાઝ્યું-શરીરમાં આગ લાગી; પોતાના ભાણેજે દગો દીધો તેથી ઘર બાંગ્યું. ફોર્બ્સે our protector is gone એવો અર્થ કર્યો છે. રાસમાળાના કર્તા પણ કહે છે કે " મ્હારા કાળજડાની કોર કાપી અને મ્હારૂં રહેવાનું પિંજરૂં એટલે ઘર પાણીએ બાળ્યું. "

( અપૂર્ણ. )

# आपणे गुजराती.

૨

ઇન્ગ્રેજોના આગમને દેશમાં અદ્‌ભૂત અને નવિન ચાંચલ્ય ઉમેર્યું, આપણી જીર્ણ થઇ ગએલી જીવન વ્યવસ્થામાં તેમના સ્પર્શે જીવનવારી તત્ત્વોનો ઉમેરો કર્યો. હિંદુસ્તાનમાં પ્રથમ વહેપારી તરીકે આવી, ધીમે ધીમે યુક્તિપુરઃસર વિવિધ પ્રાંતો અને રાજ્યોમાં પગપેસારો કરી, રાજનીતિના સઘળા ભેદોનો સફળ ઉપયોગ કરી બનાવી સાર્વભૌમ સત્તા પ્રાપ્ત કરનાર ઇન્ગ્રેજ પ્રજાના એ કાર્યને સ્વાર્થ યા પરમાર્થ ગમે તેમ ગણો, તેથી દેશની દોલત પશ્ચિમ તરફ ઘસડાઇ જઇ દેશ નિર્ધન થતો જાય છે, યા હુન્નર ઉદ્યોગના વધારાથી દેશ તવંગર થતો જાય છે એ સંબંધમાં ભલે મતભેદ હોય, તેમની રાજ્યપદ્ધતિની ખામી કે ખુબી વિષે વિવિધ રાજ્યદ્વારી પુરૂષોમાં ગમે તેમ ટીકા ચાલતી હોય, છતાં જાણ્યે અજાણ્યે તેમના રાજ્યે હિંદુસ્તાન ઉપર જે મહાન ઉપકાર કર્યો છે તે ઇતિહાસના પાન ઉપર સુવર્ણાક્ષરે લખાઇ જ ગયો છે. હિંદના ઉજ્વલ ભવિષ્યમાં તેનો બ્રીટાનીઆ સાથેનો સંબંધ એક અથવા બીજા રૂપમાં ચીરસ્થાયી લાગે છે. જનસમાજની સંસ્કૃતિના પ્રસારમાં હિંદ અને બ્રીટાનીઆના વાવટા સાથે ઉડતા જોવા એ ઠરેલ બુદ્ધિ તેમજ ચંચલ કલ્પનાશક્તિ એ બન્નેને સુગમ અને સુંદર લાગે છે. એ ઉપકાર તે એજ કે તેમણે પાશ્ચાત્ય સુધારાનું ઉત્કૃષ્ટ પ્રવૃત્તિજીવન તેનાં અનેક ફળ સાથે આપણી સમક્ષ રજુ કરી, વ્યક્તિ અને સમષ્ટિની ખીલાવટમાં તે કેટલું અગત્યનું તત્ત્વ છે તે દર્શાવી આપ્યું છે. સર્વ કોઇ કબુલ કરશે કે એ તત્ત્વ સંપૂર્ણ નથી–નિર્દોષ નથી, પરંતુ સંપૂર્ણ અને નિર્દોષ જીવન તરફ આપણને લેઇ જતા ઉત્ક્રાન્તિના ભવ્ય નિસરણનું એક આવશ્યક અને અપૂર્વ પગથીયું છે. એજ પગથીયું ભૂલી જતાં હિંદુસ્તાને એક યુગથી સજ્જડ પછાડ ખાધી છે. એજ ભૂલાયલા પગથીયા તરફ આપણું ધ્યાન ખેંચી બ્રિટિશ પ્રજાએ આપણને આભારી કર્યાં છે.

એ પાશ્ચાત્ય જીવન આપણે અનેક દૃષ્ટિ બિંદુઓથી જોયું. સંપૂર્ણ કશું નથી તેથી તેમની સાથેના સમાગમથી તો સારા માઠા સર્વ અંશોનો આપણે અભ્યાસ કર્યો, પરંતુ તેમના સાહિત્યમાં અને ઇતિહાસમાં, તેમના તત્ત્વજ્ઞાનમાં અને વિજ્ઞાનમાં ઇન્ગ્રેજ પ્રજાનું શુદ્ધ, ગાળી કઢાયલું જીવન આપણી નજરે પડયું, આપણને તેમાં અદ્‌ભૂત સુંદરતા જણાઇ. તેમ થતાં પૂર્વના ગાંભિર્યમાં પશ્ચિમનો ઉત્સાહ પ્રેરાયો, આપણા જીવનના સમગ્ર ઉદ્દેશો ફરી ગયા, એકરંગી આયુષ્યમાં અનેક રંગે પ્રવેશ કર્યો, દૃષ્ટિમર્યાદા વિશાળ થઇ, રગેરગમાં રૂધિરના પ્રવાહનો વેગ વધ્યો, અને સમગ્ર હિંદુસ્તાન પનઘનાટ કરતું ચંચલ બની ગયું, હિંદુસ્થાનના ઐક્યનું સંગીત ધીમું ધીમુ વિવિધ પ્રાન્તોમાંથી સંભળાવા લાગ્યું, અને "પ્રેમશૌર્ય"નું જીવનસૂત્ર સ્વીકારનાર વીર નર્મદ ગુર્જરી ભૂમિના મર્દ પુત્ર તરીકે પોતાના તરફનો સૂર તેમાં ઉમેર્યો. એ સૂરમાં કલા હો કે ન હો, તેમાં ભવ્યતાનો ભાસ થાય કે ન થાય, અને સંગીતના તત્ત્વો કે શાસ્ત્રિય વિશુદ્ધિ જણાય કે ન જણાય, છતાં એ સૂરમાં જે વિશિષ્ટ બલ, આગ્રહ અને તન્મયતા હતાં તે હજી સુધી કોઇ ગુજરાતીએ આપણને દર્શાવ્યાં નથી. નર્મદ કવિ તરીકે અગ્ર

સ્થાને નહિં બેસે, પરંતુ છેલ્લા અર્ધ શતકના ગુર્જર જીવનનો ઇતિહાસ લખનાર તેમાં અને નર્મદના જીવનમાં પૂરેપૂરૂં સામ્ય ભાળશે. નર્મદ અને ગુજરાતનો પિંડ બ્રહ્માંડનો સબંધ કહીએ તો ચાલે. રાજકીય અને સામાજીક પ્રવૃત્તિનો આબાદ પડઘો નર્મદના હૃદયમાં પ્રગટયો, અને તેને મર્દાનીભર્યા ગદ્ય અને પદ્યમાં વ્યકત કરી જમાનાઓથી બિચારા ગણાતા ગુજરાતીઓને ઉત્તેજીત કરી રાષ્ટ્રના નવીન ઘડાતા જીવનમાં ગુજરાત તરફનો માનભર્યો ફાળો અપાવવા તેણે મંથન કર્યું. હિંદુસ્તાનના સુષુપ્ત આત્મામાં સહજ જાગૃતી આવતાની સાથે તેના વિવિધ અંગોમાં ચેતન આવ્યું; નવચેતનથી સફાળા આળસ મરડી બેઠા થતા દેશની દૃષ્ટિએ પશ્ચિમની સંસ્કૃતિનું અત્યંત મનોહર અને પ્રતાપી સૌન્દર્ય પડયું, અને તેના અંતરમાં તે સૌન્દર્ય પ્રાપ્ત કરવાની અભિલાષા અત્યંત બળ સાથે ઉત્પન્ન થઇ. હિંદની સુષુપ્તાવસ્થાનાં સ્વપ્નો અધોગતિનાં હતાં, બંધનનાં હતાં; કુસંપ અધર્મ અને વહેમનાં હતાં. વિકરાળ શ્વાનોની ભયંકર ઓચારમાંથી તરત જાગૃત થએલા રાષ્ટ્રને પશ્ચિમનું નવયૌવન, કુંદીત સ્વતંત્રતા અને દીપ્તિમાન વિલાસ જોઇ તેના સરખી મોજ માણવાનું મન થાય એમાં લેશ પણ આશ્ચર્ય નથી. પશ્ચિમમાં અનેક તરેહની પૂર્ણતાનું ભાન થતાં હિંદુસ્થાનને પણ પશ્ચિમ બનવું ગમ્યું. જૂનો ધર્મ, જૂની જીવન વ્યવસ્થા અને જૂના આચારવિચાર એ સઘળાં જૂનાં, અધૂરાં અને અસ્થાને લાગતાં હિંદે અનેક મુખે પોતાનો સ્પષ્ટ વિચાર સ્પષ્ટ શબ્દોમાં બુલંદ અવાજે જણાવી દીધો. આ અનેક મુખમાં ગુજરાતને માટે નર્મદ નિર્માયો હતો. એ નિર્માણ યથાસ્થિત અને બેશક અભિમાન લેવા યોગ્યજ હતું.

નવિન વિચાર સરણીમાં હિંદમાં અજાણ્યાં બે પ્રકારનાં સ્થાયી અને માનનીય જીવનોનો ક્રમશઃ વિકાસ થતો જતો હતો. અજાણ્યાં એટલાજ માટે કે જે સ્વરૂપમાં તે નીકળી આવ્યાં તે સ્વરૂપથી હિંદ અજ્ઞાત હતું. એક સાક્ષર જીવન અને બીજું જાહેર જીવન. એ બન્ને જીવનો જુદાં છતા પરસ્પર ઉપકારી છે, અને વિરલ વ્યક્તિઓમા એ બન્નેનો સદ્‌ભાવ હોય છે. રાષ્ટ્રના ઘડતરમાં આ બન્ને જીવનો અતિ આવશ્યક છે, અને દેશના ભાગ્ય પ્રમાણે આ બન્ને જીવનો ગાળતી વ્યક્તિઓની સંખ્યા નજરે પડે છે. પશ્ચિમના અનેક ઉપકારોમાં આ જાહેર જીવનની ખીલવણી એ પણ ન્હાનોસુનો ઉપકાર નથી.

જાહેર જીવન એ ઇસવીસનની પહેલાંના હિંદને અજાણ્યું ન્હોતું. બ્રાહ્મણો આપણા ફકત સાક્ષરોજ નહિ પરંતુ આપણા મહાન રાજનીતિજ્ઞો હતા. તેમની લોકસેવા એટલી વિશાળ હતી કે દેશનાં ક્ષાત્રબલ અને કલાકૌશલ્ય પણ તેમનીજ પાસે ઘડાતાં. જાહેર જીવનની નિસ્વાર્થતા એજ તેમના ગુરૂપદનું કારણ હતું. જેમ રાજનીતિના કુટ પ્રશ્નોની ઉકેલમાં, સમાજની નિત્ય બદલાતી પરિસ્થિતિને અનુરૂપ વ્યવસ્થા ઘડવામાં તેમનો બુદ્ધિપ્રભાવ, અને હૃદયની ઉદારતા પગલે પગલે જણાઇ આવે છે તેમ ક્ષાત્રબલને ઘસી ઘસી તિક્ષ્ણ કરવામાં આવે અને નવિન નવિન ઓપ ચઢાવવામાં તેમની કુશળતા તેટલીજ જણાય છે. દેશ સેવામાં તેમણે ફકત બુદ્ધિબલજ વાપર્યું છે એમ નહિ પરંતુ સમય આવ્યે તેમના સ્નાયુ બળનો પણ તેમણે ઉદારતાથી ઉપયોગ કર્યો છે. બ્રાહ્મ જીવન જ્યારે

સ્વતંત્ર સાક્ષરજીવન હતું ત્યારે તેનો પ્રતાપ સુવર્ણનાં સિંહાસનો અને હીરા મોતી જડયા મુકુટો કરતાં પણ વિશેષ જળહળતો હતો. મૃગચર્મ ઓઢેલો મહર્ષિ વિજયવાન મહારથીને પણ નમન યોગ્ય હતો. હિંદના પ્રભાવન્તા પૂર્વ યુગમાં તેના કારણ રૂપે ધનુષ, બાણ, ખડ્ગ, અને ગદા કે ચક્રનું જેટલું મહત્વ છે તેટલુંજ—અરે તેથી પણ વધારે મહત્વનું કૌપિન, વલ્કલ કે મૃગચર્મને છે એમ કહેતાં અતિશયોક્તિનું ભાન લેશ પણ થવાનો સંભવ નથી. નિર્મળ, પવિત્ર, નિઃસ્વાર્થી જાહેર જીવન સર્વ સ્થાને અને સર્વ કાળમાં વંદનીય છે, દેશોદય કે દેશોદ્ધારનું તેના ઉપર અવલંબન છે, અને ભિન્ન ભિન્ન સ્વાર્થ અને ઉદ્દેશવાળા લોક સમુહમાં ઐક્યની પ્રેરણા ફેલાવી તેમાંથી સુબદ્ધ દેશ કે રાષ્ટ્ર ઉભું કરી દુનિયાના ઇતિહાસમાં તેની ગણના કરાવનાર પણ તેજ છે. હિંદુસ્તાનેજ એ જીવનનાં સુફલો ચાખ્યાં છે એમ નથી. ઉન્નતિ પ્રાપ્ત પ્રાચિન વા અર્વાચિન સર્વ દેશમાં થોડા વધારે પ્રમાણમાં તેનાં માહાત્મ્ય સમજાયાં છે. દેશકાળને અનુસરી તેમાં વિવિધતા આવે છે, જુદાં જુદાં અને નૂતનત્વ ભર્યાં સ્વરૂપોનો ભાસ થાય છે, વિકાસ ક્રમના ધોરણ પ્રમાણે તેનું કોઇ જુનું અંગ લુપ્ત થાય છે વા અગત્ય ખુએ છે અથવા તેનું નિરૂપયોગી લાગતું અંગ વિશિષ્ટતા ધારણ કરે છે અને અણધારી અગત્ય પ્રાપ્ત કરે છે. પણ તે સર્વમાં નિઃસ્વાર્થ દેશ સેવા એ તેનું સનાતન તત્ત્વ છે, જાહેર જીવનનો આત્મા છે; એ આત્માના બલ ચૈતન્ય પ્રમાણે તેનાં આવશ્યક અંગો જરૂર પૂરતાં ઘડાયાં જાય છે.

યુગયુગની ભાવનાઓ જુદી જુદી હોય છે; વિવિધ પ્રકારના અનુભવને પરિણામે દૃષ્ટિ બિંદુઓ બદલાતાં જાય છે, અને તેને લેઇને આપણા આદર્શો અને વંચનાઓ સંકુચીત કે વિશેષ અર્થગ્રાહી બને છે. રાજા, રાજ્ય અને સમાજ એ શબ્દોની વ્યાખ્યામાં અને તેમના પરસ્પર સંબંધની વિચાર ઘટનામાં ત્વરિત ફેરફાર થયે જાય છે. મનુષ્ય જીવનને વ્યવસ્થિત અને નિયમીત કરનાર બળોના પરિપાક સમયે રાજા અને સમાજનો ઉદય થાય છે. રાજા અને સમાજ એક બીજાનાં આવશ્યક અંગ છે, relative terms છે. સમાજ વા રાજ્યની ફીલસુફીમાં ન ઉતરતાં એટલું જાણવું બસ થશે કે રાજા અને સમાજના સંબંધ વિષયે પ્રાચીન અને અર્વાચીન માન્યતામાં આભ જમીનનું અંતર છે. રાજા એ સમાજનો કુલ માલીક એ વિચારથી આગળ વધી, રાજા તે સમાજનો પિતા અને તેથી વિશેષ વધતાં રાજા તે સમાજે પોતાની વ્યવસ્થા રાખવા મુકરર કરેલો કોઇ યોગ્ય પરંતુ સમાજ જેની પાસે તેનાં કાર્યોનો હિસાબ માગી શકે એવો જોખમદાર પુરૂષ, એમ ભાવનાનો ઉત્તરોત્તર ક્રમ હોવાનું ઇતિહાસ જણાવે છે. રાજાની મૂળ માલીકી ફરી જતાં સમાજ તે સ્થિતિમાં મુકાય છે. લોલક એક દીશામાંથી તદ્દન સ્હામી બાજુએ ચાલ્યું જાય છે. રાજસત્તા–monarchy થી લોક સત્તા–democracy એ જાણે સર્વ સુધરેલી અને સુધરતી જતી પ્રજાઓનો નિર્માણ થએલો પંથ હોય તેમ લાગે છે. સમાજ રાજા માટે નહિં પરંતુ રાજા સમાજને માટે, એ વિચાર ધીમે ધીમે સુધરેલી દુનિયામાં દઢ થતો જાય છે. પછી તે વિચારને ડહાપણ કે લાગણીને વશ થઇ ગમે તે સ્વરૂપ ધારણ કરાવ્યું હોય ! આ વિચારનો સર્વત્ર વિજય થયો છે એમ તો ન જ માની શકાય, પરંતુ પૂર્વનો ઇતિહાસ

અને આજનાં વિવિધ પ્રજા સામર્થ્યોનો અભ્યાસ કરતાં એ વિચાર સ્થાથી વિજય મેળવવાના ક્રમમાંજ છે એમ કહીએ તો ચાલી શકે. ભૂત, વર્તમાન અને ભવિષ્યને કોઇ એવી અદ્દભુત સાંકળથી સાંકળી લીધેલા છે કે તેમને છૂટા પાડી એક એકનો વિચાર કરવો અશક્ય છે. ભૂતકાલની ભવ્ય કણકથી બંધાયલો અત્યંત ચપલ વર્તમાન પળે પળે ગહન ભવિષ્યમાં ખસે છે, ભવિષ્યને ઘડે છે, ભવિષ્યમય બની જાય છે. આમ ત્રણે કાલના અખંડીત વહનને યોગે ઐતિહાસિક દ્દષ્ટિનો ઉદય થયો છે, અને એ ઐતિહાસીક દ્દષ્ટિ કાર્ય કારણોનાં ઉંડાં મૂળ અને તેમનાં ફલનું યથાશક્તિ શોધન કરી તેમાંથી જડી આવતા નિયમોનું જ્ઞાન આપે છે. એ ઐતિહાસિક દ્દષ્ટિને તેના શોધનમાં મળી આવેલો સુંદર મણી તે પ્રજાસત્તા. એ મણી ઉપર પહેલ પાડવાની ક્રિયાઓ ચાલ્યા કરે છે, તેનો સત્પ્રકાશ કેટલો છે તેનો અનુભવ કરવા તેના ઉપર વિવિધ પ્રયોગો થયે જાય છે, અને તેમાંથી દ્દઢ આસ્થા અને આશા ઉત્પન્ન થાય છે કે ભવિષ્યમાં જન સમાજની સંસ્કૃતિના મુક્તાહારમાં એ મણી લોલક બની મધ્યસ્થાને વિરાજશે.

આ પ્રજા સામર્થ્યને અંગે જાહેર જીવનનો ઉદય છે. જાહેર જીવન એ સમાજ સત્તાના અંકુરોની અમુક નિશાની છે. ઇંગ્રેજ પ્રજા સાથે આપણો સંસર્ગ ન થયો હત તો એ સમાજસત્તા અને જાહેર જીવન હિંદુસ્તાનમાં ઉગી નીકળત કે કેમ એવા કાલ્પનિક પ્રશ્નને બાજુએ રાખી આપણે એટલું તો અવશ્ય સ્વિકારવું જોઇએ કે એ બ્રિટિશ કેળવણી અને બ્રિટિશ પ્રજાના સમાગમનુંજ ફળ છે. હિંદુસ્તાને ઉદારતાથી એ સત્ય વાતનો સ્વિકાર કરવો જોઇએ. અને એ બ્રિટિશ રાજ્યના મુખ્ય ફળ માટે તેમનો સર્વથી ઉપકારજ માનવો જોઇએ. પ્રજાસત્તાના મહાન વિજયો મેળવી, જાહેર જીવનને રાજ્યનીતિની સાથે સર્વાંગે જોડી દઇ પ્રફુલ્લિત બનેલી મહાન્ બ્રીટીશ પ્રજાનો સંસર્ગ અફળ નીવડે એ અસંભવિત છે. હિંદુસ્તાને તે સત્તા જોઇ, પૂજી અને સંસર્ગે કરી પોતાનામાં ઉદ્દ્ભવતા તેના સામર્થ્યને આદર આપ્યો. વિવિધ સ્વરૂપોમાં પ્રગટી નીકળતી પ્રજાના સ્વસામર્થ્યની જ્વાળાએ શીથીલ બની ગએલા સમાજ, ધર્મ અને રાષ્ટ્રિયત્વને ઉષ્મા આપી તેમાં આશ્ચર્યજનક પ્રકાશ પાડયો. બંગાળા, મદ્રાસ અને મુંબાઇ એ પ્રાન્તોમાં એ જ્યોતીનું પ્રથમ સ્વાગત થયું. અને તેના આદ્ય પૂજકોમાં રાજા રામ મોહનરાય, દાદાભાઇ, રાનાડે વગેરેની સાથે આપણો વીર નર્મદ પણ ગૌરવ ભર્યું સ્થાન લે છે. દેશની જાગૃતિ ભાગ્યેજ એક માર્ગી હોય છે. એ જાગૃતિ સાથે સામાજીક, ધાર્મિક અને નૈતિક મંથનોથી દેશનો આત્મા ડહોળાઇ જાય છે, અને એ મંથનોમાંથી ગમે તે એક પ્રકારમાં અતિમહત્વ જોઇ લોકકલ્યાણની તિવ્ર વાસનાવાળા મહાપુરૂષો તેમાં અતિ આગ્રહ અને મમત્વ સાથે જોડાઇ અન્યને અનુકરણ કરવા પ્રેરે છે. રામમોહનરાયે ધર્મ સંબંધમાં, દાદાભાઇએ રાજકીય વિષયમાં અને રાનડેએ સામાજીક પ્રશ્નમાં મહત્વ જોઇ દેશ હીતનો વિચાર તેનાં દ્દષ્ટિ બીંદુથી કર્યો, અને એ સર્વ વિષયમાં ગુજરાતને જગાડી નૂતન ચૈતન્યના વિધવિધ રૂપો તરફ દ્દષ્ટિ ખેંચનાર નર્મદ એ સર્વ મહાન્ હીરાઓ કરતાં આપણે માટે તો ઓછો પૂજનીય નથી. અતિ વિશાળ પ્રવૃત્તિ ક્ષેત્રવાળા નર્મદથી સ્વતંત્રતાના બલીષ્ટ અને તેજસ્વી રૂધિરથી બનેલી અત્યંત તેજસ્વી વૃત્તિવાળા

નર્મદથી પરતંત્ર, સાંકડું, ખુશામદ ભરેલું જીવન નજ ગળાય. તેના પ્રેમશૌર્યના ધ્વજને ફરકવા માટે અનવરોધિત આકાશજ જોઇએ. કલમને જીવન સોંપનાર વ્યક્તિ કદીપણુ તે કલમને અન્યના અહંકારી વા દુર્બલ વિચારો પ્રગટ કરવાનું સાધન બનાવેજ નહિં. તેને માટે સ્વતંત્ર જાહેર જીવનની ખીલાવટ રાહ જોતી હતી, અને તેમાં યાહોમ કરીને ઝંપલાવી નર્મદે તે જીવનને માનપ્રદ બનાવ્યું. તેની સાહિત્ય સેવા ચર્ચાઇ ગઇ છે, પરંતુ એ સાહિત્ય સેવાનું મૂળ નૂતન સ્વદેશાભિમાનમાં હતું, જો તેમ ન હોત તો ગુજરાતી ભાષાનો પ્રથમ કોશકાર, પ્રથમ પીંગળ લખનાર અને સામાજીક અને ઐતિહાસીક સમર્થ ગદ્યકારોમાં તે પ્રથમ ભાગ્યેજ ગણાનો હોત.

એ મહાન જાહેર જીવન અડગ ધૈર્યથી ગાળી તેને યશસ્વી બનાવનાર વીર નર્મદ ગુજરાતના ઇતિહાસમાં એક અપૂર્વ સ્થાને વિરાજે છે. સમાજ, ધર્મ, દેશાભિમાન વગેરે સર્વ પ્રકારની જાગૃતિની શરૂઆતમાં નર્મદે જે ભાગ લીધો છે તે ગુજરાતને માટે ઓછો માનભર્યો નથી. નર્મદને નવલરામે સમયમૂર્તિ કહ્યો છે, અને તેની યથાર્થતા એ સમર્થ ટીકાકારની ખરી કસોટી છે. ગુજરાતને નર્મદે નવીન પંથો દેખાડયા છે, ઉમદા બક્ષિસો આપી છે અને દેશમાં થતા ફેરફારોને પોતાના વિચારોમાં મૂર્તિમંત કરી ગુર્જર જનસમાજના નેતા તરિકેનું દુર્ઘટ કામ ઉત્તમ રીતે કર્યું છે. સાક્ષર નર્મદ કે કવિ નર્મદ કરતાં દેશભક્ત-ગુર્જર ભક્ત નર્મદ વધારે પ્રકાશમાન છે, અને તેની જ્યોતિ દૂરના ભવિષ્યમાં પણ જવલંત રહેશે. પ્રેમશૌર્યની બાંગ પુકારનાર, ગુજરાતીઓમાં વીરત્વ પ્રેરી તેમને ફત્તેહની આશા આપી યાહોમ કરીને પડવા ઉત્તેજીત કરનાર નર્મદાશંકર તેની ભૂલો, તેના અવિચારો, અને કહો કે તેના દુર્ગુણો છતાં આપણો મોઘો, એકનો એક જાહેર પુરૂષ છે. જે સ્વરૂપમાં એ મહાન વ્યક્તિની પૂજા અર્ચા થવી જોઇએ તેવી રીતે થતી નથી. કવિ તરીકે તેને સાતમે આસમાને ચઢાવી દેવાના અથવા સાતમે પાતાળ ધકેલી મુકવાના પ્રયત્નો થયા છે, પરંતુ એ સમય મૂર્તિનું યથાર્થ સ્થાન-તેનું પવિત્ર હક્કનું સ્થાન શોધી ત્યા તેની સ્થાપના થતી નથી.

જે ગુર્જરાકાશમાં નર્મદ સરખો પ્રભાવન્તો પ્રભાતતારક ઉગ્યો તે આકાશમાં હજુ સુધી દેશને તેજના ધોધથી ન્હવરાવતો ભાસ્કર ઉગ્યો નથી. નર્મદ જતાં તેનું સ્થાન ખાલી પડયું. સાક્ષરજીવન અને જાહેરજીવન છુટાં પડી ગયાં, અને જો કે સાક્ષરતા, રસિકતા વગેરેનો વિકાસ ઉચ્ચ પ્રકારનો થયો છે, છતાં તેમાં જોઇએ તેટલું બળ પ્રતાપ અને પૌરૂષ જડતાં નથી. જ્યાં સુધી સાક્ષરત્વમાં દેશોદ્ધારના મંથનો પ્રગટ થયાં નથી, પ્રજાના આશાભિલાષને તેમાં સ્થાન મળ્યું નથી, સ્વાભિમાન સ્વદેશાભિમાનની ગૌરવભરી મરોડ તેમાં ઉપસી આવી નથી, ત્યાં સુધી સાક્ષરત્વ સફળ થયું છે એમ ભાગ્યેજ માની શકાય. વ્યક્તિનાં ગાન પાછળ સમષ્ટિના રણકાર સંભળાય નહિ તો તે ગાન ચીરંજીવ થઇ શકતાં નથી, પછી ભલે તે વર્તમાનને સુંદર લાગે, આનંદદાયી લાગે ! પરંતુ તે આનન્દ અને સૌન્દર્ય ક્ષણિકજ સમજવાં.

(અપૂર્ણ.)

R. V.

# सन्नारीना हक्क.

## ભગવતી મૈયા
## અને
## બાલા.

બાલાઃ

અને ખળભળાટ ખૂબ મચ્યો છેઃ
પશ્ચિમનાં વંટોળચે તો, કુલ મૈયા !
કસ્તરના થર ચડે છે–પૂર્વનાં પુણ્ય પરઃ
મોહક તત્વોથી મુગ્ધ બનેલાં માનવી
આપ સત્યને વેડફી વહોરે છે વિકારને
ને મનમાનતું મહાલે છે એમાં.

પૂજ્ય ભગવતી મૈયા !
પૂર્વનાં પવિત્ર તીર્થના ગૌરવ સમોવડ
જીવનસખીના હક્કને વાસ્તે પોતે શું કૂહોછો ?
આર્ય મહિલાઓને મન મહા કોડ છે
માજીના ભાવોને ઝીલવાના.

ભગવતીઃ

સન્નારીના હકક ? બાલા !
માગ્યા મળે તે હકક નહિઃ
માગીને ભોગવે તે સન્નારી યે નહિઃ
લગ્ન–સ્નેહને ટાંકણેજ અંકાય છે અધિકાર તોઃ—

કહે બાલા !

કન્યકા સ્નેહરાણી સ્વરૂપે સત્કારાય એ હકક ઓછો ?
હૃદય રોજ મોજુદ રહે એ સ્નેહ પામવાઃ
સ્વામી તેના જ્ઞાનના બધા અંશો પત્નીને અર્પે,
સ્વામી તેનું સર્વાંગ સમર્પણ કરે,
સ્વામી તેના ગૃહમંદિરનાં મંત્રીપદે નીમે,
સ્નેહરાણી એ શિષ્યા, સદ્‌ગુરૂભાવે પૂજાયઃ
આથી અધિકતર ને સાચા હકક કેવા વાંચ્છો ?

બાલાઃ

ગિર્વાણ–પ્રવાહે વહેવા દેશો મૈયા!
વચનામૃતનાં પાનના હજુ અભિલાષ છે
સન્નારીના સંસારહક્ક તો હેડે વસ્યા;
સૃષ્ટિહક્કને ઓળખાવશોજી:

ભગવતીઃ

તે નવા નથીઃ અઘરા નથીઃ ઉઘાડા છેઃ—
આર્યમહિલાઓએ એક–બીજાને ન્હાવુંઃ
સેવાવ્રતમાં આડે આવતી વિટંબણાને ઘોળી પીવીઃ
રોતાં સાથે રોવું.
ઘોર નિદ્રામાં ઘોરતા કુમ્ભકર્ણોને
ખસેડી અન્ધકારમાંથી, ચેતન પાવુંઃ
દુઃખીઆરાંનાં આંસુ લ્હોવાં ને સૂકવવાંઃ
આવતા ભયને ઓગાળી દઇ
ભવ નિવાસીઓને નિર્ભ્રાન્ત રાખવાઃ
ચિન્તાની ચિતામાં દહાતાં દેહીઓનાં દિલ
દિલાસાભર્યા કુમળા ભાવે ભરવાંઃ
ઉંડાં આશ્વાસનમાં અંઘોળ કરાવવાં
હતાશ થએલાં માનવીને.
શાંત્વન દેવું ચીર નિદ્રામાં ઢળતાંનેઃ
અવસાનના અફસોસને ઉગતોજ આથમી જવા દેવોઃ
આત્મશાંતિની તીરે ઉતારવાં
ભૌતિક–ભગ્નાશ પામેલાં ભવજનનેઃ
રસળતા આત્મબન્ધુઓને "રસ્તે પાડવાઃ"
ભૂલ્યાંને દેવપન્થે દોરવાંઃ
અનાથોનાં અંતરપર ઉપકાર વરસાવવોઃ
વિધવા ભગિનીઓને સેવિકા વ્રતની દીક્ષા દેવી.
માયા ને મમતાથી,
પ્રભુના પ્રેમ સરખી વત્સલતાથી,
સાત્વિક ને સમઝાય તેવી
શુદ્ધ પરમાત્માની શ્રદ્ધાનાં બીજ
સૃષ્ટિનાં બાળકોમાં વાવવાંઃ

બાલકોની પાકટ વયે પવિત્રતા ને પરમાર્થ પૂરવાં:
શક્તિમંદોને પ્રભુનાં સત્યો શીખવવાં:
તેઓના આત્માને આદર્શબિન્દુએ અડકાડવો;
વિશ્વ ને વિશ્વની વાડી શાશ્વત નથી,
શાશ્વત સત્ય છે, ધર્મ છે પ્રેમ છે;
એવું સૌ સમજે ને અનુભવે
એ શિક્ષણ ભણી સૌની દૃષ્ટિ ઉતારવી:
સ્વર્ગીયઆનન્દ પડખે સૌની પાંખો વળે
એવી દિશા દર્શાવવી—દેવભાવે પણ:
જગત્‌ને એટલેજ જગતના રચનારને
ન્હાવા અર્થે જીવનને જીવાડવું
ભૂલવી ના આ ભાવના કે:—
ચ્હવાયલું સત્ય નિવડવા મરવું:
પ્રકાશ ફેંકવો અખંડ
સંસારના અન્ધકારે આચ્છાદિત ગૃહો પર,
અને તે મીઠા ભાવથી: પૂરા પ્રેમથીજ:
નહિ ફરજ સમજીને.
બાલા ! આ તમારા અધિકાર,
અખંડ લ્યો એને સદુપયોગમાં—યોગ્યતાના તપ વડે.
ને માનશો ? નહિ વર્ણવી શકે કોઇ
પ્રભુનો પયગમ્બર સરખો યે તેના પ્રભાવને:
વિશેષ શું વાંચ્છશો ? બાલા !
નથી નવ ખંડમાં યે સન્નારીનો નમતો હોદ્દો.
સરજનહારે બક્ષી છે તમ જીવનની ઉચ્ચ કક્ષા
કરી આપશો એ સિદ્ધ સષ્ટિને—કર્તવ્યે:
અને બાલા, ભોગવશો અંતે શાશ્વતશાંતિને. +

કેશવ હ. શેઠ.

+ નવલકથા—'રસનાયક' માંનું એક અપ્રસિદ્ધ, અપૂરું પ્રકરણ

# સદુભાઇનું ભાષણ.

સદુભાઇની સ્વારીના સ્મરણથી એમના મિત્રોને આનંદ થતો હતો. જેમ જેમ એ વાત જુની થતી ગઇ તેમ તેમ આનંદ કમી થતો ગયો. સદુભાઇના સાચા મિત્રોએ વિચાર કર્યો કે સદુભાઇ નવી ગમ્મત કરે તો ઠીક. એમની પાસે શું કરાવવું એ કોઇને જડતું નહોતું એટલામાં એક-શોધક બુદ્ધિવાળા મિત્રના મગજે કામ કર્યું, ને બોલ્યો " આપણી સર્વની બુદ્ધિ બહેર મારી ગઇ છે. આટલુ સહેલું છે પણ કોઇને જડયું નહિ ! આવતી કાલે ડીબેટીંગ કલબ છે. સદુભાઇને તૈયાર કરવા. એ તો એજ. જુઓ પછી મઝા. "

આ સુચનાથી સદુભાઇને મળતા પહેલાંજ સર્વ હસાહસ કરવા લાગ્યા. સદુભાઇના ભાષણની કલ્પનાથી ઉત્પન્ન થતું હાસ્ય તેઓ મહા મુસ્કેલીએ રોકી શકયા. જમી રહયા પછી સાંજે સદુભાઇની રૂમમાં સર્વે ધામા નાખ્યા. એક મિત્રે પૂછ્યું " સદુભાઇ તમે કોઇ દિવસ ડીબેટીંગ કલબમાં બોલતા નથી ? "

સદુભાઇ ઉત્તર આપે તે પહેલાંજ એક મિત્રે કહયું " સદુભાઇથી નહિ બોલી શકાય. એમણે પ્રેકટીસ કયારે કરી છે ? "

બીજા મિત્રોએ એકદમ નોનસન્સ, નોનસન્સ કરી મૂકયું, એકે પૂછ્યું " કેમ સદુભાઇ આ ખરું કહે છે ? તમારાથી ન બોલી શકાય ? "

સદુભાઇએ જવાબ આપ્યો 'ના બોલી તો શકાય પણ કોઇ દિવસ પ્રેકટીસ નથી કરી.'

એક કહ્યું " એમાં શું છે, કાલે જ બોલો. આખી રાત છે વચમાં, જોઇએ તેટલી પ્રેકટીસ થશે. અમે બધા સાંભળીશું આજે. પછી કાલે ત્યાં બોલજો. તમારો ડ્રેસ, દેખાવ, રીતભાત એજ પહેલાં તો અસર કરશે, અને તૈયારી કરીને બોલશો એટલે પછી પૂછવું શું ? "

સદુભાઇએ જરા આનાકાની કરી, બીજી કોઇ વખત બોલીશું એમ જણાવ્યું, પણ આગ્રહ એટલો બધો થયો કે સદુભાઇએ સુચનાને માન આપી બોલવાનું સ્વીકાર્યું.

સદુભાઇએ કહ્યું " તમે બધા બેસો, તો હું હમણાંજ લખીને મોઢે કરી નાખું. વાર નહિ લાગે. મારી યાદ શક્તિ બહુ સારી છે. પછી તમારી આગળ બરાબર બોલી જાઉં. "

સદુભાઇની યાદ શક્તિ સારી છે એ તો એમના મિત્રોએ કબુલ કર્યું. પણ એકાંતમાં સારી તૈયારી થશે એમ જણાવ્યું. તૈયાર કરી રહ્યા પછી સર્વને બોલાવવાની સુચના કરી સૌ પોતાની રૂમમાં ગયા.

દોઢ કલ્લાક પછી સદુભાઇએ સર્વને એકત્ર કર્યા. રૂમનાં બારણાં બંધ કરી સદુભાઇએ પૂછ્યું " જુઓ દોઢ કલાકમાં લખ્યું અને તૈયાર પણ કર્યું. યાદ શક્તિ સારી ખરી કે નહિ ? " મિત્રોએ જવાબ આપ્યો " એમાં કંઇ શક. એ તો તમે

પહેલે પ્રયાસે મેટ્રીકમાં પાસ થયા એમ જાણ્યું, ત્યારથીજ અમારી ખાત્રી હતી કે તમારી યાદશકિત ઘણી સારી હોવી જોઇએ." સદુભાઇએ ભાષણ સંભળાવ્યું. થોડી ભૂલો થઇ તેથી ફરીથી સંભળાવ્યું. મિત્રોએ બહુ પ્રસંશા કરી. સદુભાઇ અને મિત્રો જુદી દૃષ્ટિથી હસતા હસતા છુટા પડયા.

બીજે દિવસે સદુભાઇ કોલેજમાંથી બે કલાક વહેલા પાછા આવ્યા. ડીબેટીંગ કલબમાં જવાનો વખત થતા પહેલાં કલાક આગમચથી તૈયારી કરવા માંડી. સદુભાઇએ એક હેટ વસાવી હતી તેનો ઉપયોગ કોઇ કોઇ વેળા કરતા. હેટ માથે મૂકી અને રૂમાલમાં સેન્ટ નાંખી તૈયાર થયા અને મિત્રોની રાહ જોઇને ઉભા. મિત્રો આવ્યા એટલે તેમની સાથે હોલમાં ગયા.

ભાષણ પૂરૂં થયું પણ સદુભાઇનો જીવ એમણે પોતે તૈયાર કરેલા ભાષણમાં હતો તેથી એક શબ્દ પણ એમને કાને પડયો નહિ. ભાષણ ઉપર ચર્ચા થઇ તેમાં પણ એમજ થયું. આખરે સદુભાઇ ઉઠયા, ભપકામાં પ્લેટફોર્મ તરફ ચાલ્યા. સદુભાઇ બોલવાના હતા એવી ખબર ફેલાઇ ગઇ હતી તેથી હોલ ચીકાર હતો. સદુભાઇને તાળીથી વધાવી લેવામાં આવ્યા, ટેબલ પાસે જઇ શ્રોતાઓ શાંત થાય ત્યાં સુધી સદુભાઇને ઉભા રહેવું પડયું. સદુભાઇના પગ ધ્રુજવા લાગ્યા, કેમ શરૂઆત કરવી અને શું કહેવું તે આટલી સારી તૈયારી કર્યા પછી પણ વિસરી જવાયું. ગભરાટમાં સદુભાઇએ હેટ માથેથી હાથમાં લીધી. ખીસ્સામાંથી રૂમાલ કહાડયો અને પસીનો થયો નહોતો તોપણ રૂમાલ મોં ઉપર ફેરવ્યો. શું બોલવું તે યાદ આવ્યું નહિ. હેટ ટેબલ પર મૂકી, રૂમાલ ટેબલપર મૂકયો, હેટ પાછી હાથમાં લીધી, વળી હેટ મૂકી ને રૂમાલ હાથમાં લીધો. જીભ કેમે કરી ઉપડેજ નહિ. સદુભાઇનો ગભરાટ વધી ગયો અને ગભરાટમાં ને ગભરાટમાં હેટને બદલે રૂમાલ માથા પર મૂકી દીધો. શ્રોતાઓમાં હસાહસ થવા લાગી. સદુભાઇને પોતાની કરેલી ભૂલ જણાઇ. રૂમાલ ટેબલ પર ફેંકી એકદમ હેટ માથે મૂકી દીધી. આખરે સદુભાઇ ધ્રુજતા ધ્રુજતા બોલ્યા "સદ્‌ગૃહસ્થો...સદ્‌ગૃહસ્થો...સદ્‌ગૃહસ્થો."

શ્રોતામાંથી કોઇએ કહ્યું "અરે સદુભાઇ, પ્રમુખ સાહેબ રહી ગયા."

સદુભાઇના ગભરાટનો હવે પાર રહ્યો નહિ. રૂમાલ લઇને ફરીથી મોં લુછ્યું. સદુભાઇના કમનસિબે જ્યારે એમણે રૂમાલ ફેંકયો હતો ત્યારે શાહિના ખડીઆ ઉપર પડયો હતો. સદુભાઇના મોં ઉપર શ્રોતાઓને આનંદ ઉપજાવે એવાં નિશાન થયાં. થયેલી સૂચનાનો ઉપયોગ કરી સદુભાઇ બોલ્યા "મહેરબાન પ્રમુખ સાહેબ અને સદ્‌ગૃહસ્થો..." એટલામાં વળી કોઇએ ઉમેર્યું "મારૂં મોઢું જુઓ."

હસાહસ તો થતીજ હતી તેમાં વળી આ પૂર્ણાહુતી થઇ એટલે પુછવુંજ શું?

સદુભાઇની ઉભા રહેવાની શક્તિ પણ હવે તો જતી રહી. ભાષણ અધુરૂં મૂકીને સદુભાઇ પ્લેટ ફોર્મ પરથી ઉતરી ગયા. એમના મિત્રોએ પછીથી પૂછ્યું કે આમ કેમ

થયું ? ત્યારે સદુભાઇએ જવાબ આપ્યો કે " પેલા બેવકુફ સિપાઇએ ખડીઓ મારી નજીક મૂકી રાખ્યો હતો તેથી. નહિ તો બધું બોલી જાત."

એક મિત્રે આશ્વાસન આપતાં જણાવ્યું કે, " એમાં કંઇ હરકત નહિ. ફરીથી પ્રયત્ન કરો. તમારે તો માત્ર આટલુંજ થયું પણ હું તો પાણીને બદલે શાહી પી ગયો હતો. "

આ આશ્વાસનથી સદુભાઇને ખરેખરો દિલાસો મળ્યો અને બીજા મિત્રોને મઝા પડી.

**હરિલાલ માણેકલાલ દેસાઇ.**

---

# વડોદરામાં સાહિત્ય સભાની સ્થાપના.

વડોદરામાં ઇ. સ. ૧૯૧૨ માં સાહિત્ય પરિષદ્ મળી હતી. એ અરસામાં ગુજરાતના સાહિત્ય પ્રેમી પુરૂષોએ અત્રે ગુજરાતી વાઙ્ગમય વિષે જે ઉહાપોહ કર્યો હશે, વડોદરાનું વાતાવરણ વાઙ્ગમયના જુદાજુદા વિભાગોના સાહિત્યોના શબ્દઘોષથી ગાજી ઉઠયું હશે, અનેકાનેક વિચારોનો પરસ્પર વાર્તાવિનોદ થયો હશે તે પછી વડોદરામાં સાહિત્યજીવન શિથિલ થયું હતું તે પાછું વડોદરા સાહિત્ય સભા નામક સંસ્થા સ્થાપવા ગયા નવેંબર માસમાં રાજ્યના કેટલાક વિદ્વાનો તથા સાહિત્યરસિક પુરૂષો એકત્ર થયા હતા, ત્યારથી કાંઇક જાગ્રત થયું છે. એ જાગૃતિ કેટલો સમય રહે છે એ જોવાનું છે. સુરત, ભરૂચ, અમદાવાદ અને રાજકોટની સાહિત્ય સભાઓ પૈકી અમદાવાદની સાહિત્ય સભા સિવાય બીજી બંધ પડી એમ કહીએ તો ચાલે. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા જેવા સાક્ષરની છાયા તળે અત્રેની સાહિત્ય સભા સંગીન કામ કરશે એવી આશા રહે છે. પ્રથમ મીટીંગમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ-

**પહેલો ઠરાવઃ**-આ જાહેરસભા વડોદરામાં સાહિત્યવિષયક પ્રવૃત્તિની આવશ્યકતા ઠરાવી, સાહિત્ય-સભા-વડોદરા એ નામક સંસ્થાની સ્થાપના કરે છે.

**બીજો ઠરાવઃ**-આ સભાનું બંધારણ ઘડવાને માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છેઃ-**પ્રમુખ**-રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા. **ઉપપ્રમુખ**-મે. રાજ્યરત્ન નગરશેઠ મગનભાઇ હરીભક્તિ, શેઠ ચીમનલાલ સામળ બેચરવાળા, શેઠ ચીમનલાલ ઝવેર લક્ષ્મીચંદવાળા, મે. માજી જડજ અબાસ તૈયબજી અને શ્રીયુત ઉપેન્દ્ર ભગવાન. **સભાસદો**-રા. ગીરધરલાલ ડૅા. વકીલ, રા. ડાહ્યાભાઇ પુરોહિત, રા. ઝવેરી લાલભાઇ, વે. શા. સં. શાસ્ત્રી બદ્રીનાથ, વે. શા. સં. શાસ્ત્રી અમૃતરાય, રા. મટુભાઇ કાંટાવાળા, રા. માણેકલાલ, અં. ડાક્ટર, રા. રમણલાલ વ્ર. ડાક્તર, રા. ત્રંબકલાલ દેવશંકર, શેઠ પેસ્તનજી ફરામજી, રા. ભાનુસુખરામ મહેતા, રા. વીરબળ મહેતા, રા. વકીલ નંદલાલ લલ્લુભાઇ, રા. ધનશ્યામભાઇ વૈદ, રા. હીરાલાલ શ્રોફ, રા. છોટાલાલ માસ્તર. **મંત્રી**,-રા. ચંદુલાલ, મ. ડાક્ટર. આ સભાનું કોરમ પાંચનું ગણવું.

ત્રીજો ઠરાવઃ—આ સભાના સભાસદ થવા માટે રૂ. એક વાર્ષિક ફી રાખી છે, તથા વ્યવસ્થાપક મંડળ જે નિયમો ઘડશે તે સાધારણ સભા બોલાવી તા. ૧ લી જાન્યુઆરી પહેલાં મંજુર કરાવાશે.

આ પછી તા. ૨૪ મી ડીસેંબરે વ્યવસ્થાપક મંડળ મળ્યું હતું, અને તેમાં સભાનો ઉદ્દેશ તથા તેના નિયમો ઘડી સભા વિસર્જન થઇ હતી.

સાહિત્ય સભા તરફથી પ્રથમ આખ્યાન તરીકે રા. જન્મશંકર મહાશંકર બુચ ( લલિત ) એમણે તા. ૧૨-૧-૧૯૧૭ ને રોજ " દયારામના જીવન સંબંધી રસકીર્તન " એ વિષય ઉપર સંગીતસહ આખ્યાન આપ્યું હતું.

---

# वडोदरामां जाहेर प्रवृत्तिओ.

**૧. પ્હેલી વડોદરા રાજ્ય પંચાયત પરિષદ્ઃ**—વડોદરા રાજ્યની પ્હેલી પંચાયત પરિષદ્ ચાલુ માસની શરૂઆતમાં નવસારી મુકામે રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાના પ્રમુખપણા હેઠળ મળી હતી. અમલદારી વર્ગ અને પ્રજા વર્ગ સહકાર્યથી કામ કરી પ્રજાની મુશ્કેલીઓ અને ગેરસમજુતીયો દૂર કરે, પ્રજાને સર્વ પ્રકારની વ્યાવહારિક કેળવણી મળે, પ્રજા એક બીજા સાથે ગાઢ સંબંધમાં આવી ભાઇચારો વધારે તેમજ પ્રજાના મતનો શિક્ષિત તેમજ મ્હોટા પાયા પરનો પ્રતિનિધિ ઉભો કરવો, એ આવી પરિષદોના હેતુ હોવા જોઇએ. આખા હિન્દુસ્થાનની પ્રજાના એકત્રિત મતના સુશિક્ષિત અને અભિજાત પ્રતિનિધિ તરીકે જે પ્રમાણે હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ આજ એકત્રીસ વર્ષથી પ્રજાની મુશ્કેલીઓ તથા ગેરસમજુતીઓ તેમજ યોગ્ય માગણીઓ સરકાર સમક્ષ રજૂ કરી શકે છે અને કરે છે તે જ પ્રમાણે વડોદરા રાજ્યની પ્રજાના મતના સુશિક્ષિત અને અભિજાત પ્રતિનિધિ તરીકે આ પરિષદ્‌ની સ્થાપના થઇ, એની નોંધ લેતાં અવશ્ય આનંદ ઉપજે છે. રાજ્યની પ્રજાની ઉન્નતિ થાય એ હેતુથી રાજ્યમાં સ્વરાજ્ય આપવામાં આવ્યું છે તે સ્તુત્ય છે, પરંતુ તે ઉપરાંત કેટલીક માગણીઓ રહે છે તે અર્પવા માગણી કરવા આ પરિષદ્‌ની સ્થાપના થઇ છે. પ્રજાતત્વનો વિસ્તાર, ધારા સભાનો વધારો, પ્રશ્નોના જવાબ, બજેટ આદિ પ્રશ્નો પર ચર્ચાની છૂટ વગેરેના હક્ક આપવા; નાણાંની સરકારે મદદ કરવી, બોર્ડના ' ઓવરસીયરોને પંચાયતનાજ તાબામાં રાખવા, પંચાયતોમાં પ્રજા ચુંટણીનું તત્વ વધારવું, પ્રાથમિક શાળાઓ એમના તાબામાં આણવા, વિગેરે માંગણીઓ રજુ કરી છે. પ્રાથમિક કેળવણી અંકુશિત છે તે નિરંકુશિત કરવી, ખેતીવાડી, ગામડાની સુધારણા માટે કેળવણી, સહકારી મંડળીઓ, ઘાસચારાનો સંચય, નાણાંની મદદ, વેપાર ઉદ્યોગની સમૃદ્ધિ, આદિ સૂચનાઓ પરિષદ્ રજૂ કરવા ઇચ્છે છે. પ્રજા તરફથી તેમજ સરકાર તરફથી પંચાયતોને જોઇતી નાણાંની મદદ મળવી જોઇએ એમ એઓનું કહેવું છે.

પરિષદ્‌માં મુખ્ય અગાઢ દરખાસ્તો પસાર થઇ હતી અને તે બધીમાં ઉપર જણાવેલા મુદ્દાઓ પૈકી માંગણી રજૂ કરવામાં આવી હતી. સ્થળ સંકોચને લીધે દરખાસ્ત

લઇ શકતા નથી માટે દીલગીર છીએ. આ સંસ્થાને ' વડોદરા રાજ્ય પ્રજા મંડળ ' નું નામ આપવામાં આવ્યું છે. અમે એ સંસ્થાને યોગ્ય ફતેહ ઇચ્છીએ છીએ.

**૨. વડોદરા પંચાયત પ્રતિનિધિઓની સભાઃ**—વડોદરા રાજ્યની પ્રજા પ્રતિનિધિ મંડળની બેઠક ના. દિવાન સાહેબ મનુભાઇ નંદશંકર મહેતાના પ્રમુખપણા હેઠળ આ માસમાં મળી હતી. પંચાયતો સ્વરાજ્યનો પાયો ગણવામાં આવે છે માટે તેને વધારે મજબૂત પાયા પર મૂકવી જોઇએ, અને કારોબારી કાર્યોમાં પ્રજા વધારે ઉમંગથી ભાગ લે અને એઓનો અવાજ સંભળાય એ બાબત લોકોએ ઉત્સાહ ભર્યો પ્રયત્ન કરવો જોઇએ. તે ઉપરાંત કેળવણી, ગામડાની સુધારણા આદિ વિષયો ઉપર પ્રજાનો યોગ્ય મત સરકાર આગળ રજૂ કરી સારી સલાહ આપી, પ્રજા અમુક જવાબદારી પોતાને માથે લેવા અને કેટલાક હક્કો મેળવવા મથે છે એમ સહજ સમજાઇ આવે છે.

પંચાયતનાં કર્તવ્ય વિષે ચર્ચા કરવાનો આ સભાનો મુખ્ય હેતુ હતો તેથી ના. દિવાન સાહેબે સવડની ખાતર એ વિષયના ( ૧ ) પ્રાથમિક કેળવણી ( ૨ ) ગામડાના સુધારાનાં કામો ( ૩ ) ન્યાયના કામમાં પંચાયતોને અધિકાર અને ( ૪ ) ગામડાંઓની ઔદ્યોગિક આર્થિક અને સામાજીક સ્થિતિની સુધારણા—એ પ્રમાણે ચાર વિભાગ પાડયા હતા. પ્રથમ વિભાગ ઉપર પ્રતિનિધિઓનો મત લેતાં એવું માલુમ પડયું હતું કે કેળવણી મનુષ્યનાં સર્વે અંગોની હોવી જોઇએ. વળી એ વિષયમાં કેટલીક સુધારણા તથા જરૂરીઆતો પણ રજુ કરવામાં આવી હતી. હુન્નર ઉદ્યોગની કેળવણી શારીરિક કેળવણી, ખેતીવાડીનું શિક્ષણ આદિ પ્રજાને મળવાં જોઇએ એવું પ્રતિનિધિઓનું કહેવું હતું.

બીજા વિભાગ ઉપર મત લેતાં જણાયું હતું કે બોરિંગ મશીનો પ્રજાને ઉપયોગી થઇ પડયાં છે તો બોરિંગ કુવાંઓ વધારે થાય તે માટે સરકાર તરફથી મદદની જરૂર છે. તે ઉપરાંત દરેક બાંધકામમાં દેખરેખ પંચાયતની અને જોખમદારી પબ્લીકવર્કસ ખાતાની હોય તો કામ સારું થઇ શકે એમાં શક નહીં. પ્લાન એસ્ટીમેટ મંજુર થવાનો અધિકાર મહાલ પંચાયતને હોવો જોઇએ, નહીં કે પ્રાંત પંચાયતને. ત્રીજા વિભાગ ઉપર મત લેતાં વિવિધ પ્રતિનિધિઓ તરફથી વિવિધ મુશ્કેલીઓ રજૂ કરવામાં આવી હતી, અને તે બધી દૂર ન થઇ શકે એવું ન્યાયમંત્રી મે. આબેગાવકર સાહેબનું કહેવું હતું તે યોગ્ય જણાય છે.

ચોથા વિભાગ ઉપર મત લેતાં જણાયું હતું કે ગામની સ્વચ્છતા અને રોગોના અટકાવ માટે ગામેગામ વૈદક મદદની મ્હોટી જરૂર છે. અર્થાત્ ફરતાં પુસ્તકાલય પ્રમાણે ફરતાં દવાખાનાઓથી લોકોની શારીરિક સુધારણા સારી રીતે થઇ શકે એમ છે. તે ઉપરાંત ન્યાત જમણોથી લોકોમાં હાનિ ઉપજતી હોવાથી સરકાર તરફથી એ ઉપર અંકુશ થવો જોઇએ એ પણ ખોટું નથી. પ્રજાની શારીરિક તેમજ નૈતિક કેળવણીની મ્હોટી જરૂર છે અને વેપાર ઉદ્યોગની ખીલવણી માટે જોઇએ તેવી યોજના રાખવામાં આવી નથી એ જાણી દિલગીરી ઉત્પન્ન થાય છે. ટુંકામાં આવી આવી અનેક ન્હાની, મ્હોટી જરૂરીઆતો અને અડચણો સત્તાધીકારીઓ સમક્ષ જાહેર રીતે મૂકી શકાય એ મુખ્ય

હેતુથી આ સભા કામ કરે છે તો એઓની માગણીઓ ફળીભૂત થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**૩. ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન:**—ચાલુ માસની તા. ૨ જીએ વડોદરાના રેસિડેન્ટ સાહેબ ના. કર્નલ એલ. ઇમ્પે સી. આઇ. ઇ. એઓ સાહેબના મુબારક હસ્તે આ પ્રદર્શન ખુલ્લું મૂકાયું હતું. આરંભમાં પ્રદર્શન કમિટિના પ્રમુખ રા. બા. ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઇએ ના. કર્નલ ઇમ્પે સાહેબને પ્રદર્શન ખુલ્લું મૂકવાની વિનંતિ કરતાં પ્રદર્શનના (૧) ખેતી (૨) ફળફૂલાદિ (૩) જંગલ વિભાગ (૪) કેળવણી અને (૫) હુન્નર ઉદ્યોગ—એ પ્રમાણે મુખ્ય પાંચ ભાગ પાડયા છે એમ જણાવ્યું હતું. આ પછી નામદાર શ્રીમંત મહારાજા સાહેબે ના. કર્નલ ઇમ્પે સાહેબ વડોદરા રાજ્યના ખરા દિલસોજ મિત્ર છે, ને તેથી તેમના હસ્તે પ્રદર્શન ખુલ્લું મૂકવામાં આવે છે તેથી પોતાને વિશેષ આનંદ થાય છે એવા ઉદ્‌ગાર કાઢયા હતા.

ના. કર્નલ ઇમ્પે સાહેબે ખેતી વિષે લાંબું ભાષણ કરતાં હિંદના ખેડુતો એકજ જાતના ખાતર ઉપર આધાર રાખનારા હોઇ, ખાતરને માટે અતિ ઉપયોગી હાડકાં જેવી વસ્તુનો ખાતરમાં ઉપયોગ નહિ કરતાં પરદેશ ચઢાવે છે તેમ નહિ કરતાં તેનો ખાતરમાં ઉપયોગ કરતા રહે તો તેથી ઘણો લાભ થાય એમ છે એમ કહ્યું હતું. વિશેષમાં તેમણે કહ્યું હતું કે ઇ. સ. ૧૮૫૧ માં પ્રથમ પ્રદર્શન ભરવાની શરૂઆત ઇંગ્લાંડમાં થઇ હતી. ત્યાર પછી દેશ વિદેશમાં એવાં પ્રદર્શન ભરાતાં થયાં છે.

આ પ્રદર્શન બહુ મ્હોટા પાયા પર નહતું છતાં તે ઘણું અગત્યનું હતું, તેમ જ અગાઉ વડોદરામાં ભરેલા પ્રદર્શનો કરતાં વધારે સારૂં હતું, શિક્ષણ લેવા યોગ્ય હતું અને આકર્ષક હતું એમ અમારે કહેવું જોઇએ. પ્રદર્શનના જુદાજુદા વિભાગોમાં કેળવણી વિભાગમાં સ્લોઇડ વર્કની રીતથી બનાવેલાં મકાનો સર્વનું ધ્યાન ખેંચતાં હતાં, એટલું જ નહીં પણ ન્હાનાં છોકરાઓને જુદાજુદા આકારના કાગળનાં ફુલો તથા બીજી આકૃતિઓ બનાવવા રાખ્યાં હતાં તેથી એ કામનું પ્રત્યક્ષ દર્શન થતું હતું.

હુન્નર ઉદ્યોગના વિભાગમાં બરોડા બ્રશ ફૅક્ટરીના, બરોડા આયર્ન વર્કસના નમુના, પાટણનાં પટોળાં વણવાનો સંચો, વીજળીની મદદથી ભઠ્ઠીમાં તળી ખવડાવવાનો પ્રયોગ, જુદાજુદા ગૅસથી કપડાંપર જાત જાતનાં રંગનાં કપડાં છાપી આપવાની ક્રિયા, દેશી મીણબત્તીના નમુનાઓ આદિ તથા શ્રી ચીમનાબાઇ ઉદ્યોગશાળાના તેમજ અન્ય શાળાઓના સ્ત્રી વિદ્યાર્થીઓના ભરેલા ગાલીચા, પોલકાં વિગેરે આકર્ષક હતાં. બીજા વિભાગ પણ એકંદરે સારા નમુનાઓથી ભરેલા હતા.

છેવટે આપણા દેશનો વેપાર ધંધો અને તેનું કલાકૌશલ્ય ખીલવવાનો પ્રશ્ન ધ્યાનમાં લઇ, દેશી હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે વ્યવહારૂ હીલચાલ શરૂ કરવામાં આવે તો કેટલો ફાયદો થાય એ સાબીત કરવા, આવાં પ્રદર્શનો પ્રત્યેક વર્ષે પ્રત્યેક પ્રાંતમાં ભરાવાં જોઇએ કે જેથી એક જ પ્રકારની વસ્તુઓનું પ્રદર્શન ફરી ફરી લોકોની દૃષ્ટિએ પડે અને તેથી એવા હુન્નર ઉદ્યોગ હાથ ધરવાની પ્રવૃત્તિ થાય. આવાં

પ્રદર્શનો માત્ર ચાર દીવસના ચાંદરણા સમાન નહીં, પરંતુ હંમેશ માટે પ્રજાને ઉપયોગી થાય એ હેતુથી ભરાવાં જોઇએ અધિકારી વર્ગ અને પ્રજા વર્ગ વચ્ચે દૃઢતર સંબંધ થાય, અને ભિન્ન ભિન્ન જ્ઞાતીઓ વચ્ચે ચરસાચરસીનો રીવાજ ઓછો થાય તો આવી પ્રવૃત્તિઓથી આપણા દેશના ઔદ્યોગિક ભવિષ્યની સર્વોપરિતા સ્થપાય એમાં શક નથી.

---

## स्वीकार अने अवलोकन.

૧ બુદ્ધિ પ્રકાશ ડીસેમ્બર ૧૯૧૬. ૨ કાળી સુબોધ માર્ગશીર્ષ ૧૯૭૩. ૩ પાટીદાર પ્રકાશ ડીસેંબર ૧૯૧૬. ૪ પરેલ બન્ધુ નવેંબર ૧૯૧૬. ૫ ઉનેવાળ અભ્યુદય માર્ગશીર્ષ ૧૯૭૩. ૬ શ્રી બાજ ખેડાવાળ કાર્તિક ૧૯૭૩. ૭ સત્સંગ વિજય નવેમ્બર ૧૯૧૬. ૮ દશશ્રીમાળી હિતેચ્છુ ભાદ્રપદ–આશ્વિન ૧૯૭૨. ૯ સુદર્શન માર્ચ ૧૯૧૬. ૧૦ પ્રાતઃકાલ કાર્તિક ૧૯૭૩. ૧૧ વનિતા વિજ્ઞાન પોષ ૧૯૭૩. ૧૨ વિવેચક ડિસેંબર ૧૯૧૬. ૧૩ અંજલિ ડીસેંબર ૧૯૧૬. ૧૪ સુન્દરી સુબોધ જુલાઇ–ઑગસ્ટ ૧૯૧૬. ૧૫ ખેતી અને સહકાર્ય અકટોબર નવેમ્બર ડિસેમ્બર ૧૯૧૬ ૧૬ બ્રાહ્મણ ધર્મ કાર્તિક ૧૯૭૩ ૧૭ ઑલ ઇન્ડીયા એડવર્ટાઇઝર ઍન્ડ કલાધર આશ્વિન કાર્તિક ૧૯૭૨–૭૩. ૧૮ ભાગ્યોદય ડિસેંબર ૧૯૧૬. ૧૯ વિદ્યાર્થી વિમાન સપટેંબર ૧૯૧૬. ૨૦ કેળવણી ડીસેંબર ૧૯૧૬. ૨૧ બાલશિક્ષક ડીસેમ્બર ૧૯૧૬. ૨૨ શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો રીપોર્ટ સન ૧૯૧૬ મે સુધીનો. ૨૩ વાઘોડીયા સા. હિ. ના. માને પુસ્તકાલયનો રિપોર્ટ. ૨૪ ગુજરાતનું સ્થાપત્ય કર્તા રા. ગ. વિ. પાઠક. (અવલોકન હવે પછી). ૨૫ ખેડુતોનાં સહકારી મંડળો ( અવલોકન હવે પછી ). ૨૬ હિન્દી લેખમાલા ભાગ પહેલો ( અવલોકન હવે પછી ). ૨૭ જર્મનીની ઉન્નતિ ( અવલોકન હવે પછી ). ૨૮ સગર્ન સંગીત લેખક રા. હરમીસ.

**સગર્ન સંગીતઃ**–લેખક રા. રા. "હરમીસ." કીમત લખી નથી. રા. 'હરમીસ'ની લખેલી "મધુરિકા"નું અવલોકન અમે લીધું હતું. તે પછી, આ પુસ્તક વાચતાં લેખકની, ધાર્મિક અને નૈતિક વિષયો ઉપર કાવ્યો લખવાની, શક્તિ વિષેના અમારા મતનું સમર્થન થાય છે. પુસ્તકમાં સત્તાવીશ ગાયનો છે, અને પ્રત્યેક ગાયન નીચે તેની સરગમ આપી છે. લેખક પારસી હોઇ ઘણે ઠેકાણે શૈલીમાં ભૂલો રહી ગઇ છે, પરંતુ એક પારસી લેખક હોઇ ગુજરાતી ભાષા તરફ દૃષ્ટિ ફેંકવા માટે અમે લેખકને અભિનંદન આપીએ છીએ.

**૨. વાઘોડિયા સાર્વજનિક હિ. ના. માને પુસ્તકાલયનો સન ૧૯૧૫-૧૬ નો વાર્ષિક રિપોર્ટ:**–અમને મળ્યો છે. એ વાંચી તેની નોંધ લેતાં અમને અત્યંત આનંદ તથા સંતોષ ઉપજે છે. શ્રીમંત ગાયકવાડ સરકારના અમલદાર વર્ગો, શ્રીમંત સરકારની પોતાની પ્રજાની સામાજિક ઉન્નતિ કેળવણી દ્વારા તથા પુસ્તકાલયો દ્વારા કરવા, તથા તેમની સ્થિતિ ઉચ્ચસ્થાને લાવવાની તીવ્ર ઇચ્છા પાર પાડવાને શ્રમ લઇ લોકોન્નતિના કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે, તેનું આ રિપોર્ટ દૃષ્ટાન્ત છે. એથી જ એ પુસ્તકાલયનું નામ માને સાહેબના નામથી અંકિત કરવામાં ગામના લોકોએ વાજબી

કર્યું છે. કહેવત છે કે 'વાડ વિના વેલો ચઢતો નથી.' જે કામ ૯ વર્ષ સુધી ન થયું તે કામ એમના પ્રયાસથી સહેજમાં થયું તેથીજ એ સન્માન તેમને હરેક રીતે યોગ્ય છે. સદરહુ પુસ્તકાલયની શરૂઆત ઘણી સારી થઇ છે. પુસ્તકાલયમાં પુસ્તકોની સંખ્યા તથા દૈનિક, સાપ્તાહિક, માસિક વગેરે વર્તમાન પત્રોની યાદી જોતાં મંત્રી તથા ઉપમંત્રી બન્ને ઘણાં ઉમંગી અને ઉત્સાહી જણાય છે. અમે તેમને તેમના કાર્ય માટે ધન્યવાદ આપીયે છીએ. વિશેષમાં બીજાં ગામના લોકોનું આથી લક્ષ ખેંચવા માગીયે છીયે કે રાજ્ય તરફથી પુસ્તકશાળાઓ તરફ જે ઉદાર આશ્રય આપવામાં આવે છે તેનો લાભ રાજ્યનાં બીજાં ગામડાંઓ પોતાનામાં જરા શ્રમ લઇ થોડી રકમ ઉભી કરી લે, તો તેથી પોતાને તથા બાલ પ્રજાને અત્યંત લાભ કરી શકાશે. રિપોર્ટમાં વાઘોડિયાની પૂર્વ સ્થિતિ બતાવી છે, તે જોતાં આવા સારા પાયા ઉપર એ સંસ્થા મૂકવા માટે ગામના લોકોને તથા તેના કાર્યવાહકોને અમે અભિનંદન આપીએ છીએ.

તંત્રી.

---

## મુક્તિ*

**મન્દાક્રાન્તા.**

આ ભોગોથી નહિ કદિ મળે શાન્તિ આ સૃષ્ટિ માંહી
ઊર્મી કદી સુખ ક્ષણિકની પાનથી નષ્ટ થાતી
ધ્યાની સેવે અમર સુખની લાલસાથી સુધ્યેય
ના તે પામે સકળ સુખને વૃત્તિથી જો સુકેય 1
આ સંસારે સુખકર નથી પુણ્ય કે પાપ એક
મ્હોટાં પુણ્યો દુઃખકર થતાં અન્તમાં ધ્વંસથી તે
પાછાં નાખે+ દુઃખનીસહમાં જન્મને મર્ણ ફેરે
માટે તેથી સુખમય રૂડી મુક્તિ તેતો જુદી છે. ૨
જેના યોગે દુઃખદ ટળતો લક્ષ ચોરાશી ફેરો
જેના યોગે ભ્રમ સમદિસે બ્રહ્મમાં સૃષ્ટિ ગોળો
વેદાન્તોના વચન ચયની જે પ્રતિપાદ્ય પ્યારી
તે મુક્તિ છે જીવ ઇશ તણી એકતાની નિશાની. ૩

મીનાબાગ દુધેશ્વર રોડ
અમદાવાદ. } ચીમનલાલ જીવણલાલ ચીનાઇ.

---

* क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति, श्रीमद्भगवद्गीता.

+ 'ભર્તૃહરિ' ના એક શ્લોક ઉપરથી સહજ સૂચીત

# मासिक मकरंद.

*The Indian Review* ના નવેમ્બર ૧૯૧૬ ના અંકમાં હિંદુસ્તાનમાં હુન્નર અને ઔદ્યોગિક શિક્ષણ વિષે મિ. એસ. એમ. યુસફ એમ, એસ સી; ઍફ. સી. એસનો અતિ અગત્યનો અને મનનીય લેખ છે. તેઓ કહે છે કે ઇ. સ. ૧૯૧૧ માં મેશર્સ ડૉસન ઍટકિન્સનને હિંદુસ્તાનમાં કામદાર વર્ગોમાં હુન્નરનું શિક્ષણ કેવીરીતે હૃદયંગમ તથા વિશેષ વ્યાવહારિક વા પ્રયોગવત્ કરી શકાય તે વિષે રિપોર્ટ કરવાને સરકાર તરફથી સુપ્રત કરવામાં આવ્યું હતું. તેમનો રિપોર્ટ ઇ. સ. ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયો છે તેમાં કેટલીક અગત્યની અને જાણવા યોગ્ય બાબતો આપી છે તે વિષે મિ. યુસફ ટીકા કરે છે કે લોકો હુન્નર ઉદ્યોગનું શિક્ષણ લેવા ના પાડે છે. એથી તેઓ હિંદુસ્તાનમાં ઉદ્યોગના હેતુનો અટકાવ કરે છે. માત્ર ઔદ્યોગિક કેળવણીથીજ વિશેષ આશા રાખી શકાય નહિ. કેટલીક બીજી અગત્યની બાબતો છે તે નીચે પ્રમાણે:—

૧. યોગ્ય થાપણ.
૨. નૈસર્ગિક સાધનો.
૩. લોકોની વ્યાપાર ભાવના, અને સાહસિકવૃત્તિ.
૪. કામને માટે યોગ્યતા તથા ખંત.
૫. આબોહવા વગેરે.

આ અનુકૂળ સાધનોને આધારે કેળવણી અપાવવી જોઇએ એવું લેખકનું કહેવું છે, માટે કોઇ પણ રાષ્ટ્રના સરકારે ઔદ્યોગિક પ્રગતિ માટે કેળવણી આપવા તરફ લક્ષ દોરવું ઇષ્ટ છે. તે પછી લેખક કેટલીક મુશ્કેલીઓ બતાવે છે તે નીચે પ્રમાણે,—

( ૧. ) Our aversion and disgust to all manual and practical work. અર્થાત્ આપણાં સર્વ શારીરિક અને પ્રયોગવત્ કાર્યો પ્રત્યે આપણી વિરક્તિ અને અરૂચી. વિશેષમાં તેઓ કહે છે કે હિંદુસ્તાનના કારીગરો, ન્યાત જાતના રિવાજો તથા અન્ય કારણોને લીધે, હલકા વર્ગના ગણાતા આવ્યા છે. મુસલમાનો વેપાર, દુકાનદારી અને શરાફી ધંધો હલકો ધંધો ગણે છે. આ સર્વ દૂર કરવાને લેખક નીચે પ્રમાણે સૂચના કરે છે.

( અ ) For the present the student should be mainly recruited from the industrial–the so called inferior-classes. અર્થાત્ હાલ તરત તો વસવાયા કે કારીગર વર્ગ કે જેને માથે હલકા વર્ગની છાપ પડી છે તેમાંથી વિદ્યાર્થી મુખ્યત્વે કરીને ચુંટી કહાડવા જોઇએ.' જે લોકો ધંધોજ કરી કમાતા હોય તેવા વસવાયા વર્ગના છોકરાઓને શિષ્યવૃત્તિ, ઇનામ, આદિ સાધનોથી ઔદ્યોગિક જ્ઞાન લેવા પ્રત્યે દોરવા જોઇએ, અને ઉચ્ચ વર્ગના છોકરાઓને

સમજણ પાડવી જોઇએ કે સામાન્ય વર્ગના કારીગરો સાથે સમાનતાથી કામ કરવાને તેમણે શરમાવુ ન જોઇએ.

( ૐ ) Industrial teachers and managers of work should set an example in showing respect to artizans and those engaged in practical work. અર્થાત્ ઉદ્યોગશાળાના શિક્ષકોએ તથા કારખાનાના ઉપરીઓએ કારીગરો તરફ તથા જે લોકો પ્રયોગવત્ કાર્યમાં પ્રવૃત્ત હોય તેમની તરફ માનની લાગણીથી જોવા દાખલો બેસાડવો જોઇએ. હાથરસ શહેરના મીલ માલિકોની વર્તણુંકથી સાબીત થાય છે કે શોચનીય પરિસ્થિતિમાં આપણે હજુ છીએ. એર્ટકિન્સન-રૉસન કમિશન તરફથી જ્યારે એઓને કહેવામાં આવ્યું કે તેમની પ્રતિનિધિ અનુસરીને જે ફરકીના હુન્નર વર્ગો ઉઘાડવામાં આવ્યા છે ત્યાં સામાન્ય વર્ગના કારીગરોની સાથે કામ કરવાનુ હોવાથી તેઓ તેમના છોકરાઓને મોકલશે નહિ: આ વર્તણુંક અયોગ્યજ ગણાય.

( ક ) It should be made a point that those of the higher class, who do get themselves industrially trained, should be treated as well as those of the learned professions. અર્થાત્ ઉચ્ચ વર્ગના લોકો જે ઔદ્યોગિક શિક્ષણ મેળવે તેઓને ઉચ્ચ ધધા વાળા સમાન ગણવા એવું ખાસ લક્ષમાં રાખવું જોઇએ. આ બાબત સરકારે ઉત્તેજન આપવા જેવી છે.

( s ) The preponderence of High School and College education over industrial, vocationl, and technical education should be made to give way slowly, until there be a fair proportion between the expenditure on those two groups of education. અર્થાત્ જ્યાં સુધી શાળા અને મહાશાળાના શિક્ષણ પાછળ થતા ખર્ચ અને ઔદ્યોગિક, વેપારી અને હુન્નરની કેળવણી પાછળ થતા ખર્ચ વચ્ચે યોગ્ય પ્રમાણ આવે નહિ ત્યા સુધી આ બે પ્રકારની કેળવણીમા પહેલા પ્રકારની કેળવણીનું પ્રાધાન્ય ધીમે ધીમે ઓછુ કરવુ જોઇએ. આપણા જેવા ગરીબ અને દુષ્કાળ પીડિત દેશના ઉપાધિ માટેની કેળવણી જેટલીજ વેપારી અને હુન્નરની કેળવણીની ઉપયોગિતા છે.

( ૨ ) Slyness of Capital. થાપણમાં છળ-કપટ, હાલનાં કેટલાંક નવા સ્થપાયેલા કારખાનાંઓ અને કેટલીક બેંકો ( શરાફી પેઢીઓ ) ના પડી ભાગવાથી આ બાબત વધારે તીવ્ર થઇ છે. પ્રથમ તો હિંદુસ્તાનના લોકોની સરેરાસ આવક બહુજ ઓછી છે. તે પછી લગ્ન, મરણ આદિ સમયો વખતે તથા બીજી ધાર્મિક ક્રિયાઓ પાછળ અથાગ ખર્ચ કરવાની અનિષ્ટ સામાજીક પ્રવૃત્તિઓથી તેમજ ઘરેણાં અને દાવાઓ પાછળ અયોગ્ય ખર્ચથી જેટલુ લોકો બચાવી શકે તેટલું ખર્ચાઇ જાય છે. જોઇંટ સ્ટૉક કંપનીઓમા નાણા રોકવાથી થતા ફાયદાથી લોકો અજ્ઞાત હોઇ ઘણું ખરૂં ભારે

વ્યાજ ખાઇ નાણા ધીરનારા લોકોને આધીન થઇ પડે છે. કેટલીક વખત આ નાના સરાફી શેઠીઆઓ ગરીબ લોકોને ૧૨ થી ૨૪ ટકા સુધીના વ્યાજના દરે પૈસા ધીરે છે તે પ્રમાણમાં સારા પાયાપર ચાલતી ઔદ્યોગિક સંસ્થાઓ પણ આ પ્રમાણે પૈસા ધીરી શકે નહિ. આ અનાચાર દૂર કરવા લેખક સૂચવે છે કે સહકાર્યથી નાણા ધીરવાની યોજનાથી ઘણો ફાયદો થઇ શકે એમ છે. લેખક આનો બીજો ઉપાય એ સૂચવે છે કે સરકારે પોતે નમુનેદાર કારખાનાઓ ઉઘાડી ચલાવવાં જોઇએ, અને તે સારી રીતે ચાલે એટલે કોઇ ખાનગી સંસ્થાને તે સોંપી દેવાં જોઇએ. કલકત્તા મ્યુનિસિપાલિટિના ઉપ-પ્રમુખ મિ. મુકરજી કહે છે કે—

" The proper method of training is for the Government to start small factories on commercial lines, in which it will be possible for students to learn such useful arts. If this work is combined with technical education, I think, Indians would then be in a position to start works for the industries. "

( ૩ ) General ignorance of the people as to what extent arts and industries have progressed in the world. અર્થાત્ દુનિયામાં કળા અને ઉદ્યોગ કેટલા પ્રમાણમાં વધ્યાં છે તે વિષે લોકોની સામાન્ય અજ્ઞાનતા મુંબાઇ, કલકત્તા, કાનપુર, અમદાવાદ જેવાં શહેરોમાંનાં કારખાનાંઓમાં જાતે જઇ જોઇ આવ્યાથી ઘણો લાભ થાય એમ છે. કિન્ડરગાર્ટન વર્ગો, મ્યુઝિયમ ( સંગ્રહસ્થાનો ) અને પ્રદર્શનોમાં વખતોવખત જોવા મોકલવા ઉપરાંત ગામની બહાર એ વિષયના કોઇ સારા અનુભવી શિક્ષકની દેખરેખ નીચે પ્રસંગોપાત વિદ્યાર્થીઓને જોવા ગોઠવવા જોઇએ.

( ૪ ) Foreign competition. પરદેશી હરિફાઇ આ કારણથી આપણા દેશમાં ગમે તે ઉદ્યોગને પરદેશની હરિફાઇથી ધોકો લાગે છે.

( ૫ ) A hot climate like ours makes people generally lax and dreamy in character rather than active workers and practical thinkers. અર્થાત્ આપણા દેશની ગરમ આબોહવાથી લોકો હંમેશાં સ્ફુરતીથી કામ કરવાવાળા અને પ્રયોગવત્ વિચાર કરવાવાળા થવાને બદલે આળસુ અને ઉંઘણશી થઇ જાય છે.

( ૬ ) Want of employment available for technically trained men. અર્થાત્ હુન્નર ઉદ્યોગની કેળવણી લીધેલા શખ્સોને અનુરૂપ નોકરીની અછત. હુન્નર ઉદ્યોગની કેળવણી લીધેલા કારીગરોને માસિક રૂપિયા ૨૫ નો પગાર આપવામાં આવે છે, જ્યારે અશિક્ષિત કારીગરો મહીને ૨૦ થી ૩૦ રૂપીયા પાડે છે તો પછી ઔદ્યોગિક શિક્ષણનું શું પ્રયોજન ?

કારીગર વર્ગના છોકરાઓને ખાસ કરીને એ પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ જેથી તેઓ પોતાના બાપદાદાઓના ધંધામાં વિશેષ કુશળતા મેળવી શકે; કારણ કે એથી પણ કેળવણીનો હેતુ પાર પડે છે જ.

હવે કેવી રીતે, કયાં અને કેવા પ્રકારનું હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપવું જોઇએ, તે વિષે લેખક નીચે પ્રમાણે કહે છે.

( ૧ ) હાલનું હુન્નર ઉદ્યોગનું જ્ઞાન અને તેની પદ્ધતિ પાશ્ચાત્ય દેશોમાંથી લેવાં પડે છે, એ શિવાય બહારથી મેળવેલા જ્ઞાન વિના એ ઉત્પન્ન કરવું એ પ્રશ્ન તો કોરેજ રહ્યો. આના બે પ્રકાર છે.

(અ) પરદેશીઓનું અહીં આવવું અને શિક્ષણ આપવું એ રીતિ દોષયુક્ત છે.

(બ) હિંદુઓનું પરદેશ જઇ શિક્ષણ લેવું અને સ્વતત્ર ધંધો કરવો.

( ૨ ) હુન્નર ઉદ્યોગની શાળાઓનાં સ્થાનો કારખાનાનાં કામકાજથી શાળાઓ સ્વતંત્ર હોવાં જોઇએ. સ્થાન નિર્ણયના પ્રશ્નમાં બે વાત વિચારવા જેવી છે.

૧. વસ્તિના પ્રમાણમાં શહેરની અગત્યતા.

૨. વિદ્યાર્થીઓ માટે અંતરની સુગમતા.

એનો અર્થ એ કે રાજ્યના બધા ભાગમાં ઔદ્યોગિક કેળવણીનાં સાધનોનો એક સરખો ફેલાવો થવો જોઇએ.

૩. કેવા પ્રકારનું શિક્ષણ હોવું જોઇએ એ બાબત એટકિન્સન અને ડૉસનના રિપોર્ટમાં કહેવામાં આવ્યું છે કે સિવિલ ઇજનેરના શિક્ષણ સિવાય બીજા કોઇ પ્રકારનું શિક્ષણ લેવાનો માર્ગ નથી.

તે પછી લેખક ઔદ્યોગિક કેળવણી અને હુન્નર કેળવણી વચ્ચે સરખામણી કરે છે. ઔદ્યોગિક કેળવણીનો હેતુ કારીગરોને શિક્ષણ આપવાનો છે. એઓને નમુનેદાર છેલ્લામાં છેલ્લી સુધરેલી પદ્ધતિઓ તેમજ વ્યાવહારિક વિજ્ઞાનના સારનું શિક્ષણ આપવામાં આવે છે. પરંતુ તેમને વ્યાવહારિક વિજ્ઞાન જાતે શીખવવામાં આવતું નથી.

વ્યવહાર જ્ઞાન સાથે હુન્નર ઉદ્યોગની કેળવણીથી અમુક ઉદ્યોગ વિષેના વિજ્ઞાનના સિદ્ધાંતોનું બની શકે તેટલું ગૂઢ જ્ઞાન આપી શકાય છે અને તેથી વ્યવસ્થાપકો, સુપરિન્ટેન્ડંટો, પ્રોફેસરો, ફોરમેનો અને એવા બીજા જુદા જુદા કારીગરો તૈયાર થઇ શકે છે.

ઔદ્યોગિક કેળવણીનો એ હેતુ છે કે કારીગરોને આધુનિક સુધરેલી પદ્ધતિનું જ્ઞાન આપવું કે જેથી તેઓ પોતાના બાપદાદાના ધંધાનાં નિપુણ થાય, તેમાં સુધારો કરે અને પરદેશની હરિફાઇ સામે ટકર ઝીલી શકે.

# મીરાંની માળા.

## પદ ૧૭.

### રાગ કાફી.

અબ તો તેરો દાવ[1] લગો હૈ, ભજ લે સુંદર શ્યામ. ટેક.
ગતકા તારણ વિપ ઓધારણ, સબ કે પૂરણ કામ. અબ-૧
પ્રભુ ભજનમેં નિશદિન રાચી, પલપલ કરૂં પ્રણામ. અબ-૨
ગાય ગાય પ્રભુકું મેં રીઝાવું, નૃત્ય કરત ઘનસ્યામ. અબ-૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમલ નિજ ધામ. અબ-૪

---

## પદ ૧૮.

### રાગ કાફી.

અબ મીરાં માન લીજ્યો મ્હારી,
હાંજી થાને[1] સઇયાં[2] બરજે[3] સારી. ટેક
રાજા બરજે રાણી બરજે, બરજે સબ પરિવારી,
કુંવર પાટવિ મો બી બરજે, ઔર સેહલ્યા[4] સારી. ૧
સીસફુલ સિર ઉપર સોને,[5] બિંદલી[6] શોભા ભારી,
ગલે ગુજારી[7] કરમેં કંકણ, નેવર[8] પહિરે ભારી. ૨
સાધુનકે ઢીંગ બૈઠ બૈઠ કે, લાજ ગમાઇ સારી,
નિત પ્રતિ ઉઠી નીચ ઘર જાવો, કુલકું લગાવો ગારી. ૩
બડા ઘરાં કા છોરૂ કહાવો, નાચો દે દે તારી,
બર પાયો હિંદવાણી સૂરજ, અબ દિલમેં કહા ધારી. ૪
તાર્યો પીહર સાસરો તાર્યો, માય મોસાલી તારી,
મીરાંને સતગુરૂજી મિલિયા, ચરણ કમળ બલિહારી. ૫

---

પદ. ૧૭. પાઠ. ગુ. સા. સ. સંગ્રહ. ૬, દાવ–લાગ, લખન.

પદ. ૧૮. પાઠ. અ. પ્રત. ૧. થાંને–તને ૨. સઇયાં–સખીઓ. ૩. બરજે–મના કરે. ૪. સેહેલ્યા–સખીયો. ૫. સોને–શોભે; સોહાય. ૬. બિંદલી–માથા ઉપરનું ઘરેણું. ૭ ગુજરી–ગળુબંધ. ૮. નેવર–પગનું ઘરેણું; ઝાંઝર; નેવરી.

### પદ ૧૯.

### રાગ સોરઠ.

અબ મૈં સરણુ[1] તિહારીજી,[2], મોહિં[3] રાખો કૃપાનિધાન. ૨૬૦
અજામિલ અપરાધી તારે, તારે નીચ સદાન;
જળ ડૂબત ગજરાજ ઉંબારે,[4] ગણિકા ચઢી બિમાન. ૧
ઔર અધમ તારે બહુ તેરે, ભાખત સંત સુજાન;
કુબજા નીચ ભીલની તારી, જાનૈ સકલ જહાન. ૨
કહે લગી કહૂં ગિનત નહિં આવૈ,[5] થકી રહે બેદપુરાન,
મીરાં કહે મેં સરણુ રાવલી,[6] સુનિયો દોનોં કાન. ૩

---

### પદ ૨૦.

### રાગ ગરબી.

અબોલા શીદ લો છો, મારા રાજ, પ્રાણજીવન પ્રભુ મારો.—અબોલા૦
અમે તો તમારાં તમે તો અમારા, ટાળી[1] દોષ શીદ દો છો મારા રાજ. ૧
અમે તો તમારી સેવા કરીએ, સુખ લેઇને દુઃખ દો છો રે, મારા રાજ. ૨
જેણે પોતાની માસી મારી, તેનો શો વિશ્વાસ રેમારા રાજ. ૩
અમૃત પાઇને ઉછેર્યા વ્હાલા, વિખડા ઘોળી ઘોળી શિદ પાઓ છો રે મારા રાજ. ૪
ઊંડા કૂવામાં ઉતાર્યા વ્હાલા, વરત[2] વાઢી[3] શું જાઓ છો રે મારા રાજ. ૫
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળ ચિત્ત રહો છો રે મારા રાજ. ૬

---

### પદ ૨૧.

### રાગ ગરબી.

આંખલડી વાંકી રે, અલબેલા તારી આંખલડી વાંકી—ટેક.
નેન કમળના ભળકા[1] રે ભારે, તીર[2] માર્યાં તાકી તાકી રે-અલબેલા. ૧

---

પદ ૧૯. ૧ સરણુ-આશ્રય. ૨ તિહારીજી-ત્હારે ૩ મોહિં-મને. ૪ ઉબારે-છૂટા કર્યો. મુક્ત કર્યો. ૫ કયાં લગી ગણાવું ! ગણતાં પાર આવે નહિ અને વેદપુરાણ પણ ગણાવતાં થાકી જાય. ૬ રાવલી-આપને.

પદ ૨૦. પાઠ. બૃ. કા. દો. ૧ ટાળી-દૂર કરી. ૨ વરત-દોરડું; ચામડાનો પટો. ૩ વાઢી-કાપી.

પદ ૨૧. ભળકા-તીર. સરખાવો દયારામ: " આંખ અણિયાળી તારી ઉર, સળકે; કાળજડું કોરાયે વચનને ભળકે " બૃ. કા. દો. પાઠ પલકારા ૨. પાઠ એણે માર્યાં તાકી તાકીરે.

વંદ્રાવનને રે મારગ જાતાં, તનડાં[૩] જોયાં ઝાંખી ઝાંખી રે–અલબેલા. ૨
ચાળવણીમાં[૪] વ્હાલે ચિત્ત હરી લીધાં, [૫]નયણે મોહની[૬] નાંખી રે–અલબેલા. ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર,[૭] ચરણ[૮] કમળ ચિત્ત રાખી રે–અલબેલા. ૪

---

## પદ ૨૨.

### રાગ. ગરબી.

આતુર થઇ છું સુખ જોવાને, ઘેર આવો નંદલાલા રે—ટેક.
ગૌતણું મીસ[૧] કરી ગયા છો, ગોકુળ આવો મ્હારા વ્હાલારે. આતુર. ૧
માશી[૨] રે મારી ને ગુણકા રે તારી, ટેવ તમારી એ શી છોગાળારે. આતુર. ૨
કંસ મારી માબાપ ઉગાર્યાં, ઘણા કપટી નથી ભોળા રે. આતુર. ૩
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, ઘણાજ લાગે પ્યારા રે. આતુર. ૪

---

## પદ ૨૩

### રાગ. સોરઠ.

આજ મ્હારે સાધુ જનનો સંગરે, રાણા મ્હારાં ભાગ્ય ભજ્યારે.
સાધુ જનનો સંગ જો કરિયે, ચઢે તે ચોગણો રંગ રે— રાણા–૧
સાકટ[૧] જનનો સંગ ન કરિયે, પડે ભજનમેં ભંગ રે— રાણા–૨
અડસઠ તીરથ સંતોને ચરણે, કોટિ કાશીને સોય[૨] ગંગરે— રાણા–૩
નિંદા કરશે નરક કુંડમાં જાશે, થાશે આંધળા અપંગરે— રાણા–૪
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, સંતોની રજ મ્હારે અંગરે— રાણા–૫

---

પાઠ બૃ. કા. દો. તનરે જોયાં ઝાંખી. ૪. ચાળવણીયામાં ૫. મોહનલાલે ૬. ભૂરકી. ૭. પ્રભુ-ગિરધરના ગુણ. ૮. નિત ચરણ કમળની દાસીરે બૃ. કા દોહનમાં એક જાતનાં બે પદ આપ્યાં છે, પરંતુ તે બન્ને એક જ છે. પ્રાન્તિક ફેરફાર હોય એમ સમજાય છે.

પદ ૨૨. ૧ મીશ–બહાનું. ૨ માશી–પુતના માશી. ભજનપદ, બૃ કા. દો. અને ગુ. સા. સ સંગ્રહમાં ' મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ ' નો પાઠ છે.

પદ ૨૩. પાઠ–એડવોકેટ ઓફ ઇંડિયા પ્રેસ, ભજન પદ, બૃ. કા. દો. ગુ. સા. સ. સંગ્રહમાં ઉપરનું કાવ્ય પ્રસિદ્ધ થયેલું છે ભજન પદ પાઠમાં દરેક કડીના મધ્યમાં રામજી શબ્દનો પાઠ છે. ' સંતોની રજ મ્હારે શિર રે ' એવો પાઠ છે. બૃ કા. દો. અને ભજન પદમાં ' સાકુટ ' છે. ગુ. સા. સ. સંગ્રહમાં 'કોટિ ગંગરે'નો પાઠ છે. ૧ સાકટ–સાકિત–ભક્તિહીન. ૨. સોય–તે.

## પદ ૨૪.

### રાગ. કાનડો.

આજ મેરો ભાગ્ય જાગ્યો, સાધુ આયે પાવના.[1] ૨૬

અંગ અંગ ફૂલ ગયે, તનકી તપત[2] ગયે,
સતગુરૂ લાગે રામા શબ્દ સોહામણા. આજ-૧.

નિત્ય પ્રત્યે નયણા નિરખું, આજ અતિ મનમેં હરખું,
બાજત[3] હૈ તાલ મૃદંગ[4] મધુરસેં ગાવણા.[5] આજ-૨.

મોર મુકુટ પીતાંબર શોભે, છબી દેખી મન મોહે,
મીરાંબાઇ હરખ નીરખ, આનંદ વધામણા. આજ-૩.

---

## પદ ૨૫.

### રાગ. પ્રભાત.

આજ મ્હારે નયણાં તૃપ્ત થયાં, જોયા નાથને નિરખી,
સુંદર વદન[1] નિહાળીને, મ્હારા હૈડામાં હરખી. આજ-૧
જેવું મ્હારે મન હતું, તેહવું નાથજી કીધું,
તે પ્રભુ પ્રેમે પધારિયા, આલિંગન દીધું. આજ-૨
મ્હારો વ્હાલોજી વિહારિલાલ, જાવાને કેમ દીજે,
હરિને અળગા નવ મેલિયે, અંતરગત× લીજે. આજ-૩
શિવરે વિરંચી× મહામુનિ, તેને ધ્યાને ન આવે,
પરમ ભાગ્ય વ્રજનારનું,[2] વહાલો[3] લાડ લડાવે. આજ-૪
ધન્ય ધન્ય રે જમુના તટે, ધન્ય વ્રિજનો રહે વાસ,[4]
ધન્ય ધન્ય રે આ ભૂમિને, વહાલો રમિયા રાસ. આજ-૫
અમર લોક અંતરીક્ષથી, જોવાને રે આવે,
પુષ્પ વૃષ્ટિ ત્યાં થતી, મીરાં પ્રેમે વધાવે. આજ-૬

---

પદ ૨૪. પાઠ-ભજનપદ-ભજન સંગ્રહ ગુ સા. સ. સંગ્રહ વિગેરેના પાઠ સ્હેજ પ્રાન્તિક ફેરફાર સિવાય લગભગ બધા મળતા છે. ૧. પાવના-પવિત્ર ૨ તપત-તાવ. ૩. બાજત-વાગે છે. ૪ તાલ મૃદંગ-વાજિત્ર; નરધાં. ૫. ગાવણા-ગાયન

પદ ૨૫. પાઠ; બૃ. કા. દો. પાઠમાં. ૧ ' બદન ' શબ્દ છે. ૨ ' વ્રિજનાર ' શબ્દ છે. ૩. ' વહાલો ' ને બદલે ' વાહાલો ' છે. ૪. ' રહેવાસ ' ને બદલે ' રહેવાશ ' છે. × અંતરગત-અંતર-હૃદયની. ગત-મરણ પછીની આત્માની અવસ્થા-મોક્ષ × વિરંચી-બ્રહ્મા.

## પદ ૨૬.

### રાગ. પીલુનો બરવો. જિલ્લો.

આજકી માણેકઠારિયાં, મોહનજી આજકી માણેકઠારિયાં;
દુધ પૌંઆ ને શાકતી કેરી, ઉપરથી ગુવારિયાં[1] વધારિયાંરે—મોહનજી. ૧
બરશી પુરી ને[2] આદા ચીરી, ઉપરથી લીંબુ ખટાઇયાંરે[3]—મોહનજી. ૨
સેવ કંસાર ને કારેલાં કટોલાં, ઉપરથી સૂરણુ સવાદિયાંરે—મોહનજી. ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ભાવે કરીને આરોગિયાંરે[4]—મોહનજી. ૪

---

## પદ ૨૭.

### ગરબી.

ઝુમક હાર શિદ તોડયો હો રાજ, મ્હારો ઝુમક હાર શિદ તોડયો.
હારની પડી છે ત્રણુ ઓળો[1] હો રાજ, મ્હારો ઝુમક હાર શિદ તોડયો. ટેક.
જળ જમુના જળ ભરવા ગયાં'તાં, ઘટ[2] મ્હારો શિદ ફોડયો હો રાજ. મ્હારો. ૧
વંદ્રાવનને મારગ જાતાં, કાંડું ઝાલીને હાર તોડયો હો રાજ. મ્હારો. ૨
વંદ્રાવનને ચોકે રમતાં, કૂડાં[3] વચન કોણુ બોલ્યો હો રાજ. મ્હારો. ૩
પ્રીત કરી પણુ કરતાં ન આવડી, નંદ આહીરનો[4] છોરો હો રાજ. મ્હારો. ૪
મીરાંબાઇ કે પ્રભુ ગિરિધર નાગર, આવ્યને નટવર ઓરો[5] હો રાજ. મ્હારો. ૫

---

પદ ૨૬. રાગ જંગલોમાં પણ ગાઇ શકાય છે. ૧ 'ગુવારિયાં' ને બદલે 'ગુવાર' છે. ૨ 'ને' નથી. ૩ 'ખટાશિયાં' છે. ૪ 'ખવાડિયા' છે.

અશ્વિન શુદ પુર્ણિમાની અજવાળી રાત્રિયે માણેકઠારીનો મહિમા દુધ પૌવા, ગુવારસીંગના કકડા, લીંબુથી ખટનેલું આદું, બારેલું અને રાઇ દીધેલું સુરણુ ચાંદનીમાં બેસી ખાઈ ઉજવવાની રૂઢી આજે પણ છે.

પદ ૨૭ ૧ ઓળો-હાર, લીટી ૨ ઘટ-ઘડો, ૩ કૂડાં-ખરાબ કૂડાં વચન-અપશબ્દ. ૪ આહીર-ભરવાડ ૫ ઓરો-પાસે.

 (પાછળ જાવો.)

છપાઇ ગયું ! ગુજરાતી ભાષામાં છપાઇ ગયું !

વાર્તા ઉપન્યાસ—નોવેલ્સ—નવલ કથાઓનો શહેનશાહ !

ઑગષ્ટ ૧૯૧૬ થી શરૂ થઇ ગ્રાહકોના કરકમલમાં અંકિત થઇ પડેલું,

# સચિત્ર ગુજરાતી-લંડન-રહસ્ય

અથવા

## મિસ્ટ્રીઝ ઑફ ધી કોર્ટ ઑફ લંડન.

જે નવલકથા મેળવવા માટે કેટલાંએ વર્ષોથી લોકો ચાતક ઇંતેજાર હતા, જે નવલકથાનું નામ સાંભળતાંજ લોકોનું મન પ્રફુલ્લિત થતું હતું, જે નવલકથાની રસિકતા, અદ્‌ભૂતતા અને વિચિત્રતા પર નવલકથાના પ્રેમીઓ મુગ્ધ હતા એજ નવલકથા-નવલકથા શા માટે ?

## નવલકથાઓનો શહેનશાહ !

અમારા તરફથી ગુજરાતી સરળ ભાષામાં માહે ઑગસ્ટ ૧૯૧૬ થી ઝપાટાબંધ ધડાધડ છપાઇને પ્રકટ થાય છે. લંડન રહસ્યની બરોબરની નવલકથા આજ સૂધી કોઇ પણ ભાષામાં બીજી છપાઇજ નથી. એ રંગીલી રસીલી નવલકથા આશ્ચર્યનો ખજાનો, વિચિત્રતાનો ભંડાર, અદ્‌ભૂત બનાવોનો મહાસાગર, રસીકતાનો ઝરો, ખુબસુરતીનો અખારો, પ્રેમનું નન્દનવન, આનંદનો ફુવારો, દગાફટકા અને દાવપેચનો બહુરૂપી બજાર, બનેલા બનાવોનાં ચિત્રોથી શણગારેલું આલ્બમ, સિનસિનેરીનો સમુદ્ર, અને મનરંજન કરવાની મઘમઘતી ઇંદ્રસભા છે.

સુપ્રસિદ્ધ નવલકથાકાર મિસ્ટર જૉર્જ વિલીયમ રૅનૉલ્ડની લખેલી નવલકથાઓની સરખામણી લોકો જાદુની સાથે કરે છે. ખરૂં જોતાં એ વાત બરોબર અને અક્ષરે અક્ષર સાચી છે. રૅનૉલ્ડ જેવો શક્તિશાલી, દુરદર્શી, નિર્ભય, અને સ્વતંત્ર સ્વભાવનો નવલકથાકાર ક્વચિતજ થયો હશે. રૅનૉલ્ડની નવલકથાઓ વિચિત્ર, મનોવેધક, અને આશ્ચર્યજનક બનાવોથી ખીચોખીચ ભરેલી રહે છે. રૅનૉલ્ડની કોઇ પણ નવલકથાનું એક પાન વાંચ્યા પછી તે નવલકથાને સંપૂર્ણ વાંચ્યા વિના હાથમાંથી છોડવાની ઇચ્છાજ થતી નથી !

રૅનૉલ્ડની કેટલીએ નવલકથાઓ દુનિયાની જુદી જુદી ભાષાઓમાં અનુવાદિત થઇ સાહિત્યનું સર્વોત્તમ સ્થાન લઇ બેઠી છે. રૅનૉલ્ડની નવલકથાઓની લાખ લાખ નકલ છપાઇને હાથોહાથ વેચાઇ ગઇ છે ! રૅનૉલ્ડની બનાવેલી સર્વે

નવલકથાઓમાં "મિસ્ટ્રીજ ઑફ ધી કોર્ટ ઑફ લંડન" એ સર્વોત્તમ નવલકથા ઠરી ચુકી છે.

રેનૉલ્ડે એ એકજ નવલકથા લખવામાં પોતાના જીવનનો મોટો ભાગ પૂર્ણ કરી નાખ્યો છે. પોતાની સઘળી નવલકથાઓ લખી રહ્યા પછી રેનૉલ્ડે મિસ્ટ્રીજ ઑફ ધી કોર્ટ ઑફ લંડન લખવા કલમ પકડી, અને પોતાની આખી જીંદગીના અનુભવનું આંખે જોયેલું ચિત્ર એમાં આંકી તે પછી નવલકથાઓ લખવાનું કામ છોડી દીધું. પ્રિય ગુર્જર બંધુઓ! એજ રંગીલી, આકર્ષક અને ઉત્તમ નવલકથા–મિસ્ટ્રીજ ઑફ ધી કોર્ટ ઑફ લંડનનો ગુજરાતી અનુવાદ આ 'લંડન–રહસ્ય' છે. એનાં વધારે વખાણ કરવાં તે સૂર્યને દિપક દર્શાવવાનો યત્ન કરવા જેવું છે. તોપણ અમે એટલું તો ભાર દઇને કહીએ છીએ કે–

**જો આ વાર્તાના મહાસાગર અથવા નવલકથાના ભંડારનાં** પુરેપુરાં વખાણ કરવામાં આવે તો, માત્ર તેના વખાણથીજ અરેબિયન નાઈટ્સ જેવો એક મોટો પોથો તૈયાર થઈ જાય! બસ, એટલાજ પરથી આપ સમજી લેજો કે, 'લંડન-રહસ્ય' કેવી ઉત્તમ પ્રકારની નવલકથા છે. અમે આપને ખાસ ભલામણ કરીએ છીએ કે, આપ આપના સર્વ ખર્ચ-ખુટણમાં કરકસર કરીને પણ મહિનામાં માત્ર એકવખત દશ આના ખરચી આ ઉત્તમ નવલકથા વાંચી તેનો આનંદ જરૂર લુંટજો.

જેટલો આનંદ માત્ર દશ આના ખર્ચીને આ નવલકથાની એક એક લીટી વાંચવાથી આપને મળશે, તેટલો આનંદ આપ લાખો રૂપિયા ખર્ચતાં પણ બીજી રીતે નહિ મેળવી શકો. જો આપ

## ઘેર બેઠાં વિલાયત

જોવાની ઇચ્છા રાખતા હો, વિલાયતવાસીઓની રીતભાત, આચાર વિચાર, રંગ ઢંગ, ચાલ ચલણનો અસલ ફોટો આપના અંતકરણમાં ખેંચી લેવા ઇચ્છતા હો, લંડનના બાદશાહી દરબાર, મહેલ, ઝુંપડાં, અદાલત, જેલખાનાં, દુકાન, બજાર અને ગલીકુંચીનું આબેહુબ માનસિક ચિત્ર આપને આપના નેત્રોપર ચિત્રિ લેવાની ઇચ્છા હોય, મોટા મોટા બિશપો, લૉર્ડો, હકિમો, અમીર ઉમરાઓ, ગરીબ ગુરબાં, અને ખુની બદમાસોનો પૂરેપૂરો ચિતાર જાણવાની ઇચ્છા હોય, રાજનીતિના દાવપેચ, અને કાયદાની બારિકિયોથી તમારે જાણિતા થવું હોય તો માત્ર દશ આનાનું મ્હોં નહિ જોતાં આ નવલકથાનો સત્વર ગ્રાહક થાઓ. દુનિયામાં એવી કોઇ વાત નથી કે, જે આ નવલકથામાં ન હોય. આપે આપની આટલી ઉંમરમાં જે વાતો જોઇ કે સાંભળી નહિ હોય, જે વાતો પર આપ સ્વપ્ને પણ વિશ્વાસ રાખી શકો નહિ, જે વાતોની કલ્પના કરવી એ આપની શક્તિ બહાર છે, તે સર્વ વાતો આ નવલકથા–લંડન–રહસ્યમાં પ્રત્યક્ષ બતાવવામાં આવી છે. વધારે શું કહીએ? જો આ નવલકથાને—

# વિલાયતનો સાચો ઇતિહાસ

કહેવામાં આવે તો તેમાં કંઇ અતિશયોક્તિ નથી; કેમકે વિલાયતની જૂની પુરાની હીલચાલ જાણવાનું સાધન આ લંડન-રહસ્યમાં જેટલું મળી શકે છે, તેટલું બીજા કોઇ પુસ્તકમાંથી મળી શકતું નથી. આ નવલકથામાં ના૦ મહારાજા ત્રીજા જોર્જના વખતથી લઇને ના૦ મહારાણીશ્રી વિક્ટોરીઆના રાજ્ય અમલના વખત સુધીનું ચિત્ર ખેંચવામાં આવ્યું છે. આ નવલકથા-લંડન-રહસ્ય વાંચવાથી આપને જે અનુભવ પ્રાપ્ત થશે, દુનિયાનાં જે જે ગુપ્ત રહસ્યોથી આપ જાણીતા થશો, તેથી કેટલીએ ધન-દોલત વાતની વાતમાં આપ નવી કમાઇ શકશો-અથવા જતી બચાવી શકશો.

ડીમી ૮ પેજી ૧૨૦ પાનમાં ઉત્તમ કાગળ પર સુંદર ચિત્રો સાથે, સુશોભિત બાંધણીથી દર મહિના મહિનાના અરસામાં "લંડન રહસ્ય"નો એક એક ભાગ છપાઇને પ્રકટ થાય છે. દરેક ભાગમાં વાર્તામાં આવેલા વિષયોને લગતાં ઘણાં સુંદર ૪-૫ ચિત્રો પણ આપવામાં આવે છે.

## લંડન રહસ્યના છુટક ખરીદનાર પાસેથી દરેક ભાગના બાર આના,

અને

## કાયમના ગ્રાહકો પાસેથી માત્ર દશ આના લેવામાં આવશે.

## કાયમનાં ગ્રાહક થવાના નિયમ નિચે પ્રમાણે છે:-

લંડન રહસ્ય લગભગ ૧૦૦ ભાગમાં સમાપ્ત થશે. પુરા સો ભાગ છપાયા પછી તેની કુલ કિંમત રૂ. ૭૫) પોણોસો થઇ જશે. એકી વખતે રૂ. ૭૫) પોણોસો ખર્ચી આટલો મોટો ગ્રંથ ખરીદી શકવો અશક્ય છે, એટલુંજ નહિ, પણ કદી કોઇ ખરીદે તો પણ તેને પુરેપુરો વાંચવામાં ઘણા વખતની જરૂર પડે તેમ છે; માટે દર મહિને મહિને એક એક પુસ્તક ખરીદવામાં માત્ર દશ આના ખર્ચવા કઠણ ન પડે, અને વાંચવામાં પણ સરળતા થઇ પડે એ સર્વનો વિચાર કરી અમને દર મહિને મહિને લંડન રહસ્યનો એક એક ભાગ પ્રકટ કરવોજ યોગ્ય લાગ્યો છે. આ પુસ્તકની અમે ૨૦૦૦ નકલ છાપીએ છીએ છે. અન્ય ભાષામાં આ પુસ્તકની લાખ લાખ નકલોની અનેક આવૃત્તિઓ હાથોહાથ વેચાઇ ગયાનું સાંભળ્યું છે, એટલે ગુજરાતી ભાષામાં ૨૦૦૦ પ્રત ઘણી વહેલી ખપી જશે એ દેખીતું છે, માટે અગાઉના ગ્રાહક થવાની ઇચ્છા રાખનારાઓએ સત્વર નામ નોંધાવવાં જોઇએ, કેમકે પાછળથી નામ નોંધાવનારને જેટલા ભાગ પ્રકટ થઇ ગયા હશે તેટલા ભાગની દરેકની પુરેપુરી બાર આના કીંમત આપવી પડશે. દરેક ગુજરાતી વાંચી શકે એવા ગૃહસ્થોએ પોતાના ઘરમાં આ અપુર્વ ગ્રંથની એક નકલ રાખવી જોઇએ એવી અમે ખાસ ભલામણ કરીએ છીએ.

(૧)

| પુસ્તકનું નામ. | મૂળ કિંમત. |
|---|---|
| ૧ શ્રી હરિ ચરિત્ર. | રૂ. ૩–૮–૦ |
| ૨ શુ. ગરૂડ પુરાણ. | રૂ. ૧–૮–૦ |
| ૩ દુર્ગાદાસ રાઠોડ. | રૂ. ૧–૮–૦ |
| ૪ માણેકનું મુકદ્દું. | રૂ. ૦–૮–૦ |
| ૫ હીરાજનો ફેંસલો. | રૂ. ૦–૧૨–૦ |
| ૬ ભૂલભૂલવણી. | રૂ. ૧–૪–૦ |

કુલ પુસ્તકો ૬ મૂળ કિંમત રૂ. ૯–૦–૦

**આ ૭ પુસ્તકો પોષ્ટેજ ઉપરાંત રૂપિયા પાંચના વી. પી. થી ગ્રાહક થયા પછી એક અઠવાડિયે મોકલવામાં આવે છે.**

(૨)

| | |
|---|---|
| ૭ મીરાંબાઈ નાટિકા. | રૂ. ૨–૦–૦ |
| ૮ ડૉક્ટર કુલસાહેબ ભાગ ૧. | રૂ. ૦–૮–૦ |
| ૯ સદર ભાગ ૨. | રૂ. ૦–૮–૦ |
| ૧૦ સદર ભાગ ૩ | રૂ. ૦–૮–૦ |
| ૧૧ સદર ભાગ ૪. | રૂ. ૦–૮–૦ |
| ૧૨ સદર ભાગ ૫. | રૂ. ૦–૮–૦ |
| ૧૩ કૃષ્ણલીલા અથવા નાટકનું ચેટક. | રૂ. ૦–૪–૦ |
| ૧૪ સુશિલા અથવા પ્રેમમા વહેમ. | રૂ. ૦–૪–૦ |
| ૧૫ શારદાનું શિક્ષણ અથવા ભણેલી ભવાઈ ! | રૂ. ૦–૪–૦ |
| અંબાજીનો આત્મઘાત. | રૂ. ૦–૪–૦ |
| ગરીબ બિચારી ગંગા અથવા રૂઢીનો રોગ ! | રૂ. ૦–૪–૦ |
| પૈસા મેળવવાની પેટંટ યુક્તિ. | રૂ. ૦–૪–૦ |
| આણુપટેલનો અનુભવ અથવા આગગાડીમાંનું સ્વરાજ્ય. | રૂ. ૦–૪–૦ |
| વિનોદ વિજળી અથવા પ્રેમી જોડું | રૂ. ૦–૪–૦ |
| ૨૧ ચપળતા અથવા કુલટા કુતુહલ. | રૂ. ૦–૪–૦ |
| ૨૨ મોતીહવરની મોહનમાળા. | રૂ. ૦–૪–૦ |
| ૨૩ કેળવાયલી કમળા અથવા ખરૂં સ્ત્રી શિક્ષણ. | રૂ. ૦–૪–૦ |
| ૨૪ ઇંદિરા. | રૂ. ૦–૪–૦ |

કુલ પુસ્તકો ૧૮ મૂળ કિંમત રૂ. ૭–૮–૦

**આ નં. ૭ થી ૨૪ સુધીનાં ૧૮ પુસ્તકો પોષ્ટેજ ઉપરાંત રૂપીઆ પાંચના વી. પી. થી ગ્રાહક થયાની તારીખથી એક મહિને મોકલવામાં આવશે.**

(૩)

| | |
|---|---|
| ૨૫ પ્રમિલા અથવા લગ્નને દિવસે ગુમ થએલી કન્યા. | રૂ. ૧–૪–૦ |
| ૨૬ કામરૂદેશની કામલતા ભા. ૧. | રૂ. ૧–૮–૦ |
| ૨૭ સદર ભા. ૨. | રૂ. ૧–૦–૦ |
| ૨૮ ખેતશીનું ખૂન અને લક્ષ્મીનું લગ્ન. | રૂ. ૦–૮–૦ |
| ૨૯ પચાસ હજારની ચોરી અથવા ગંગા ગોવિંદનું ગુમ થવું. | રૂ. ૦–૮–૦ |
| ૩૦ વસંતલાલની વિપત્તિ. | રૂ. ૦–૮–૦ |
| ૩૧ કાશીમાં કાવત્રું. | રૂ. ૦–૮–૦ |
| ૩૨ કુલચંદનો ફંદ. | રૂ. ૦–૮–૦ |
| ૩૩ દેવીદાસનું દુઃખ અથવા સરળાપર સંકટ | રૂ. ૦–૮–૦ |
| ૩૪ મહાકાલની મહત્તા. | રૂ. ૦–૮–૦ |
| ૩૫ કપટીનું કાવત્રું. | રૂ. ૦–૮–૦ |
| ૩૬ કર્મચંદની કહાણી. | રૂ. ૦–૮–૦ |
| ૩૭ સાવિત્રી ચરિત્ર. | રૂ. ૦–૪–૦ |
| ૩૮ મીરાબાઈ. ( ચરિત્ર. ) | રૂ. ૦–૪–૦ |
| ૩૯ સીતાજી ( ,, ) | રૂ. ૦–૪–૦ |
| ૪૦ દમયંતી. ( ,, ) | રૂ. ૦–૪–૦ |
| ૪૧ અહલ્યાબાઈ. ( ,, ) | રૂ. ૦–૪–૦ |

કુલ પુસ્તકો ૧૭ મૂળ કિંમત રૂ. ૯–૮–૦

**આ નં. ૨૫ થી ૪૧ સુધીનાં ૧૭ પુસ્તકો પોષ્ટેજ ઉપરાંત રૂપિયા ત્રણના વી. પી. થી ગ્રાહક થયાની તારીખથી ત્રીજે મહિને મોકલવામાં આવશે.**

(૪)

| | |
|---|---|
| ૪૨ સંયોગીતા. | રૂ. ૦–૪–૦ |
| ૪૩ રાણી ભવાની. | રૂ. ૦–૪–૦ |
| ૪૪ દેવી દુર્ગાવતી. | રૂ. ૦–૪–૦ |
| ૪૫ તારા બાઈ. | રૂ. ૦–૪–૦ |
| ૪૬ પદ્મિની. | રૂ. ૦–૪–૦ |
| ૪૭ કર્મદેવી | રૂ. ૦–૪–૦ |
| ૪૮ લક્ષ્મીબાઈ. | રૂ. ૦–૪–૦ |
| ૪૯ કૃષ્ણા કુમારી. | રૂ. ૦–૪–૦ |
| ૫૦ ત્રૈધબા. | રૂ. ૦–૪–૦ |
| ૫૧ ચંદ્રપ્રભા. | રૂ. ૦–૪–૦ |
| ૫૨ ચાંદબીબી. | રૂ. ૦–૪–૦ |
| ૫૩ જગદેવ પરમાર. | રૂ. ૧–૮–૦ |
| ૫૪ બાલમ નિવેર બારમાસી. | રૂ. ૦–૪–૦ |
| ૫૫ મેઘદૂત ( ગુજરાતી. ) | રૂ. ૦–૮–૦ |
| ૫૬ બ્રહ્મજ્ઞાનીનું ભોપાળું. | રૂ. ૦–૪–૦ |
| ૫૭ કઠિયારાનો સ્વાર્થ ત્યાગ. | રૂ. ૦–૪–૦ |

૫૮ પતિ પત્નીના ધર્મ. રૂ. ૦-૮-૦

૫૯ ચ દ્રકલા કે પ્રેમમુર્તિ ? રૂ. ૧-૦-૦

૬૦ રામેશ્વર. રૂ. ૦-૪-૦

૬૧ વીરેન્દ્ર. રૂ. ૦-૪-૦

કુલ પુસ્તકો ૨૦ મૂળ કિંમત રૂ. ૭-૮-૦

આ નં. ૪૨ થી નં. ૬૧ સુધીનાં ૨૦ પુસ્તકો ગ્રાહક થયાની તારીખથી છઠે મહિને માત્ર પોષ્ટેજની રકમનું જ વી. પી. કરી મોકલવામાં આવશે.

---

(૫)

૬૨ કેવલદાસની કેફિયત. રૂ. ૦-૮-૦

૬૩ રેલ્વેમાં રકતપાત. રૂ. ૦-૮-૦

૬૪ પેટીમાંનુ પ્રેત. રૂ. ૦-૮-૦

૬૫ ચંપાવતીમા ચોરી. રૂ. ૦-૮-૦

૬૬ કોટમાં કાવત્રુ. રૂ. ૦-૮-૦

૬૭ ગુલામહુસેન ગૂમ ! રૂ. ૦-૮-૦

૬૮ બાલબોધક રામાયણ. રૂ. ૦-૮-૦

૬૯ બાલબોધક મહાભારત. રૂ. ૦-૮-૦

૭૦ નેશનલ કોંગ્રેસનું ૧૯ વર્ષનું કામકાજ. } રૂ. ૦॥

૭૧ સદર ૨૦ મા વર્ષનું કામકાજ. } રૂ. ૦॥

૭૨ વસંત માલતી. રૂ. ૦-૮-૦

૭૩ રાધારાણી. રૂ. ૦-૬-૦

૭૪ હીરણ્યમયી. રૂ. ૦-૬-૦

૭૫ લ બોદર શાસ્ત્રી ! રૂ. ૦-૬-૦

૭૬ ચુનીલાલ સરૈયા. રૂ. ૦-૬-૦

૭૭ ઑ. દાદાભાઈ નૈરોજી. રૂ. ૦-૬-૦

૭૮ મોહનલાલ કર્મચંદ ગાંધી. રૂ. ૦-૬-૦

૭૯ ફીરોજશાહ મહેતા. રૂ. ૦-૮-૦

૮૦ રેવ્હેરાન્ડ ગો. કૃ. ગોખલે રૂ. ૦-૮-૦

૮૧ ટ્રાન્સવાલ તથા પોલકુગર. રૂ. ૦-૮-૦

કુલ પુસ્તક ૨૦ મૂળ કિંમત રૂ. ૯-૮-૦

આ નં. ૬૨ થી ૮૧ સુધીનાં વીશ પુસ્તકો માત્ર પોષ્ટેજની રકમનું વી પી કરી ગ્રહક થયાની તારીખથી નવમે મહિને મોકલવામાં આવશે.

---

( ૬ )

૮૨ બનાવટી બીબી. રૂ. ૦-૮-૦

૮૩ ડિટેકટીવની ભૂલ. રૂ. ૦-૮-૦

૮૪ ખવાસણનું ખૂન. રૂ. ૦-૮-૦

૮૫ હરિદાસની હાથચાલાકી. રૂ. ૦-૮-૦

૮૬ ખરો ખૂની કોણ ? રૂ. ૦-૮-૦

૮૭ પન્નાલાલનું પાર્સલ. રૂ. ૦-૮-૦

૮૮ હૈરાન ફેરર ( સચિત્ર ચરિત્ર. ) રૂ. ૦-૬-૦

૮૯ રુસ્તીનો હેડમાસ્તર ( ,, ) રૂ. ૦-૬-૦

૯૦ તુર્કી તરૂણીની પ્રેમ કહાણી. રૂ. ૦-૬-૦

૯૧ ચતુર્થીનાં ચંદ્ર દર્શન. રૂ. ૦-૬-૦

૯૨ મુક્તિ મારી ગઈ ! રૂ. ૦-૬-૦

૯૩ સરળ મનની સરળા. રૂ. ૦-૬-૦

૯૪ પવનગઢ. રૂ. ૦-૬-૦

૯૫ બુકર ટી વૉશીંગટન ( સચિત્ર. ) રૂ. ૦-૧૨-૦

૯૬ ધર્મદાસ મોરારજી. ( ,, ) રૂ. ૦-૬-૦

૯૭ દામોદરદાસ સુખડવાળા. ( ,, ) રૂ. ૦-૬-૦

૯૮ સર આદમજી પીરભાઈ. ( ,, ) રૂ. ૦-૬-૦

૯૯ જનરલ બુથ. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૦ કેપ્ટન સ્કૉટ. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૧ વિલ્યમ સ્ટામસ્ટૅાપ. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૨ સરરૉબર્ટ બૉલ. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૩ બહેરામજી મલબારી. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૪ જનરલ નોગી. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૫ સર ચાર્લ્સ મ્યાલેટ. ( ,, ) રૂ. ૦-૬-૦

૧૦૬ સર ચીનુભાઈ બૅરોનેટ. ( ,, ) રૂ. ૦-૧૨-૦

૧૦૭ દિલખુશ દીવાળી. રૂ. ૦-૮-૦

૧૦૮ શ્રીકૃષ્ણ ભગવન. રૂ. ૦-૬-૦

૧૦૯ શ્રીમદ્ ભગવદ્ગીતા. રૂ. ૦-૪-૦

મૂળ કુલ પુસ્તકો ૨૮ કિંમત રૂ. ૧૨-૦-૦

આ નં. ૮૨ થી નં. ૧૦૯ સુધીનાં ૨૮ પુસ્તકો માત્ર પોષ્ટેજની રકમનુંજ વી. પી. કરી ગ્રાહક થયાની તારીખથી બારમે મહિને મોકલવામાં આવશે.

---

## આ લાભ કેવી રીતે મળે છે ?

ઉપર જણાવેલાં ૧૦૯ પુસ્તકો કે જેની મૂળ કુલ કિંમત રૂ. ૫૫] છે, તે અગાઉથી ગ્રાહક થનારને ઉપર પ્રમાણે માત્ર રૂ. ૧૫] (પોષ્ટ ખર્ચ જૂદુ.) લઇ નીચેની સરતોએ આપવામાં આવે છે.

( ૧ ) અગાઉથી ગ્રાહક થનારે રૂ. ૨ એ અનામત તરીકે મનીઑર્ડરથી કિંવા રૂબરૂ આપી

પોતાનું નામ અગાઉના ગ્રાહક તરીકે નંધાવવું જોઇએ. એવી રીતે રૂ. બે ડીપોઝીટ મોકલનારનેજ અગાઉના ગ્રાહક ગણવામાં આવશે. જે ગ્રાહક મોકલેલું વી. પી. નહિ સ્વીકારતાં પાછું વાળશે તેના એ બે રૂપીઆ ડીપોઝીટનો જમે કરી તેનું નામ ગ્રાહકના રજીસ્ટરમાંથી કમી કરવામાં આવશે.

( ૨ ) આફ્રિકાના ગ્રાહકોને વી. પી. કરી શકાતું નથી, તેથી તેમણે રૂ. ૨૫ ) નો મની-ઑર્ડર અથવા પોષ્ટલ ચેક અગાઉથીજ મોકલાવી આપવો. એટલે તેમને રજીસ્ટર બુ. પો. થી પુસ્તકો મોકલવામાં આવશે.

( ૩ ) ઉપર બતાવેલી મુદ્દતમાંજ—બાર માસમાં—મથાળાં પુસ્તકો ઉપર જણાવ્યા પ્રમાણે છ હપ્તેથી પૂરાં કરી આપવામાં આવશે. એકી વખતે તે મળશે નહિ.

(૪) બુકસેલરોને અથવા વ્યાપારીઓને વેચવા માટે ઉપરની સવળતાથી આ પુસ્તકો આપવામાં આવશે નહિ. તેમની પાસે મળ પુરેપૂરી કિંમત રૂ.૫૫) (કમિશન બાદ કરી) લેવામાં આવશે.

( ૫ ) એક લાયબ્રેરી કે પુસ્તકાલયને તથા એકજ ગ્રાહકને એક કરતાં વધારે સેટ ઉપરની સવળતાએ આપવામાં આવશે નહિ, દરેક ગ્રાહકને અને દરેક લાયબ્રેરીને માત્ર એક એક સેટજ રૂ. ૧૫) થી આપવામાં આવશે. એકથી વધુ તેમને જોઇશે તો મૂળ પૂરી કિંમત આપવી પડશે.

( ૬ ) આવી સગવડતાથી—રૂ. ૧૫) થી ૫૦૧ પાંચસોને એક ગ્રાહકોનેજ એ લાભ મળી શકશે. તે પછી થનાર ગ્રાહકને આ ગ્રંથમાલાનાં ૧૦૫ પુસ્તકો તેની પુરેપુરી કિંમત તથા પોષ્ટેજ આપશે તોજ જો સિલકે હશે તો મળી શકશે.

( ૭ ) ડીપોઝીટ રકમની પાવતી તથા ઉપરની સરતોએ પુસ્તકો પુરાં પાડવાનો કરાર દરેક ગ્રાહકને આપવામાં આવે છે.

(૮) જે ગ્રાહકો અમારી મુંબઇની કે વડોદરાની ઑફિસમાંથી રૂબરૂ આવી પુસ્તકો લઇ જશે તેમને પોષ્ટેજ જૂદું આપવું પડશે નહિ (એવી રીતે રૂબરૂ લેવા આવનારે ગ્રાહક થતી વખતેજ એવી નોંધ કરાવવી એટલે તેમને પુસ્તકો વી. પી. થી મોકલવામાં આવશે નહિ, પણ રૂબરૂ અપાશે.)

પંદર રૂપિયા એકી વખતે ભરવા પડતા નથી.

( ૯ ) રૂ. ૧૫) પંદર નીચે પ્રમાણે પુરા કરી લેવાય છે.

રૂ. ૨ ) ગ્રાહક થતાંજ પ્રથમ ડીપોઝીટ તરીકે આપવા પડે છે તે.
રૂ. ૫ ) ગ્રાહક થયા પછી એક અઠવાડિયે જે પુસ્તકો અપાશે તે લેતી વખતે.
રૂ. ૫ ) ગ્રાહક થયા પછી એક મહિને જે પુસ્તકો અપાશે તે લેતી વખતે.
રૂ. ૩ ) ગ્રાહક થયા પછી ત્રણ મહિને જે પુસ્તકો અપાશે તે લેતી વખતે.
કુલ રૂ. ૧૫) એ રીતે કુલ પંદર રૂપીઆ ત્રણ મહિને થઇ પુરા કરી લેવાતા છે.

પછીનાં પુસ્તકો પોષ્ટ ખર્ચ લઇનેજ આપવાનાં છે. છતાં કોઇને એકી વખતે રૂપીઆ પંદર ભરવા હશે તો તે લઇ પાવતી આપવામાં આવશે.

(૧૦) નામ માત્ર નીચેને ઠેકાણેજ રૂપીઆ બે ડીપોઝીટ ભરી કે મોકલી નંધાવી શકાય છે— આ સંબંધી સઘળો પત્ર વ્યવહાર જવાબને માટે ટીકીટ બીડી માત્ર નીચેને ઠેકાણેજ કરવો:—

**મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ.**
માલિક—ગુજરાત સમાચાર પ્રિ. પ્રેસ.
**વડોદરા. ( ગુજરાત. )**

---

**ટીપ.**—મુંબઇના ગ્રાહકોની અનુકુળતા માટે કાલબાદેવીની રોડપર મોરારજી ગોકળદાસ માર્કીટ સામે નં. ૨૦૭ વાળા મકાનમાં "ગુર્જર સાહિત્ય વર્દ્ધક કાર્યાલય" ની બ્રાંચ ઓફીસમાં પૈસા ભરવાની તથા પુસ્તકો મેળવવાની ગોઠવણ રાખી છે, માટે મુંબઇના ગ્રાહકોએ ત્યાં મળવું.

Reg. No. B. 712.

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ४. फेब्रुवारी १९१७. माघ १९७३.



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે બે રૂપિઆ. એક નકલના ત્રણ આના.

---

વડોદરા-વિદ્યાપુરા, સુદર્શનમિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ દવે
તા. ૪-૨-૧૭ ના રોજ છાપ્યું અને પ્રગટકર્તા બાપુભાઇ નિર્ગુણરામ
મહેતાએ વડોદરા ગેંડીગેટ રોડ ઉપર પ્રસિદ્ધ કર્યું.

# અમારા સુજ્ઞ ગ્રાહકોને વિનંતિ

આ માસિકનું લવાજમ અગાઉથીજ લેવાનો અમારો નિયમ છે. છતાં આ ચાર અંકો અમારા સુજ્ઞ ગ્રાહકોના હાથમાં આવે છે. તેથી અમારી તેમના પ્રતે એટલીજ વિનંતિ છે કે તેમણે લવાજમના બે રૂપિયા મનિઓરડરથી મોકલી દેવા મહેરબાની કરવી, અથવા તેમ કરવા તેમને અનુકૂળતા ન હોય તો અમને એક કાર્ડથી ખબર આપવી કે અમે હવે પછીનો અંક વી. પી. કરીએ. ગ્રાહકો હોવા છતાં વી. પી. કરવામાં આવે છે ત્યારે તે નહિ સ્વીકારતાં પાછાં વાળવામાં આવે છે એ રીતિ શોચનીય છે એમ અમારે દિલગીરી સાથે કહેવું પડે છે, તેથી આશા છે કે કવાં તો મનિઓરડરથી લવાજમ મોકલવા અથવા વી. પી. થી આવતો અંક મોકલવા અમને સૂચવવા મહેરબાની કરશો.

તંત્રી.

---

## સૂચના.

૧. વગર સહીના અને તંત્રીના લેખો માટે તંત્રી જવાબદાર છે.

૨. સહીવાળા લેખો માટે લેખક પોતે જવાબદાર છે.

૩. જે જે લેખ, ભાષાન્તર કે અનુવાદ હોય તેનો મૂળ આધાર અમને સ્પષ્ટ જણાવવો, અને બની શકે તો ભાષાન્તર માટે કર્તાની પરવાનગી મેળવી લેવી, નહિ તો તે સંબંધનું સઘળું જોખમ લેખકને શિર રહેશે.

૪. "ચંદ્રપ્રકાશ"માં પ્રસિદ્ધ થયેલા લેખનું અસલ લખાણ પાછું મળી શકશે નહિ. નહિ સ્વીકારાયેલો લેખ પાછો મોકલવાને અમે બંધાતા નથી. પરંતુ ટપાલ હાંસલ લેખક તરફથી મળ્યું હશે તો તે પાછો મોકલવા હરકત નથી.

૫. લેખ કાગળની એક બાજુએ સ્પષ્ટ અક્ષરે લખેલો હોવો જોઇએ. લેખકે પોતાનું નામ ઠેકાણું વગેરે પ્રસિદ્ધ કરવું હોય કે ન હોય તો પણ અમારી જાણ માટે લખી જણાવવું. વગર સહીના લેખો સ્વીકારાશે નહિ.

૬. રાજ્યદ્વારી અને ધર્મના વિવાદગ્રસ્ત વિષયો અમને ગ્રાહ્ય નથી.

૭. એનો એ લેખ બીજા પત્ર કે માસિકમાં પ્રસિદ્ધ થવા મોકલ્યો હોય તો તે અમને લખી જણાવવું.

૮. બદલામાં માસિકો તથા અવલોકનાર્થે પુસ્તકો તંત્રીને શરનામે મોકલવાં.

૯. જાહેર ખબરના પૈસા અગાઉથીજ લેવામાં આવશે.

આ સિવાય વિશેષ માહિતી માટે તંત્રી સાથે પત્રવ્યવહાર કરવો.

---

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ४. फेब्रुवारी १९१७. माघ १९७३.

## " न्हानालाल अने टेनीसन. "

( ગતાંકના પૃષ્ટ ७२ થી ચાલુ ).

' વીરાના વાગ્યા ' પણ એવાજ મનોહર છે. એની ઉપમાઓ યથાનુકૂળ અને રસિક છે, ' દુધ ' નું કાવ્ય સામાન્ય રીતે નીરસ લાગે છે, તો પણ તેમાંની છેલ્લી બે લીટીઓ એવી તો સરસ રીતે ગોઠવાઇ ગયેલી છે કે તેથી આખુ કાવ્ય જાણે ચિત્તમાથી ભુસાઇ જાય તો પણ શું થયું.

દેહને પાજો ગાવડીના દુધ !
પ્રાણને પાજો માવડીનાં દુધ !

' આમાં ' દેહ ને પ્રાણ ', ' ગાવડીના દુધ ને માવડીના દુધ, ' એ, ઉભયની યોજના ખરેખર અનુત્તમ રીતે કરવામાં આવેલી જણાય છે ! કવિની આ કલા ઉંડી પ્રતિભાશક્તિના દર્શન કરાવી રહે છે ! ' પ્રાણને પાજો માવડીના દુધ ' એથી હૈયાનું અદ્‌ભુત જ્ઞાન આત્મામાં કોઇ જાુદીજ જાતની અનેરી જ્યોતિ જગવે છે ! નુતન ભાવ ભરે છે ! અત્રે પ્રેરણા થાય છે ! અદ્‌ભુત રસ દ્રવે છે ! આનંદ સમાધીની અનંતરસભરી લહરીમા મગ્ન કરે છે ! અને આપણા હાલના જમાનામાં ચર્ચાતા સ્ત્રીસમાજ અને બાળસમાજની ઉન્નતિના અમોલમોલ બોલી રહે છે !

' શીયળ ' માં એવી પ્રતિભા માત્ર બેએક સત્રોથી શોભી રહે છે ! ( જો કે આખું કાવ્ય મઝેનું છે તો પણ ).

' સખિ ! સીતાને રામનાં છે આળો !
શિયળને સંભાળો, સંભાળો ! '

આખું કાવ્ય ભલે મગજમાંથી ખસી જાય, તેના બધાય ભાવ ચિત્તમાથી લુપ્ત થઇ જાય તો પણ એ ઉપરોક્ત પંક્તિઓ—સીતા માતા અને રામચંદ્રજીના અપૂર્વ આદર્શ રૂપ પ્રસન્નમન પંક્તિઓ—હૃદયમાં કોતરાઇ રહે તો બસ ! બહુજ થયું ! શીયળના અનુપમ ભાવ એ લીટીએ બધાજ જણાવી દીધા. રામ અને સીતા—અનન્ય શીયલવંત માત્ર

બેલડીનાં પરમપુનિત આદર્શ દર્શન કાવ્યમાં થતાંજ કાવ્ય કાંઇ જૂદીજ ખીલવણીને પામે છે. તેમાં કાંઇ જૂદોજ વિલાસ ભભુકે છે. આ કવિહૃદયની અપૂર્વ પ્રતિભાશક્તિનુ મનમોહક ચિત્ર છે.

વિરાગનાનું કાવ્ય પણ ઉંડી પ્રતિભાશક્તિ દાખવી રહે છે.

આ સાથે ' વસંતગીત ' ની અદ્ભુતતા સવિશેષ સુંદર અને આકર્ષક છે વારંવાર બદલાતા છંદોનાં સ્વરૂપ મીઠા મઝાના લાગે છે. ગ. કવિ લખે છે તેમ " છંદોના સ્વરૂપ ક્યારે બદલવા જોઇએ, અને કેમ બદલાય છે એ કવિના મનોવ્યાપારના ઉંડી અને અગોચર કથા રસશાસ્ત્રના અભ્યાસીઓને ચોક્કસ દરજ્જે સમજાશે ! નવિનતાને ખાતરજ કવિઓએ છંદવીપર્યય કરવાનો નથી, તેમજ નવીનતાની ખાતરજ છંદવીપર્યય મંડે થાય છે એમ કહેવું એ અન્યાયી છે. " ' ખંડ હરિગીત ', ' ખંડ શીખરણી ' અને એવા જ અનેક જાતનાં વૃત્તો હાલમા ગુર્જરી કાવ્યસાહિત્યમા પ્રસિદ્ધિને પામતા થયાં છે તે પણ આવાજ કંઇ કારણને લીધેઃ ' વસન્તગીત ' વધારે આકર્ષક થાય છે તેનું એક કારણ તેમાં વીહરતી શરૂલાવિની અનુપમ જ્યોતિ છે તે છેઃ આ સાથે ' મણિમય મેંથી ' પણ અપૂર્વ સુરસદનનો અમૃતપુરનો અમૃતમાર્ગ ઉન્નતતાને શિખરે પહોંચાડી દર્શાવી રહે છે ! તેના સર્વ ચળકાટ અનન્ય મનભર અને પ્રસન્ન છે.

" ખૂચે ફૂલની પાખડી, ખૂંચે ચંદ્રની ધાર:
સ્નેહીના સંભારણા
એવા એવા ખૂચે હો ! દિલમોઝાર:
રે ! સાહેલડી.
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે "

ઉપરોક્ત પંક્તિઓનુ મધુરું સગીત ગુંજતુ ' સ્વમાં ' વાળું કાવ્ય પણ કવિની પ્રતિભાશક્તિ મીઠા મીઠા શબ્દોમાં સરસ રીતે દાખવી રહે છે !

વળી ' સુનાં સુના સ્નેહધામ ' અને ' અબોલડા ', ' માયા ઉતારી ' એ કાવ્યોમા વિહરતી એકની એક લીટી ફરીથી ગુંજવાની રીતિ તેને અંગ્રેજીમા Repetition કહે છે તે પણ કવિમા એકતાનતા Monotony ઉત્પન્ન કરતું નથી; પરંતુ કાવ્યમાં વિશેષ રસ પૂરી તેને વિશેષ પુષ્ટ બનાવવા સમર્થ નીવડે છે ! ટેનીસન કવિની આ Repetitionની અનુપમ રીતિ રા. કવિએ પણ મઝેથી હસ્તગત્ કરી છે. આપણા પ્રાચીન કવિવરો પણ ઘણે અંશે આ રીતિને અનુસરતા રા. કવિના ' ન્હાના ન્હાના રાસ ' વાચતા અને તેમાં એમની જાજ્વલ્યમાન પ્રાણપ્રકાશિની પ્રતિમા રેલનાં દર્શન થતા હૃદય એકે અવાજે એમ કહી ઉઠે છે કે રા. કવિ ન્હાનાલાલદલપતરામ—His lascivious note; પ્રાચીન અને અર્વાચીન પૂર્વ અને પશ્ચિમ ઉત્તમ સાહિત્યની જમાવટ કવિ મઝેથી કરી શકે છે, એ આપણે એમના સમગ્ર કાવ્યભાગોપરથી જોયુઃ કોઇ કહેશે કે તેઓ માત્ર છંદ વા ગેયતા વિનાનાજ કાવ્યો લખે છે. તો તેનો પ્રત્યુત્તર મળશે કે કેમ તેમ નથી. જેટલી સફળતા તેઓ છંદ વિનાના કાવ્યમા મેળવી શક્યા છે, તેટલીજ સફળતા તેઓ છંદવાળા અને ગેયતાથી ભરેલા કાવ્યોમા

મેળવી શક્યા છે. એમને માટે અમુક, કાવ્યપ્રદેશ ગહન વા દુર્ગમ્ય છે એમ તો નથીજ. કવિનાના દુરગામી માર્ગોમાં પણ એમનું વિહરણ સુલભ અને સુગમ છે અને તે આપણે ગીતાજીનું ભાષાન્તર વાંચીએ છીએ ત્યારે જણાઇ આવે છે. ગીતાજીમાં કાવ્ય તરિકેની જે મિઠાશ, કોમળતા, અને અજબતા રહેલા છે તેને તેવાજ આકારમાં, તેવાજ સ્વરૂપમા જાળવી રાખવા જેટલો પ્રયાસ કરવો ઘટે તેટલો પ્રયાસ કવિએ કીધો છે, અને તેની પ્રસાદી જનસમુહને આસ્વાદનને માટે આપેલી છે. અગીઆરમા અધ્યાયનો મનભર સામગાનશો રણકો પણ તેઓએ સાચવ્યો છે, અને સિદ્ધ કરી આપ્યું છે કે કેવળ નિષ્પક્ષપાતે થયેલુ 'નિર્લેપ મનનુ' આ ભાષાન્તર સ્વ. કલાપી લખે છે તોય તેના પાતાળના નાદ સમજીનેજ ખીલવવામા આવેલુ છે. આ સર્વ કવિની અદ્દ્ભુત નૈસર્ગિક પ્રતિભાશક્તિ સૂચવે છે. અને 'Poets are born and not made' એવું ભાન આપણને કરાવે છે.

વળી રા. કવિ ' લલિતના કાવ્યો ' ની નોંધ લેતાં પ્રસ્તાવનામા લખે છે, કે આ કાળનાં જૂના નવા સર્વ કવિઓનો શિર પ્રાચીન કવિઓના કાવ્યચમત્કારનું ઋણ છે. તેજ પ્રમાણે તેમને પોતાને શિર પણ છે. રા. લલિતના કાવ્યોનુ સમાલોચન એવી તો સાક્ષર પધ્ધતિથી થયેલું છે કે ન પૂછો વાત ! તેમા વપરાયલી વાણી એટલી તો સરસ અને મનભર છે, એટલી તો સત્ય અને શુદ્ધ છે, એટલી તો આનંદપ્રદ અને બોધપ્રદ છે કે રા. કવિ એક ટીકા વા વિવેચનકાર તરિકે પણ અત્યંત સન્માન પાત્ર ગણાઇ રહેવા સમર્થ નીવડે છે ! આ સાથે વધુ તો એ જણાઇ આવે છે કે તેમાં વ્યંજનાદ્વારા પોતાના પરની ટીકા પોતે કરી છે, અને એ ટીકા જેટલી વ્યાજબી અને સહૃદ છે, તેટલીજ આત્મપરીક્ષાને છાજે એવી અને અનુકૂળ છે. પોતાનો શબ્દ ' મહાન્ ' છે. પોતે ઉભય ' વામન ' અને ' વિરાટ ' સ્વરૂપ લઇ શકે છે '

જેવી રીતે ' Allusions to the classics of more than one land may be found in Tennyson ... lines and expressions would seem sometimes to be suggested by the Greek or Latin Poets, and in these the translation is generally so happy a rendering of the original as to give an added grace to what was already beautiful. ' તેવીજ રીતનુ રા. કવિનામાં છે. ' વસન્તોત્સવ ' વાંચતાં તેનાં સૃષ્ટિસૌંદર્યના વર્ણન વિચારતા જાણે બાણની કાદમ્બરીના કેટલાંક વર્ણનો 'અવલોકતા ન હોઇએ 'એમ ભાન થાય છે, અને ' ઇન્દુ ' જેવા પૂર્વપાશ્ચાત્ય કવિવરોની કાવ્યલહરીની ઉર્મિ તેમા ઉછળી, ઉભરી રહેલી માલુમ પડી આવે છે. વળી ' ગુરૂદેવ ', ' રાજવીર ' એ ઉભય કાવ્યો સંસ્કૃત પરથી ઉતારેલા ચિત્ર છે. ત્યારે ' રાજસુવરાજને સત્કાર ' કવિની ઊંડી નૈસર્ગીક શક્તિ દાખવી રહે છે. ' યોજના ', ' વિલાસની શોભા ' અને ' બ્રહ્મદીક્ષા ' પણ એવીજ સ્વભાવજન્ય કૃતિના નમુના છે. રા. કવિમા ઇતિહાસનું જ્ઞાન જેટલું સચોટ છે તેટલુંજ તેઓ તેને કાવ્યમાં ઉતારી જડવાનુ સામર્થ્ય ધરાવે છે પ્રાચીન આર્યાવર્તની જાહોજલાલીથી ઉભરાતો ' ઇન્દુકુમાર'માંનો જોગણનો ટોંક 'પરમ ઉત્સાહભર્યો ઇતિહાસવાહી ટોંક છે. ' ગિરનારને ચ રૂ'

મા આલેખાયલી શિલામાં પણ ઐતિહાસિક ઉપન્યાસ માલુમ પડી આવે છે. આ સિવાય 'રાજયુવરાજને સત્કાર', 'રાજરાજેન્દ્ર'ને ઇત્યાદિ કાવ્યોમા પણ ઐતિહાસિક સ્વરૂપ યથેચ્છ ખીલવણીને પામે છે. આનું કારણ જો આપણે તપાસીશું તો માલુમ પડશે કે રા. કવિની ઐતિહાસિક દૃષ્ટિ બહુજ કુશળ પ્રકારની હોવી જોઇએ. તેઓ Historyના student છે એ વાત તો નિર્વિવાદ છે. અને તેનેજ પરિણામે આવાં અદ્‌ભુત કાવ્યોનો ઉદ્ભવ થયેલો આપણી નજરે પડે છે. સ્વામી શ્રી વિવેકાનંદના Orientalists and occidentalists વિષેના મહાન્ વિચારો આપણે અહીં ગુર્જરી કવિતાવાણીમાં ઉતારાયલા નિહાળવા હોય તો આપણે રા. કવિ તરફ વળવુંજ જોઇશે ! તેઓની ત્યાં એવી તો સરસ સુરમ્ય ગુંથણી થયેલી છે કે આપણે ખરેખર આશ્ચર્ય પામીએ છીએ ! છેલ્લે ટેનીસનને માટે યોજાયલા એક ટીકાકારના શબ્દો અત્રે ટાંકી આ પ્રતિભાશક્તિનું ચિત્ર સમાપ્ત કરીશું.

Mr. Tennyson is a poet of large compass, of profound insight, of finished skill. We find him possessing the cleverest insight into our modern life, a one who discerns its rich poetical resources, who tells us what we are and may be, how we can live noble, free, goyous, harmonious, lives, what grand elements of thought feeling and action lie around us, what a field there is for the various activities fermenting within us, we do not call him a Chaucer or a Shakespear. But what Shakespear and Chaucer did in their ages, Tennyson is doing for his age after his measure. He is showing it to us as an age in which an English man may live a man's life, and be neither a mere man of business, nor a mere man of pleasure, but may find in his affections, studies, business, and relaxations, scope for his spiritual faculties. ... Since John Dryden died, no English poet has written verce so noble, so sonorous, of such sustained majesty and might; no English poet has brought pictures so clear and splendid before the eye by the power of single epithets and phrases.

ઉપરોક્ત ટીકાકારની ટેનીસનની પ્રતિભાશક્તિ વિષેની ટીકાના પ્રત્યેક વાક્યો આપણા કવિને શુદ્ધ રીતે લાગુ પડતા જણાય છે.

આપણી આધુનિક જીવનકલામા આપણને ઉચ્ચતમ માર્ગે દોરવાનું કવિનું જે મુખ્ય કર્ત્તવ્ય તે એઓ મઝેથી ઇન્દુની વાણીમા અને જોગણની વાણીમાં ગુથી રહ્યા છે. જોઇએ તે ગીતા કેવી છે ! :—

દેશદિશના જીવનવિધિ જોવા,
ખંડખંડના સંસારશાસ્ત્ર શીખવા,
આકાર વિશાલ, પ્રકાશોજ્જ્વલ,
પુણ્ય પ્રભાવી, સ્વર્ગ સુંદર,
મંગળતા સમ મધુરાં;
કંઇ કાલસિદ્ધ જીવનવિધાન,
મ્હારા દેશમાં લાવી સ્થાપવા;
અમારી વિશ્વપુરાણ સંસાર નગરીમાનાં,
પવિત્રતાનાં મન્દિર જીર્ણોદ્ધારવા;
*એવું છે જીવનનું મ્હારૂં નિશાન;*

આ ઇન્દુની end and aim of life ખરેખર અતિ ઉજ્જ્વલ ભાસે છે. અને આપણને ઉચ્ચ ચ્હડવાની અનેરી આમંત્રણા ન કરતી હોય તેમ જણાઇ આવે છે. જોગણનું ચિત્ર પણ કંઇક એવું જ મનોહારી છે. તેના અભિલાપ કંઇક આવા છે.

નગરમાં મન્દિર સ્થાપ્યાં હોય,
તો હૃદયે હૃદયે મન્દિર સ્થપાય;
પ્રભુને પધારવે પુણ્યની પાળ બંધાય,
રમણીઓનો રાસ મંડાતો નીરખ્યો;
કેટલીક તો જાણે વિશ્વવાડીની,
સૌન્દર્યથી ઉભરાતી ફુલવલ્લીઓ;
... ... એ રસકલા,
મહીં ધર્મ કલા માડીશ, દેવા !
ગંગાયમુનાનો સંગમ થશે,
પ્રયાગના પુણ્યતીર્થ ત્યાં પ્રકટશે;
× × × ×
× × × ×

વળી—

રાજપ્રવૃત્તિની ચાંખડીએ ચ્હડનારને
નથી વિલાસસ્વાર્થ માટેની મનરાશ,
કે વિરક્તિ માટેની અશ્રદ્ધા વા અવગણન
× × × ×
× × × ×
રક્ષા, ચારણ, દોહન, મન્થન;
અનેક શ્રમ સાધી સાધી,
જીવન પોષવા તે પ્રફુલ્લવાં:
એ રાજ્યોગજ ધરે છે.

વળી—

વાટડી નિહાળતા નયન
કેટલેક વર્ષે મ્હેં વાળી લીધા,
વૈધવ્યદીક્ષા ને પ્રભુવ્રત પીધા
ને પ્રજા સેવામાં સમર્પ્યાં મ્હારા પ્રાણપિંડ,
પુનર્લગ્ન એકજ વિધવાનો ઉધ્ધાર નથી.
એ એ લગ્ને હું કુંવારી છું,
એ એ નાથે હું અનાથ છું;

× × × ×

હિન્દને હવે સઝ્યે સ્વર્ગનું ઉદ્યાન,
હા; સૌ વિધવા ધર્મદીક્ષા લે તો
મ્હારે દેશ સાધ્વીઓનાં વન વાધે,
સરસ્વતી, ધન્વન્તરી ને હરિના મંદિરો:

× × × ×

પુણ્ય પ્રભુની પ્રતિષ્ઠાએ પ્રતિષ્ઠાએ;
અધ્વર્યુ કે વરુણી થાઉં છું;
સદ્દશાસ્ત્રની કથાએ કથાએ,
શ્રોતા કે પુરાણી હોઉં છું;
સકળ મંગળ પુજા વિધાનમાં,
પુજારી થઇ પુજ્યભાવ પોષું છું:
પ્રભુ અને પુણ્યનો ઉપાસક,
શયતાન અને પાપની ઉદ્ધારક છું.
ક્યાંક સંપ સ્થાપું છું,
ક્યાંક પ્રેરણા પાઉં છું.
ક્યાંક મલમપટા બાધું છું,
ક્યાંક જીવનને શુદ્ધિ જગાડું છું;
અને એમ દેહ અને દેહીની,
સેવા સાધું છું. પ્રભુ પ્રેમીઓ !

× × × ×

સો સો હાથે સેવા સઝ્યે,
પણ અધુરી અધુરી સદા.
પરમાર્થ ધામે ગુડાકેશ બ્રહ્મચારીઓ ક્યાં ?
કેટલાય આશ્રમ હજી સૂના સૂના છે !
બ્રહ્મચર્યની બાગ પુકારો.
બ્રહ્મચારીનો બીજ બનશે.

× × × ×

શું જોવું અને કરવું,
આત્મામાં અનુભવી, મન્થી;
મ્હારા દેશો એ અનુભવતી,
પુણ્ય અર્ચના કરવા જીવન વહુ છું; ( અપૂર્ણ )

મંજુલાલ જમનારામ દવે.

---

## ઇષ્ટ પ્રતિ પ્રેરનાર મિત્ર.

ગ્રહી શુભ શિક્ષા મિત્ર કેરી,
પ્રકૃરિપુ પાપીનો ક્ષય કરીને. ગ્રહી૦
સુખદ માર્ગનો ત્યાગ કરીને,
દુઃખદ સંકટ સ્કંધે વહો ના; ગ્રહી૦
પાપ વાસના દૂર કરીને,
સત્ય પંથે તમે પળો હા; ગ્રહી૦
મોક્ષ મળવો નથી કંઇ દુર્લભ,
જળ-કમળવત્ રહો અવનિમા; ગ્રહી૦
ભવાટવીમા ગોથા ખાતા,
નિર્વાણ પન્તે શાને ચહો ના ગ્રહી૦
પરમાત્માની સત્ય ભક્તિથી,
ઉતરશો ભવપાર તરી હા. ગ્રહી૦
વિચારને આચારે મૂકી (સ્થાપી),
કર્ત્તવ્ય પરાયણ શિઘ્ર બનો હા; ગ્રહી૦
ગુરૂપદ છોડી શિષ્ય પદે આ,
અવનિમા સુખ સર્વ લહો હા; ગ્રહી૦
પંડિતાઇ ઉપદેશે છોડી,
બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય રહો હાં; ગ્રહી૦
દંભ દોષ દુનીઆમાં દાબી,
ધ્યાન્દાન શીલ દીપી રહો હાં. ગ્રહી૦
હૃદય વિરાજીત આત્મ-પ્રભુનું,
ભાવે ભક્તિથી ભજન ભૂલો મા; ગ્રહી૦
વેદ વચનમાં શ્રદ્ધા સ્થાપી,
કીટ-ભ્રમરવત્ ધ્યાન ધરો હાં; ગ્રહી૦
સત્ શાસ્ત્રોએ માર્ગ બતાવેલ,
સદ્ધર્મસિની ક્રિયા ગ્રહો હા. ગ્રહી૦

( મોમ્બાસા. )

—કુબેરભાઇ અંબેરભાઇ પટેલ.

---

# राणकदेवी विषे केटलाक दुहा.

( ગતાંકના પૃષ્ટ ૭૬ થી ચાલુ )

સગા ભાણેજે ઘર ક્યારનુંય ભંગાવ્યું, હવે હું કિયા પ્રિયને મળવાની છું જે ? ( મોરની વાણીના શકુનથી પ્રિયા પ્રિય એકઠા હોય એવું ધારવામાં આવે છે ).

આ પ્રમાણે મોરને ઠપકો દેતી આગળ ચાલી જતી હતી તેવામાં પોતાના પ્રિય પતિ રા'ખેંગારના શબને જોઇ તે ઉશ્કેરાય છે, ને પતિ ઉંઘતો હોય એમ માની તેને પ્રબોધે છે કેઃ—

સ્વામી ! ઉઠો સૈન્ય લઇ, ખડ્ગ ધરો ખેંગાર,
છત્રપતિયે છાઇયો ગઢ જૂનો ગિરનાર.

હે સ્વામી ! સેના લઇ ઉઠો. સુઇ શું રહ્યા છો ? હાથમાં તલવાર લો. જુનાગઢ અને ગિરનારને રાજા ઘેરી વળ્યા છે.

' ગઢ જૂનો ' ને માટે રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા પોતાના ' કાવ્ય પ્રકાશ 'ના પુસ્તકમાં ' ગરવો ગઢ ' નો પાઠ આપે છે. તે સંબંધમાં રા. રા. નરસિંહરાવ કહે છે કે તે યોગ્ય નથી. વિશેષ તેઓ કહે છે કે " ગરવો=ગઢુંઓ=ગઢ. એમ લઇએ તો તો સ્પષ્ટ પુનરૂક્તિ થાય છે. ગરવો= ( गरुकः-गरुओ ) મ્હોટો—એમ અર્થ ઘટાવાય. પરંતુ અન્ય સ્થળે ગઢવોનું રૂપ ગરવો છે તેથી આ સંભવતો નથી. " રાસમાળામાં પણ " ગઢ જૂનો ગિરનાર " નો પાઠ છે. એનો અર્થ એમ ન થાય કે ગઢ જૂનો એટલે જુનાગઢ ? એ ગામને લોકો આજે પણ જૂનેગઢ, જૂનાગઢ અને જૂનોગઢ કરીને કહે છે. આ પ્રમાણે જૂનાગઢ બે શબ્દો જૂનો અને ગઢ ઉલટા સુલટી કરી ફેરવી નાખ્યાથી દોહરાની વિશેષ ખૂબી આવે છે. જુનોગઢને જીર્ણગઢ પણ કહે છે. તેથી ગઢ જૂનો ગિરનાર એટલે જૂનાગઢ અને ગિરનાર. કારણ કે ગિરનારને ઘેરવો એ જુનાગઢને ઘેર્યા બરાબર છે.

અત્રે રાસમાળાનો ક્રમ છોડી દઇ રા. રા. નરસિંહરાવે જે ક્રમ આપ્યો છે તે વિશેષ યોગ્ય લાગ્યાથી સ્વીકાર્યો છે. એનું કારણ એમણે આપ્યું છે તે જોયાથી સમજાશે

રાણકદેવી પતિના શબને જોઇને સિદ્ધરાજના સૈન્યની સાથે આવેલી પાટણની સ્ત્રીઓને સંબોધીને વ્યંગમાં બોલે છે કેઃ—

વાયે ફરકે મૂછડી, રયણ ઝબુકે દંત;
જૂઓ પટોળાવાળીયો, લોબડીવાળીનો કંથ.

રયણ=રત્ન. ઝબુકે=ઝબકારો મારે " રયણ ઝબુકે દંત=" દાંત રત્ન પેઠે ચળકતા હતા—હવે અહીં ઝબુકે શબ્દ વપરાયેલો હોવાથી તેમાં કાંઇ વિશેષતા હોવી જોઇએ. ઝબકવું= વીજળીની માફક ચમકારો—પ્રકાશ—આપવો. હોઠ ઉપરના વાળ પવનથી ઉડતા હોવાને લીધે ઘડીમાં દાંત દેખાતા હશે ને ઘડિમાં નહિ દેખાતા હોય તેથી ઝબુકે શબ્દ વપરાયલો

હશે. પટોળાંવાળીયો=પાટણની સ્ત્રીઓ. પટોળાં નામનાં વસ્ત્રને માટે પાટણ સુપ્રસિદ્ધ છે. લોબડીવાળી=કાઠિયાવાડી. કાઠિયાવાડમાં લોબડી નામનું કપડું થાય છે, ને તે હાલમાં લોકો વાપરે છે પણ ખરા. આ શબ્દના અર્થને માટે મ્હારે રા. રા. નરસિંહરાવ સાથે પત્રવ્યવહાર થયો હતો, તે ૧૯૧૩ ના 'વસંત'માં પ્રસિદ્ધ થયેલો છે. લોબડી જોકે કાઠિયાવાડનું વસ્ત્ર ગણાય છે તો પણ શામળ અને પ્રેમાનંદ કવિઓની કવિતામાં તે વપરાયેલો જણાય છે. દાખલા તરીકે:—

પાંપણ ઉપર પાઘ લેહકે, લોબરી હોડી લાલ,
એ આવે આપણી ભણી, એની લટકતી છે ચાલ;

પ્રેમાનંદ.

બાળક સહુ લટકતાં ગોલે, ઓઢી લોબરી લટકે,
કાળી કાબળી, ધાબળા ધોળા, ચૂંદડી રંગ ચટકે,

પ્રેમાનંદ.

લાખેણી બાંધી લોબરી, જરૂર પાગે ત્યાં જાઓ,
કરું લાખેણા લાડવા, ખાંત ઘણીથી ખાઓ

શામળ ભટ્ટ.

લોબડીવાળી એટલે કાઠિયાવાડની, પોતે કાઠિયાવાડની હતી તેથી. પટોળાં ઘણાં કીમતી હોય છે, લોબડી પ્રમાણમાં કીમતમાં ઓછી હોય છે. ને પટોળું ઝીણું ને કુમાશદાર હશે તો લોબડી ઘટ્ટ કુમાશનું અને જરા કર્કશ હોય છે. એક ગ્રામતેનો પહેરવેશ છે તો બીજો ભરવાડનો એટલે જાડા લોકનો છે. પરંતુ અસલમાં લોબડી કીમતી ગણાતી હશે; કારણ સ્ત્રીઓના સીમંત વખતે "મંગાવો લોબરી રે" કહી સ્ત્રીઓ ગાણાં ગાય છે. એ ઉપરથી, તથા

ખોણું પાટણ દેશ, જિમે પટોળા નીપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી ભજે લોબડી.

ઉપરથી પણ અનુમાનાય કે તે અસલમાં ઉમદા કપડું હોવું જોઈએ. રા. રા. નરસિંહરાવ એ દોહરાના સંબંધમાં કહે છે કે "સિદ્ધરાજના સૈન્ય જોડે પાટણની પટોળાંવાળીઓ આવી હશે ત્હેને સંબોધીને રાણકદેવી કહે છે—હે મોંઘાં ને સુંવાળાં પટોળા પ્હેરનારીઓ (પાટણની નારીઓ) આ જાડી કર્કશ લોબડી પ્હેરનારી સોરઠિયાણીનો કંથ (રાખેંગાર મૃત થઈ પડેલો) જુવો. આ પ્રમાણે કહેવામાં કાઠિયાવાડના લોકોની મજબૂતી ઇત્યાદિ પણ વ્યંગ છે." વળી (પવનથી) મુછના વાળ ઉડતા હતા અને રેલ જેવા દાંત ચળકતા હતા—એ સ્પષ્ટ છે.

આ પછી રાણકદેવી ખીણમાં આવી, અહીં પોતાના મહેલના પાછલા ભાગ ઉપર દામોદર કુંડ આવેલો છે ત્યાં આગળ આવ્યાથી તેને જોઈ કહે છે કે,

૨

ફિતર્યો ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટિએ,
વળતા બીજી વાર, દામો કુંડ નથી દેખવો.

રાણકદેવી ડુંગર ઉતરીને તળેટિયે આવે છે. તેમને પાછા ફરવાની તથા તેને ફરી મળવાની આશા નહિ હોવાથી છેલ્લા પ્રણામ કરે છે. પછી ધારનગરની વાડી પામે આવતા ચંપાને પ્રણમે છે કેઃ—

ચંપા તું કાં મોરિયો, થડ મેલું અંગાર,
મોહોરે કળિયું માણતો, માર્યો રા' ખેંગાર.

મોરિયો=મ્હોરે છે. અંગાર=દેવતા=અંગારો. મોહોરે ક્રિયાપદ તરીકે લઇયે તે પીઅળે છે. ક્રિયાવિશેષણના અર્થમા લેઇયે તો પહેલા. રા. રા. નરસિંહરાવે ઉત્તરાર્ધની લીટીના મોહોરેનો અર્થ મુકુલિત થાય એવો કર્યો છે. તેઓ કહે છે કે "તુ કળિયો માણતો (ભોગવતો) કળિયોની શોભા ભોગવતો મ્હોરે છે, મુકુલિત થાય છે." મોહોરે= અગાઉ-પહેલા. એ અર્થમા એ શબ્દ કાઠિયાવાડમાં હાલમા પણ વપરાય છે. રાણકદેવીનુ કહેવું એવું છે કે, હે ચંપા ! તું કેમ-શામાટે-પીઅળે છે ? તારા થડમા દેવતા મૂકી તને બાળી ન નાખવો જોઇયે ? પહેલા (એટલે રા'ખેંગાર જીવતો હતો ત્યા સુધી) તું કળીઓની શોભા ભોગવતો પીઅળી પીમળીને પ્રેમી યુગલને (ધણી ધણીઆણીને) આકર્ષતો ને ભોગ ભોગવાવતો, પણ હવે રા'ખેંગાર મરી ગયો છે છતાં તું શા માટે પીમળે છે ? આનંદ માણે છે ?

આગળ ચાલતાં રાણકદેવી ગિરનારને પીડે રહેલો જોઇ કહે છે કે

ઉંચો ગઢ ગિરનાર, વાદળથી વાતું કરે,
મરતાં રા' ખેંગાર, રંડાપો રાણકદેવડી.

વાદળાથી વાતું કરે=ઘણો ઉંચો, વાદળ જેટલો ઉંચો. ઘણુ ઉંચુ ઘર હોય ત્યારે આપણે બોલીયે છીયે કે આ ઘર કેટલું બધું ઊંચું છે ? વાદળથી વાતો કરે છે મતલબ કે ઘણું ઉંચું. ગિરનાર પર્વત ઉંચો છે ને તેની ટોચ આગળથી વાદળા ઘસડાઇને જાય છે. બીજો અર્થ એવો છે કે ગિરનારની પ્રિયા વાદળી તે ગિરનારના શિખર આગળથી વાતો કરવા જેટલે અંતરેથી જાય છે તેથી પ્રિયને મળે છે. પરંતુ મારો ધણી રા'ખેંગાર તો મૃત્યુ પામ્યો છે તેથી હુ તો રંડાપો ભોગવુ છું. "એ સંબંધમાં રા. રા. નરસિંહરાવ પણ એજ અર્થ કરે છે, ને વિશેષમા કહે છે કે આમ વાદળીના સૌભાગ્ય તથા ગિરનાર અને વાદળીના પ્રેમાલાપ સાથે પોતાનું દુર્ભાગ્ય અહિં વ્યંજીત કરાવ્યું છે."

થોડે દૂર ગયા પછી પણ ગિરનારને પાછળ આવતો દેખીને રાણકદેવી કહે છે કે,

ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો ?
મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થિયો ?

ગોઝારો=હત્યારો. જે સ્થળે હત્યા થઇ હોય, અકાળ મૃત્યુ થયું હોય તે સ્થળને ગોઝારૂં કહેવામાં આવે છે. દાખલા તરીકે ગોઝારો કુવો; ગોઝારૂ ઘર. ગિરનાર ઉપર રા'ખેંગારનું અકાળ મૃત્યુ થયું માટે તે ગોઝારો. આ શબ્દના સંબંધમાં ઉક્ત દોહરાને મળતો પ્રાચીનતર દુહો છે તે જોવો આવશ્યક છે, તે નીચે પ્રમાણે છે.

**तइं गडुआ गिरनार काहुं मणि मत्सरु धरिउं +**
**मारीतां खंगार एक्क सिहरु न ढालिउं**

આ દુહામાં ' ગડુઆ ' શબ્દ છે. બે પાઠમાં ગોઝારો પાઠ સારો છે, અર્થસૂચક છે. ' ગડુઓ ' લેવાથી મહાન અથવા મોટો એટલોજ અર્થ થશે. પણ ' ગોઝારો ' પાઠ સ્વીકાર્યાથી તેમાં ઘણો ઉંડો અર્થ રહેલો છે. રા'ખેંગારના અકાળ મૃત્યુથી રાણકદેવી તેને ગોઝારો કહી સંબોધે એ સ્વાભાવિક છે; યોગ્ય છે. વળામણ—મહેમાન અથવા સગાસંબંધી પરગામ જતા હોય ત્યારે તેમને ગામના પાદર સુધી અથવા ચકલા સુધી, નહિ તો ઘરના ઉંબર સુધી વળાવા જવાનો રિવાજ ચાલુ છે. તેથી ગિરનાર તેમની પછવાડે વળાવવાને આવતો માની તેને કહે છે કે હું તારી હવે તો દુશ્મન છું. હવે આને વળામણ શાં ? દુશ્મનને વળાવવા જવાનું હોય ? ખરેડી—ઉંચો પ્રદેશ; ડુંગરા ડુંગરીવાલી જગ્યા, પર્વતનું શિખર. ખાગો=નમેલો, ઢળેલો, વાંકો વળેલો. જે માણસ અભિમાનમાં ટટાઇથી ચાલતો હોય તેને પણ ખાગો કહેવામાં આવે છે. રા. નરસિંહરાવ ખાગાનો અર્થ ખોડો, બુઠ્ઠો, ખાંડો કહે છે. **एक्क सिहरु न ढालिउं** પાઠને બરાબર મળતો પાઠ 'ખરેડી ખાગો નવ થિયો ?' છે, તેથી શિખર પડ્યાથી પર્વત ખાડો, બુઠ્ઠો દેખાય એ બરાબર છે. ઉત્તરાર્ધની લીટીનો એવો અર્થ છે કે તારે તો રા'ખેંગારના મરણથી પડી જવું જોઇએ તે તારૂં શિખર પડી જઇ તું ખાંડો—ખોડો—કેમ ન થયો ? અથવા તારૂં શિખર કેમ નમી ન ગયું ?

એવી લોકોક્તિ છે કે રાણકદેવીએ ઉપલો દુહો કહ્યો એટલે સતીનાં વચનને લીધે ગિરનાર પરથી ચોસલાં પડવા માંડ્યા; અને ગિરનાર પડતો જોઇ રાણકદેવીને હવે પછીનો દોહરો કહેવો પડ્યો છે.

" મ પડ મ્હારા આધાર, ચોસલાં કોણ ચડાવશે ?
ગયા ચડાવણ હાર, જીવના જાતર આવશે. "

( અપૂર્ણ. )

તંત્રી.

+ રા કેશવલાલ ધ્રુવે એનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે. " અરે દીધા ડુંગર (ગડુઆ) ગિરનાર તેં મનમાં ( એવો તે ) દ્વેષ કેવો ધર્યો છે ! રા'ખેંગાર મરાતા છતા એક પણ શિખર તારૂં તુટી પડ્યું નહિ ! "

# લાકડીનું જાદુ.*

## પ્રવેશ પહેલો.

### શેઠની ફરમાશ

( સ્થળ: રામલાલ શેઠનું ઘર. પાત્રો: રામલાલ શેઠ ને એનો ગુમાસ્તો બીકણલાલ. )

રામલાલ–( સ્વગત ) અહા ! નશીબ ! તારી અકળ ખુબી છે. કાકા કનૈયાલાલનો બાવીસ લાખનો દલ્લો ! બસ, આવ્યો. આવી ગયો. ત્રણસે માઇલ દૂર, પણ આજે મારી મુઠ્ઠીમાંજ છે. એક સહેજ ચાલાકી ને બેડો પાર. કાકાએ વિલથી એની મિલ્કત મને આપી છે. ( કાગળ જોઇને ) આ રહ્યું તે વિલ. કોડિસિલથી આ વિલ રદ કર્યું છે તે હુ જાણું છું, ને તે કોડિસિલમાં મિલ્કતનો વારસ પોતાનો પુત્ર પરમેશ્વરલાલ છે એમ લખ્યું છે તે પણ હું જાણું છું. તેથી કોડિસિલ મેળવી તેને ફાડી નાખું એટલે પત્યું; કારણ, કાકાને તે રજીસ્ટર કરાવવાનો વખત મળ્યો નહોતો. કોડિસિલ, કાકાના મિત્ર મિ. લોભીલાલના કબજામાં છે. તેનું કેમ ? ( વિચારમાં ) લોભીલાલને બાવીસ લાખમાંથી એક લાખ આપવા વચન આપ્યું છે ને બદલામાં કોડિસિલ મને સ્વાધીન કરવા તેણે જણાવ્યું છે, તો તે યુક્તિ સાધી લેવી. હં–પણ તે મગાવું, કેવી રીતે ? જાતે લેવા જાઉં તે ઠીક નહિ; કારણ આ વિલને પણ મારે જીવ જેવું સાચવવાનું છે. તે લઇને એની પાસે જાઉં ને તે કદાચ ખોવાય કે તે કોઇ પડાવી લે તો હું પાયમાલ થાઉં. શું ઇન્સ્યુર્ડ પોસ્ટથી કોડિસિલ મગાવું ?–તે પણ ઠીક નહિ. પોસ્ટમાંથી દસ્તાવેજ ઉપડે તો બહુ તો મને રૂપીઆ મળે. ને તે પણ કેટલા ?–કંઇ બાવીસ લાખનો વીમો ઉતરાવાય ? [ વધુ વિચારમાં ] હ. હં. બસ. એક રસ્તો છે ને તે સારો છે. પેલા નવા રાખેલા ગુમાસ્તાને એ કામ સોંપું, પણ તે એવી રીતે કે એ વાણીઓ મારો ભેદ જાણે નહિ. [મોટેથી] અરે, બીકણલાલ–બીકણલાલ–બીકણું!

[ બીકણલાલ જલદી આવે છે. ]

બીકણલાલ—જી.

રામલાલ—તારે મુબઇ જવાનું છે.

બીકણ૦—ક્યારે ?

રામલાલ—આજેજ ત્યાં જઇ લોભીલાલને મળી એ આપે તે કાગળ તાબડતોબ લાવવાનો છે.

બીકણ૦—ચીઠી આપો એટલે સેવક તૈયાર.

---

* વડોદરા કૉલેજના સોશિયલ ગેધરિંગ માટે વિદ્યાર્થીઓની ઇચ્છાથી લખેલો આનંદ ને હાસ્યરસજ એનો ઉદ્દેશ છે. ભજવાયા બાદ ભજવાયાથી સુઝેલા કેટલાંક ફેરફારો સાથે આ સંવાદ અત્ર રજુ કરવામાં આવ્યો છે. અ. ક.

રામલાલ—મેં એને પત્ર લખ્યો છે. તારે ત્યાંજ એની પાસે જવું, ને એ તને બે પ્રશ્ન પૂછશે તેના હું શીખવું તે ઉત્તર દેવા એટલે કાગળ આપશે. કાગળ જેવો સીલબંધ આપે તેવો સીલબંધ રજુ કરવો.

બીકણ૦—પ્રશ્ન શા ને ઉત્તર શા તે કહો.

રામલાલ—એ પૂછે કે બે દુ કેટલા ? ત્યારે કહેવું બાવીસ લાખ. પછી પૂછે, તેમાંથી બાદ શું ? ત્યારે કહેવું એક લાખ એક સો એક. યાદ રહ્યું ?

બીકણ૦—ગોખેથી રહેશે. પણ આવા ખોટા ગુણાકાર ને બાદબાકી આ વાણીઆની કળે તો નહિ બણાય. અમે વાણીઆઓ તો ઉંઘમાંએ આંકડાઓની ગણતરીમાં ગોથાં ન ખાઇએ. તો આ ગરબડ ગોટાળાવાળો હીસાબ ગણતા મારી ગુમાસ્તા તરીકેની આબરૂને ધોકો પહોંચે સાહેબ.

રામલાલ—શેઠનો હુકમ પાળવો એજ નોકરની આબરૂ સમજ્યો.

બીકણ૦—પણ આવું વિચિત્ર, આવું બેઢંગ, આવું—

રામલાલ—બસ, બસ, બસ. ગુમાસ્તાને શેઠનાં કામપર ટીકા કરવાનો હક્ક નથી. હુકમ ને તેનો અમલ બીજી વાત નહિ. બસ જલદી હડપડી જા.

બીકણ૦—જેવી ઇચ્છા. ( જાય છે. )

રામલાલ—લોભીલાલને, અત્યારેજ પત્ર નાખું છું.

( લખીને પત્ર વાંચે છે. )

શ્રીયુત પરમપુજ્ય નિઃસ્વાર્થી (મનમાં એ પુણ્યશાલી સ્વર્ગમાં વસવા લાયક પુરૂષ છે એમ ખુશ કરવા ખાતર—) સ્વર્ગસ્થતુલ્ય સ્નેહી ભાઇ લોભીલાલભાઇ,—

આપણી કબુલાત પ્રમાણે એક લાખ મારે આપવા કબુલ છે. મેં મારા માણસ બીકણલાલને તમારી તરફ મોકલ્યો છે. તેને પેલું કોડિસિલ આપજો. પોસ્ટથી કોડિસિલ મગાવવું ઠીક ન લાગતા ને મારે જાતે આવવાનું પણ મને ઉચિત ન લાગતા મેં મારા માણસને મોકલ્યો છે. તે માણસ મારોજ છે તેની ખાત્રીમાં તેને ચીઠ્ઠી આપત, પણ ચીઠ્ઠી કોઇ બીજો ચોરી લે ને કઇ ઠગવિદ્યા વપરાય તો હું માર્યો જાઉં, તેમજ બીજી રીતે પણ ગરબડ થવા ન પામે માટે મેં એને બે અર્થહીન ઉત્તર શીખવ્યા છે. તમારે માત્ર બેજ પ્રશ્ન પૂછવા. પ્રથમ, " બે દુ કેટલા, " ને પછી, " તેમાંથી બાદ શું ? " બે દુ બાવીસ લાખ કહે, ને બાદ એક લાખ એક સો એક કહે તો વિના વિલંબે કોડિસિલ એને આપજો. તે મળેથી બીજેજ દિવસે એક લાખનો ચેક મોકલી દઇશ. એજ વિનતિ.

લિ. માણસરત્ન સદાશુભેચ્છક ઇહલોકમાં તેમજ પરલોકમાં આપનો સદાનો ઉત્તમોત્તમ સન્મિત્ર શેઠજી રામલાલ પોતે.

## પ્રવેશ બીજો.

### બીકણ ગુમાસ્તાનું બીકણ પગલું.

( સ્થળઃ—રસ્તો. પાત્રોઃ—બીકણલાલ, ને પરમેશ્વરલાલ. )

બીકણ૰—( રસ્તે ચાલતાં, બબડતાં બબડતા ) શેઠનું ભેજું કંઇક ખસ્યું લાગે છે. લોભીલાલ પાસેથી એક કાગળનો કકડો લાવવો તેમા વળી આ ભાન્જગડ શી? તે પણ કેવી ગાડાઇથી ભરેલી? લોભીલાલ કહે, બે ૬? ત્યારે મારે કહેવું બાવીસ લાખ. ને એ પૂછે, તેમાથી બાદ શું? ત્યારે કહેવું, એક લાખ એક સો એક.

પરમેશ્વર૰—( પાછળ પાછળ, ધીમેથી સાંભળતાં, મનમા ) લોભીલાલ! કાગળ! નક્કી કહેવાતું કોડિસિલ ઉડાવવાની તજવીજ.

બીકણ૰—( ગોખતા ) બે ૬? બાવીસ લાખ. તેમાથી બાદ શું? એક લાખ એક સો એક, એક લાખ એક સો એક, એક લાખ એક સો એક. બસ. એ બોલ્યા કે પંચ્યાત વિના લોભીલાલ રામલાલનો કાગળ આપી દેશે.

પરમેશ્વર૰—( મનમા ) આ વાણીઓ બીકણ છે માટે હાથચાલાકી વાપરી એને જતો અટકાવું ને હુંજ એના નામથી કાગળ મેળવું. નક્કી યુક્તિબાજ રામલાલે કોડિસિલજ મગાવેલુ. કોડિસિલ એને હાથ ગયું તો મારી પાયમાલીજ.

( મોટેથી ) અરે એ! કોણ છે? ( બહુજ જોરથી બીકણલાલના ખભા પર હાથ ઠોકીને ) કોણ છે તું?

બીકણ૰—( ખભો પંપાળી, દયામણું મો કરી ) એ તો હુંઉઉં...

પરમેશ્વર૰—હું એટલે કોણ?

બીકણ૰—અરે હું, હું. ( મનમા ) કોઇ ખવીસ છે. હજી ખભો દુખે છે. પણ હિંમતથી કામ લેવું. કોડું ન આપવું.

પરમેશ્વર૰—હું એટલે કોણ? ને તું કરે છે શું?

બીકણ૰—હું એટલે માણસ; ને હું કરૂં છું અહીં ચાલવાનું કામ. ( બાહ્ય ઉચી ખેંચી, બે ડગલા પાછળ હઠી ) આંખો છે કે મહુડા?

પરમેશ્વર૰—પણ ચાલીને જાય છે, ક્યા?

બીકણ૰—મેં ધાર્યું છે ત્યા.

પરમેશ્વર૰—એવો જવાબ નહિ ચાલે. આ મારી વજ્ર જેવી મુઠ્ઠી ( મુઠ્ઠી બતાવી ) જોઇ છે? તું કોણ છે? ક્યાં જાય છે? શા માટે જાય છે? તે મને તારે કહેવુંજ પડશે.

બીકણ૰—હું માણસ છું, [ પાછળ બતાવી ] આમથી આવ્યો, આમ, (સીધો હાથ કરી ) જાઉં છું, ને જ્યાં જાઉં છું ત્યા જાઉં છું માત્ર મારા કામ માટે, એમા જરાએ ખોટું નથી.

પરમેશ્વર૰—મારે હાથ ચાલાકી વાપરવીજ પડશે?

બીકણ૰—શા માટે?

પરમેશ્વર૦—સીધો જવાબ નથી મળતો માટે. જો ચાખ ત્યારે (પાંચ સાત લગાવી દે છે.)

બીકણુ૦—અરરર ! ( વાંસો પંપાળી ) આ તો બ્હુલન થાય છે.

પરમેશ્વર૦—અરે એતો હજી ઉપલક છે. હજી મે કંઇ જોર વાપર્યું નથી. બોલ, તું કોણ છે ? કયાં જાય છે ? શા માટે ? કહેવું છે કે નહિ ?

બીકણુ૦—હું બીકણલાલ છું. લે, તેનું શું છે ?

પરમેશ્વર૦—તું બીકણલાલ ?

બીકણુ૦—હા, હું બીકણલાલ. મારા શેઠ રાવલાલે લોભીલાલ પાસે એક કાગળનો કકડો મગાવ્યો છે તે લેવા હું મુંબઇ જાઉં છું, તેનું શું છે ?

પરમેશ્વર૦—શું કહે છે ? મારૂં નામ ને મારૂં કામ પચાવી બેસતા શરમાતો નથી ? શરમાતોએ નથી ને ગભરાતોએ નથી ?

બીકણુ૦—( પાછા હઠી ) મેં કોઇનુંએ નામ કે કામ પચાવ્યું નથી.

પરમેશ્વર૦—ખરો ગઠીઓ જણાય છે. હું પોતે બીકણલાલ ડાધા જેવો તારી સમક્ષ ઉભો છું તેમ છતાં મારૂં નામ ને મારૂં કામ ધારણ કરતા તારી હિંમતજ કેમ ચાલે છે ?

બીકણુ૦—મારૂંજ નામ બીકણલાલ છે. હું ધારૂં તોએ તે હું બદલી શકું તેમ નથી, કારણ છેલ્લાં પચીસ વર્ષ સુધી મને એ નામથી બોલાવવામાં આવે છે. જઇ જો જરા શરાફ બજારમાં. લોકો તને બીકણલાલ કહે છે કે મને ?

પરમેશ્વર૦—ત્યારે તો મારે હાથ બતાવવોજ પડશે. ( મારે છે. ખૂબ મારે છે. )

બીકણુ૦—અરે કોઇ આવો; પોલીસ ! પોલીસ ! અરે ઓ દેવતાઓ ! તમે ક્યાં મંદિરોમાં ભરાઇ રહ્યા છો. આ તો મને મારી નાખશે.

પરમેશ્વર૦—( ડંડો જોરથી ભોયપર ઠોકી ) બસ, નાદાન. ચૂપ. બોલ હજી બીકણલાલ તારેજ બનવું છે ?

બીકણુ૦—બીકણલાલ તો હું જ. બનવાની વાતજ નથી. મારશે તેથી કંઇ મારૂં નામ જતું રહેશે ?

પરમેશ્વર૦—હજી જોઇશે ? ( બે ચાર તમાચા લગાવે છે. )

બીકણુ૦—પણ હું શું કરૂં, મ્હારા મ્હેરબાન. વસ્તુસ્થીતી કંઇ બદલાય ? મારૂં નામ હું ટ કહો કેહું ?

પરમેશ્વર૦—હજી એનું એ ? ( ડંડો ભોંયપર અફાળે છે. ) બરાબર બોલ.

બીકણુ૦—હું બીકણલાલ હતો, પણ મારને લીધે—અરરરરરર !—પડેલા મારને લીધે કહું છું કે હવે તે નથી.

પરમેશ્વર૦—હજી, હતો રહ્યું ? ( ધપ્પો મારે છે. )

બીકણુ૦—આ પ્રકાર એવો જબરો પડે છે કે હવે મને પોતાનેજ મારા નામનો શક આવે છે. ( મનમાં બબડતો. ) પણ શું આમ નામ મુકી દેવું ?

પરમેશ્વર૦—બબડે છે શું ?

બીકણુ૦—જરા મારે નહીં તો મને એક શકા છે તે કહું.

## પ્રવેશ ચોથો.

### બીકણુલાલ પર વિશ્વાસઘાતનો સેશન્સ કેસ.

( સ્થળ—સેશન્સ કોર્ટ. પાત્રો—બીકણુલાલ, જડ્જ, પાંચ જ્યુરરો, બે વકીલ, શિરસ્તેદાર, ને રામલાલ )

જડ્જ—કેમ, બીકણુલાલ હવે તારે કંઇ ખુલાસો આપવો છે ?

બીકણુ૦—મારે માત્ર એટલુંજ કહેવાનું છે કે રામલાલ શેઠનો અગત્યનો કાગળ—જેને એ બાવીસ લાખની કિંમતનો ગણે છે, એ કાગળ લઇ જનાર હું પોતે નહિ. કદાચ બીકણુલાલ એ કાગળ લઇ ગયો હશે, પણ તે આ બીકણુલાલ નહિ, પણ કોઇ જોરાવર બીકણુલાલ. એ હું નહિ; પણ જે મને કહેતો કે એ હું એવો કોઇ બીજો હું હોવો જોઇએ હું હું તો નબળો છું; પણ એ બીજો હું તો ઘણો જબરો છે. હું હું તો બોલતા પણ ધ્રુજી જાઉંછું, માબાપ ! પણ એ બીજો હું તો મને મારતા દયાથી પણ ધ્રુજતો નહોતો. બીકણુલાલે કાગળ ઉડાવ્યો હશે, પણ તે આ બીકણુ બીકણુલાલ નહિ. લોભીલાલ શેઠ કાગળ આપ્યા પછી ચારેક કલાકમાજ ગુજરી ગયા એ મારૂં કમનસીબ છે. એની ચોપડીમા બીકણુલાલ એવું નામ નીકળે છે ખરૂં પણ તે હું હુંનું નહિ, પણ મારૂં નામ ઝુંટવી લેનાર કોઇ બીજા હુંનું. આ હુ ( છાતીએ હાથ મુકી ) એટલે કે હુ જાતે, હું, તમારી સમક્ષ ઉભો છું તે હું, એટલે કે માથાથી તે પગ સુધી જે આ તમને જણાઉં છું ( ચેષ્ટા સાથે ) તે આ હું, આ બાબતમા તદ્દન નિર્દોશ છુ.

સરકારી વકીલ—નામદાર જજ્જ ને જ્યુરીના ગૃહસ્થો !

આપના સમક્ષ રજુ થએલો કેસ એવો સરળ છે કે હું લંબાણ નહિ કરૂં. રામલાલ શેઠે પોતાનો એક કીમતી કાગળ લઇ આવવાનું કામ આ બીકણુલાલને સોપ્યું. તે વાત રામલાલે પોતાની જુબાનીમા તમારી આગળ જણાવી છે લોભીલાલ શેઠ કાગળ આપ્યા પછી તરત ગુજરી ગયા—( જજ્જ સામું જોઇને ) ડર ને જો, સાહેબ, પરમેશ્વરેજ એને એના લોભનો બદલો આપ્યો—એટલે અગત્યનો પુરાવો અમે રજુ કરી શક્યા નથી. પણ લોભીલાલની ડાયરીમાથી એવું નીકળે છે કે “ રામલાલના સંકેત પ્રમાણે વર્તનાર બીકણુલાલને કોરિસિલ આન્જેરોજ હવાલે કર્યું. ” આ લખાણ લોભીલાલના પોતાનાજ હાથદસ્કતમાં છે. તેથી અમને જબરો ટેકો મળે છે. માટે બીકણુલાલને ગુન્હેગાર જાહેર કરવા હું આપને વિનતિ કરૂં છું.

બીકણુલાલનો વકીલ—નામદાર જજ્જ ને જ્યુરીના ગૃહસ્થો,

બીકણુલાલનું દુર્ભાગ્ય છે કે લોભીલાલ મરી ગયા છે. નહિતર લોભીલાલ જાતે એને જોઇને કહી શકત કે કાગળ લઇ જનાર એ કે બીજો કોઇ. આપના સમક્ષ ઉભેલો બીકણુલાલ કહે છે કે કાગળ લઇ જનાર હું નહિ પણ મારો નામધારી કોઇ બીજો માણસ છે. હવે લોભીલાલની ડાયરીમાથી માત્ર એટલુંજ નીકળે છે કે કાગળ બીકણુ-

લાલ લઇ ગયો પણ તેથી કંઇ આ બીકણલાલજ લઇ ગયો એમ સાબીત થતું નથી. ગમે તે માણસ ગમે તેનું નામ ન દઇ શકે ? ડાયરીમાં માત્ર નામ છે, પણ જે નામનો માણસ કાગળ લઇ ગયો તે આ આપના સમક્ષ ઉભેલો બીકણલાલ હતો એ કંઇ સાબીત થતું નથી. એ સાબીત કરવું એ પ્રોસીક્યુશનનું કામ છે, તે નથી થયું તેથી આ બીકણલાલને શકનો લાભ આપવા હું આગ્રહપૂર્વક વિનતિ કરું છું.

*જજ*—જ્યુરીના સદ્‌ગૃહસ્થો,

તમારા આગળ જે કેસ રજુ થયો છે તેની વીગતથી તમે વાકેફ થયા છો. તોહમત ઘણું ગભીર છે. બીકણલાલે રામલાલના અમુક કાગળના સબંધમા વિશ્વાસઘાત કર્યો ને તેથી હિંદી ફોજદારી કાયદાની ૪૦૯ મી કલમ પ્રમાણે એ સજાને લાયક ઠરે છે એવું એના પર તોહમત છે. પુરાવામાં રામલાલની જુબાની ને લોભીલાલની ડાયરી એ બે રજુ થયાં છે. ડાયરીમાંથી એવું નીકળે છે કે બીકણલાલ કાગળ લઇ ગયો. પણ તે બીકણલાલ **આજ** કે **બીજો** કોઇ એવું ડાયરી પરથી કહેવું કે નહિ તે તમારે વિચારવાનું છે. તોહમતદાર એમ કહે છે કે એ બીકણલાલ કોઇ બીજો. પણ એના બોલવાના પર કેટલું વજન મુકવું એ તમારે વિચારવાનું છે. આ હું ને **બીજો** હું, હું હું ને પેલો હું—એવા વિરુદ્ધ વચનો પરથી તોહમતદાર કંઇક ગાંડો હોય એમ કદાચ ભાસ થાય; તોપણ એવું માની તેને નિર્દોષ ઠેરવવો એ હું બહુ ઉચિત જોતો નથી. કારણ એના વકીલે કે એણે કંઇ પણ એવું કર્યું નથી કે જે પરથી એ ગાંડો હતો એવું માની શકાય.

( થોડીકવાર ચુપચુપ રહી, અંદર અંદર વાત કરી જ્યુરરો થોડો સમય માગે છે. )

જ્યુરીનો ફોરમૅન—સાહેબ, અમારે એકાંત જોઇએ છે. અંદર અંદર મતભેદ છે.

*જજ*—બાજુ પર જઇ જોઇએ તેમ કરો.

(જ્યુરરો બાજુ પર જાય છે. )

ફોરમૅન—મને લાગે છે કે ગુન્હો સાબીત થતો નથી. લોભીલાલને ત્યાંથી બીકણલાલ કાગળ લઇ ગયો એ વાત ડાયરીમાથી જણાય છે, પણ તે બીકણલાલ તે આજ બીકણલાલ એમ સાબીત કરવામા આવ્યું નથી, તેથી આપણે આને નિર્દોષ ઠેરવવો.

બીજો જ્યુરર—એમ કેમ છોડાય ? છોડીશું એ *જજ* સાહેબને ગમશે ?

ત્રીજો જ્યુરર ( પારસી )—લેવ, આએતો વરી *જજ* સાહેબને ખુશ કરવાની ફીકરમાં પરિયાચ. મિસ્તર જરા ઇન્ડિપેન્ડન્સ રાખો. છોરી મુકો, છોરી મુકો, આપુણને સું ?

ચોથો જ્યુરર—છોડો ભાઇ છોડો, દયા ધર્મકા મૂલ હૈ. **धर्मो भविष्यति.** બીચારો આશીર્વાદ દેગે. એ પણ છુટશે ને નાહકના આપણે પણ આ માથાકુટની ફુગ્ગામાથી છુટીશું. સાચું એ વકીલ કહે તે બી ખરૂં લાગે છે, ને તે બીજો કહે તે બી ખરૂં લાગે છે. એ ભાંયફોડમાં આપણે દયાજ રાખવી કે રસ્તો સહેલો સપ.

પાંચમો જ્યુરર ( મુસલમાન )—છોડ દો છોડ દો.

ફોરમૅન—તે તો ઠીક, પણ દલીલો તો કરો, ( બીજા જ્યુરર તરફ આંગળી કરી ) કે આ ભાઇની શંકા દૂર થાય.

બીજો જ્યુરર—મને લાગે છે કે એ ગડીઓ છે. એને છોડવાથી અમારી વેપારીઓની તો પાયમાલીજ થશે. ગુમાસ્તાઓ એને પગલે પગલે ચાલશે.

ફોરમૅન—પરિણામનો આપણે વિચાર કરવાનો નથી. આપણે તો માત્ર પુરાવોજ જોવાનો છે.

બીજો જ્યુરર—એ પુરાવા બુરાવા અમે ન સમજીએ. એ બધું અંગ્રેજી ભણેલાઓને સોંપ્યુ. છોડવો હોય તો છોડો. ક્યાં મારો દુશ્મન છે !

ત્રીજો જ્યુરર—છોરી દો, છોરી દો.

ફોરમૅન—( મનમા ) આ બધા અક્કલના ઓથમીર છે. પણ ખેર જ્યાં ત્યાં બધા એકમત થાય છે. ( મોટેથી ) ત્યારે નિર્દોષ, એમજ કેની ?

બીજા જ્યુરરો—હા એમજ.

ત્રીજો જ્યુરર—નિરદોસ, નિરદોસ.

( જ્યુરરો કોર્ટમા બેસે છે. )

સિરસ્તેદાર—કેમ તમે શા નિર્ણય પર આવ્યા ?

ફોરમૅન—આ ભીકણલાલ નિર્દોષ છે એમ અમે એકમતે ઠરાવીએ છીએ.

જડ્જ—ભીકણલાલ ! જ્યુરી સર્વાનુમતે તને નિર્દોષ ઠરાવે છે. તેથી હું તને છોડી મુકું છું.

ભીકણલાલ—મહેરબાન જડજ સાહેબ ને જ્યુરીના ગૃહસ્થો,

મને બોલવાનો હક નથી પણ હું બોલું છું. આ ગરીબ વાણીઓ આજે નાહક માર્યો જાત શ્રી સત્યનારાયણ દેવ તમારૂં ભલું કરશે. આજેજ સાંજે સત્યનારાયણની કથા કરાવીશ. પ્રમાદ રાખજો મારા મહેરબાનો.

( સર્વે જાય છે. )

---

## પ્રવેશ પાંચમો.

### ભેદનું સ્ફુટીકરણ.

( સ્થળ—રામલાલનું ઘર. પાત્રોઃ—રામલાલ ને પરમેશ્વરલાલ )

પરમેશ્વ૦—કેમ ! રામલાલ ! આજ કે પેલું કોડિસિલ ?

રામલાલ—આશ્ચર્ય ! હા એજ. ત્યારે ભીકણલાલ કોણ ?

પમેશ્વર૦—તે હું પોતેજ. હુંજ પેલો જોરાવર ભીકણલાલ. કોડિસિલને આધારે મારા બાપની બાવીસ લાખની મિલ્કતનો ભોગવનાર હુંજ છું. પેલું વિલ નાબુદ છે.

રામલાલ—પાયમાલ !

પરમેશ્વર૦—પૂરે પૂરો. એકદમ આ ઘર, આ વાડીવાડીકા, આ શેઠાઇ એ બધું છોડીને અહીંથી ચાલ્યો જા, દુષ્ટ ! નહિતર તને ફાંસીએ પહોંચાડવાના કાર્યમાં સફળ થાય એવો આ તારો લોભીલાલ પરનો પત્ર ( પત્ર બતાવે છે. ) એના મરણ બાદ મેં એને ત્યાંથી મેળવ્યો છે. ( પત્ર ફાડી ) બસ, એકદમ.

( રામલાલ નીચું મો કરી જાય છે. )

( પરમેશ્વર ઘરમાં જાય છે. )

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

# નવૂં અને જૂનું.

અમે પુરાતન ભારતવર્ષનાં સંતાન છીએ; ઘણા પ્રાચીન અને ઘણા શ્રાન્ત છીએ. મેં બહુવાર આપણી જાતીય પ્રાચીનતાનો અનુભવ કર્યો છે. જ્યારે હું તે ઉપર વિશેષ વિચાર કરૂં છું ત્યારે કેવળ ચિન્તા, વિશ્રામ અને વૈરાગ્ય નજરે પડે છે. જાણે આપણી આન્તરિક અને બહિર્ શક્તિઓએ એક લાંબી વિશ્રાન્તિ લઇ રાખી હોય એમ જણાય છે. જાણે જગતના પ્રાતઃકાલમા આપણે ઘણું કામ કર્યું છે, એટલે આ બીજા પ્રહરના સખ્ત તડકામાં, જ્યારે અન્ય લોકો કામકાજમા રોકાયલા છે ત્યારે આપણે દરવાજા બંધ કરીને નિશ્ચિન્ત થઇ આરામ લઇએ છીએ. આપણે આપણી સંપૂર્ણ ઇચ્છાઓ જાણે પરિતૃપ્ત કરી છે અને હવે "પેન્શન" મેળવ્યુ છે. બસ, હવે એ "પેન્શન" ઉપર આપણે નિર્વાહ કરીએ છીએ–મઝા ભોગવીએ છીએ !

એટલામા એકાએક જણાયુ કે આપણી હાલત બદલાઇ ગઇ છે. બહુ દિવસોથી બ્રહ્મોત્તરમાં મળી ગયલી જાગીરદારી આ સમયે નવા રાજાના સાશનકાળમાં નવી સેવા ન બજાવી શક્યાથી જપ્ત કરવામા આવી છે. અચાનક આપણે ગરીબ બની ગયા છીએ અને બધા પૈસા; જેમ મજુર મજુરી કરીને પોતાના ગુજરાન માટે મેળવે છે તેમ આપણને પણ કરવું પડે છે. પુરાતન જાતિને હાલ નવીન પ્રયત્નો કરવા માટે વિવશ બનવુ પડયુ છે.

આથી આપણી ચિન્તા રહેવા દ્યો, વિશ્રામમાથી ઉઠો અને ઘરનો ખૂણો તજી દ્યો. હવે કેવળ વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, શ્રુતિસ્મૃતિ અને ગૃહસ્થ તરીકેના નિત્ય અને નૈમિત્તિક કામો મારિજ ભણ્યા કરવુ પાલવશે નહિ, સખ્ત માટીના ઢગલા દૂર કરો; જમિનને ફળદ્રુપ બનાવો અને નવા રાજાને કર આપો. કોલેજોમા ભણો, હોટલોમા જમો અને ઓફિસોમા નોકરી કરો !

હા ! ભારતવર્ષની ચોપાસની ભીંતો છિન્નભિન્ન કરીને આ કામકાજના ખુલ્લા મેદાનમાં લાવીને અમને કોણે ઉભા રાખ્યા ? અમે ચારે બાજુએ માનસિક બંધ બાંધીને કાલસ્રોત અટકાવ્યો હતો અને અમારી ઇચ્છા મુજબ અમારૂ સહુ કાઇ સમેટીને બેઠા હતા. ભારતવર્ષની બહાર ચંચલ પરિવર્ત્તન, સમુદ્રની પેઠે રાતદિન ગર્જના કરી રહ્યું હતું, પરતુ અમે અચલ સ્થિરતા ધારણ કરીને સમસ્ત ગતિશીલ સંસારનું અસ્તિત્વ વિસારીને બેઠા હતા, એવે સમયે ક્રિયા છિદ્રદ્વારા ચિર–અશાન્ત–માનવસ્રોતે અમારામાં એકાએક પ્રવેશ કર્યો અને તેણે અમારૂં સર્વસ્વ નષ્ટભ્રષ્ટ કરી દીધું ? તેણે પુરાતનમા નવીનને ભેળવી દીધું; વિશ્વાસમા સંશયનું મિલન કરી દીધુ અને સંતોષમા દુરાશા રૂપ આક્ષેપ નાખી દીધો. આ પ્રમાણે બધુયે ઉલ્ટું સુલ્ટું કરી નાખ્યું ! ધારો કે અમારા ભારતની ચારે બાજુએ હિમાલય અને સમુદ્ર રૂકાવટ વિશેષ દુર્ગમ હોત તો, અહિના લોકો અજ્ઞાત, એકાન્ત ચેરાગા સ્થિર, શાન્તભાવથી એક પ્રકારની સંકુચિત પરિપૂર્ણતા પ્રાપ્ત

[1] "સ્વદેશ" નામક બંગીય કવિવર સર રવીન્દ્રનાથ ઠાકુરના એક પુસ્તકમાના એક લેખનો અનુવાદ.

કરવાનો અવસર મેળવત. જગતની બીજી કશી ખબરો અમે જાણવા પામત નહીં અને ભૂગોળના સંબંધમાં અમારી ધારણાઓ અધૂરી રહેવા પામત. કેવળ, અમારાં કાવ્ય, અમારૂં સમાજ તંત્ર; અમારાં ધર્મશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર એક અપૂર્વ શોભા, સુષમા અને સંપૂર્ણતા મેળવત. અમે જાણે પૃથ્વીને તજીને કોઇ નાના સરખા ગૃહમાં નિવાસ કરત. અમારો ઇતિહાસ, જ્ઞાનવિજ્ઞાન અને સુખસંપદા અમારામાંજ પરિપૂર્ણ રહેત. જેમ સમુદ્રના કોઇક અંશની ચારે પાસ ધીમે ધીમે કાદવ જામતાં ક્રમશઃ તે એક શાન્તિમય સુંદર સરોવર બની જાય છે, તેમ અમો તરંગ રહિત રહીને પ્રાતર્ સાયંકાલના વિચિત્ર રંગોની છટાથી ઝળહળી રહત. અંધારી રાતના ઝળકતા સ્થિર નક્ષત્રોનો પ્રકાશમા ચૂપકીદીથી ચિર રહસ્યની ચિન્તામાં ડૂબી રહેવા જેવી અમારી સ્થિતિ બની રહત.

એ સત્ય છે કે કાલના પ્રબલપ્રવાહમા, પરિવર્તનશીલ કોલાહલના કેન્દ્રમાં, પ્રકૃતિની હઝારો શક્તિઓના રણની રંગભૂમિની મધ્યમાં ક્ષોભ પ્રાપ્ત થતા, અહિંતહિં ધક્કા ખાતા એક પ્રકારની સખ્ત શિક્ષા અને સંસ્કૃતિ મળે છે; પરંતુ એ શી રીતે કહી શકાય કે-નિર્જનતા, નિસ્તબ્ધતા અને ગંભીરતામાં ઉંડા ઉતરવાને પરિણામે કોઇ રત્ન હાથ લાગતું નથી ?

આ આન્દોલનપૂર્ણ સંસારસાગરમા આવી નિસ્તબ્ધતાનો સમય કોઇ જાતિ પામી શકી નથી હું સમજું છું ત્યા સુધી કેવળ ભારતવર્ષે એક સમય દૈવસંયોગે એવી વિચ્છિન્નતા મેળવી, સર્વથી વિભિન્ન બની જઇ, સંસાર સાગરમાં ડુબકી મારી હતી અને તેના છેક ઉંડાણ સુધી તે પહોચ્યો હતો. જેમ જગત્ અસીમ છે તેમ મનુષ્યનો આત્મા પણ અસીમ છે; આથી જેણે એ અપ્રકટ આંતર્ ભાગ કે દેશનો માર્ગ શોધ્યો છે તેણે કોઇ નવું સત્ય કિંવા કોઇ નવો આનંદ પ્રાપ્ત કર્યા નથી, એમ કહેવું એ અવિશ્વાસની વાત છે.

ભારતવર્ષ એ સમયે નિર્જન અને રહસ્યમય પરીક્ષા શાળામા સમાન હતો. તેના દરવાજા બંધ હતા. તેની અંદર એક પરમ સુંદર સંસ્કૃતિની ગુપ્ત રૂપે પરીક્ષા થઇ રહી હતી. યુરોપમા મધ્ય યુગમા જેમ કીમીઆન્તત્વની શોધ કરનારા ઘણા લોકો ગુપ્ત ગુહાઓમાં પુરાઇને તરેહવાર યંત્રતંત્રની મદદથી ચિરજીવન રહસ્યનો શોધ કરતા હતા તેમ અમારા દેશના જ્ઞાની પંડિતો ગુપ્ત રહીને સાવધાનતાથી આધ્યાત્મિક ચિરજીવન પ્રાપ્ત કરવાના ઉપાયો શોધતા હતા. તેઓનો પ્રશ્ન એ પ્રકારનો હતો કે-"**येनाहं नामृता स्यां किमहं तेन कुर्याम्** જેનાથી અમર થઇ શકાતું નથી તેને લઇને હું શું કરૂં ?" અત્યંત કષ્ટસાધ્ય ઉપાયથી તેઓ એવા અમૃતરસને શોધતા હતા કે જેનાથી અમર થઇ શકાય. તેમના એ શોધનાં પરિણામ કેવાં આવત, તે તો કોણ જાણે ? કીમીઆ વિદ્યા ( Alchemy ) માંથી જેમ રસાયણ શાસ્ત્રની ઉત્પત્તિ થઇ તેમ તેઓની તપસ્યાથી મનુષ્યની કોઇ નિગૂઢ નૂતન શક્તિનો આવિષ્કાર કદાચ થઇ શક્યો હોત, પરંતુ હા ! એકાએક આ શોધ દરમ્યાન બંધ બારણાં ભેદી નાંખીને ઉદ્યમી લોકો ભારતવર્ષની એ પવિત્ર પરીક્ષાશાળામાં પ્રવેશ્યા અને એ શોધનાં પરિણામ જનસમાજ માટે અપ્રકાશિત રહી ગયા ! નથી કહી શકાતું કે આજકાલની નવીન અપાર સંસ્કૃતિ ( Civilization ) ના જમાનામા એ પરીક્ષા માટે એવો પ્રશાન્ત અવસર પુનઃ મળશે કે નહી ?

જગતની અન્ય પ્રજાઓએ એ પરીક્ષાશાળામાં પ્રવેશ કરીને શું જોયું ? તેઓએ જોયું કે—એક વૃદ્ધ તપસ્વી તેમાં બેઠો છે. તેણે વસ્ત્ર પહેર્યાં નથી. તેણે આભૂષણો ધાર્યાં નથી. તે જગતના ઇતિહાસથી બહુ માહિત નથી. તે જે કાંઇ કહેવા માગે છે તે પ્રતીત કરવા માટે તેની પાસે ભાષા નથી, પ્રત્યક્ષ કરવા માટે પ્રમાણ નથી અને સમજી શકાય એવાં પરિણામ જણાતા નથી. એ જોઇને તે પ્રજાઓ કહેવા લાગી કે—હે વૃદ્ધ, હે ચિન્તાતુર, હે ઉદાસીન, ઉઠ, રાજનૈતિક આન્દોલન કર; અથવા નિદ્રામાં પડ્યો પડ્યો તારા પુરાણાં જુવાનીનાં પરાક્રમની ઘોષણા કરતાં કરતા શિથિલ થઇ ગયલા પુરાણા હાડમાસમાં બલ ઉપર ઝઝુમવાનું શરૂ કર. જો, તેથી તારી લજ્જા દૂર થાય છે કે નહીં ? પરન્તુ એ વૃદ્ધને બહારની પ્રજાના એ ઉપદેશ પર શ્રદ્ધા ન હતી. કેવળ વર્ત્તમાનપત્રોની પાળ બાંધીને દુસ્તર સંસારસાગરમાં યાત્રા કરવાનું સાહસ એ વૃદ્ધે ન કર્યું. એ સત્ય છે કે જ્યારે ધીમો અને અનુકૂળ વાયૂ વહી રહે છે ત્યારે સમાચારના કાગળોની પાળ ગર્વથી ફુલી જાય છે પરંતુ જ્યારે સમુદ્રમા તુફાન આવે છે ત્યારે એ દુર્બલ દંભ સેંકડો સ્થળેથી ફાટી જઇને નિરૂપયોગી બની જાય છે. કદિ ઉન્નતિનુ બંદર પાસે હોય તો ગમે તે પ્રકારે તેને કિનારે જઇ અવસર મેળવી, વિચાર કરી, ચાતુર્ય અને સાવધાનીથી એકવાર સમુદ્ર પાર થવાના યત્ન કરી શકાય પરંતુ જ્યારે ઉન્નતિના માર્ગમાં યાત્રાનો અન્ત નથી, ક્યાયે નાવ નાગરવાનું કિંવા નિદ્રા લેવાનુ સ્થાન નથી, એવુ જાણીતું છે અને જ્યારે ઉપર કેવળ ધ્રુવ તારો ચમકી રહ્યો છે; સામે કેવળ અન્તહીન સમુદ્ર જલરાશિ છે; વાયુ કેવળ પ્રતિકૂળ છે અને લહરીઓ અતિ વેગથી ફુલ્લી રહી છે ત્યારે બેઠે બેઠે કેવળ ' ફુલ્સકેપ ' કાગળની નાવ તૈયાર કરવા મન તલ્પતું નથી.

એમ છતા પણ આ સંસારમા હોડી ચલાવવાની ઇચ્છા થાય છે. જ્યારે આસપાસ દૃષ્ટિ ફેંકું છું ત્યારે જણાય છે કે—મનુષ્ય—પ્રવાહ ચાલી રહ્યો છે. સર્વત્ર વિચિત્ર કલ્લોલ, પ્રચંડ વેગ, પ્રબલ ગતિ અને વિશ્રામ રહિત કર્મની છટા દેખાય છે. એ વખતે મન તનમનાટ કરી રહે છે, અનેક વર્ષોનાં ગૃહબંધન તોડીફોડીને એકદમ બહાર નીકળી પડવાનું કહ્યા કરે છે. પરતુ એ પછી ખાલી હાથ જોઇને વિચાર આવે છે કે—રસ્તાની ખર્ચી ક્યા છે ? હૃદયમા અસીમ આશા, જીવનનું અવિશ્રાન્ત બળ અને વિશ્વાસનો અટલ પ્રભાવ ક્યાં છે ! એ નથીઃ તો જગતના એક ખૂણામાં આ અમારો અજ્ઞાત વાસજ ભલો; એ પ્રકારનો સ્વલ્પ સંતોષ અને નિર્જીવ શાન્તિ નકામાં છે !

( અપૂર્ણ ).

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# पुराणो अने शास्त्रो.

અત્યાર સુધીના ઇતિહાસનું સૂક્ષ્મ અવલોકન કરતા એટલું જણાઇ આવે છે કે પ્રજાવર્ગ અમુક બાબત કિંવા વિષય ઉપર માત્ર દલીલ દ્વારા જ ઉલ્લેખ માગતો નથી પરંતુ સાથે સાથે દાખલાની પણ આવશ્યકતા છે એમ કબૂલે છે. કોઇ પણ ખાતાની મહત્તા કિંવા ઉપયોગિતા બતાવવા માટે પ્રત્યેક વ્યક્તિ તો શું પરંતુ સરકાર પોતે આકડાઓ માગે છે અને એ આકડાઓ દ્વારા એ અમુક ખાતાની જરૂરી કેટલી છે તે સાબીત કરી આપે છે. સરકાર તરફથી પ્રત્યેક વર્ષે " Statistical Abstract " પ્રસિદ્ધ કરવામાં આવે છે તેહનુ કારણ આ પણ ગણાય એમ છે. આમ હોવાથી આપણે આપણા પુરાણોમા લખેલા શાસ્ત્રોનું અધ્યયન કરીએ તે પ્હેલા એનું અધ્યયન કરવાની ઉપયોગિતા બતાવવી જોઇએ અને તે પણ કાંઇક અસરકારક રીતે. કોઇ પણ સાગરની જળ-સપાટી પર નજર નાખતાં માત્ર આસમાની રંગ, ખળખળ કરતું પાણી, ઉચા નીચાં થતા મોજા અને ઉપર તરતી હલકી વસ્તુઓ જ મનુષ્યની નજરે પડે છે. પરંતુ સાગરને ઉડે તળીએ શું વસી રહ્યું છે તે જાણવાને તો સાગરમા પ્રવીણતાભય ડૂબકી મારવાની આવશ્યકતા છે. માટે પુરાણોમાંના શાસ્ત્રો રૂપી સાગરને તળીએ જઇ કિંમતી વસ્તુ ગ્રહણ કરી આવવાનો પ્રયત્ન જરાયે નિષ્ફલ નહીં જાય. અર્થાત્ શાસ્ત્રીય જ્ઞાનની દૃષ્ટિથી પુરાણોનુ અવલોકન કરવાથી તત્કાલીન લોકોના મન પર કેવા પ્રકારનો પ્રકાશ પડે છે એ ટુંકામા બતાવ્યાથી પુરાણોના વિવેકદષ્ટિમય વાચન તરફ સુશિક્ષિત મનુષ્યોની થોડી ઘણી વધારે પ્રવૃત્તિ થશે એમ ધારી આપણો ઉલ્લેખ આદરીએ.

આપણા પુરાણોમા વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, શરીરવિજ્ઞાન, વાયુચક્રશાસ્ત્ર, અશ્વપરીક્ષા, ઇત્યાદિ અનેક શાસ્ત્રોનો ઉલ્લેખ આપણી દૃષ્ટિએ પડે છે. એ સર્વ પૈકી કેટલાએક શાસ્ત્રોનુ સાર ગ્રહણ કરીશુ તો ઠીક થશે.

## વનસ્પતિશાસ્ત્ર.

( ૧ ) પૃથ્વીપર વનસ્પતિઓનો નાશ થયો એટલે તેઓજ પોતે નવીન વનસ્પતિની ઉત્પત્તિ કરવામા મદદગાર થાય છે.

( ૨ ) વૃક્ષની છાલમા અત્યંત સૂક્ષ્મ છિદ્રો હોય છે. એ છિદ્રો દ્વારા તે વૃક્ષ વાયુભક્ષણ કરે છે.

( ૩ ) સોપારી, ખજુરી, તાડ, શેરડી, વાસ આદિ સર્વ તૃણજાતિની વનસ્પતિ છે. તાડને તૃણરાજ કહે છે તેહનુ કારણ આ જ છે.

( ૪ ) પ્હેલા વનસ્પતિ, પછી શુદ્ર જીવ, પછી પશુયોનિ, પછી દેવતા અને સૌથી છેલ્લે મનુષ્ય એ ક્રમ પ્રમાણે ઉત્પત્તિ થઇ છે.

( ૫ ) જે પ્રમાણે મનુષ્યપ્રાણને સુખઃદુખ, ભય, લાજ, ઇત્યાદિ મનોવિકાર છે તેજ પ્રમાણે વનસ્પતિને પણ છે.

( ૬ ) મનુષ્ય ઉત્પન્ન થયો તે પ્હેલાં વરાહ, શરભ, નરસિંહ આદિ ભયંકર અને વિકરાળ બલવિશિષ્ટ પ્રાણી ઉત્પન્ન થયા, અને તે એક બીજા સાથે લડવા લાગ્યાં. એ વખતે નરસિંહ નામના પ્રાણીના શરીરના બે ભાગ થયા. એકને નર ( મનુષ્ય ) અને બીજાને સિંહ એમ નામ આપવામાં આવ્યાં.

( ૭ ) વનસ્પતિમાં ઔષધિગુણ છે.

( ૮ ) પૃથ્વીપર મનુષ્યોની વસ્તી ન્હોતી ત્યારે વનસ્પતિની વસ્તી તો હતી જ.

( ૯ ) વનસ્પતિનુ કંઇપણ નકામું જતું નથી. એના પાંદડાં, મૂળ, ફળ, ગાંદ, અને રસ એ સર્વ મનુષ્યના વિવિધ ઉપયોગમાં આવે છે.

( ૧૦ ) ત્રેતા યુગની શરૂઆતમા જલમાંથી ઘાફ, અને બાફમાંથી દગ નિર્માણ થયો. દગમાંથી પર્જન્ય, અને પર્જન્યમાંથી વનસ્પતિ એ પરંપરા પેઢીથી ચાલતી આવી.

( ૧૧ ) સ્થાવર વસ્તુના છ પ્રકાર છે. વનસ્પતિ એમાંનો એક પ્રકાર છે.

( ૧૨ ) સત્યયુગમાં વનસ્પતિની ઉત્પત્તિ ન્હોતી થઇ.

## પ્રાણીશાસ્ત્ર.

( ૧ ) પ્રાણીઓના વર્ગ તેઓના અવયવોના વિશિષ્ટ લક્ષણ પરથી ઠરાવવામાં આવે છે. જેમકે, ગાય, ભેંસ, કૃષ્ણ, સૂકર, ઉંટ ઇત્યાદિ પ્રાણી બે ખરીવાળા હોય છે. ગધેડો, ઘોડો, અશ્વતર, શરભ ઇત્યાદિ એક ખરીવાળાં હોય છે. વાઘ, બીલાડી, સસલું, શલ્લક ( દેડકો ? ), સિંહ, વાદરો, હાથી, ગિધ, બાજ, રીંછ, હંસ, સારસ, કાગડો, ચક્વાક, મોર, બગલું, લોકડી, કુતરો, ઇત્યાદિ પચ નખી હોય છે.

( ૨ ) વર્ણ ઉપરથી ઘોડાની શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ અને બલાહક એવી ચાર જાતિ માનવામા આવી છે. એ ચારમાંથી શૈબ્ય એ શુકપત્રાભ ( પોપટી રંગનો ), સુગ્રીવ, હેમપિંગલ ( સોના જેવા રંગનો પીળો ), મેઘપુષ્પ મેઘ જેવા રંગનો અને બલાહક એ ધોળા રંગનો હોય છે.

( ૩ ) શરદ ઋતુમા ૩૨ જાતિના હરણના શીંગડા પોતાની મેળે ગળી પડે છે.

( ૪ ) ગાય બળદના આઠ વર્ણ બતાવ્યા છે—શ્વેત, ધૂમ્ર, કપિલ, કૃષ્ણ, પાંડુર, ગૌર, રક્ત અને નીલ ઇત્યાદિ.

## જ્યોતિષશાસ્ત્ર.

(૧) સૂર્ય મંડળનો પરિઘ નવ હજાર યોજન છે.

(૨) શિશુમાર, ધ્રુવ, મરીચી અને કશ્યપ એ ચાર તારાઓનો કદી પણ અસ્ત થતો નથી.

(૩) મનુષ્ય માનનાં ત્રણ હજાર ત્રીસ વર્ષનો સપ્તર્ષિ મંડલ પર એક દિવસ થાય છે.

(૪) સૂર્ય, બુધ, બૃહસ્પતિ, સપ્તર્ષિ અને ધ્રુવ, એ એક બીજાથી બબ્બે લાખ યોજન દૂર છે.

(૫) ધ્રુવનો તારો સ્થિર હોઇ વાતરજ્જુથી બદ્ધ થયેલા સૂર્યમંડલને ભ્રમણ કરે છે.

(૬) વિષુવરેખા અથવા ભૂમધ્યરેખા ૩૦૧૦૦૦૮૧ યોજન લાંબી છે.

(૭) ' चंद्रऋक्षग्रहाः सर्वे विज्ञेयाः सूर्यसंभवाः ' અર્થાત્ ચંદ્ર, નક્ષત્રો અને ગ્રહ, એ સર્વ સૂર્યથી થયા છે.

(૮) ચંદ્ર જલમય છે.

(૯) સૂર્યની ગતિ પ્રત્યેક પ્રહરમા એકત્રીશ લાખ પચાસ હજાર યોજન જેટલી પ્રચંડ છે.

(૧૦) ચંદ્રની કલાઓની વૃદ્ધિ અને તેઓના ક્ષયનું કારણ સૂર્ય છે.

(૧૧) પૃથ્વીનો વિસ્તાર પચાસ કરોડ યોજન છે, પણ ભૃગૂ જેવા કેટલાએક ઋષિઓએ આ વિધાનની સત્યતા વિષે સ્પષ્ટતાથી શંકા બતાવી છે.

(૧૨) આપણા નવ હજાર નેવું વર્ષ એટલે ધ્રુવનો એક દિવસ.

(૧૩) ચંદ્ર અને નક્ષત્રો સૂર્ય પાસેથી પ્રકાશ મેળવે છે.

## રસાયનશાસ્ત્ર.

( ૧ ) રસ એકરૂપી છે તોપણ ભિન્ન ભિન્ન સંયોગોને લીધે ભિન્ન ભિન્ન ગુણ ઉત્પન્ન કરવાનું હેનામા સામર્થ્ય છે.

( ૨ ) રસ સર્વ વ્યાપી છે. એ વાયુમા છે, આકાશમા છે, પૃથ્વીમા છે. અત્યંત ઘન દેખાતી વસ્તુમા પણ એ વાસ કરી રહ્યો છે.

( ૩ ) રૂચિજ્ઞાન રસને લીધે થાય છે.

( ૪ ) રસ અવિનાશી છે.

( ૫ ) રસનુ મિશ્રણ વિકૃત થાય ત્યારે રોગ ઉત્પન્ન થાય છે.

( ૬ ) રસ જીવનાધાર છે.

( ૭ ) રસ મંગલ છે તેમ અમંગલ પણ છે.

( ૮ ) રસના અંગમા સંજીવની શક્તિ છે.

( ૯ ) કેટલાએક રસ બીજા કેટલાએક રસ સાથે મૈત્રી કરે છે. કેટલાએક બીજા રસ સાથે ભળતા નથી.

( ૧૦ ) રસમાંથી જ સર્વની ઉત્પત્તિ થાય છે. શબ્દ, સ્પર્શ, ગંધ આદિનું જ્ઞાન વિશિષ્ટ રસના સંચારને લીધે થાય છે.

## પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર.

( ૧ ) પાણીમાંથી બાફ, અને બાફનો દગ થાય છે.

( ૨ ) પ્રલય પૂર્વે ઘન અને દ્રવ પદાર્થ વાયૂમાં લીન થઇ જશે, વાયુ આકાશમાં મળી જશે, પછી અગ્નિ આખી પૃથ્વી બાળી નાંખશે, અને પછી ફરી થોડે વખતે જળવાયુશૂન્ય મૃતગ્રહના રૂપમા પરિણત થશે.

( ૩ ) સૂર્ય પોતાના કિરણોથી પૃથ્વી ઉપરનો રસ ચૂસી લે છે. આ રસનો મેઘ થઇ આકાશમાં સંચાર કરે છે.

( ૪ ) પરમાણુનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે.

चरमः सद्विशेषाणामनेकोऽसंयुतः सदा ।
परमाणुः स विज्ञेयो नृणामैक्यभ्रमो यतः ॥

( ૫ ) કોઇ પણ વસ્તુનો નાશ થતો નથી, માત્ર સ્થિત્યંતર થાય છે. જેમકે ઘર બળી જાય તો પણ તે ધુમાડાના અને રાખના રૂપમાં રહેછે જ.

( ૬ ) સમુદ્રનું પાણી ભરતીની વખતે ૧૧૫ આંગળ ચઢે છે.

( ૭ ) પૃથ્વી ઉપર પર્વત કેવી રીતે ઉત્પન્ન થયો તે જુઓ. પહેલા સર્વ પદાર્થ સંવર્તક નામના અગ્નિમાંથી થયા. પછી જલ સાથે સંયોગ થયો. તે પછી હેને સ્થિરતા એટલે ઘનતા આવી, અને હેનો સંચય થતા થતા પર્વત થયો. તે પર્વાપર્વની અંદર એટલે પ્રત્યેક થરમાં છે, તેથી હેને પર્વત કહે છે.

( ૮ ) પાણીનું પરિમાણ ભૂમીથી દસ ગણું, તેજનું પાણીથી દસ ગણું, વાયુનું તેજથી દસ ગણું, અને આકાશનું વાયુથી દસ ગણુ છે.

( ૯ ) અગ્નિના અંગમા જે બાળવાની શક્તિ છે તે હેને સૂર્ય પાસેથી મળી છે.

( ૧૦ ) સૂર્યકિરણના સ્વરૂપમાં ફેરફાર થઇ સૌદામિનિ ઉત્પન્ન થાય છે.

( ૧૧ ) મેઘગર્જના અને સૌદામિનિના ચમકાર એ વાયુની રમત છે.

## શરીરવિજ્ઞાન.

( ૧ ) દિવસના કિંવા રાત્રિના પ્રથમ પ્રહરમાં જન્મ થાય તો અલ્પાયુ, બીજા પ્રહરમાં જન્મ થાય તો મધ્યાયુ, ત્રીજા પ્રહારમા જન્મ થાય તો દીર્ઘાયુ, અને ચોથા પ્રહરમાં જન્મ થાય તો પ્રાણી અતિ દીર્ઘજીવી થાય છે.

( ૨ ) જરાયુકોષ આઠ ભાગમા વિકસત થયો છે.

( ૩ ) મનુષ્યના કર્ણમૂળ પાસે પિંગલ અને શૃંગલી નામના બે જંતુ છે.

( ૪ ) કપાળમાં ૧૫૦ જંતુ છે. એઓની અવ્યવસ્થિત હીલચાલને લીધે મનુષ્યનું વિચારભ્રમણ થાય છે.

( ૫ ) જન્મકાળે જીવને ભયંકર તાવ આવે છે. એ તાવના જોરથી મહામોહ પ્રાપ્ત થઇ પૂર્વસ્મૃતિ નષ્ટ થાય છે.

( ૬ ) મનુષ્યના શરીરપરના રોમાંચની સંખ્યા સાડાત્રણ કરોડ છે.

( ૭ ) શરીરમાં ૩૬૫૦૦ ઉંદ્રા છે.

( ૮ ) નાકની અંદર શ્વાસ અને પિંગલ એવાં બે જંતુ છે.

( ૯ ) શરીરના રોગોની સંખ્યા ૧૦૧ ( કેટલાએકના મત પ્રમાણે ૧૦૮ ) છે.

આ પ્રમાણે કેટલાએક પૌરાણિક શાસ્ત્રોનું સૂક્ષ્મ જ્ઞાન આપણે તપાસ્યું. તે ઉપરાંત, ધર્મશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, વેદાંત, ભૂગોળ આદિ શાસ્ત્રોનું કથન પણ પુરાણોમા

છે. એ સર્વ એકઠાં કરી વ્યવસ્થિત રીતે હેની ગોઠવણુ કરી હોય તો મનુષ્યના જ્ઞાનની પ્રગતિ હિન્દુસ્થાનમાં ક્યા ક્યા ક્રમથી કેવી કેવી થતી ગઇ, સમાજની પ્રગતિની કઇ પાયરી કેટલો વખત ટકી અને આગળ હેને કયું વલણું લાગ્યું, એ સ્પષ્ટ રીતે જણાઇ આવે એમ છે. સમાજશાસ્ત્રના ઇતિહાસની દૃષ્ટિએ જોતા આ જ્ઞાનનુ મહત્વ ઓછું નથી જ. તો કોઇ રસિક સાક્ષર આ બાબત ધ્યાને પર લઇ આ દિશામાં પોતાથી બનતું કરશે તો એથી આપણા સાહિત્યની સદ્દ સમૃદ્ધિ થશે એમાં તો કંઇ શક છે જ નહીં. એ દિશામાં એવા કોઇનું વલણુ થાય એ હેતુથી આટલું એમની સમક્ષ રજૂ કરી વિરમું છું.

"હંસલ."

---

## ચંદ્રને.

### ( ગઝલ ).

ગઇ ક્યાં કાન્તિ તુજ વ્હાલા ! અરે એ તો જરા કહે ને ?
ગગન આરોહતા થાક્યો, નિરખતા કે મહિતલને ?
થયો છો શોકથી ઝાંખો, અગર મિત્રો તણા વિરહે ?
ગમે ના તારલાઓનો, અરે ! સહવાસ શું તુજને ?
પીડાયો છો ગ્રહોથી વા, મહા દુઃસાધ્ય રોગો એ ?
કુમુદ સંયોગ શું ઇચ્છે, અરે જે હોય તે કહી દે !
ભીતિ શુ મૃત્યુની લાગે, પ્રભંજ વા ભાનુશક્તિની ?
અરે ! તુજ અસ્તમા પણુ જો ! ઉદય આશા તણી ઝાંખી.
ઉદય ને અસ્તની જોડી, અખિલ સંસારમા વ્યાપે;
મરણુ ને જન્મની વ્યાધિ, શિરે છે સર્વ વસ્તુને.
વિભાવરી વ્હાલ શુ પીડે, વિયોગે હું રીબાયો શું ?
પરંતુ ધૈર્ય, હિંમતથી, સરલ સૌ કાર્યની સિદ્ધિ.
શરમ ના રાખ તું બાપુ ! હવે જે હોય તે કહી દે !
તથાપિ કાં નથી વદતો, ધર્યું શેથી મૌન કાં આજે ?

મોતીલાલ બાવાલાલ પુરોહિત.

---

# स्वीकार अने अवलोकन.

**૧. હિન્દી લેખમાળા** ભાગ ૧ લો. પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. પૃ. ૭૧. ૭૨. કીમત ૦-૮-૦ આ પુસ્તક અમને કાર્યાલયના પ્રકાશક સ્વામી ભિક્ષુ અખંડાનંદ તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે, જેનો અમે સાભાર સ્વીકાર કરીએ છીએ. સદરહુ સ્વામી ગુજરાતી ભાષામા ધાર્મિક તથા ઇતર વિષયો પર સસ્તાં પુસ્તકો પ્રગટ કરવાને માટે પ્રસિદ્ધ છે. પ્રસ્તુત પુસ્તક ગુજરાતી ભાષાનુ નથી, પણ હિન્દી ભાષાનું છે. પરંતુ હિન્દી ભાષાની દેવનાગરી લિપિ તેમણે બદલીને ગુજરાતી લિપિમાં તે પ્રસિદ્ધ કર્યું છે તે એવા હેતુથી કે ગુજરાતી જાણનારાને હિન્દી ભાષાનો પરિચય થાય. પ્રગટ કર્તાએ આમુખમા પોતાનો હેતુ સ્પષ્ટ જણાવ્યો છે એટલે એ સંબંધમા વિશેષ કહેવા જેવું નથી, પરંતુ એથી કેટલાકને હિન્દીનો કુદરતી પોષાક નહિ પહેરાવતા બીજાનો પોષાક પહેરાવ્યાથી અસ્વાભાવિક લાગશે. હિન્દી ભાષા lingua franca જેવી છે. તે ગુજરાતીને ઘણી રીતે મળતી આવે છે. વળી હિંદુસ્તાનના ગમે તે ભાગમાં ગયાથી એ ભાષા આવડતી હોય તો મુશ્કેલી ઓછી પડે છે એ વાત સર્વમાન્ય છે, ને તેટલા માટે જ તે ભાષા સમસ્ત હિંદુસ્તાનની થાય, તથા તેમાં જ તમામ સાહિત્ય લખાય તો એથી લાંબે કાળે ઐક્ય થવાથી હિંદુસ્તાન રાષ્ટ્રની ગણત્રીમા આવે. આ હેતુથી બનારસની નાગરી પ્રચારીણી સભા પણ પ્રતિવર્ષ મંથન કરે છે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા પણ "એક ભાષા અને એક લિપિ" એ વિષય ઉપર જુદા જુદા વિદ્વાનોના નિબંધો આવેલા છે, ને જોઇએ તેટલું સાહિત્ય એકત્ર કરવામા આવ્યુ છે. વળી એક ભાષા તરીકે તેને પ્રચલિત કરવા ઠરાવ કર્યા છે, જે બધું ચોળવ્યાથી એટલુ તો સ્પષ્ટ જણાય છે કે આધુનિક પ્રવૃત્તિ એક ભાષા પ્રત્યે છે. હવે પ્રસ્તુત પુસ્તકમા ચર્ચેલા વિષયો જૂદા જૂદા લેખકોના તથા વિવિધ છે. ભાષા સારી છે. કારણ શબ્દોના અર્થ તેમા આપીને પ્રકાશકે તે સમજી શકાય તેમ કરવાને શ્રમ લીધો છે. અમે સ્વામી ભિક્ષુ અખંડાનંદને તેમના આ નવિન માર્ગને માટે અભિનંદન આપીએ છીએ. જનસમાજ પણ તેમને ઉત્તેજન આપશે એવી આશા રાખીએ છીએ.

**૨. ગુજરાતનું સ્થાપત્ય.** પ્રસિદ્ધ કર્તા રા. ગજાનન વિશ્વનાથ પાઠક. કીમત ૦-૪-૦ સુરતમા મળેલી પાંચમી સાહિત્ય પરિષદમા વંચાયેલો નિબંધ—એ નિબંધ વાચતાં અમને રાજકોટમાં મળેલી ત્રીજી સાહિત્ય પરિષદમા રા. વિજયલાલ ધ્રુવનો એજ વિષય ઉપર વંચાયલો નિબંધ સ્મરણમા આવે છે. બન્નેનો વિષય એક જ છે. ગુજરાતીમા સ્થાપત્યનુ સાહિત્ય હજી બાલ્યાવસ્થામાં છે, એટલે આવાં સરલ ભાષામાં પ્રસિદ્ધ થતા પુસ્તકોથી એ દિશામાં આપણું સાહિત્ય સમૃદ્ધ થાય એમાં કાંઇ વિશેષ કહેવાં જેવું નથી. રા. પાઠક પોતે સ્થાપત્યના શિક્ષક છે, એટલે પોતાના અનુભવથી એમણે એ વિષયને સર્વ દિશામાં જોઇએ તેવો ન્યાય આપ્યો છે, ને તે માટે અમે એમને અભિનંદન આપીએ છીએ.

**૩. ખેડુતોનાં સહકારી મંડળો.** પ્રસિદ્ધ કર્તા સહકારી મંડળીના અધિકારીની

કચેરી. વડોદરા રાજ્યમાં જે મહકારી મંડળ સ્થાપવામા આવ્યું છે તેનો આ રિપોર્ટ છે. સહકારી મંડળથી ખેડુત વર્ગને કેટલો લાભ થાય છે, તેમને બિયાવા વગેરે માટે જોઇતા નાણા માટે કેવી ગોઠવણ થઇ શકે એમ છે તેની સમજૂતી તથા નિયમો, એ મંડળથી કેવા અને કેટલા ફાયદા થાય છે તે વગેરે બાબતની ઉપયોગી માહીતી આપતું આ નાનું પણ અગત્યનું ચોપાનિયુ છે. આવા રિપોર્ટ વારંવાર પ્રસિદ્ધ થઇ છૂટથી ખેડૂતોમા વહેંચવામાં આવે તો ખેડુ વર્ગની અજ્ઞાનતા દૂર થાય ને તેમની સ્થિતિ સુધરે ખરી. આ દિશામાં રા. પાદરાકર જે મહેનત લઇ કાર્ય કરે છે તેનું સદરહુ ચોપાનિયું પરિણામ છે.

૪. **શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો પ્રથમ વાર્ષિક રિપોર્ટ.** એ મડળના સેક્રેટરી રા. મોતીચંદ ગિરધરલાલ કાપડિયા તરફથી અમને મળ્યો છે. તેનો સાભાર સ્વીકાર કરીએ છીએ. એ રિપોર્ટમાં વિદ્યાલયની સ્થાપનાની હકીકત, બોર્ડિંગ હાઉસ, વિદ્યાર્થીઓની સંખ્યા, નાણાની મદદ વગેરે બાબત આપવામાં આવી છે. રિપોર્ટ ઉપરથી સમજાય છે કે એ સંસ્થાને સારા પાયા ઉપર લાવવાને સેક્રેટરીએ ઘણો શ્રમ ઉઠાવ્યો છે.

૫. **જર્મનીની ઉન્નતિ.** અનુવાદક રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. કીમત ૧-૧૦-૦ ઉક્ત પુસ્તક અમને જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના તંત્રી રા. જીવણલાલ અમરશી મહેતા તરફથી અવલોકનાર્થે મળ્યું છે. હાલમા ચાલતા મહાભારત યુદ્ધ પહેલાં જર્મની વેપાર ઉદ્યોગ વગેરેમા કેવી રીતે આજની સ્થિતિએ પહોચ્યું તે બાબતનો ઇતિહાસ આપતા અંગ્રેજી પુસ્તકનું મરાઠીમા ભાષાન્તર થયેલું તેનો સદરહુ પુસ્તક અનુવાદ છે. Made in Germany. Made in Bavaria શબ્દો વ્યવહારની ઘણી ખરી વસ્તુઓ પર જોયાથી જર્મનીનું નામ પ્રસિદ્ધ હતું, પરંતુ તેનો ઇતિહાસ જાણવાની ઘણાએ ઇચ્છા કરી નહિ હોય તે ચાલતા મહાભારતના યુદ્ધથી તે ઘણાના જાણવામાં આવેલું હોવાથી એ સમયમા તેની કેવી રીતે ઉન્નતિ થઇ વગેરે બાબતનું વિસ્તારથી ઇતિહાસ આપતું પુસ્તક આવકારદાયક નીવડે. પ્રસિદ્ધ કર્તાએ એ પુસ્તકને રાજ્યદ્વારી બાબતથી તદન અલગ રાખ્યુ છે એ ઘણું સારૂ કર્યું છે, ને તેથીજ ઐતિહાસિક દૃષ્ટિથી એ પુસ્તક વાંચવા તથા લાઇબ્રેરીમા રાખવા યોગ્ય છે.

૬. **કાવ્યામૃત વાણી**—કાવ્ય કર્તા રા. રણછોડલાલ એમ. વકીલ, કીમત ચાર આના. સદરહુ પુસ્તક અમને કર્તા તરફથી અવલોકનાર્થે મળ્યું છે. લેખક પોતે પ્રસ્તાવનામા લખે છે તેમ "કંઇ પણ રસજ્ઞના જેવું નથી, તેમજ કલ્પના શક્તિ પણ નથી. માત્ર અનુભવ બિન્દુ છે." એ પુસ્તકથી સાહિત્યમા કોઇ પણ પ્રકારનો વધારો થયો નથી, પરંતુ એટલું તો ખરૂં કે કેટલાએક એવા વિષયો લેખકે પસંદ કર્યા છે કે જે આધુનિક કાવ્યકારો પસંદ કરતા પહેલા ખંચાય. લેખકને કંઇ નવિનતા બતાવવા માટે અમે અભિનંદન આપીએ છીએ, અને આશા રાખીએ છીએ કે હવે પછીનાં તેમના પુસ્તકોમા નવીનતાની સાથે કાઇક રસિકતાનો અંશ દાખલ થશે.

૭. **ચમત્કારિક દૃષ્ટાંત માળા**—આ નામનું પુસ્તક સૌ. માણેકબાઇ કહાનજી કવિ તરફથી અમને અવલોકનાર્થે મળ્યું છે. ગુજરાતના લોકોનો મોટો ભાગ સાહિત્ય વિષયક

પુસ્તકો વાંચવાને બદલે કાંઇક ચમત્કારિક તત્ત્વવાળી નવલકથા વધારે પસંદ કરે છે. એવા લોકોને ગમ્મત સાથે જ્ઞાન આપવા અત્યંત ઉપયોગી તથા જરૂરી થઇ પડેલાં અનેક પુસ્તકો પૈકી આ પુસ્તક પણ એક છે. એમાં આવતાં દૃષ્ટાંતો ઘણાં બોધદાયક અને જ્ઞાનદાયક હોઇ એ પુસ્તક એવા વાચકવૃંદને અને ખાસ કરીને સ્ત્રી વર્ગને વાંચવા ભલામણ કરતા અમને પક્ષપાત લાગતો નથી.

૮. **શરીર અને ગૃહસંસાર તથા બ્હેનોને બે બોલ**—મુંબાઇથી પ્રસિદ્ધ થતી ભગિનિ સમાજ પત્રિકા માળાનાં નં. ૧૩ થી ૧૫ નાં ત્રણ પુસ્તકોનો આ એક પુસ્તકમાં સમાવેશ થાય છે. કીમત ત્રણ આના છે. એના લેખક ભગિનિ સમાજના પ્રમુખ અને ગુજરાતના જાણીતા સૌ. શારદા બ્હેન મ્હેતા હોઇ એમાં ઉત્કૃષ્ટ વિચારશ્રેણી દૃષ્ટિગોચર થાય એ સ્વાભાવિક છે. પુસ્તકનું ખાસ લક્ષણ એટલું છે કે લેખકે માત્ર અવ્યાવહારિકી ( Theoritical ) વિચાર પ્રણાલીજ નહિ પરંતુ સાથે સાથે મોટે ભાગે વ્યાવહારિકી ( Practical ) વિચારશ્રેણી પણ સારી રીતે વાપરી છે અને તેથીજ એ પુસ્તક સમસ્ત સ્ત્રી વર્ગને વાચવાની ભલામણ કરીએ છીએ અને આવા ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે ભગિનિ સમાજના સેક્રેટરી મિ. ચીતલીયાને અભિનંદન આપીએ છીએ.

---

## " અશ્રુ ક્યારે ખેરવાં ? "*

( ગઝલ )

ગયેલી ભૂલીને માટે, કદિ ના આંસુડા ખેરો;
જરાના આગમન માટે, કદાપિ આંસુ ના ખેરો;
લુંટાએ લક્ષ્મી ભંડારો, તથાપિ અશ્રુ ના રેડો;
મરણ સ્નેહી તણું થાયે, તથાપિ અશ્રુ ના રેડો !
વિયોગી સ્નેહીના કરતું અરે ! વિકાલ જો મૃત્યુ;
મહા ભય દેખી મૃત્યુનો, કદિ ના અશ્રુઓ ખેરો !
તથાપિ રેડવું જો પ્યારું, જતાં ચારિત્ર્ય સૌ રોજે
બનો જો ભ્રષ્ટ પાતકથી, પ્રમુક્ત કંઠથી રોજો.

બહાઉદ્દીન કોલેજ જુનાગઢ } મોતીલાલ બાવાલાલ પુરોહિત.

---

* આંગ્લ કવિ Trench કૃત " Weep not—" એ કાવ્યનું આ ભાષાંતર છે.

# मीरांनी माळा.

## પદ ૨૮.

### ભજન.

શું કરીએ રાણાજી, મારા મનડા ન રે'વે રે,
ચીતડું ચોરાયેલ તે હું શું રે કરૂં. ટેક.
ભૂલી રે રાણાજી, મારા ઘરના રે કામ,
અનડા[1] ન ભાવે, નયણે નિદ્રા હરામ[2], તે હું શું રે કરૂં. શું. ૧
સામલી બજારમા રે ગજ ચાલ્યો જાય,
શ્વાન ભસેરે, તેને લજ્જાયું[3] ન થાય, તે હું શું રે કરૂં. શું. ૨
ઉભા રહો રાણાજી, મારા વખડાની[4] વેલ
ઘડિક વિલંભો[5] તો રે ભરી લાવું હેલ[6], તે હું શું રે કરૂં. શું. ૩
ચર્ચા કરે બધી નગરીના લોક,
રાણાની શિખામણ મારે મનડે ફોક[7], તે હું શું રે કરૂં. શું. ૪
બાઇ મીરાં કે પ્રભુ ગિરધર ગોપાળ;
નારીયું[8] ભજે રે તેને જુગતનો[9] જંજાળ[10], તે હું શું રે કરૂં. શું. ૫

---

## પદ ૨૯.

### ભજન.

હેજી બાઇ મેં તો પકડી આબલીયાની ડાળ,[1]
જંગલ બીચમે[2] પડી હોહોજી.
કાળા કાળા[3] ઉડે હો, ફુલ ફરી પાંખડી
બાઇ મારો પ્રભુજી પધાર્યા વનવાસ,
દુજે[4] મારી આખડી હોહોજી. બાઇ, ૧

---

પદ, ૨૮ ૧. અનડા–અનાજ, ભોજન ૨. નયણે નિદ્રા હરામ–ઉંઘ ન આવે ૩ લજ્જાયું–શરમ ( કાઠિયાવાડી બહુ વચનનું રૂપ છે ) ૪. વખડો–ઝેર; વિષ ૫ વિલંભો–વિલંભવું–અટકવું; શોભવું. ૬ હેલ–પાણીનું બેડું ૭ ફોક–મિથ્યા ૮ નારિયું–સ્ત્રીઓ. કાઠિયાવાડી બહુ વચન. એકવ નારિ બહુવ નારિયુ. ૯. જુગતનો–જગતનો; દુનિયાનો. ૧૦. જંજાળ–ઉપાધિ.

પદ ૨૯. સરખાવો, ૧. ' આવી રૂડી આબલિયાની ડાળ, કોયલ છોડી કયાં ગયાં'તાં રે (લોકગીત) ૨. બીચમે–વચ્ચે. ૩. કાળા કાળા–ભમરા. ૪. દુજે–દુજવું–રસ ઝરવો આંખમાં હર્ષનાં આંસુ ઝરે

સરોવરની પાળેરે હા, બેઠો એક બગલો,[૫]
બાઇ મેં હંસલો[૬] જાણીને કર્યો સંગરે,
મોટામાં ભાળ્યો માછલો હોહોજી. બાઇ. ૨

મીરાબાઇ ગુંથેરે હા, ફુલ કેરી પાંખડી,
બાઇ મારો પ્રભુજી પધાર્યા મારે ઘેરરે,
ફરકે મારી આંખડી હોહોજી બાઇ. ૩

મીરા કહે છે રે હા, ગિરધરના ગુણ,
મેં તો કર્યો સતગુરૂનો સંગરે,
ભજનમાં હાલું[૭] ભાવથી હોહોજી. બાઇ. ૪

---

પદ ૨૦.

ભજન.

બલિહારી રસિયા ગિરધારી રે સુન્દર સ્યામ હો,
નહીં અમને મથુરાના વાસી આવા ન બનીયેજી. ટેક.

વામલડી વાગે એમાં ભણકારા વાગેજી,
વ્રજવાટ લાગે અમને ખારી[૧]. સુંદર સ્યામ હો—૧.

જમુનાનો કાંઠો વ્હાલા ખાવાને દોડેજી,[૨]
અકળાની દે છે અમને ભારી. સુંદર સ્યામ હો—૨.

વંદ્રાવન કેરી શોભા, તમ વિના અમનેજી,
આંખે દીઠી નવ લાગે સારી. સુંદર સ્યામ હો—૩.

ગોવર્ધન તોળ્યો વ્હાલે ટચલી આંગળીએજી,
અમપર ઢોળ્યો ગિરધારી. સુંદર સ્યામ હો—૪

બાઇ મીરાં કહે છે પ્રભુ ગિરધરના ગુણજી,
ચરણ કમળ દાસી તારી બલીહારી સુંદર સ્યામ હો—૫

---

૫ બગલો—બગલા નામનું માછલાં ખાનારૂ પક્ષી; લાક્ષણિક અર્થ બગભક્ત એટલે બહારથી ભક્ત નહિ પણ ઢોંગી. ૬. હંસલો—હંસ નામનું મોતી ચરનારૂં પક્ષી લાક્ષણિક અર્થ સ્વામી પરમહંસ. ૭ હાલું—ચાલું; મ્હાલું

પદ ૨૦ ૧ ખારી—અરસિક; રસ વગરની ૨. ખાવાને દોડે—ખાવા ધાય, ઉજાડ લાગે.

## પદ. ૩૧.

### રાગ કાફી.

નાખેલ પ્રેમની દોરી, કાનુડે અમને નાખેલ પ્રેમની દોરી.
વ્હાલીડે અમને નાખેલ પ્રેમની દોરી. ટેક.
સોનાનું બેડું મારૂં રેઇ,[1] રૂપલા ઉટાણી રે,[2]
કાનુડો નાખે ગાગર ઢોળી. વ્હાલીડે. ૧
આણી કોરે ગંગા વ્હાલા, રેઇ, પેલી કોરે જમનારે,
વચમાં ગોવાલણ ઘેરી. વ્હાલીડે. ૨
જમુનાને કાંઠે વ્હાલો રેઇ, ગૌધેન ચારે રે,
બસી બજાવે ઘેરી ઘેરી. વ્હાલીડે. ૩
વંદ્રાવે વનને કાંઠે રેઇ, રાસ રચાવ્યો રે,
કૃષ્ણ કાળા ને રાધા ગોરી. વ્હાલીડે. ૪
બાઇ મીરાં કહે પ્રભુ રેઇ, ગિરધરના ગુણ રે,
ચરણ કમળ બલહારી. વ્હાલીડે. ૫

---

## પદ ૩૨.

### રાગ મારૂ.

આરત તોડી રે પ્રિયા મોરી આરત તોડી રે.
આરત તોરા નામકી, મળજો સાજ સવેરી રે. પ્રિયા. ૧
શ્રાવણ ભાદરવો ઉલટયો રે, વૃખા[1]ઋતુ આવી રે,
વીજ ઝબાઝબ[2] હો રહી રે, મેહ ઝડી લાવી રે. પ્રિયા. ૨
આ તનકો દીવડો કરૂં રે, મનસા કરૂં બત્તી રે.
તેલ જલાવું પ્રેમકા રે, નિશદિન પ્રેમકું રોતી રે. પ્રિયા. ૩

---

પદ ૩૧. રેઇ–રે શબ્દને લંબાવીને બોલતા રે–એ–ઇ–ઈ એવો છેવટે ઉચ્ચાર સંભળાય સરખાવો દયારામ.

" સોના તે કેરૂં મારૂં બેડલું રે, લોલ
ઉઢાણું રત્ન જડાવ, મારા વહાલાજી હો "

૨ ઉઢાણી–ઈંઢોણી.

પદ ૩૨. બૃ. કા દોહનમાં નહીંજ જેવો પાઠ ફેર છે ' વૃખાઋતુ આવીરે ' અને ' મેહ ઝડી લાગી રે ' છે

૧ વૃખા=વર્ષાઋતુ ૨ ઝબાઝબ=વીજળીનો ઉપરાચાપરી પ્રકાશ થયો'તે

પટીયા પાડું પ્રેમના રે, મોતી માગ[3] સમારૂં રે;
પ્રિયા તોરે કારણે રે, ભર જોબન વારૂં રે.[4] પ્રિયા. ૪
તમ હો પૂરણ પુરાણા રે, પૂરણ સુખ દેજો રે,
મીરાબાઇ બ્રેહની[5] વ્યાકુળી, અપની કર લેજો રે. પ્રિયા. ૫

---

પદ ૩૩.

## ગરબી.

આરે મારગડે જાતાં ને વળતાં અમુલખ વસ્તુ જડી.
વંદરેવનને મારગ જાતાં, ચરણ તમારે પડી. આરે. ૧
જળી રે જમુનાનાં ભરવા ગયા'તા, શિરપર મટુકી ધરી. આરે. ૨
પીળાં પીતાબર, જરકસી જામા, કેસરી આડ કરી. આરે. ૩
મોર મુકુટ (ને), કાને કુંડળ, મુખપર મોરલી ધરી. આરે. ૪
ગણી રૂક્ષ્મણીના મહેલ તજીને, કુબજાને રાણી કરી. આરે. ૫
બાઇ મીરા કે પ્રભુ ગિરધર નાગર, હુ તો વિઠ્ઠલ વરને વરી. આરે. ૬

---

પદ ૩૪.

## ગરબી.

આધ વેરાગણ છું, રાણાજી મેં તો આધ વેરાગણ છું. ટેક.
મીરા બાંધે ઘૂઘરા રે, હાથ લિયે કરતાલ,
અમેરે ગિરધર આગળ નાચશું રે, શુણ ગાઇશું રે ગોપાળ. રાણાજી.
વિખના પ્યાલા રાણે મોકલ્યા રે, દીજો મીરાંજીને હાથ,
કર ચરણામૃત મીરાં પી ગયા રે, અમરે વાલી રઘુનાથ. રાણાજી.

---

૩ માંગ-સેંથી ૪ વારૂં રે. =ઓવારૂં રે ૫ બ્રેહ-વિરહ; વિયોગ

પદ ૩૩ પાટમાં શુ સા મ. સગ્રહના પાઠ છે એમાં 'પીળાં તે પીતાંબર' અને 'મીરાં કહે પ્રભુ' છે

પદ ૩૪. શુ. કા. દોહનમાં 'કર ચરણામૃત પી ગયાં રે' એવો પાઠ છે. તેને રઘુનાથને બદલે 'શ્રી રઘુનાથ' છે

આ માસિક સંબંધી તા. ૮-૨-૧૭ ની આજ્ઞાપત્રિકામાંથી ઉતારો.

## સૂચના નંબર ૪૮. સંવત ૧૯૭૩.

આ રાજ્યની તમામ જાતની પ્રાથમિક શાળાઓના શિક્ષકોને જણાવવામાં આવે છે કે, "ચંદ્રપ્રકાશ" એ નામનું ચોપાનીયું ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા તરફથી પ્રગટ થાય છે. સદર માસિકમાં કેટલાક વિષયો રમુજી અને બોધક છે. સબબ જે શાળાને કંટીજંટમાંથી લેવાને સવડ હોય તેમને આ માસિક ખરીદવાને પરવાનગી આપવામાં આવે છે. વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહ રૂ. ૨ બે છે. તેમનો પત્તો વડોદરા ગેંડીગેટ રોડ છે. તા. ૨૪ જાનેવારી સન ૧૯૧૭.

(સહી) A. M. Masani.
વિદ્યાધિકારી.

---

# અગત્યની ખબર.

ઉપલી પરવાનગીથી ઉત્તેજિત થઇ અમે આ માસિકનું લવાજમ શાળા પાસે ટપાલ સાથે ૧-૧૧-૦ લેવા ઠરાવ કરી શિક્ષકોને સરળતા કરી છે. તંત્રી.

---

# સૂચના.

૧. વગર સહીના અને તંત્રીના લેખો માટે તંત્રી જવાબદાર છે.

૨. સહીવાળા લેખો માટે લેખક પોતે જવાબદાર છે.

૩. જે જે લેખ, ભાષાન્તર કે અનુવાદ હોય તેનો મૂળ આધાર અમને સ્પષ્ટ જણાવવો. અને બની શકે તો ભાષાન્તર માટે કર્તાની પરવાનગી મેળવી લેવી, નહિ તો તે સંબંધનું સઘળું જોખમ લેખકને શિર રહેશે.

૪. "ચંદ્રપ્રકાશ"માં પ્રસિદ્ધ થયેલા લેખનું અસલ લખાણ પાછું મળી શકશે નહિ. નહિ સ્વીકારાયેલો લેખ પાછો મોકલવાને અમે બંધાતા નથી. પરંતુ ટપાલ હાંસલ લેખક તરફથી મળ્યું હશે તો તે પાછો મોકલવા હરકત નથી.

૫. લેખ કાગળની એક બાજુએ સ્પષ્ટ અક્ષરે લખેલો હોવો જોઇએ. લેખકે પોતાનું નામ ઠેકાણું વગેરે પ્રસિદ્ધ કરવું હોય કે ન હોય તો પણ અમારી જાણ માટે લખી જણાવવું. વગર સહીના લેખો સ્વીકારાશે નહિ.

૬. રાજ્યદ્વારી અને ધર્મના વિવાદગ્રસ્ત વિષયો અમને ગ્રાહ્ય નથી.

૭. એનો એ લેખ બીજા પત્ર કે માસિકમાં પ્રસિદ્ધ થવા મોકલ્યો હોય તો તે અમને લખી જણાવવું.

૮. બદલામાં માસિકો તથા અવલોકનાર્થે પુસ્તકો તંત્રીને શરનામે મોકલવાં.

૯. જાહેર ખબરના પૈસા અગાઉથીજ લેવામાં આવશે.

આ સિવાય વિશેષ માહિતી માટે તંત્રી સાથે પત્રવ્યવહાર કરવો.

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ५.     मार्च १९१७.     फाल्गुन १९७३.

## पादपूर्ति.*

( શાર્દૂલવિક્રીડિત. )

વેલીઓ વળગી, વળી વળી વળે, વૃક્ષો તણા સાથમાં,
સુરભિથી મધુરાં સરોજ વિકસે, જ્યોત્સ્ના તણી બાથમાં;
આવી આ કૃતિ ઇશની કુદરતી, નિહાળતી શી ઉભી,
બારીના સળિઆ ગ્રહી કર દ્વયે, શૃંગાર શીલા ઉભી. ૧

રશ્મિ શીત પ્રશસ્ત કંઇક ઝરતી, સ્નેહાળ એ ચંદ્રિકા,
જ્યોત્સ્નાથી ઉંઘતાં ચકોર-અંગની, ઉરાડતી તંદ્રિકા;
એવો ચંદ્ર નિહાળતી નયનમાં, અશ્રુ ભરી એ ઉભી,
બારીના સળિઆ ગ્રહી કર દ્વયે, શૃંગાર શીલા ઉભી. ૨

" શાખા શૂન્ય છતાં સુવેલી મૈત્રીથી, શી ખેલતી મ્હાલતી,
વાચાહીન છતાં કુમુદ મધુરાં, જ્યોત્સ્ના પીતાં વ્હાલથી;
વસ્તુ ઐહિક પ્રાણશું મલપતી ના આવી કોયે દુખી, "
બારીના સળિઆ ગ્રહી કર દ્વયે, શૃંગાર શીલા ઉભી. ૩

" જ્યોત્સ્ના-ચુમ્બન-મસ્ત પ્રેમ-પીડિતા, મારૂં ચકોરી તણું,
અન્તર-સાન્ત્વન ચંદ્ર આપી હરતો, સામાન્ય નિદ્રા તણું;
આકાશી સહુ વસ્તુ પ્રેમ કરતી, હા ! નાથ ! હું શું દુખી! "
બારીના સળિઆ ગ્રહી કર દ્વયે, શૃંગાર શીલા ઉભી. ૪

---

* આ પાદપૂર્તિ 'સાહિત્ય' ના ઇનામી લેખ માટે કરવામાં આવી હતી. 'સાહિત્ય' ના વિદ્વાન મંત્રીએ એને માટે સાહિત્યના ગયા અંકમાં ઉલ્લેખ કર્યો હતો તે જ આ છે.—તંત્રી.

સૌદામિની સમસ્ત વિશ્વ જગવે, એકાદ જ્યોતિ થકી,
તોયે એકજ જ્યોત-એવી ઝરતાં, પદે મનુષ્યો ઝુકી;
નૈનન-જ્યોત વિશુદ્ધ એકન થતાં, વૈકલ્ય-જ્વાલે ડૂબી,
આરીના સળિયા ગ્રહી કર દ્રયે, શૃંગાર ઘીલા ઉભી. ૫

સૌ. સગુણા.

---

# " ન્હાનાલાલ અને ટેનીસન."

( ગતાંકના પૃષ્ટ ૧૦૯ થી ચાલુ. )

વિધવાનું જીવન નકામું છે, નમાલું છે એમ પુકારનારાઓને અત્રે દાખવેલું આ મહદ્ જીવન મહા ઉપયોગી પાઠ શીખવવા સમર્થ થશે એમ આશા રખાય છે. આપણા આ સમયને અનુસરતું આવું સમસ્ત સેવાભાવીજીવન અનેક ઉપમાને લાયક છે; અત્યંત પ્રશંસાને પાત્ર છે.

રમણીઓના જીવનસુવાસ કેવી રીતે વિકસાવવા અને વિલસાવવા તે જોતા પ્રણ- ચેનીનું અપૂર્વ જીવનસૌંદર્ય હૃદયને આંજી નાખે છે ! સાથે સાથે પુરૂષજીવનની ઉત્કૃષ્ટતાના અજબ ચમકાટ પણ તેમા વિલસી રહેલા માલૂમ પડી આવે છે ! ' સ્ત્રી-પુરૂષ કેરે સમ તેની મિત્રતા ઉત્તમ કહી ' તે ભાવ અત્રે આબેહુબ પ્રકટ થયેલો જણાય છે:—

મ્હને કહે-તું મ્હારી ગૃહલક્ષ્મીઃ
મ્હેં કહ્યું-ત્હમે મ્હારા કુલવિષ્ણુ.

આ ' ગૃહલક્ષ્મી અને કુલવિષ્ણુ ' ની ભાવના ર. ન્હાનાલાલનાં અનેકાનેક લગ્નગીતોમાં પ્રવર્તે છે. તે સૌમ્ય લગ્ન-સ્વરૂપને લક્ષમાં રાખી વારંવાર પોતાની કુલ- યોગિનીને લક્ષ્મીજી જેવી અપૂર્વ આલ્હાદકારી દીક્ષા લેવાનું સૂચન તેઓ કરે છે ! જૂઓઃ—

છે યાદ તે વર કયા સખિ ! લક્ષ્મીજીની ?
ને અષ્ટમંગલ તણાં રસિલાં રહસ્યો ?
× × × ×
આ આજ ઉર્મિ ઉછળે ભરતી ભરેલી,
ઉત્ક્ષેપ વાંચી સ્હમજો જલરેખના એઃ
નારાયણે કર વિષે લઇ લક્ષ્મીરત્ન,
કેવી પુનઃ પરમ તે લીધ લગ્નદીક્ષા;
લ્યો અંજલિ, ઉર સ્મરી કુલદેવતો ! etc, etc.

આ સાથે ગીતાજીમાંના પરમપુજ્ય પિતામાતાને અર્પણ કરેલા કાવ્યમાં લહેરતી આ નીચેની સારરૂપ પંક્તીઓ પણ અપૂર્વ આદેશ જગવે છે, ગહન ગીતા ગાય છે, અને

તે આપણા એકલાને માટે નહિ, પરંતુ સમસ્ત જગતના આર્યોની તેમાં કલ્યાણમાર્ગની ભાવના સુઝાડેલી જણાય છે !

ઓ અભિજાત આર્યાઓ ! ઓ આર્યો સહુભોમના !
સુણો આ વેદની ગાથાઃ પુર કલ્યાણ જેમના..
પિતૃદેવો ભવ પ્રાજ્ઞ ! માતૃદેવો ભવ પ્રિય !
સર્વ કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય !

બાલક અતિથીને માટે પણ કવિ ગુંજે છે કેઃ

પિતૃના નિર્મળ હૃદયદર્પણે
સન્તાન જીવનદર્શન લે છે.
બાળકનું પ્રથમ દેવમન્દિર
માતપિતાનું મુખડું છેઃ

વળી

પ્રભુવિહોણા જનકુલમાં,
બાલક પ્રભુના પેગમ્બર છે.
જડ જેવા પૃથ્વીને પાટલે,
બાળક ચેતનના ફુવારા છે;
જલભર નવવર્ષાની વાદળીઓ છે.
મનુકુલના, ભાવિભંડાર છે.
આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે.
બાલકોનો મહિમા મહાન છે.
ને એથી યે મહાન છે મહિમા
માનવમંન્દીરે મ્હોરતી માતૃલતાનો;

ઇત્યાદિ, ઇત્યાદિ.

આધુનિક જીવનને યોગ્ય સર્વ ખીલવણી રા. કવિએ પોતાનાં કાવ્યોમાં ફોરેલી જણાય છે. એવી રીતના ઉજ્જ્વલ જીવન આપણે જીવી 'જીવ્યું મીઠું' અને 'જીવ્યું જીત્યું' બનાવી શકીએ એજ કવિ આપણી પાસ યાચે છે ! જૂના કોઇ પણ કવિઓ સાથે સરખામણી કરવાની આપણી ઇચ્છા નથી, પરંતુ જે કાંઇ જૂના કવિઓ તેમના પોતાના સમયમાં કરી ગયા છે, તેમનાજ ચારક આ સમયમાં આ સમયને અનુકૂળ રા. કવિ પોતાની કવિતા દ્વારા જનહિતાર્થ જીવનવંદન વડે છે.

આ સાથે આ સમયના ચર્ચાતા આ નવચેતનાના અને નવિન જાગૃતિના યોગ્યા યોગ્ય સિદ્ધાન્તોને પણ રા. કવિ પોતાનાં કાવ્યોમાં સ્થાન આપે છે. 'રાજકુંવરરાજને સત્કાર,' 'રાજરાજેન્દ્ર એડવર્ડને' અને 'રાજરાજેન્દ્રને' અને એવાં એવાં કેટલાક રાજ્ય સ્થિતિ પ્રગતિને યોગ્ય કાવ્યો તેઓએ રચેલાં છે; જેમાં ઉછળી રહેલી ઉદાત્ત મહાનુભાવ ભાવનાઓ ચિત્તને

અપ્રિય રીતિ આછી નાંખે છે. આ તરફથી ચારે તરફથી કવિ 'સમયમૂર્તિ'નું નામ સાર્થક કરતા હોય એમ જણાઇ આવે છે. આ સિવાય Spiritual field માં પણ કવિ ઘુમ્યા છે.

ગીતા દ્વારા—તરિવો આત્મ આત્માથી, આત્માને ન ડુબાડવો,
આત્માજ આત્મનો બંધુ, આત્માજ શત્રુ આત્મનો.

વળી
કર્મમાંજ અધિકાર તાહરે,
ના, નથી ફલમાંહિ તે કદી:
લોભી કર્મફલનો તું મા થતો,
કે ન સંગ તુજ હો અકર્મમાં.

અને
યા ભક્ત મારો, મન ધાર હું વિષે,
મ્હને યજીને મુજનેજ વંદ તું.
મ્હને તું પામીશ, ત્હને હું આપુ છું,
આ કોલ સાચો મુજને તું છે પ્રિય.

ઇત્યાદિ, ઇત્યાદિ Spiritual ideals પણ આગળ ફેંકતા ચાલે છે. 'ગુરૂદેવ નમોનમઃ' 'ચંદ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન !' 'મણીમય સેંથી' વાળું કાવ્ય, આવીજ નિર્લેપી ધાર્મિક ભાવનાઓથી ભરપૂર કાવ્યપુષ્પોની અપૂર્વ માલા ગુંથાઇ રહેલી દૃષ્ટિગોચર થાય છે.

ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?
હાય ! ક્યારે જાશે અમ ધરમકરમ ?
ક્યારે જાશે જાતિકુળના ભરમ ?
ક્યારે જાશે ભયભાવના શરમ ?
પરિહરી અભિમાન લોકાચાર,
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?
ક્યારે થાશે અમ શુદ્ધ પ્રાણ મન ?
ક્યારે જાશું અમે સ્નેહ વૃંદાવન ?
સંસારબન્ધન બનશે વિમોચન ?
ગાનાજને ફિટશે લોચનઅંધાર ?
ક્યારે થશે હવે પ્રેમનો સંચાર ?
ઇત્યાદિ, ઇત્યાદિ,

આવું પણ આવાજ મનોગામી અને વિશાળ છે.

'પ્રભો ! ભક્ત થવા પરમ ભાવ છે' ! થી શરૂ થતી 'એક વ્યર્થ યાચના' વાળા કાવ્યની ગંભીર પદપંક્તિઓ, અને

જગત મૃત્યુ ભણી પગલાં ભરે છે !
પ્રભો ! તેમ છતાં ત્હેવું લક્ષ્ય છે.
સુંદર, ભવ્ય, પ્રેમલ, પવિત્ર

ત્હારા પદપંકજશું ત્હેનું લક્ષ્ય છે! વાણું કાવ્ય:—

પ્રભો! પ્રેમામૃતની તૃષા કયાં છીપશે?
પ્રભો! માનવ જીવન ક્યારે વિકસશે?
પ્રભો! ઇચ્છાના ઉદ્દ્ગ્રણ શે શમશે?
પ્રભો! તેં સદાનંદ, મનોહરતા, ધન્યતા,
ત્હારી સ્વર્ગભાવનાઃ મનુષ્ય માટે નથી?
ત્હારી રમણીય કલા, ત્હારી કોમળ પ્રભા,
પ્રભો! સુરમ્ય સાધુતાઃ માનવ માટે છે?
પામર પ્રાણીને પરમસુખની તો આશાજ છે.

આમાંની ઘણી ઘણી ભાવનાઓ રા. કવિએ અજબ તત્ત્વચિંતક માફક અનુત્તમ પ્રેયસ્ અને શ્રેયસ્‌થી વિલસતી યોજી કાઢેલી છે. કેટલાકમા અપૂર્વ બ્રહ્મોસમાજના ભાવો ઝળહળે છે, તો કેટલાકમાં અહીના ગુજરાતના પ્રાર્થનાસમાજના ચમકાટ ચમકે છે.

છેલ્લે એમનું અષ્ટક પણ તેવુંજ રસિક અને વિશાલ છે. 'એકેશ્વર અનંત અગોચર અવિનાશી દેવ' ને તેમની સર્વ હૃદયની વૃત્તિ નમે છે; છતાં યે કુલ દેવદેવીને તેઓ સત્કારે છે. મૂર્તિભાવનાને તેઓ કાવ્યમાં સ્થાન આપે છે, અને સર્વ સ્થળે ઓજસ્‌ભર્યું નિહાળી રહે છે!

(અપૂર્ણ.)
મંજુલાલ જમનારામ દવે.

---

## પ્રાણની સેંથી.

ત્યાં શું વ્યોમમાંથી કો પ્રભુની દિવ્ય સરિતા એ?
ઝુકી રે સ્યામ તૃણ વચ્ચે, મણીમય પ્રાણની સેંથી!
જસે શું દિવ્ય ઓજસ્મય પ્રભુ—સૈદામિની—દામિન્?
ઝગી રે સ્યામ અભ્રોમાં, મણીમય પ્રાણની સેંથી!
હશે શું તારલા અગણિત ભરી એ દિવ્ય સ્વર્ગંગા?
જલી રે સ્યામ આકાશે, મનીમય પ્રાણની સેંથી!
દીસે શું હાર એ સીધો, ઝુલેલી શ્વેત હસે.ની?
જણાયે સ્યામ જળ માંહે, મણીમય પ્રાણની સેંથી!
સુમી હૈં વાર ત્હેં જાતે, વળી જોઇ જઇ પામેં;
કળાયું ના નરી આંખે, હશે શું પ્રાણની સેંથી?

લલિત.

# राणकदेवी विषे केटलाक दुहा.

( ગતાંકના પૃષ્ટ ૧૧૩ થી ચાલુ )

હે મારા આધાર ! ( હવે આધાર શા માટે કહ્યો હશે ? ) પડ નહિ બાપુ તું પડ નહિ. પડશે તો તને કોણ સમો કરાવશે ? ચોસલાં ચડાવી ( સમો કરાવી ) શકે એવી શક્તિવાળા હતા તે તો ચાલ્યા ગયા છે, માટે તું પડ નહિ. તું ઉભો રહેશે તો જે જીવતા રહ્યા છે તે કોઇ દિવસ તારી જાત્રાયે આવશે.

ઉક્ત દોહરાઓ બાબતમાં લોકોક્તિ ન સ્વીકારિયે તો પ્રથમનો દુહો કહ્યો હશે તે વખતે ગિરનાર ક્ષિતિજમાંથી બ્હાર જતો રહી દેખાતો બંધ થતો હશે, તેથી ગિરનારનાં શિખરો પડે છે એવી કલ્પના કરીને પણ કહ્યો હોય. રા. રા. નરસિંહરાવ કહે છે કે " જીવતા જાતર એટલે શું હશે ? જે મરી નથી ગયા પણ જીવતા રહ્યા છે તે ' જાતર આવશે '—એટલે શું ? જાત્રાએ મુસાફરીએ આવશે. એટલે તે લોકોને માટે તું આખો રહે—એમ અર્થ હશે ? ગમે તે હો. ' જીવતાં જાતર બાળશે ' એ પાઠ પ્રકાશકે ( કવિતા પ્રવેશના ) એ સ્વીકાર્યો છે, હેનો પણ અર્થ હેમણે આપ્યો નથી. " મિ. ફૉર્બ્સે પણ ' જીવતાં જાતરે આવશે ' એમ કહ્યું છે, ને તેનો અર્થ They that survive will pay you homage કર્યો છે જે બરાબર છે.

આખરે રાણકદેવી આ પ્રમાણે શોક કરતી પાટણ પહોંચી. કેટલાક લોકો આ હકીકત સ્વીકારતા નથી. તેમનું કહેવું એવું છે કે રાણકદેવી વઢવાણથી આગળ ગઇ જ નહોતી. રાસમાળાના કર્તા તે પાટણ ગયાનું કહે છે એટલે એ હકીકત અત્રે લેવામાં આવી છે. પાટણ પહોંચ્યા પછી એકાદ સ્ત્રીએ દેવીને ટકોરમાં પૂછ્યું હશે કે ધણી જેવો ધણી મુવો છે ને તમારી આંખમાં આંસુએ નથી આવતા ? ઉત્તરમાં રાણકદેવી કહે છે કેઃ—

" પાયણને પડતે કહો તો કૂવા ભરાવિયે;
આણુંરો મરતે શરીરમા સરણાં વહે. "

પાયણ=આંસુ; પાણી. કેટલેક ઠેકાણે પાણીજ બોલવામાં આવે છે. સરણાં—ઝરણાં મતલબ કે આંખના પાણી ( આંસુ ) ના પડવાથી તમે કહો તો—તમારી ઇચ્છા હોય તો—કૂવાના કૂવા ભરાવી દઇયે. આણુંરો મરતા આખા શરીરમા એવી તીક્ષ લાગણી થયેલી છે કે ઝરણાં વહે છે.

મિ. ફૉર્બ્સનો અર્થ ઉપલા અર્થને મળતો છે. તેમાં કહે છે કે Rivers of tears course through my body. ' કહો તો કૂવા ભરાવિયે'નો અર્થ મિ. ફૉર્બ્સે ' What, shall the well fill a well ' એવો કર્યો છે તે યોગ્ય નથી.

—રાણક [illegible] ઠરાજને વશ ન થઇ એટલે તેને વઢવાણ પાછી લાવવામાં આવી. અહીં તે ચિતા [illegible] ધણીના સબ સાથે બળી મરી સતી થઇ. એ વખતની એક ઉક્તિ રાસમાળામાં [illegible] આ પ્રબંધ ચિંતામણિમાં છે કે:—

" जेशल मोडि मवाह वलि चालि विरूपं भावयिउ ।
नइ जिम नवा मवाह नवघण विणु आवइ नहि ॥ "

એનો ભાવાર્થ રાસમાળામાં એવો આપ્યો છે કે " હે, નદી હું જેમ મારો દેશ છોડી ધણી વિના વિરૂપ થઇ છું તેમ તું પણ નવા મેઘ વિના દુર્બલ થતી જાય છે; અને તેના વિના શોભા થતી નથી. તે તારા પર્વતરૂપી સ્થાનનો ત્યાગ કર્યો છે એમ મેં પણ કર્યું છે, માટે આપણે સરખાં છિયે."

રા. રા. નરસિંહરાવની ટીકા નીચે પ્રમાણે છેઃ " જેસલ ( જયસિંહ-સિદ્ધરાજ જયસિંહ ) વાહ ( =? ) માં મોડય ( ના તોડીશ, મચડીશ, )-[ અહિં ' વાહ ' તે બાહ-બાહુ=હાથ હશે ? મ્હારો હાથ મચડીશ નહિ-એમ સિદ્ધરાજને તરછોડીને કહ્યું હોય. ] વળી વિરુઉ ( = વિરૂપ, અશુભ પરિણામ ) ભાવિયઇ=વિચારિયે, વિચારય;- અર્થાત્, મ્હારા ઉપર બળ કરવાનું માઠું પરિણામ ફરી ફરીને વિચારી જોજે. [આમ બળ કર્યે પ્રીતિ ઉત્પન્ન નહિ થાય; તેહનુ દૃષ્ટાન્ત આપી કહે છે- ] જેમ નદી ( ને ) નવા પ્રવાહ, નવઘન ( નવા મેઘ ) વિના આવે નહિં; ( તેમ મ્હારૂં જાણજે; અર્થાત્ મ્હારા હૃદયમાં મ્હારા નવઘન જેવા પતિ વિના બીજા તરફ પ્રીતિનો પ્રવાહ, નવો પ્રવાહ આવશે નહિં. ) "

રા. કેશવલાલ ધ્રુવ નીચે પ્રમાણે એનો અર્થ કરે છે; " અરે, રાજા જયસિંહ ! તું મ્હને વળી વળી બળાત્કારે ( मोडि ) લેઇ જા મા. ( તેમ કરવામાં માત્ર ) માઠું ( विरुउ ) જ થશે. નવઘન ( સુંદરમેઘ ) વિના જેમ નદી નવા વહેણે વહેતી નથી, તેમ આ ( રાણકદેવી પણ ) નવા વહને આવનાર નથી. "

આ ઉક્તિથી એટલું સિદ્ધ થાય છે કે સિદ્ધરાજે તેને પરણવાને બહુ સમજાવેલી હોવી જોઇએ, પણ તે એકની બે ન થઇ, ત્યારે ન છૂટકે તેને વઢવાણ તે લાવેલો હોવો જોઇએ. રાણકદેવીને સત તો જ્યારથી તેને ગઢમાથી ઉતારી લઇ જવામાં આવી ત્યારથીજ ચઢેલું, એમ દુહા પરથી જણાય છે. તેમજ રાસમાળાના છેવટના ભાગમા એવો એક ઉલ્લેખ છે કે " All Sorath submitted to him; but it was the palace of Ra Khengar, upon Girnar, which received the marks of the Sati's hand for Ranak Devi. " " સોરઠ દેશ ત્હેને કબજે થયો, પણ રાણકદેવી સતીના હાથના થાપા તો ગિરનાર ઉપરના રા'ખેંગારના મહેલને થયા." સિદ્ધરાજ દેવીના મહેલમાં આવ્યો, ને તેને હાથ કરી ત્યારથી તેને રા મર્યાનો વહેમ તો ગયેલો હોવોજ જોઇએ. એ પણ બનવા જોગ છે કે રાણકદેવીને રા'-ખેંગારના મરણની ખબર કરી ન હોય. સત ન ચડ્યું હોય તો પછી મહેલને ' સતીના થાપા ' શી રીતે હોય ! આ બાબતમાં કશોએ નિર્ણય આપણાથી થઇ શકે એમ નથી. પરંતુ એટલું તો ખરૂં છે કે આ રસિક દૂહાઓએ ઘણા ઘણા વિદ્વાનોને ઐતિહાસિક તથા સાહિત્ય દ્રષ્ટિથી જોવા આકર્ષ્યા છે.

સિદ્ધરાજે રાણકદેવીને ઘણી સતાવેલી હશે, તથા રા'ખેંગાર મર્યાની તેને ખબર આપી હશે, ત્યારે તેણે એની પાસે ધણીનું શબ માગેલું, તે આપવાને આનાકાની થયેલી

તેથી 'તે નહિ આપવામાં આવે તો શાપ દઇશ' એવું દેવીએ કહેલું કહેવામાં છે. શાપની ખીકેજ તેણે તેને રાખ સોપેલું, પરંતુ સતીનું સત જોવાને તેણે તેને કહેલું કે 'તમે સતી હો તો અગ્નિ વિના ચિતા સળગાવો.' રાણકદેવીએ સૂર્યની આરાધના કરી, અગ્નિ પ્રકટાવ્યો. એ વખતે પુષ્કળ પવન વાયો, તથા સિદ્ધરાજ સતીનું સત જોવાને ઉભો હતો તે બનાવનો એક દુહો છે.

" વાયો વાયુ સવાય, વાયે વેણુ પરજળે,
ઉભો ત્યાં સિદ્ધરાય, સત જોવા સોરઠિયાણીનું. "

સવાય=સવાયો, ઘણો. પરંતુ વધારે બંધ બેસતો અર્થ 'અનુકૂળ' છે. એજ અર્થની કવિ વલ્લભની નીચલી ઉક્તિ સરખાવવા જેવી છે.

" એકલો જીતી આવે, ન લે સવા કવાને. "

એથી એનો એવો અર્થ થઇ શકે કે અનુકૂળ પવન વાયો. જે વાયુથી રેતી (વેણુ) બળવા લાગી ત્યાં રાણકદેવીનું સત જોવાને સિદ્ધરાજ ઉભો હતો.

રાણકદેવીએ, ચિતામા પ્રવેશ કર્યા પહેલાં, સિદ્ધરાજને શાપ આપેલો એવી દંતકથા છે. તેણે કહેલું કે 'તેં મારા દીકરા મારી નાખ્યા છે, માટે તું અપુત્ર મરણ પામીશ.' કહેવત છે કે ' સતી શાપ દે નહિ, ને શખણીનો શાપ લાગે નહિ.' તે ગમે તે હો. પરંતુ એ તો ખરૂં છે કે સિદ્ધરાજ અપુત્ર મરણ પામ્યો હતો.

રાણકદેવી બળી મરતા પહેલાં બોલી હતી કેઃ—

" વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે,
ભોગવતો ખેંગાર રાણ, ભોગવ ભોગાવા ધણી. "

રા. રા. નરસિંહરાવ એ દોહરાના સંબંધમાં કહે છે કે " વારૂં—ઓવારૂં; ઓવારી જાઉં. વઢવાણ શહેરને, શહેરના ઉપર હું ઓવારી જાઉં. અર્થાત્ હું હેનાં ઓવારણા લઉં. હું એને અર્થે જાતનું બલિદાન આપું. " વારૂં—રળિયામણું, ખૂબસૂરત પણ થઇ શકે. તે સમયે વઢવાણ મોટું શહેર ( બીજાં ગામોના પ્રમાણમાં ) હશે, ને રળિયામણું હશે. શહેરને ભાગોળે નદી હોય તે શહેર રમણીય મનાય છે. વઢવાણને ભાગોળે નદી વહે છે, તેથી તેને રળિયામણું કેમ ન ગણ્યું હોય ?' હે ખૂબસૂરત વઢવાણ શહેર ! તારી ભાગોળે જે ભોગાવો નદી વહે છે તેને કાંઠે હું સતી થઇ મારી જાતનું તને બલિદાન આપું છું. જ્યાં સુધી મારો ધણી રા'ખેંગાર જીવતો હતો ત્યાં સુધી તે મને ભોગવતો હતો, પણ હવે તું નદ રૂપે મારો ધણી થઇ મને ભોગવજે.' રા. નરસિંહરાવનો અર્થ સુઘટિત છે.

રાણકદેવીના ઉપલા દુહાને મળતો પ્રાચીનતર દુહો પ્રબંધ ચિંતામણિમાં નીચે પ્રમાણે છે. રા. કેશવલાલ ધ્રુવે બીજી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી કરેલા ભાષણમાં પણ તે કહેલો છે.

" वाढि तो वढवाण, त्रिसारतां न विसरइ।
सोना समा पराण भोगावइ तई भोगवीउ॥ "

કર્નલ ટૉડ્ને એનો અર્થ નીચે પ્રમાણે કર્યો છે. " Broken down is Wadhwán; that King is dead; my father's race exists no longer; desolate is my life; let Bhogawo now enjoy me. " વાઢિનો અર્થ Broken down કરેલો લાગે છે. અર્થજ બેસતો નથી.

રા. કેશવલાલે वाटि तउ પાઠ કહ્યો છે, ને તે પ્રમાણે એનો અર્થ " વઢવાણ વટાવાતું વિસારતાં વિસરાતું નથી. તેની પાસે વહેનારા હે ભોગાવા, મ્હારા સોના સમા પ્રાણ ત્હારાજ વડે ભોગવાઓ. " આપ્યો છે.

રા. નરસિંહરાવે એ ઉક્તિનું ભાષાન્તર નીચે પ્રમાણે કર્યું છે.

" વાટે તો વઢવાણ, વીસારતા ન વીસરે,
સોના સમા પ્રાણ ભોગાવો તે ભોગવે. "

રાસમાળામાં એ સંબંધમાં વિશેષ કહેવામા આવ્યુ છે કે " આ વેળાએ સિદ્ધરાજે પોતાની પામરી રાણકદેવી ઉપર નાખી, તેણિયે અગ્નિમાથી તેના ઉપર પાછી નાંખી દીધી ને બોલી ' જો આવતા ભવમાં તારે મારા સ્વામી થવુ હોય તો હમણાં મારી સાથે બળી મર. ' પણ સિદ્ધરાજે ના કહી. "

આ રાણકદેવી પ્રસંગના દુહાઓ રાણકદેવીએ પોતે કહ્યા હોય કે નહિં તે જોવાનું આપણું કામ નથી. તુરીઓએ, ભાટ ચારણોએ અથવા બીજા કોઇ સાહિત્ય સમર્થ વિદ્વાને કયા પ્રસગ લેઇ રાણકદેવીની સ્તુતિ ગાઇ આ ઐતિહાસિક બનાવને અતિ રસિક બનાવ્યો છે. તે એવો કે એમાં જે રસિકતા તથા અર્થ ગૌરવ રહ્યા છે તે તરફ ઘણાની દૃષ્ટિ ગઇ છે. સમર્થ વિદ્વાનોએ એના અર્થ જુદી જુદી દૃષ્ટિથી કર્યા છે તેમા વિશેષ હું શું કહી શકું એમ છું ? વળી ગિરનાર જુનાગઢમાં આ ઐતિહાસિક અને સાહિત્ય રસિક બનાવ બન્યા પછી એના જેવો બીજો પ્રસંગ થયો નથી. રા મંડળિક વખતે જે થયેલો તે રાણકદેવી રાખેંગાર જેવો કહેવાય નહિ, તેથી જે દુહાથી આ વિષય આરભ્યો છે તેજ શબ્દોમા પ્રસગને અનુસરતા જરા ફેરફાર કરી રા. નરસિંહરાવની પેઠે અંતે એમ કહું તો ખોટું નહિ કહેવાય કે,

જે સાંચે રાણક ઘડી, ઘડિયો 'રા' ખેંગાર;
તે સાંચો ભાગી ગયો; રડયો ગિરનાર.

" ભાનુ. "

---

# आपणा संसारनी मुश्केलीओ
## अने
# ते दूर करवाना उपायो.*

રા. રા. ગોવર્ધનરામભાઇએ આપણા સંસારની મુશ્કેલીઓનો ખરેખરો ચિતાર એમની સરસ્વતીચંદ્ર નામની લોકપ્રીય નવલકથામાં દર્શાવ્યો છે. તેમજ એમણે તે દૂર કરવાના ઉપાયો પણ જુદે જુદે સ્થળે પત્રોદ્વારા, પાત્રોદ્વારા, તથા અન્ય રીતે બતાવ્યા છે.

આપણા ગૃહસંસારની શી, શી, તથા કેવી કેવી અડચણો છે, તેનું વર્ણન સરસ્વતીચંદ્રના બીજા ભાગમાં ગુણસુંદરીના કુટુંબજાળમા સારી રીતે કરવામા આવ્યું છે. આપણા સંસારમાં ગુણસુંદરીની માફક જ્યારે ગૃહિણીને માથે આખા કુટુંબનો ભાર પડે છે, ત્યારે તેને સૌના જુદા જુદા સ્વભાવો સાથે કામ લેવું પડે છે. સૌની કરેવો વેઠવી પડે છે, તથા સર્વ સ્વાર્થનો ત્યાગ કરવો પડે છે, અને સર્વ સુખનો ભોગ આપવો પડે છે. આ પ્રમાણે સ્વાર્થત્યાગ, ધૈર્ય, મહેનત, ખત, તથા શાણપણ રાખવામા આવે તોજ કુટુંબસંસાર સલાહ સંપથી ચાલી શકે. પણ સંસાર ચલાવવો એ રાજ્ય ચલાવવા જેવું છે. ગૃહિણીનું કામ રાજ્ય ચલાવનાર પ્રધાનના જેવું ગહન છે. દીર્ઘદૃષ્ટિ, સ્વાર્થત્યાગ, સહનશીલતા, ઉદ્યોગ, ઉદારતા, વ્હેવારકુશળતા, સેવકબુદ્ધિ, સૈન્યબુદ્ધિ, ઇત્યાદિ અનેક મહાગુણનો ઉપયોગ ચતુર ગૃહિણીને પ્રધાનના જેટલોજ છે. ઉપલા સર્વ ગુણો ગુણસુંદરીમા હતા, તેથી તેનો ગૃહસંસાર સારી રીતે ચાલતો હતો. ગુણસુંદરીએ પોતાના આત્મબળથી મોટા કુટુંબનો બોજો ઘણી મુશ્કેલીઓ પડવા છતાં ઘણા ઉત્સાહથી ઉપાડી લીધો, અનેક તરેહના સુખ દુઃખમાં પણ પોતાનો રસ્તો કાઢી કુટુંબરૂપી નાવને ચલાવી પાર આણ્યું હતું. તેજ પ્રમાણે દરેક સ્ત્રી જો એકત્ર કુટુંબમા પોતે સુખ દુઃખ સહન કરી આત્મભોગ આપે તોજ એકત્ર કુટુંબી ગૃહસંસાર ઘણી સહેલાઇથી ચલાવી શકે.

આપણા સંસારનો પાયો સંયુક્ત કુટુંબપર રચાયલો છે. આવાંજ બંધારણ તથા કારણોને લીધે ઇર્ષાખોર સાવકી મા ગુમાનની શીખવણીથી, વૃદ્ધ લક્ષ્મીનંદન ને સરસ્વતીચંદ્ર જેવા અતિ પ્રેમાળ તથા વિદ્વાન પુત્રરત્ન પ્રત્યે, તથા તેની ભવિષ્યમાં થનાર કેળવાયલી તથા સ્નેહાળ પુત્રવધૂ કુમુદસુંદરી પ્રત્યે પણ કરેલા અસહ્ય અને સખત વાક્પ્રહારથી સરસ્વતીચંદ્રને ઘરનો, પત્નીનો, મિત્રનો, તથા સર્વ કોઇનો ત્યાગ કરી ચાલ્યા જવું પડ્યું, અને તેની જીંદગીની પવિત્ર અને ઉમદા આશાઓને સદાને માટે નિરાશ કરવી પડી. ઉદ્ધતલાલ પોતાના મિત્ર ચન્દ્રકાન્ત પર આ પ્રમાણે લખે છે કે સરસ્વતીચંદ્ર જેવા સર્વશક્તિઓથી સમૃદ્ધ, સમર્થ, શ્રીમાન, વિદ્વાન ને કુમુદસુંદરી જેવા રત્નનો યોગ થવા આવેલો તે સ્વપ્નવત્ થઇ ગયો. એની રસિક સાક્ષર લલના સાથે એ પુરૂષનો યોગ થયો હોત તો, આપણા લોકપર કેવી કેવી અમૃતની વૃષ્ટિ થાત,

---

* સુરત નાગરબાળા મિત્રમંડળના ત્રીજા વાર્ષિક મહોત્સવ વખતે કાઢેલી ઇનામી હરીફાઇમા પહેલે નંબરે પાસ થયેલો નિબંધ. સૌ. મહીમનગૌરી.

પણ આપણા કુટુંબક્લેશી ગૃહસંસારે, દુષ્ટ તથા મૂર્ખતાના ભંડારે આપણા હાથમાં આવેલું નારીરત્ન સમુદ્રમાં નાખી દીધું છે. ઘેર ઘેર એકત્ર કુટુંબના ક્લેશથી ઘણા પુરૂષોની ઉત્તમ આશાનો સદાને માટે નાશ થાય છે. આપણા સંસારમાં સાવકી માના આવ્યા પછી પુત્ર પ્રત્યેનો પ્રેમ ઓછો થાય છે. તેથી ઘણા સુજ્ઞ પુત્રોને પિતાના આવા પ્રહાર સહન કરવા પડે છે, અને તે કુટુંબમાં એકત્ર રહેવાથી, તેમને અને તેમની પત્નીઓને આખી જીંદગી દુઃખમા ગાળવી પડે છે. કેટલાક અણુસમજુ માબાપો તો પુત્રને ચડાવી ગરીબ અને નિર્દોષ બાળાના ઉપર જુલમ ગુજારે છે.

આર્યસંસારના એકત્ર કુટુંબના સદા તથા ગેરફાયદા વિષે ઉદ્ધતલાલે પોતાના મિત્ર ચંદ્રકાન્તપર લખેલા પત્રમાં ઘણુ સારૂં વિવેચન કર્યું છે, અને લખે છે કે બાળલગ્ન, કન્યા કેળવણી, તથા સ્ત્રીસ્વાતંત્ર્ય જેવી અગત્યની બાબતોમા કુટુંબના જુના વિચારના વૃદ્ધોને લીધે સુધારા થઇ શકતા નથી. આપણા સમાજની આર્થિક, તેમજ નૈતિક સ્થિતિ પણ વિકાસ પામી શકતી નથી તેનું કારણ પણ તેજ છે. આપણાં છોકરાંઓ બુદ્ધિશાળી, અને સ્વાશ્રયી થઇ શકતાં નથી, તેનું કારણ બાળક ઉમ્મરમા વડીલોના હાથ નીચે રહી ચીમળાવવું, તથા શાળામાં ભણતી વખતે શિક્ષકોના ખોટા દાબમાં રાખવાથી બાળકના ખીલતા અંતઃકરણ પર જાણે બરફ પડતું હોય તેના જેવું છે. આપણા કુટુંબના ભણેલા માણસોને પણ શાસ્ત્રાનુસાર પિતાની આજ્ઞા પાળવી પડે છે, અને તેમની પત્નીઓને પણ સાસુ નણુન્દની યમદષ્ટિમાં જીંદગીપર્યન્ત દુઃખ ભોગવતા દુ:ખમાંજ સડયાં કરવું પડે છે. વહુઓ અને છોકરીઓને એક પ્રીત શી રીતે થવાની ? પ્રાચીનકાળથી શબ્દ બંધાયો છે કે न नन्दत ननान्द्रा ભાભીને જોઇને આનંદ ન પામે તે નણન્દ. અને નણન્દ ભોજાઇને બારમો ચંદ્રમા એ આપણ દેશનો જુનો અનુભવ છે. નણન્દ ભોજાઇ વચ્ચે પક્ષપાત કરવાના પ્રસંગ આવતાં સાસુનું ચિત્ત કોના તરફ વળશે અને કોના પર નહીં વળે એ સમજાય એવી વાત છે. આવી વખતે પુરૂષોની સ્થિતિ ઘણી કફોડી થાય છે. તે ભાગ્યેજ ન્યાય આપી શકે છે. નવી વધૂ સાસુ નણુન્દના ત્રાસોને લીધે કામ કરતાં કંટાળી જાય છે. પતિ પત્નીને જેમ બને તેમ પતિથી જુદી રાખવામા આવવાથી જે દીવ્ય પ્રેમ બે વચ્ચે થવો જોઇએ તે થઇ શકતો નથી. જો કોઇવાર પતિ સ્ત્રીની તરફેણ કરતો હોય તો મા તેને પુરૂષત્વ વિનાનો કહે છે, અને સ્ત્રીવશ વગેરે હલકા શબ્દોથી વારંવાર તેને નિંદે છે. આથી પુરૂષોનાં મગજો ખરાબ જાય છે. સોમાંથી પાંચ ટકાજ એવા પુરૂષો નીકળશે કે બેઉ અને આ વચ્ચેની તકરારનો ખરો ન્યાય આપી શકે. આને લીધે દુષ્ટ સાસુઓ અને કજીયાખોર નણુન્દોનુ જોર વધી પડે છે, પણ જ્યારે વહુને સાસુ થવાનો વખત આવે ત્યારે તે પણ તેમ કરવા ચુકતી નથી. વળી આપણા સંસારનું બંધારણ એવું છે કે યુવાન પુરૂષ વર્ગોની કમાઇથીજ, આપણું કુટુંબી જીવન પુરૂં થાય છે. અંગ્રેજ લોકમા તો લગ્ન થતાં પુત્ર જુદા થાય છે, જ્યારે આપણા લોકમાં પુત્રને માતપિતાના ઉપકારને નામે ચિ બંધનનો દાસ કરી દેવો એજ પ્રશસ્ત ગણાય છે. એ આચાર હજુ સુધી આપણા લોકમા રહેલો છે, અને ઘણી મુશ્કેલી પડતા છતાં આ બંધનમાંથી મુક્ત થવાને આપણા પુરૂષો હજુ સુધી ભાગ્યશાળી થઇ શક્યા હોય એમ લાગતું નથી. [illegible] કુટુંબમાં તો માતાઓને પુત્રીઓ અને વધુઓ વચ્ચે પક્ષપાત કરવાને અવકાશ મળે

# રાષ્ટ્રીય કેળવણી.*

હિંદમાં સ્વરાજ્યનો પોકાર ચાલી રહ્યો છે. જો પોકારથીજ સ્વરાજ્ય મળતું હોય તો આપણને હવે તો મળીજ જવું જોઇએ. પોકારની જરૂર છે પણ માત્ર પોકારથી દહાડા નથી વળવાના. જ્યાં જ્યાં સ્વરાજ્ય મળ્યું છે, ત્યાં ત્યાં સ્વરાજ્યના પોકાર પહેલાં જનસમાજમાં તેની હિલચાલો ચાલેલી જોવામા આવી છે. લોકોમા સ્વતંત્ર વિચાર કરવાનો ને સ્વતંત્ર રહેણી રાખવાનો નિશ્ચય ને તેવી રહેણી જોવામા આવ્યા છે. લોકોની કેળવણી તેઓના સંગ્રહને સારૂ ગોઠવાએલી જોવામાં આવી છે. કેળવણીની ગોઠવણી પોતેજ કરતા જોવામાં આવ્યા છે. આપણે તેથી ઉધું કરવા માગતા હોઇએ એવો આભાસ આવે છે. સ્વરાજ્યનો પોકાર છે. સ્વતંત્ર વિચાર જનસમાજમા બહુ નથી. સ્વતંત્ર રહેણી ક્યાંએ નથી, અથવા ભાગ્યેજ જોવામા આવે છે. કેળવણી કેવળ પરદેશી છે. આ લેખમાં માત્ર પરદેશી કેળવણીનોજ વિચાર કરવાનો છે. તેના વિના બધું ખોટું છે. સ્વરાજ્ય આજે મળો કે કાલે. રાષ્ટ્રીય કેળવણી વિના તે નિભવાનું નથી.

આજે હિંદમાં મળતી કેળવણીને અહીં પરદેશી કેળવણી ગણી છે. પહેલાં પાંચ વર્ષ છોડીને કેળવણી પરદેશી ભાષા મારફતે અપાય છે. પહેલા પાચ વર્ષ જે સર્વથી વધારે ઉપયોગના છે તે અવસરે ગમે તેવા શિક્ષકો મારફતે શિક્ષણ દેવામાં આવે છે. પછી અંગ્રેજી શરૂ થાય છે. તે શિક્ષણમા બાળકને નવી ભૂમિનોજ ખ્યાલ આપવામાં આવે છે. તેના ઘરની સાથે તેની કેળવણી કશો સબંધ ધરાવતી નથી. આજ લગી તે ભોયે બેસી આનંદ માનતો. હવે તે ભારે નિશાળમાં આવ્યો. તેને સારૂ બાંકડો જોઇએ. ઘેર તો હજુ ભોયે બેસવાનીજ સ્થિતિ છે. આજ લગી તે હિંદુ હોય તો ધોતી, પહેરણ ને અંગરખાથી, ને મુસલમાન હોય તો ધોતીને બદલે ઇજારથી સતોષ માનતો. હવે તેને ઘણે ભાગે કોટ પાટલુન જોઇશે. આજ લગી તેને સારૂ બરૂની લેખણ બસ હતી; હવે તેને ' સ્ટીલ પેન ' જોઇએ. આમ તેની બાહ્ય જીંદગીમાં ફેરફાર થયો. ઘરની રહેણી અને નિશાળની રહેણી વચ્ચે અંતરાય દાખલ થયો. ધીમે ધીમે પણ ખચીત તેના આતર જીવનમા પણ પરિવર્તન થવા માડે છે. તેના જીવનમાં જે ફેરફાર થયો છે તેની અસર ઘર ઉપર થોડીજ થઇ શકે છે. માબાપને છોકરાની કેળવણી શું છે તેનું ભાન નથી, તેની ઓછી દરકાર છે. એ કેળવણીને વટાવી શકાય છે એટલુંજ જ્ઞાન માબાપને છે તેથી તે સંતાપ પામે છે. આવું લાંબી મુદત ચાલે તો આપણેજ પરદેશી થઇ જવાના, આપણી હિલચાલથી મળેલું સ્વરાજ્ય પરદેશી થઇ જવાનો ભય રહે છે; એટલે કે જે વસ્તુથી દેશ દબાઇ રહ્યો છે, તેજ વસ્તુ સ્વરાજ્ય પછી પણ ચાલુ રહેવાનો સંભવ છે. આ ભયમાથી મુક્ત થવાનો એક ઉપાય તો એ છે કે કેળવણીની પદ્ધતિ બદલાય.

રાષ્ટ્રીય કેળવણીમાં ( ૧ ) શિક્ષણ માતૃભાષાદ્વારા હોય, ( ૨ ) શિક્ષણ વચ્ચે ને ઘર સંસાર વચ્ચે એકતા અથવા અનુસંધાન હોય, ( ૩ ) શિક્ષણ પ્રજાના મોટા સમૂહની

* આ લેખ અમને બારોબાર સ્વતંત્ર રીતે મોકલવા માટે અમે લેખકનો આભાર માનીયે છીએ. તંત્રી

દાખલ્તો પુરી પાડનાર હોય, (૪) શિક્ષકો પ્રથમ શ્રેણીને સારૂ તો જરૂર ચારિત્રવાન હોય, (૫) શિક્ષણ મફત હોય, (૬) શિક્ષણ ઉપર પ્રજાનો પુરો અંકુશ હોય.

દેશી ભાષાદ્વારા શિક્ષણ આપવું જોઇએ એ સાબીત કરવું પડે છે એ વાત આપણને નામોશી પહોંચાડનારી છે. આપણે અંગ્રેજી ભાષાના પ્રભાવ તળે કચરાઇ ન ગયા હોત, તો આ સ્વયંસિદ્ધ વાતને સિદ્ધ કરવાપણું નજ રહેત.

અંગ્રેજી ભાષાના હિમાયતી કહે છે કેઃ—

( ૧ ) અંગ્રેજી ભાષા મારફતેજ દેશમા જાગૃતિ થઇ છે.

( ૨ ) અંગ્રેજી સાહિત્ય એટલું બહોળું છે કે તેનો ત્યાગ કરવો તે આપઘાત છે. તે સાહિત્યને આપણી ભાષાઓમા ઉતારવું એ અશક્ય છે.

( ૩ ) અંગ્રેજી ભાષા વડેજ આપણે એકત્ર ભાવનાને પહોચી વળીએ છીએ. હિંદુસ્તાનની અનેક ભાષાને ખીલવવાનો પ્રયત્ન તે દૃષ્ટિ સંકુચિત કરવા બરાબર છે ને એક પ્રજાની ભાવનાને પાછી હઠાવા જેવું છે.

( ૪ ) અંગ્રેજી એ રાજ્યકર્તાની ભાષા છે. અંગ્રેજીના હિમાયતીની આ મુખ્ય દલીલ જણાયેલી છે. બીજી છે તેમા ઉક્ત દલીલોમાં જે કાઇ વજન રહ્યું છે તેટલું પણ નથી.

અંગ્રેજી ભાષા મારફતેજ જાગૃતિ થઇ છે, એ કહેણીમાં અર્ધ સત્ય રહેલું છે. જે કેળવણી દેશમા અપાઈ રહી છે તે અંગ્રેજી ભાષા મારફતેજ છે. હિંદી પ્રજા કંઇ નામર્દ નથી, એટલે તેણે જે કંઇ મળ્યું છે તેનો થોડો ઘણો પણ ઉપયોગ કર્યો છે. એમ છતાં આપણે બધા પરિણામથી નિરાશ થયા છીએ. કેળવણીમા ભારે ખામીઓ છે એ તો સહુ કોઇ કબુલ કરી રહ્યું છે. પચાસ વર્ષની કેળવણીને અંતે જે પરિણામની આશા રાખવાનો આપણને હક હતો, તે પરિણામ નથી આવ્યું. એમ કેમ ? જો કેળવણી પ્રથમથીજ આપણી ભાષાઓ દ્વારા અપાતી હત, તો આજે ભવ્ય પરિણામો નજરે આવત. જે વસ્તુ માત્ર ખોબા જેટલા અંગ્રેજી જાણનાર સમજ્યા છે તે કરોડોમાં પસરેલી હોત. જે જુસ્સો અંગ્રેજી ભણેલા થોડાઓ બતાવી શકે છે તે કરોડો બતાવતા થઇ ગયા હોત. અને આપણા જુવાનીઆ કોલેજમાથી નીકળીને નિસ્તેજ બની નોકરીજ શોધતા રહે છે, તેને બદલે તેઓ ગોખણપટ્ટીમાંથી મુક્ત રહેવાને લીધે તાજા હોત, ને નોકરીને કનિષ્ટ ગણી તેનો તિરસ્કાર કરત.

અંગ્રેજી સાહિત્યનો ત્યાગ કરવાની કોઇએ વાત કરી નથી. તે સાહિત્યને આપણે જુદી જુદી ભાષાઓમા ઉતારત. જેમ જાપાન, દક્ષિણ આફ્રિકા આદિ મુલકોમા ચાલે છે, તેમ આપણે કરત. જાપાનમાં થોડાને સરસ અંગ્રેજી, થોડાને સરસ જરમન, થોડાને સરસ ફ્રેંચ એમ શીખવે છે. તેઓનું કાર્ય તે તે ભાષામાંથી રત્નો શોધી તેને જાપાનમા જાપાનની ભાષા મારફતે દાખલ કરવાનુ છે. જરમનીને અંગ્રેજીમાંથી કંઈ લેવાનું નથી હોતું એમ નથી, પણ તેથી કંઈ બધા જરમન અંગ્રેજી શીખતા નથી. કોઈ જરમન પોતાનુ શિક્ષણ અંગ્રેજી મારફતે લેતો નથી, ને થોડાજ અંગ્રેજી શીખી તેમાંનું નવું જરમનમાં ઉતારી માતૃભાષાની સેવા કરે છે. તેમજ આપણે કર્યું હોત.

અંગ્રેજી ભાષા વડે એકત્વ ભાવનાને પહોચ્યા છીએ વગેરે હકીકત તો એવી છે કે અંગ્રેજી દાખલ થયા પછી આપણે ભિન્ન છીએ, એવો શક પડયો, અને પછી આપણે એક થવા પ્રયત્ન કર્યો. ભાષાની એકતા એ પ્રજાની એકતાની અનિવાર્ય નિશાની નથી એમ ઘણા દેશોમા આપણે જોઇએ છીએ. દક્ષિણ આફ્રિકામાં બે ભાષા છે પણ એક સ્વાર્થ હોવાથી પ્રજા એક થતી ચાલી છે. કેનેડામાં તેમજ છે. ઇંગ્લાડ, સ્કોટલાંડ ને વેલ્સમા આજે પણ ત્રણ ભાષા બોલાય છે. વેલ્સ ભાષાની જાગૃતિને સારૂ મિ. લોઇડ જ્યોર્જ મહા પ્રયત્ન કરી રહેલ છે. છતાં એ ત્રણે દેશમા એક પ્રજાની ભાવના પુરજોરમાં વહે છે. જૂદી ભાષા ખીલવવાથી લોકોમાં જાગૃતિ ફેલાશે. તેઓ પોતાની સ્થિતિ સમજશે. જૂદા જૂદા પ્રાતના બધા એક હોડીમાં બેઠેલા છે એ તેઓ જાણશે એટલે ભાષાભેદ ભુલી જઇ સ્વાર્થ પરાયણતાનો અંગીકાર કરી બધા હોડીનો વેગ વધારવાને તથા તેને સહીસલામત રાખવા તૈયાર થશે ને રહેશે. વળી શિક્ષિત વર્ગને સારૂ આપણે હિંદીને સામાન્ય ભાષા ગણવી પડશે. હિંદી શીખવાનો પ્રયત્ન તે અંગ્રેજી શીખવાના પ્રયત્ન આગળ યત્કિંચિત્ છે.

અંગ્રેજી રાજ્ય કર્તાની ભાષા છે. આ વાત ઉપરથી એટલુંજ સિદ્ધ થઇ શકે કે આપણામાના કેટલાકે અંગ્રેજી અવશ્ય શીખ્વું પડશે. આપણી દલીલોમા અંગ્રેજીનો દ્વેષ નથી. તેને પોતાને સ્થાને રાખવાનો આગ્રહ છે. તેને સ્થાને તે શોભી નીકળશે ને તેની જરૂર સહુ સ્વીકારશે. તે કેળવણીનું વાહન ન થઇ શકે. તે ભાષા આપણા પરસ્પરના વહેવારની ન થઇ શકે. આપણી શાળામા ઉંચામા ઉંચી કેળવણી તે તે પ્રાતની ભાષાઓ મારફતેજ અપાવી જોઇએ એ જરૂરનુ છે.

શિક્ષણ વચ્ચે અને ઘર સસાર વચ્ચે એકતા, આ વાત સ્વયં સિદ્ધ છે. આજે આ એકતા નથી વર્તતી. રાષ્ટ્રીય કેળવણીમા તે ખ્યાલ રાખવોજ પડશે.

શિક્ષણ પ્રજાના મોટા સમૂહની હાજત પુરી પાડનારૂં જોઇએ. પ્રજાનો મોટો ભાગ ખેડુત વર્ગ છે. તેથી ઉતરતો વણકર વર્ગ છે. જો આપણા બાળકોને પ્રથમથીજ ખેતીનું ને વણાટ કામનું જ્ઞાન હોત, જો તેઓ આ બે વર્ગની હાજતો સમજતા હોત, જો તે વર્ગને તેઓના ધધાના શાસ્ત્રની કેળવણી મળી હોત, તો આજે આપણી ખેતી ઝગી નીકળતી હોત, આપણાં ઢોર દૂબળા, ન ધણીઆતાં ન જોવામાં આવત, આપણા ખેડુતો ગરીબાઇને લીધે કરજના બોજા તળે ચીપાયેલા ન હોત, આપણા વણકરોનો લગભગ નાશ ન થયો હોત, આપણી નીપજ કાચા રૂપમાં પરદેશ જઇ તેની ઉપર કારીગીરી થઇ પાછી આપણા દેશમાં આવી આપણને નામોશી ન લગાડતી હોત, અને દર વર્ષે આપણે સુતરાઉ કાપડને સારૂ ઇંગ્લાડને ૮૫ કરોડ રૂપીઆ ન આપતા હોત. કેળવણીએ આપણને શેઠ બનાવવાને બદલે ગુલામ બનાવ્યા છે.

શિક્ષકો પ્રથમ શ્રેણી સારૂ જરૂર ચારિત્રવાન જોઇએ. અંગ્રેજી કહેવત છે કે બચ્ચું મનુષ્યનો પિતા છે. આપણી તેના જેવી કહેવત છે કે પુત્રના પગ પારણેથી વરતાય. કુમળી સ્થિતિમાં જો આપણે આપણા બાળકોને ગમે તે શિક્ષકોના હાથ તળે મુકીએ ને પછી મરદ બને એવી આશા રાખીયે, એતો કવચનું બીજ વાવી મોગરાની આશા રાખવા સમાન થાય. બાળકોને સારૂ સારા શિક્ષકોને રાખતાં આપણે પૈસાના લોભ તરફ ક્ષણું માત્ર પણ દૃષ્ટિ નથી રાખી શકતા. આપણા વડવાઓના વખતમાં આપણે કેળવણી ઋષિમુનિઓની મારફતે મેળવતા.

શિક્ષણ મફત હોય. વિદ્યાદાનને અવેજની સાથે સંબંધ હોવો ન જોઇએ. સૂર્ય જેમ સહુને સારૂ સરખો તપે છે, વૃષ્ટિ જેમ બધાંને ખાતર વરસે છે, તેમ વિદ્યાવૃષ્ટિ બધાને સારૂ એવી રીતે પડવી જોઇએ.

શિક્ષણ ઉપર પ્રજાનો અંકુશ હોવો જોઇએ. આ અંકુશમાં પ્રજાની કેળવણી રહેલી છે. એ અંકુશ હશે તો પ્રજા પોતાના બાળકની કેળવણીમાં રસ લેશે, તેને સારૂ જવાબદાર થશે. ને આવું સ્થાન જ્યારે કેળવણી લેશે, ત્યારે સ્વરાજ્ય માગ્યું મળશે.

આવી કેળવણી આપણે શરૂ કરવી એ આપણી ફરજ છે. આવી કેળવણીની માગણી સરકાર પાસે કરવી એ આપણો હક છે. આપણે શરૂ કરીએ તો જ સરકાર પાસે માગી શકીએ. પણ રાષ્ટ્રીય કેળવણી અપાય તેને સારૂ શાં પગલાં ભરવા જોઇએ એ આ લેખનો વિષય નથી. પ્રથમ તો ઉપરના વિચારોનો પ્રજાએ સ્વીકાર કરવાનો રહ્યો છે.

મોહનલાલ કરમચંદ ગાંધી.

---

# अमारी नोंध.

ગયા ફેબ્રુવારી માસની ૮ મી તારીખની આજ્ઞાપત્રિકામાં 'આ માસિક પ્રાથમિક શાળાના શિક્ષકોને ખરીદવા મે. વિદ્યાધિકારી સાહેબે જે પરવાનગી આપી છે, અને જે અમે અન્ય સ્થળે પ્રસિદ્ધ કરી છે તે માટે અમે મે. વિદ્યાધિકારી' સાહેબનો અંતઃકરણ પૂર્વક આભાર માનીયે છીયે. આ પ્રમાણે રાજ્યની તમામ પ્રકારની પ્રાથમિક શાળાના શિક્ષકોને આ માસિક લેવા છૂટ થવાથી અમને રાજ્ય તરફથી એક પ્રકારનું ઉત્તેજન મળ્યું છે એટલુંજ નહિ, પણ તેથી અમારે માથે કેટલીક જોખમદારી વધી છે એમ અમે સમજીએ છીએ. આ માસિકમાં અમે કેળવણીને લગતા તથા જનસમાજને ઉપયોગી વિષયો આપીયે છીયે, પરંતુ આ નવીન હુકમથી અમને વિશેષ પ્રોત્સાહન મળ્યું છે. એટલા માટે કેળવણીના, શાળાના તથા શિક્ષકોના વિષયો ઉપર અમે વખતો વખત ચર્ચા ચલાવીશું, તથા એજ અંગના મહત્વના વિષયો પર શિષ્ટ લેખકો પાસે લેખો લખાવી મંગાવી તે પ્રસિદ્ધ કરી અમારા બંધુ વર્ગને લાભ આપીશું.

આ ઉપરાંત અમારા કેટલાક શિક્ષક વર્ગની સૂચનાથી અમે એટલી વિશેષ ગોઠવણ કરવા રાજી છીએ કે, દરેક શાળામાં આજ્ઞાપત્રિકા લેવાની ગોઠવણ હોઇ શકતી નથી, તેટલા માટે તે દરેક શાળાથી લેઇ શકાતું નથી. આથી કરીને આજ્ઞાપત્રિકામાં કેળવણીને લગતા પ્રસિદ્ધ થતા હુકમો તથા વટહુકમોથી શિક્ષકો અજ્ઞાત રહે છે. શિક્ષકોની આ મુશ્કેલી અમે બરાબર સમજીએ છીએ, ને તે દૂર કરવા અમે એવા અગત્યના હુકમો તથા વટહુકમોનો ઉતારો કરી અમારા માસિકમાં છાપીશું, જેથી આશા છે કે તેમની મુશ્કેલી દૂર થશે. આ નવી યોજના પાર પાડવાને અમને ઉમેદ છે કે શિક્ષકો સહાય કરશે, અને જેટલે અંશે અમને સહાયતા મળશે તેટલે અંશે અમે તેમની આ હાજત પૂરી પાડવામાં પ્રયત્નશીલ રહીશું, એમ કહવાથી કોઇ જાતની નિંદાને અમે પાત્ર થતા નથી એમ અમે માનીએ છીએ, ને તેમ થતું હોય તો તે માટે અમે ક્ષમા માગીએ છીએ.

# પ્રિય મધુકરને.

## શિખરિણી છન્દ.

જરી સામે જોતાં, નયન મમ ત્યાં તો ઠરી રહ્યાં,
ગુંથાતાં ચિત્તોનું, ગ્રથન સમજાતાં સમિપમાં,
સુચીરા શાન્તિ ત્યાં, પ્રસરિત થતી સ્નેહ રસથી,
અચિરા દુઃખોની, હત ગતિ થતી તેજ રસથી. ૧

## હરિણી.

પણ જરિ સમી ઇચ્છા થાતાં કઇ સુખથી લવ્યો,
મધુકર સુખે ગુંજી લેજે અમુલ્યજ આ સમો;
નથી જગ વિષે તારા જેવા યદી અમ દૃષ્ટિમાં,
વિસરી જગને શુદ્ધાદ્વૈતે ફરે જ તું સૃષ્ટિમાં. ૨

કમળ મિલતા તેમાં તું તો મિલીત થતો સુખે,
તવ દિલ વિષે ના દેખાતી જરા ડર મૃત્યુની;
મરણ દુઃખ એ છો ભેદીને રહ્યું વળગી સુખે;
પણ તવ દિલે, ના, તે, આવે, અભેદીજ જાણીને. ૩

## મન્દાક્રાન્તા.

આ સંસારે નથી કઇ દીઠાં સાર કે શાન્તિ થોડી,
સર્વે વસ્તુ પળપળ મહિ ભિન્ન રૂપે જણાતી;
તે સર્વેને સમજી દિલમાં એક સાચા સ્વરૂપે,
શાન્તિ માની કમળ સહમાં નિત્ય રે'તો સુખે તું. ૪

સો માદી છે અનુપમ સમા સ્વર્ગને આપનારા,
જ્યાં દુઃખોનો જરિ પણ નથી ભાસતો ભાસનારા;
એ મિમાસા કઠિન સરખા શુદ્ધ તર્કે વિચારી,
કર્મોથી જે પ્રકટિત કરી મુક્તિ દર્શાવતી'તી. ૫

વેદાન્તિને ભ્રમ સમ જગત્ માનતા ઇન્દ્રજાળ,
શુદ્ધાદ્વૈતે મળી જતી રૂડિ શાન્તિ મીઠી અમાપ;
તે સર્વેના હૃદયગત જે ભાવ તે તું વિચારી,
આત્મારામી બની વળી રૂડિ શાન્તિ લેતો ભિખારી. ૬

ચીનાબાગ-દુધેશ્વર રોડ
અમદાવાદ.

ચીમનલાલ જીવણલાલ ચીનાઇ.

# अन्नपूर्णाना मंदिरमां.

## ( ૧ )

### આ કોણ ?

કમલા અન્નપૂર્ણાના મંદિરમાં પરિચારિકા બની હતી. જીવનપર્યંત કૌમારાવસ્થા ભોગવી દેવીની ઉપાસનામાં સમય ગાળવો એ તેનું મહાવ્રત હતું. ૧૩ વર્ષની નાની વયે કમલાએ સંસારનું બંધન તોડીને જગજ્જનનીનો આશ્રય શોધ્યો હતો.

અન્નપૂર્ણાની ઉપાસનામા છ વર્ષ વીતી ગયા. આજ સુધી સંસારની વાસનાઓને ભસ્મીભૂત કરીને તેણે પોતાના વ્રતનું યથાસ્થિત પ્રતિપાલન કર્યું; તેનું મન ક્ષણભર પણ ચલિત બન્યું નહોતું. પરંતુ આજે કોણ જાણે શાથી તેનું મન ચંચળ બની રહ્યું હતું.

સંધ્યા સમય હતો ! મંદિરના ઉદ્યાનમાં દેવીની પૂજા માટે કમલા પુષ્પો ચુંટતી હતી; પરંતુ તેનું લક્ષ્ય ફુલોમા નહોતું ! તેના હૃદયપટ ઉપર કોઇ અન્ય ચિત્ર અંકિત બન્યું હતું; જે અનેક યત્નો કરવા છતા ત્યાંથી ખસવા પામ્યું નહોતું. તેની દષ્ટિ અહો-નિશ તે ચિત્ર ઉપર ઠરી રહેતી. આ સમયે પણ તે આ મૂર્તિની ઉપાસના કરી રહી હતી.

પોતાના હૃદયની આ નિર્બળતાને લીધે કમલા લજ્જા પામતી હતી. આ નિર્બળતા વિદારવા માટે તે દેવીને પ્રાર્થતી હતી. એના અંતરમા વિશ્વાસ હતો કે દેવીની કૃપાથી એ નિર્બળતા સમય જતા અવશ્ય અદશ્ય થશે.

પુષ્પો ચુંટાઇ રહ્યાં. કમલાએ કંઇક ખડખડાટ અવાજ સાંભળ્યો. પોતાની પાછળ કોઈ ઉભું હોય એવી ભ્રાંતિ થઇ. મુખ પાછળ ફર્યું; આ કોણ ? આ તો બીજું કોઇ નહીં, પરંતુ પોતાનું હૃદયાંકિત ચિત્ર, હૃદયમંદિરમા બિરાજેલી મૂર્તિ !

## ( ૨ )

### " મ્હને ભૂલી જાઓ ! "

" કમલા ! મ્હને ક્ષમા કર. ફરતાં ફરતા અહીં ચડી આવ્યો છું; મનના વેગને હું અટકાવી ન શક્યો. કમલા ! હું સત્ય કહું છું કે તારા વિના હું નથી રહી શકતો, મારાથી રહી શકાતું નથી ! મારૂં સુખ, મારી આશા, મારૂં જીવન જે ગણું તે તુંજ છે. તું મારા જીવનની આશાદોરી છે. કમલા ! મને નિરાસ ન કર, હમેશને માટે મો દુઃખા-ગારમાં ન ફેંકી દે ! સંસારમા રહીને પણ તું ભગવતીની ઉપાસના કરી શકશે. સત્ય કહું તો સંસારમાં રહીનેજ સાચી ઉપાસના બની શકે છે. "

તેનાથી વધારે ન બોલાયું. વિષાદપૂર્ણ નેત્રોથી તે કમલા તરફ જોઇ રહ્યો.

કંપિત સ્વરે કમલાના મુખમાંથી ઉત્તર નીકળ્યો. " કુમાર ! મને હતભાગિની ન બનાવો. માતાની ગોદમાંથી મને ન ખસેડો. મને ભૂલી જાઓ ! હું જાણું છું કે હું પોતે તમને ભૂલી શકી નથી. પણ તમે-કુમાર !-તમે મને ભૂલી જવાનો યત્ન કરો ! "

નિરાશાનો એક નિશ્વાસ કુમારે નાખ્યો. "કમલા ! હું તને કદી નહીં ભૂલી શકું; પરંતુ તારો આગ્રહ છે તો તને ભૂલી જવાનો યત્ન, છેવટ આડંબર પણ કરીશ. આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી તો તને ભૂલી જવી એ અશક્ય છે. જોઉં છું કે પ્રાણનો ત્યાગ કર્યા પછી પણ તને ભૂલી જાઉં છું કે કેમ ? હું જાઉં છું, કમલા, સદાને માટે હું જાઉં છું. પ્રભુ તારું કલ્યાણ કરે ! "

કુમાર ત્યાં જવા લાગ્યો. આર્તસ્વરે કમલા બોલી, " કુમાર ! એમ ન કરો; મારે લીધે, આ પાપિણીને લીધે, આપનો પ્રાણ ત્યાગ ન કરો ! "

કુમારે પાછો ફર્યો, પરંતુ નિરુત્તર. કમલા હતાશ બની. જતાં જતાં તે બોલી " કુમાર ! જરા સબુર કરો, હું તમારી સાથે આવીશ ! "

( ૩ )

**" કાર્યભાર તમને સોંપું છું. "**

ભગવતી અન્નપૂર્ણાની પૂજા સમાપ્ત થઈ હતી. સર્વ પરિચારિકાઓ પોતપોતાના આશ્રમમાં વિશ્રાંતિ લેવા ગઈ હતી. માત્ર કમલા અત્યારે મંદિરમાં હતી.

કેટલોક સમય સજળ નેત્રોએ તે દેવી સામું જોઈ રહી. હૃદયના ઉંડાણમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી પડ્યો. દેવીને તે વીનવવા લાગી, " ભગવતી ! હું જાઉં છું, મારે જવું જ પડે છે. તેણે કહ્યું છે કે, જો હું તેની પાસે નહીં જાઉં તો તે આત્મહત્યા કરશે ! હું તેનો સ્વભાવ જાણું છું, અને દેવી આપ તો ઘટઘટ વ્યાપી અંતર્યામી છો, એટલે સઘળું જાણો છો જ. તે જરૂર આત્મહત્યા કરશે. ત્યારે શું મારે તેની સાથે જવું ? હા ! પણ તેમ કરતાં મારે આપની સેવાથી વિમુખ થવાનો વખત આવે ! મારું વ્રત ભંગ કરવાથી શું હું પાપિણી નહીં બનું ? તે કહે છે કે એમાં કંઈ પાપ નથી. પરંતુ મને તો એમજ લાગે છે કે હું પાપ કરું છું. જગતજનની ! મને દૃઢ શ્રદ્ધા છે, મારા અંતરમાં વિશ્વાસ છે, કે આપ મને પતિત નહીં થવા દ્યો. જો હું પાપ કરતી હોઉં તો મને કહી દ્યો, દેવી ! ફક્ત એટલું કહી દ્યો કે આ પાપ કર્મ છે ! પછી હું તેની સાથે કદી પણ નહીં જાઉં. દયા કરો, ભગવતિ ! આ રંક દાસી ઉપર દયા લાવો. તે હમણાંજ અહીં આવી લાગશે. હું સઘળું આપની ઇચ્છા ઉપર રાખું છું. કહો, માતા ! એટલું કહો કે તું પાપિણી છે, પાપ કર્મ આદરે છે; બસ પછી........"

બહારથી કોઈનો પગરવ સંભળાયો. તુરતજ કમલા અન્નપૂર્ણાના ચરણે ઢળી પડી. પોતાનાં અશ્રુઓથી દેવીના ચરણો ભીંજવતાં, પદપ્રક્ષાલન કરતાં તે બોલી, " દેવી ! તે

આ તરફ આવે છે. કૃપા કરી એટલું કહો કે આ પાપ કર્મ છે. પછી હું કદી પણ નહીં જાઉં, તમારી છાયાથી કદી જુદી નહીં થાઉં. ”

તે વધારે બોલે તે પહેલા તો કુમારે મંદિરમાં પ્રવેશ કર્યો અને કહ્યું, “ કમલા ! હું આવી પહોંચ્યો છું. ”

કમલા ઉઠી-ઉભી થઇ, “ કુમાર ! દેવી તરફ જુઓ ! તે કેવી કોપિત દૃષ્ટિથી મ્હારી તરફ જોઇ રહી છે ? તે કહે છે કે તું પાપિણી છે. ! ”

કુમાર હસ્યો; “ કમલા, તું ભૂલે છે. દેવી દયાળુ છે. તેની દૃષ્ટિમાં ક્રોધનું લેશમાત્ર ચિહ્ન નથી. તે તો કૃપાદૃષ્ટિથી તારા તરફ જોઇ રહી છે. ”

કમલાએ ફરીથી જોયું. ચંદ્રપ્રકાશમાં દેવીનું વદન શાંત જણાંતું હતું. નિરાશ બની કમળાએ કહ્યું, “ માતા ! હું જાઉં છું. પ્રાતઃકાળમાં હું દરિદ્રોને ફલફુલ અને વસ્ત્રો આપતી હતી. કાલથી મારું કામ કોઇ બીજી દાસી કરશે, પરંતુ હું તો, **મારો કાર્યભાર આપને સોંપતી જાઉં છું !** ”

કમલા સજળ નેત્રો સહિત દેવીને પ્રણામ કરી કુમાર સાથે ચાલી ગઇ. થોડો વખત મંદિર નિસ્તબ્ધ બની ગયું.

× × × ×

પ્રાતઃકાળ થયો. અરૂણદેવનું આગમન સૂચવતાં રક્તવર્ણ કિરણો આકાશમાં ચળકવા લાગ્યાં. દરિદ્રોનાં ટોળેટોળાં મંદિર તરફ આવવા લાગ્યાં. ભગવતી અન્નપૂર્ણાએ પોતાના આસનનો ત્યાગ કર્યો. નીચે આવતાં તેઓ બોલ્યાં:—

“ અશ્રુપૂર્ણ નેત્રોથી જેણે કર્યું પ્રાણનું દાન,
તેની ભક્તિ અને શ્રદ્ધાનું હું કરૂં છું સન્માન;
સેવા અને દયાનો જેણે કર્યો સદા વિસ્તાર;
અવિચળ તેનો પ્રેમ જોઇને લ્હોરું સઘળો ભાર ! ”

× × × ×

( ૪ )

## અલૌકિક ચમત્કાર !

દરિદ્રોનાં ટોળાં મંદિરમાં આવી ગયાં. કમલાનું દયાપૂર્ણ મુખ જોઇને સર્વ કોઇ ભગવતી અન્નપૂર્ણાની જય બોલવા લાગ્યા. જેને જે વસ્તુની ઇચ્છા થતી તે તેને મળતી. ફલ, ફુલ, મિષ્ટાન્ન, વસ્ત્ર આભૂષણ કોઇ પણ વસ્તુનો આજે અભાવ ન્હોતો. તમામ અભ્યાગતોની કામના આજે પરિપૂર્ણ બની. આજે તેઓના આનંદની સીમા ન્હોતી. જતી વખતે સઘળા એક સાથે બોલી ઉઠ્યા ” ભગવતી અન્નપૂર્ણાની જય ! માતા કુમારીની જય !

દરિદ્રોના ટોળાં વિખરાઇ ગયાં. દેવી મનમાંજ બોલ્યાં, “ કમલા ! કદી મારાથી કંઇ ભૂલ થઇ જાય તો તું ક્ષમા કરજે ! ”

# ગુજરાત કેળવણી પરિષદ.

## ગણિત અને વિજ્ઞાન સંબંધી પ્રશ્નાવલી.

આ પત્રિકા અમને અમારા મિત્ર તરફથી મળી છે, તે માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ તથા તે સાર્વજનિક હોઇ અમે તે પ્રસિદ્ધ કરીએ છીએ. એમાંના વિજ્ઞાનના વિષયની સાથે તંત્રીને ખાસ સબંધ રહેલો છે; કારણ ગુજરાતી વાચનમાળા વિજ્ઞાનના પાઠો લખવામાં તેમનો કાઇ ભાગ છે તથા તે આજ પચીશ વર્ષ થયા એ વિ શીખવતા આવ્યા છે એટલે આવતા અંકમાં તેના ઉત્તર ખાસ વિસ્તારથી લેવામાં આવશે.

તંત્રી

---

ગણિત અને વિજ્ઞાનનો અભ્યાસ સરળ કરવાના હેતુથી વ્યાવહારિક સૂચનાઓ કર આ પરિષદની પહેલી બેઠકે એક કમીટી નીમી છે. આ કમીટીનું કામ સરળ બને તે હેતુ તે સંબધી નીચેના મુખ્ય સવાલોના ઉત્તર મંત્રીઓને (અમદાવાદ) મોકલી આપ સર્વ અનુભવી અને શિક્ષણરસિક ગૃહસ્થોને વિનતિ છે.—

### ૧ ગણિત.

( ૧ ) ગણિતનો વિષય સરળ કરવો—એ વાક્યનો અર્થ તમે શું કરો છો સરળતા દાખલ કરવા માટે શા ફેરફાર થવા ઇષ્ટ છે ?

( ૨ ) મેટ્રીક્યુલેશનની ગણિતશાસ્ત્રની પરીક્ષાના પ્રશ્નપત્રોનાં સ્વરૂપ તમને કેવાં લા છે. નીચેના ધોરણના પ્રશ્નપત્રો ઉપર તેની કેવી અસર થાય છે ? આ બન્નેના સંબંધમ તમારી શી સૂચના છે ?

( ૩ ) ભૂમિતિ અને બીજ ગણિતના વિષયમાં શીખવાતો અભ્યાસક્રમ તમને વધારે જણાય છે ? વધારે જણાતો હોય તો તેને કેવી રીતે હલકો બનાવી શકાય ?

( ૪ ) હાલમા ગણિતશાસ્ત્રના જુદા જુદા વિષયો જુદા જુદા ધોરણોમાં જે ક્રમસર શીખવાય છે તે તે ધોરણો માટે તે વિષયોના ક્રમ માટે તમે કંઇ સૂચના કરવા ઇચ્છો છો?

( ૫ ) ગણિતના હિસાબની રકમ ઇંગ્રેજી ભાષામા હોવાથી ઘણા વિદ્યાર્થીઓ તેવા હિસાબ કરવાની શક્તિ પોતામાં હોવા છતાં ભાષાની ગેરસમજુતથી સારૂં પરિણામ બતાવી શકતા નથી—આ ફરીયાદ તમને વ્યાજબી લાગે છે ? વ્યાજબી જણાતી હોય તો તે દૂર કરવા તમે શો માર્ગ સૂચવશો ?

( ૬ ) ગણિતશાસ્ત્રના પ્રશ્નપત્રોના ઉત્તર આપવાની પદ્ધતિ ઘણીજ દોષવાળી હોય છે; વિદ્યાર્થીઓ કેવળ આંકડાથી પોતાનાં નોટનાં પાનાં ભરે છે અને છેવટના આંકડા પાસે " ઉત્તર " એટલાજ શબ્દો અક્ષરથી લખે છે—આ ફરીયાદ વ્યાજબી છે ? વિદ્યાર્થીઓને ઇંગ્રેજી ભાષામાં ઉત્તર આપવાના હોવાથી તેમની વિચાર દર્શાવવાની અપૂર્ણ શક્તિને લીધે આવું બનતું હશે કે શિક્ષણપદ્ધતિની ખામીને લીધે આમ બનતું હશે ?

### ૨ વિજ્ઞાન.

( ૧ ) પ્રાથમિક શાળામાં વિજ્ઞાનના પાઠો વાંચનમાળામાથી શીખવવામાં આવે

આવે છે તે સંબંધી તમારે કંઇ સૂચના કરવાની છે? આ પાઠોની યોજના અને ક્રમ યોગ્ય છે? પાઠોની ભાષા કૃત્રિમ અને ગુંચવાડા ભરેલી છે? પાઠમાં આપેલા પ્રયોગો સંબંધી કંઇ કહી શકાય તેવું છે?

( ૨ ) ઇંગ્રેજીશાળાના પહેલા બીજા અને ત્રીજા ધોરણમાં વિજ્ઞાનનો જે અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે, તેમા તમારે કંઇ ફેરફાર કરાવવાની જરૂર જણાય છે? (હાલ નિયત કરેલા ક્રમ નીચે પ્રમાણે છે:—

૧ લું ધોરણ. Matter—કેટલાક પદાર્થો સંબંધી શાસ્ત્રીય જ્ઞાન.
Life (a) પતંગ, રેશમનો કીડો, કે તેવાં બીજાં પ્રાણીઓનો જીવન-વિકાસનો અભ્યાસ.
(b) સાદું વનસ્પતિશાસ્ત્ર.

૨ જું ધોરણ. Matter—કેટલાક પદાર્થો સંબંધી શાસ્ત્રીય જ્ઞાન.
Life (a) મચ્છર-સર્પ-દેડકા જેવા પ્રાણીના જીવન-વિકાસનો અભ્યાસ.
(b) વનસ્પતિશાસ્ત્ર.

૩ જું ધોરણ. Human Physiology—ઇન્દ્રિયવિજ્ઞાન-સાદું.
Nature study—આકાશના સૃષ્ટિચમત્કાર, ભૂગોળના સૃષ્ટિચમત્કારો, વર્ષાદની મીમાંસા ઇત્યાદિ.

( ૩ ) કોઇ કહે છે કે " આવા નવા અભ્યાસક્રમને બદલે ગુજરાતી બીજી ચોપડીથી તે છેક સાતમી ચોપડી સુધીના વિજ્ઞાનના પાઠો ઇંગ્રેજી શાળામાં અમુક વિભાગસર શીખવવામા આવે તો વિજ્ઞાનનું સારૂં જ્ઞાન પ્રાથમિક દરજ્જા માટે આપ્યું કહેવાય." આ વિચાર સંબંધી તમારે શું કહેવાનું છે?

( ૪ ) ઇંગ્રેજી શાળાના પહેલા ત્રણ ધોરણ માટે ઠરાવેલા અભ્યાસક્રમ વાસ્તે પુસ્તકની જરૂર જણાય છે? શિક્ષકોના ઉપયોગ માટે તમે કોઇ પુસ્તકો હોવાની જરૂર સમજો છો? હાલમાં તૈયાર થયેલાં લૉન્ગમેન ગ્રીન કંપનીનાં અને વડોદરાના મી. જોશીનાં પુસ્તકો તમે જોયાં છે? તે સંબંધી તમારો શો અભિપ્રાય છે?

( ૫ ) ચોથા ધોરણમા Physiology and Hygiene નામના બે વિષય રાખવામાં આવ્યા છે. આ વિષય ઇંગ્રેજી ભાષાદ્વારા શીખવાય છે તેથી તે કઠણ લાગે છે કે વિષય જાતે કઠણ પડે છે?

( ૬ ) પાંચમા ધોરણમાં Physics and Hygiene એ બે વિષય રાખવામાં આવ્યા છે તેને બદલે " First Aid " and Hygiene ના બે વિષયો રાખવામાં આવે તો વધારે સરળતા થાય ખરી કે?

૭ પાંચમા ધોરણમાં Physicsનો જે અભ્યાસક્રમ રાખ્યો છે તે કઠિણ અને અયોગ્ય લાગે છે? ગુજરાતી વાંચનમાળાના પુસ્તકોમાના યાંત્રિક શક્તિના પાઠો જો

વિદ્યાર્થીઓ નાનપણમાં ખરેખર શીખ્યા હોય તો પાંચમા ધોરણનો હાલનો Physics નો અભ્યાસક્રમ કઠણ લાગવાનો સંભવ રહે ખરો ?

( ૮ ) હાલમાં પાંચમા ધોરણમાં મૂકવામાં આવેલો Physics અભ્યાસક્રમ કેટલે અંશે યુનિવર્સિટીના પ્રીવીયસના Physics અભ્યાસક્રમ સાથે મળતો આવે છે તો તે ક્રમ મેટ્રીકના વર્ગમાં રાખવાથી વિદ્યાર્થીઓ કોલેજમાં દાખલ થાય ત્યારે તેમને કેટલીક સરળતા મળે ખરી—આ સમજ તમને વ્યાજબી લાગે છે ?

( ૯ ) છઠ્ઠા ધોરણના Physics ના અભ્યાસક્રમ બદલ તમારે કંઇ કહેવાનું રહે છે ?

( ૧૦ ) આ ધોરણમાં heat સંબંધી તથા Fluids સંબંધી ટુંકો ક્રમ ગોઠવી થોડું જ્ઞાન Electricity અને Magnetism નું આપવાની વ્યવસ્થા થાય તે તમને ઇષ્ટ છે ? Electricity સંબંધી વિદ્યાર્થીઓને જરાપણ જ્ઞાન બી. એ. થતાં સુધી હાલના અભ્યાસક્રમ પ્રમાણે મળતું નથી; એવું અજ્ઞાન ચલાવી લેવા કરતાં આ સુધારો કરવામાં આવે તો કંઇ હરકત છે ?

( ૧૧ ) સાતમા ધોરણ માટે Chemistry નો જે અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો છે તેમાં તમારે કંઇ કહેવાનું છે ?

( ૧૨ ) Chemistryના શિક્ષણ માટે જે પ્રયોગો સૂચવવામાં આવ્યા છે તે બધા શક્ય છે ?

૧૩ First aid, Ambulance, Physiology, Hygiene એવા વિષય શિખવવાનું કામ એક ડોક્ટર વધારે સારું કરે તેમ માનવા તમે તૈયાર છો ?

૧૪ વિજ્ઞાનના શિક્ષણ વખતે વિદ્યાર્થીઓએ અમુક પ્રકારનીજ નોટનો ઉપયોગ કરવો જોઇએ તે તમને વ્યાજબી લાગે છે ?

૧૫ વિજ્ઞાનના અભ્યાસપાઠ સંબંધી હાલમાં ચાલતાં પાઠ્ય પુસ્તકો વિષે તમારો શો અભિપ્રાય છે ?

૧૬ ખગોળનો વિષય ઘણે અંશે ભૂગોળની સાથેજ શીખવી શકાય એ જોતાં તે વિષયને અભ્યાસક્રમમાં સ્થાન મળ્યું નથી તે યોગ્ય થયું છે ?

૧૭ એકંદરે ગણિત અને વિજ્ઞાનના શિક્ષણ માટે દરેક ધોરણવાર કેવો અભ્યાસક્રમ સૂચવો છો ?

# मासिक मकरंद.

Vedic Magazine ના ડિસેમ્બર ૧૯૧૬ ના તથા "હિંદુસ્થાન રિવ્યુ" ના જાન્યુઆરી ૧૯૧૭ ના અંકોમાં પ્રોફેસર કેશવલાલ એલ. ઓઝા એમ. એ. એઓનો લખેલો Economics of Indian Agriculture and Industry (હિંદુસ્તાનમાં ખેતી અને ઉદ્યોગની આર્થિક સ્થિતિ) વિષે એક ઘણો અગત્યનો તથા મનનીય લેખ પ્રસિદ્ધ થયેલો છે, તેનો સાર અત્ર લેવો ઇષ્ટ ધાર્યો છે. તેઓ લખે છે કે ખેતી અને ઉદ્યોગ રાષ્ટ્રીય ઉન્નતિનાં બાહ્ય અને દશ્ય ચિહ્નો છે, અને એ સંબંધમાં અત્યાર સુધીમાં થયેલી ભૂલો જેમ બને તેમ જલદી સુધારીયે તેમ આપણા દેશને તે લાભકર્તા છે.

અજ્ઞાનતા, દેવું, જમીનના નાના નાના વિભાગો, અને સહકાર્યની ઉણપને લીધે હિંદુસ્તાનનો ખેડુતવર્ગ સુધરેલી ઢબની ખેતીની રીતિનો ઉપયોગ કરી શકતો નથી; તેમજ માલ લઈ જવા લાવવાની અગવડ, અને મ્યુનિસિપલ બજારની અછતને લીધે એમાંથી વજનદાર તેમજ બગડી જાય એવો માલ વેચી શકાતો નથી. તેનાં પરિણામ ઉદાહરણ છે. જેમકે હિંદુસ્તાનમાં દર એકર દીઠ ૭૦૦ રતલ ઘઉંનું ઉત્પન્ન છે, જ્યારે ઇંગ્લાંડમાં દર એકર દીઠ ૧૭૦૦ રતલનું ઉત્પન્ન છે. વળી જ્યારે જર્મની દર એકર દીઠ ૨૫૦૦ રતલ ચોખા ઉત્પન્ન કરે છે, ત્યારે હિંદુસ્તાન દર એકર દીઠ ૮૦૦ રતલ ઉત્પન્ન કરે છે.

તે પછી લેખક કેટલાએક સુધારા સૂચવે છે તે નીચે પ્રમાણે:

૧. Uniform system of land tenures. અર્થાત્ જમીનના ગણોતની એકસરખી પદ્ધતિ.

૨. A practical scheme of small proprietary holdings, say of 5 acres each અર્થાત્ દરેકને નાની, મતલબ કે લગભગ પાંચ એકરની, જમીનની માલીકી મળે એવી વ્યવહારૂ યોજના.

૩. An amended fiscal system safeguarding the true interests of Indian Agriculture and Industries against the desolating hand of foreign rivals.

અર્થાત્ પરદેશી હરીફના નાશકારક હાથની સામે હિંદુસ્તાનના ખેતી અને ઉદ્યોગના ખરેખરા સાચા જાળવવાને માટે સુધરેલી ધનસંબંધીની પદ્ધતિ.

૪. Consistent state encouragement of general agriculture, private philanthropy cooperating with the Government in providing the necessary capital, machinery, and organization towards the exploitation of the immense natural resources of India.

અર્થાત્ સામાન્ય ખેતીને રાજ્ય તરફનું યોગ્ય ઉત્તેજન, ખાનગી ઉદારતા, જરૂરની થાપણ તથા યાંત્રિક સાધનો પૂરાં પાડવામાં સરકાર સાથે સહકાર, અને હિંદુસ્તાનના અસંખ્ય કુદરતી સાધનો ખોળી કાઢવાની ગોઠવણ.

૫. A revision of the present system of public education so as to bring it in line with the methods pursued in Europe and America to meet the Agricultural and Industrial needs of the people.

અર્થાત્ જનસમાજની ખેતી અને ઉદ્યોગ સંબંધીની હાજતો ફરી વળવાને યૂરોપ અને અમેરિકામાં પ્રચલિત પદ્ધતિયે આણવાને માટે હાલની જાહેર કેળવણીની પદ્ધતિમાં સુધારો.

લેખક હવે હિંદુસ્તાનમા ચાલતી ઉદ્યોગની પદ્ધતિ અને સ્થિતિનું દિગ્દર્શન કરાવે છે તે નીચે પ્રમાણે:

૧. The Cotton Industry:—અર્થાત્ રૂનો ઉદ્યોગ. હિંદુસ્તાનના કરતાં દર એકર દીઠ ત્રણ ગણો રૂનો પાક અમેરિકા ઉતારે છે, અને દુનિયાની ૭૫ ટકા ખપતને પહોંચી વળે છે. હિંદુસ્તાનને પૂરતી સગવડ મળે તો એના રૂના પાકથી એને સુખેથી સ્વાભિમાન પાછું મળી શકે, અને દુનિયાનુ મુખ્ય વેપારનું બજાર હાથમાં આવ્યાથી ખેનીનું દેવું થોડા પ્રમાણમા ઓછું થઇ શકે. લેખક વિશેષમાં કહે છે કે જ્યારે ૨૫૦૦ લાખ રૂપિયાની કીંમતના કપાસિયામાથી માત્ર થોડી આર્થિક મદદથી અહીંયાંજ સાબુ, મીણબત્તી અને ફોનોગ્રાફની રેકર્ડો બનાવી શકાય એમ છે તો પછી તે માલ પરદેશ શા માટે મોકલવો ?

૨. The Silk Industry —અર્થાત્ રેશમનો ઉદ્યોગ. આપણા હાથની સાળના વણકરોને ઉત્તેજન આપવું એ પ્રથમ જરૂરનું છે. મિ. હાવેલ કહે છે કે માત્ર એકલા બંગાળામાંજ ચાળીસ લાખ હાથની સાળો છે. એ ઉપરાત સ્ત્રી પુરૂષ બન્નેને રોજી આપ્યાથી બીજી મીલોના કરતાં વધારે સારૂં કુમાશદાર કાપડ હાથની સાળોથી તૈયાર થઇ શકે એમ છે. છેવટે કાચા માલની જાત બાબત તેમજ વણાટ કામની આખી યોજના બાબત નિરંતર દેખરેખ રાખવાની વધારે ઉપયોગિતા છે એમ લેખકનું કહેવું છે.

૩. The Sugar Industry:—અર્થાત્ ખાંડનો ઉદ્યોગ. આપણી ખેડની અને બંદોબસ્તની અંધાડની પદ્ધતિનું આ ઉદ્યોગમાં પૂરેપૂરૂં પ્રદર્શન થાય છે. હિંદુસ્તાનમાં પાણીની પૂરતી જોગવાઇ તથા સોંઘી મજુરી હોવા છતાં અમેરિકામાં દર એકર દીઠ શેરડીના પાકમાથી ઉતરતી ખાંડના કરતાં હિંદુસ્તાનમાં દર એકર દીઠ ૧૧૨ મણ ઓછી ઉતરે છે; ટનની કીંમત હિંદુસ્તાનમાં દર એકર દીઠ દસ રૂપીયા આવે છે, ત્યારે જાવામાં તે માત્ર સાડાસાત રૂપિયા છે. સદરહુ બાબતમાં લેખક સૂચવે છે કે પીતની સગવડ તથા પોટાશિયમ ખાતર વધારે ઉપયોગી છે તેથી તેનો છૂટથી ઉપયોગ થાય તો સારૂં.

૪. The Textile Industry:—અર્થાત્ વણાટનો ઉદ્યોગ. ઊંટ, ગાય તથા શંખની માછલી ( shell-fish ) ના તાંતણાની કપડાં બનાવવામા ઉપયોગીના કેટલી છે તેની હિંદુસ્તાનને હજી કદર નથી. શણ અને લાખના ઉત્પન્ન બાબતમાં હિંદુસ્તાન સર્વોપરી છે. રાજ્ય અથવા ખાનગી મદદ જેટલી આપી શકાય તેટલીની શણના વેપારને જરૂર છે. આ ઉપરાત હિંદુસ્તાનમાં કેળના રેશાનો ઉદ્યોગ અંધકારમાં છે તેને જાગૃત કરવાની આવશ્યકતા છે. કેળના મૂળિયા ગર્ભ (માવો) બનાવવામાં કામ લાગે છે, એના રસાં

પાંદડાંથી પોટાશ ઉત્પન્ન થાય છે, એનું પાણી જાપાનના લોકો ઇમિટેશન સિલ્કનાં કપડાં બનાવવાના ઉપયોગમાં લે છે. હિંદુસ્તાનમાં રેશા આપતા આવા ઘણુસો ઉપરાંત છોડવાઓ છે, કે જેનો ઉપયોગ કાગળનાં કપડાં, અને શેતરંજી બનાવવામાં થઇ શકે એમ છે.

૫. Minor Industries:—અર્થાત્ નાના નાના ઉદ્યોગ. સહકારી સંગ્રહસ્થાન ( store ) સહકારી વેચાણ, અને સહકારી ઉત્પન્ન એ સર્વ, જો ઉત્તેજિત થાય તો ફળ ફૂલાદિ; જંગલ, ટોરઢાંક, ડેરી ( Dairy ) અને મરઘાં કુકડાંની ઉછેર સબંધીના ઉદ્યોગો ઉત્તમ રીતે ખીલવી શકાય એમ છે. વધારે મધ ઉત્પન્ન કરતી મધમાખોની માવજતનો ઉદ્યોગ ઉત્તેજન આપવા લાયક છે. આ પછી લેખક હિંદુસ્તાનમાં મજુરીના પ્રશ્ન ઉપર ઘણીજ ઉપયોગી-સૂચનાઓ આપે છે. એ સૂચના અમલમાં મૂકવા યોગ્ય છે. સ્થળ સંકોચને લીધે તે તમામ અત્રે લઇ શકતા નથી તેથી દિલગીર છીએ.

એ પછી લેખક ભવિષ્યના વિચારમાં ઉતરી પડે છે, અને કહે છે કે

( ૧ ) સુધરેલી આર્થિક સ્થિતિ, તેમજ ( ૨ ) સામાન્ય કેળવણી એ બે પ્રશ્ન ઉપર તરત ધ્યાન આપવાની જરૂર છે. એઓ કહે છે કે—

India demands fiscal freedom to arrange her tariffs according to her industrial requirements, and wistfully looks up to the Government to retrench public expenditure, and to invest her spare cash and floating reserves in the interest of her agriculture and industry.

વિશેષમાં તેઓ કહે છે કે પ્રગતિની શરતમાં હિંદુસ્તાનને સર્વથી આગળ લાવવો હોય તો તેની પ્રજાને શારીરિક તથા માનસિક કાર્યને શારીરિક તેમજ માનસિક અન્વેષણનાં સાધન બનાવી શક્તિ, ડહાપણ તથા સાહસ બક્ષવા જોઇએ. ધંધાને લગતી, વેપારી, ઇજનેરની અને ખેતીની શાળાઓની હિંદુસ્તાન સરકાર તરફથી આશા રાખે એ સ્વાભાવિક છે. આ બાબતમાં મુંબાઇની શારદાપીઠ તરફથી ઉઘાડવામાં આવેલી સીડનહામ કોલેજ ઓવ્ કોમર્સ ( Sydenham College of Commerce ) નો દાખલો આપી આ વિષયને નીચેના શબ્દોથી પૂર્ણ કરે છે.

Idealism can save us from the profound fallacy that organization is an end in itself or that machinery will save a people. We are perhaps too apt to believe in the strength of organization and to overlook its essential weakness. It would be a sordid boon to barter away for the sake of machinery those spiritual initiatives on which all human progress ultimately depends.

## स्वीकार अने अवलोकन.

**સ્વામી વિવેકાનંદ**—ભાગ ત્રીજો ( વિવિધ ગ્રંથમાળા પુસ્તક ૭૩–૭૪ ) અનુવાદક રા. વસનજી દયાળજી ગણાત્રા, પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદ. કિંમત આઠ આના.

સદરહુ પુસ્તક અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા "From Colombo to Almora" નામક પુસ્તકનો તથા બંગાલી ભાષામાં પ્રસિદ્ધ થયેલા "ભારતે વિવેકાનંદ"નો અનુવાદ છે. સ્વામી વિવેકાનંદનું નામ ઘણાએ સાંભળ્યું હશે. તેમણે અમેરિકામાં સર્વધર્મપરિષદમાં હિંદુધર્મનાં વેદાંત, ઉપનિષદ્ વગેરેના તત્વજ્ઞાન વિષે જે વ્યાખ્યાનો આપ્યાં હતાં તેથી ત્યાંના લોકોના મન ઉપર જે અસર કરી હતી, અને તેને પરિણામે તેમણે કેટલાકને પોતાના શિષ્યો બનાવી જે વિજય મેળવ્યો હતો તેથી એમનાં ભાષણોથી તથા અન્ય પુસ્તકોથી આપણે અજ્ઞાત નથી. હિંદુધર્મ સર્વોપરી ધર્મ છે, એ ધર્મમાં રહેલું રહસ્ય અન્યધર્મ પુસ્તકોમા નથી એવું વિદેશમાં જઇ પંડિતો સમક્ષ સિદ્ધ કરવું એ કાંઇ સાધારણ કાર્ય નથી. સ્વામીને આરમ્ભમા કેટલી મુસ્કેલીઓ વેઠવી પડી છે, તેનો યથાર્થ ચિતાર તેમણે મદ્રાસમાં આપેલા ભાષણમાં આપ્યો છે. સ્વામીજીનાં હિંદુસ્તાનમાં પ્રત્યાગમન પછી તેમને અત્રે જે સત્કાર આપવામાં આવ્યો છે તેના પ્રત્યુત્તરમાં તેમણે પોતાના હૃદયને વહેવા દીધું છે, ને તેમ કરવામાં તેમની જે ધર્મભાવના હતી, તેમની જે દેશભક્તિ હતી તે સર્વનો આ પુસ્તકથી સાક્ષાત્કાર થાય છે. અંગ્રેજી ભણેલા તો સ્વામીજી વિષે અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોથી જાણી શકે, પરંતુ એ ભાષા જે ભણેલા નથી તેવા સામાન્ય વર્ગના લોકને એમનાં કાર્ય, તથા ભક્તિ વગેરે વિષે જાણવાને આ તથા એમના વિષે અગાઉ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો છે. તે માટે ભિક્ષુ અખંડાનંદ જે શ્રમ લે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. વિષય ગહન છે, તેમ ભાષા પણ વિષય પ્રમાણે કઠિન છે, પરંતુ તે સંસ્કારી છે. એ પુસ્તક સામાન્ય જનસમાજ સમજી શકે એવી ભાષામાં ઉતારવામાં આવ્યું હોત તો તેથી તેનો ઘણો જણ લાભ લઇ શકત, એવો અમારો અભિપ્રાય છે. એકંદરે પુસ્તક સારું છે, અને તે દરેક પુસ્તકશાળામાં રાખવા યોગ્ય છે.

૨. **લગ્નમત**—લખનાર રા. કેશવલાલ હરગોવિન્દદાસ શેઠ, પ્રકાશક રા. મણિલાલ મંગળજી કાશીવાળા, કીમત ચાર આના. આ નાનું પુસ્તક અમને તેના કર્તા તથા પ્રકાશક બન્ને તરફથી અવલોકનાર્થે મળ્યું છે, માટે અમે ઉભયનો ઉપકાર માનીયે છીયે. ઉક્ત પુસ્તકના કર્તા ગુજરાતના પ્રસિદ્ધ લેખક છે, એટલે એમા ભાષા સંસ્કારી હોયજ એમાં નવાઇ નથી. લગ્નમતમા લેખકે પ્રશ્નોત્તર રૂપે સંવાદ આપી, પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવ્યા છે. એ વિચારો જનસમાજને કે એ મતના વાચકને અનુકૂળ થશે કે પ્રતિકુળ થશે તેની પરવા લેખકે કરી નથી. આરમ્ભમા શ્રી રામચંદ્ર અને સીતાનું એકપત્નિવ્રત તથા એકપતિવ્રત માટે દ્રષ્ટાંત આપ્યું છે, પરંતુ તે આદર્શને વળગી રહેતા નથી ને અનેક પત્ની માટે સંમતિ આપે છે. પોતાના વિચારની પુષ્ટિમાં પતિને પત્નીનો ગુરૂ ગણી જેમ ગુરૂને ઘણા શિષ્યો હોઇ શકે તેમ પતિગુરૂને ઘણી પત્નીશિષ્યા હોવા બાધ નથી એવું કહે છે. અમારે કહેવું

જોઇએ કે આ સૂત્ર બધાને કબૂલ નહીં થાય. લગ્નના પ્રકારોમાં જાતિલગ્ન કરતાં સ્નેહ લગ્નને પ્રાધાન્ય આપ્યું છે તે સારૂં છે, એટલુંજ નહિ પણ તે સ્નેહલગ્નના હિમાયતીને ઘટિત છે. લેખક પોતે વિદ્વાન હોઇ કવિની કલ્પનાની માફક પોતાના તરંગોને વહેવા દેવામાં સ્વતંત્ર રહ્યા છે. અમારે એટલું કહેવું જોઇએ કે પુસ્તક ઘણું સારૂં છે, અને તે રા. મણિલાલ કાશીવાળાએ પ્રસિદ્ધ કરી લગ્નપ્રસંગને લગ્નતતની લ્હાણીથી સત્કાર્યો છે. એની કીમત માત્ર ચાર આના છે એટલે ઘણા લોકો લેખકના જ્ઞાનનો લાભ લેશે.

૩. આનંદ મંદિર—પ્રકાશક, ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. કીમત ૧–૪–૦. ઉક્ત પુસ્તક સામાજિક અને ધાર્મિક નવલકથા છે. વિષય બંગાળીમાંથી લીધો છે. એમાં અતિથિસત્કાર, પુનર્જન્મ, પતિપત્નીની વચ્ચે અનુરાગ, સ્વદેશ અને સ્વધર્મ પ્રત્યે અનુરાગ, ઇશ્વરનું અસ્તિત્વ વગેરે ગહન વિષયો ઉપર સરલ ભાષાથી વિચારો આપ્યા છે, ને તે ઉપરાંત યોગનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ વગેરે અંગો તત્વજ્ઞાનના ગૂઢ વિષયોનું દર્શન કરાવ્યું છે. ધર્મ સમ્બંધી વિચારો વિવાદગ્રસ્ત હોય જ, પરંતુ તે નવલકથાના રૂપમાં આપેલા હોઇ તતસંબંધે વિશેષ ઉંડા ઉતરવાનું અમે યોગ્ય ધારતા નથી, તે છતાં પુસ્તક લાયબ્રેરીઓમાં રાખવા ભલામણ કરીએ છીએ.

૪. લંડન રહસ્ય—પ્રગટ કર્તા રા. મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ, તંત્રી બાળ-શિક્ષક, કીમત રૂ. ૧–૦–૦ ઉક્ત પુસ્તક મિ. રેનોલ્ડ્ઝ કૃત પ્રસિદ્ધ અંગ્રેજી નવલકથા 'Mysteries of London' નો અનુવાદ છે. એ નવલકથાને ગુજરાતીમાં અવતારવાને અત્યાર સુધીમાં કોઇએ સાહસ કર્યું નથી, જે રા. મહાશંકરે કર્યાથી તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. પુસ્તકમાં સાથે સાથે ચિત્રોની યોજના પણ પ્રસિદ્ધકર્તાએ કરી છે, તેથી પુસ્તક આકર્ષક થશે; પુસ્તકના પ્રમાણમા કર્તાએ એની કીમત એક રૂપિયો રાખી છે જે વધારે છે. કીમત ઓછી હોય તો ઘણા લોકો એનો લાભ લઇ શકે ખરા.

૫. વાઙ્‌-સૌંદર્ય—એ નામના માસિકનો માર્ગશીર્ષનો અંક અભિપ્રાયાર્થે મળ્યો છે જેને માટે અમે તંત્રીનો ઉપકાર માનીયે છીયે. સદરહુ માસિક કાઠિયાવાડી બંધુ મંડળ તરફથી પ્રસિદ્ધ થાય છે ને તેના તંત્રી રા. ચતુર્ભુજ ખીમચંદ કોઠારી છે. ઉક્ત અંકમાં વિષયોની યોજના સારી છે. લગભગ બધા વિષયો સાહિત્યના છે. તેમાં જૂના અપ્રસિદ્ધ કાઠિયાવાડી સાહિત્યને પ્રસિદ્ધિમાં મૂકવાથી તંત્રીએ હાલના સાહિત્યમાં વધારો કર્યો છે. એ દિશા તરફ અત્યાર સુધીમાં કોઇએ લક્ષ આપ્યું નહોતું તે પ્રતિ તંત્રીયે લક્ષ દોડાવ્યું છે એ યોગ્ય કર્યું છે.

# મીરાંની માળા.

## પદ ૩૫.

### કાનડ઼ેરો.

આયે આયે જી મહારાજ, આયે નિજ ભક્તન કે કાજ બનાયે,
તજી બૈકુણ્ઠ[1] તજ્યો ગરૂડાસન, પવન બેગી[2] ઉઠ ધાયે. આયે.
જબહીં[3] દષ્ટિ પરે નંદનંદન,[4] પ્રેમભક્તિ રસ પાયે, આયે.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમલ ચિત્ત લાયે. આયે.

---

## પદ ૩૬.

### રાગ પરજ.

ગયો છે મેલીરે, કહાનો કરી ગયો છે ઘેલી,
મ્હારો બાળપણાનો બેલી,[1] કહાનો ગયો છે મેલી. ટેક.
અનડાં ન ભાવે, નેણે[2] નિદ્રા ન આવે વ્હાલા,
×આંસુડાની થઇ છે હેલી.[3] ગયો છે. ૧.
મેં રે જાણ્યું કે કહાનો જનમ સંઘાતી વ્હાલા,
આવડું જાણ્યું હત તો પ્રીત ન કરત પહેલી. ગયો છે. ૨.
§સ્નેહ લગાડી વ્હાલે, પડતાં રે મેલ્યાં વ્હાલા,
મધ્ય દરિયામાં મુને મેલી ઠેલી. ગયો છે. ૩
+ઘોર વનમાં વ્હાલે, રાસ રમાડ્યાં વ્હાલા,
વૃંદાવનમાં મૂકી રોતી રેલી. ગયો છે. ૪
બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર વ્હાલા,
*ખબર લિયો[4] ને મ્હારી વ્હેલી વ્હેલી. ગયો છે. ૫

---

પદ ૩૫ આગ્રામત તથા ગુ સા. સ. સંગ્રહમાં નિજને બદલે 'અપને ભક્તો કે કાજ સારે, એવો પાઠ છે. ' ભક્તિ હેત રૂપ ધારે ' એ પ્રમાણે છે બેલ્વેડિયર પ્રેસના પાઠમાં આયે 'આયે જી મહારાજ'ને બદલે 'આયે આયે મ્હારે મહારાજ' છે. તેમ 'પવન બેગી'ને બદલે 'બિગ ઉઠ' એવો પાઠ છે.

૧ વૈકુંઠ. ૨ પવન બેગી, બેગી–વેગી–પવનના વેગે, ૩ જબહીં–એજ વખતે, ૪ નંદનંદન નંદરાજાના દીકરા; શ્રીકૃષ્ણ ભગવાન.

પદ ૩૬. પાઠમાં ગુ. સા. સ. સંગ્રહનો છે. × ' લોક તો જાણે છે રાધા થઇ છે ઘેલી ' એવો એક પ્રતમાં પાઠ છે. + ગુ. સા. સ. સંગ્રહમાં ' સાતરે સમુદ્રમાં વ્હાલે વહાણરે ઉંકાર્યાં' એવો તથા ' * ચરણમાં રાખો તો તમારી ચેલી ' એવો પાઠ છે. §આ કડી એક પ્રતમાં છેજ નહિ.

૧ બેલી–મદદગાર. ૨ નેણે–નયણે, આંખે ૩ હેલી–વરસાદ. ૪ ખબર લિયો–સહાય થાઓ.

પદ ૩૭.

ભજન-કાફી.

હું તો ભૂલી મારા હૈડા કેરો હાર, હાહાં રે,
હું તો ભૂલી મારો મોતીડાંનો હાર, જમુનાને આરે, ઓ, સખી. ટેક.
એક એક મોતી મારૂં લાખ સવાયાનું રે,
મેં તો પરોવ્યું સોના કેરે તાર. જમનાને. ૧
સાસુ નઠારી મારી, નણદી ધુતારી રે,
ઓલ્યો દિયેરિયો દે છે મુને ગાળ. જમનાને. ૨
આ કાંઠે ગંગા ને ઓલે કાંઠે જમુના રે,
વચમાં ગોકુળિયું ગામ. જમનાને. ૩
ચંદ્રા રે વનમાં વ્હાલે, રાસ રચ્યો રે,
સોળસો ગોપીઓ ખેલે કહાન. જમનાને. ૪
નિત્ય નિત્ય રોકી ગાગર, મારગ રોક્યો રે,
ઓલ્યો કાનુડો નંદકુમાર. જમનાને. ૫
બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
×એટલેથી આલો મારો હાર. જમનાને. ૬

---

પદ ૩૮.

ગરબી.

મચકાળા[1] મંદિરીએ આવ, મચકે[2] મોહી રહી છું. ટેક.
ફરતાં[3] ને ફરતાં મુને હીરલો રે લાધ્યો,
મોતી સરીખડો રે માવ, નયનમેં જોઇ રહી છું. મચકાળા. ૧

---

પદ ૩૭ પાઠ; બૃહત્ ક. દો.
ભૂલી મોતનકે હાર, સખી વટ જમના કિનારે,
એક એક મોતી મારૂં લાખ ટકાનું વ્હાલા, પરોવ્યું સુવર્ણ કેરે તાર.
સાસુ હમારી અતિ વઢકારી વ્હાલા, નણદલ વિખડાનું ઝાડ. સખી.
પરણ્યો હમારો પરમ સોહાગી, માર્યાં છે મોહનાં બાણ. સખી.
બાઇ મીરાં કે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ધ્યાન. સખી

× એક પ્રતમાં ' હું તો તમને બાઝને થઇ છું ન્યાલ ' એવો પાઠ છે

પદ ૩૮. પાઠ ૧ ' મચકાળા ', ૨ ' મટકે. '

૩ " હાલતાં ચાલતાં મુને હીરલો રે લાધ્યો, સ્વપ્નામે આવ્યો સ્વામીનાથ, સેજલડીમાં રહી છું. "

શેરીએ[4] શેરીએ સાદ રે પડાવું,
ગિરધર આવલડીને કાજ, વાટલડી જોઇ રહી છું. મચકાળા. ૨
વંદા રે વનમાં રાસ રચ્યો છે રે,
એક[5] ગોપી ને એક કાન, નજરે જોઇ રહી છું. મચકાળા. ૩
ભાત ભાતનાં ભોજન રે રાંધ્યાં,[6]
જમવા આવોને દિનાનાથ,[7] ઓવારડી રોટી રહી છું. મચકાળા. ૪.
બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
આવો[8] અવસર કેમ જાય, પલંગ પર સૂઇ રહી છું. મચકાળા. ૫

## પદ ૩૯.

## રાગ ઝીંઝોટી.

હોરી[1] ખેલનકું[2] આઇ રાધે પ્યારી હાથ લિયે પીચકારી. ટેક
કીતના[3] બરસકે[4] કુંવર કનૈયા, કીતના બરસ રાધે પ્યારી. હોરી. ૧
સાત બરસ કે કુંવર કનૈયા, બારે બરસકી રાધે પ્યારી. હોરી. ૨
અંગુલી પકડ મેરો પ્હોંચો પકડ્યો, બૈયાં[5] પકડ ઝક ઝારી. હોરી. ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, તુમ જીતે હમ હારી. હોરી. ૪

## પદ ૪૦.

## રાગ ઝીંઝોટી.

ઐસી ચતુર બ્રિજનાર, પિયા સંગ ખેલે હોરી. ટેક
નવરંગ ઉડત ગુલાલ સુગંધી કેશર ઘોરી,
રાધેસેં ચરસત[1] સ્યામ, સ્યામસેં રાધે ગોરી. ઐસી. ૧
ઉડત હે અબીર ગુલાલ, કેશરકી ભરી કટોરી;[2]
રાધે ભરી મુખ મોડ[3], સ્યામ નેરી બૈયાં મરોરી.[4] ઐસી. ૨
જૈસે બને નંદલાલ, તૈસી બની રાધે ગોરી,
દાસ મીરાંબાઇ બલ[5] જાય, અવિચલ[6] રહેન્ને જોરી.[7] ઐસી. ૩

૪ આ કડી બીજા પાઠમાં છે જ નહિ. ૫ " સોળસે ગોપીમાં એક કાન "
૬ " ભોજનીયાં રાંધું " ૭ " જમવા પધારો સ્વામિનાથ " ૮ " મંદિરિયે પધારો સ્વામિનાથ, વાટલડી જોઇ રહી છું " મચકાળા-લટકો-ચાળો-કરનારા. માવ-માધવ; કૃષ્ણભગવાન.

પદ. ૩૯. ૧ હોરી-ફાગ; હોળીના મહોત્સવમાં રંગથી રમતું તે. ૨ ખેલનકું-રમવાને માટે. ૩ કીતના-કેટલા. ૪ બરસકે-વર્ષના. ૫ બૈયાં-બાંહ.

પદ. ૪૦. ૧ ચરસત-ઊલટાથી રમતું. ૨ કટોરી-વાસણ; નાનો પ્યાલો. ૩ મુખ મોડ-મોઢું મરડીને ૪ મરોરી-મરડી. ૫ બલ જાય-કુરબાન કરે; ઓવારી જાય ૬ અવિચલ-અચળ; સ્થાયી. ૭ જોરી-જોડી ( રાધાકૃષ્ણની )

### પદ ૪૧.

#### રાગ ઝીંઝોટી.

મત[1] ડારો પીચકારી, મૈં સધરી[2] ભીંજ ગઇ. મતડારો૦
જીન[3] ડારે સો[4] સનમુખ રહિયો, નહિં તો મૈં દઉંગી ગારી[5]. મત૦ ૧
ભર પીચકારી મેરે મુખ પર ડારી, ભીંજ ગઇ તન સારી. મત૦ ૨
લાલ[6] ગુલાલ ઉડાવન લાગે, મૈં તો મનમેં બિચારી. મત૦ ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમલ બલિહારી. મત૦ ૪

---

### પદ ૪૨.

#### રાગ કાલીંગડો.

મોહને જાઓ કઠે[1], સાંવરિયા મોહન જાઓ કઠે.
તુમ રહોને અઠે[2], સાંવરિયા મોહન જાઓ કઠે. ટેક.
ગોકુલ બસવો[3] ફીકો લાગે, મથુરામેં કાઇ લાડુ બટે[4]. સાંવરિયા૦ ૧
નિતકો આણો જાણો છોડી દે, નિત આયેસે તેરો માન ઘટે. સાંવરિયા૦ ૨
રાધા રૂકમણી ઓર સતભામા, કુબજા તે કોઇ લીની પટે[5]. સાંવરિયા૦ ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, નામ લિયે સે પાપ કટે[6]. સાંવરિયા૦ ૪

---

### પદ ૪૩.

#### રાગ ગરબી.

કહો મનડાં કેમ વારીએ, ઓધવજી કહો મનડાં કેમ વારીએ. ટેક.
જેરે દહાડાના મોહન ગયા મેલી, દહાડી આંસુડાં ઢાળીએ. ઓધવજી૦ ૧
મોહન તો મથુરાં જઇ બેઠા, વશ કર્યા કુબજા કાળાયે. ઓધવજી૦ ૨
કુવા હોયે તો ગાળીયે રે, સમુદ્ર કેઇ પેરે ગાળિયે ? ઓધવજી૦ ૩
કાગળ હોય તો વાંચીયે રે, કર્મ કેઇ પેરે વાંચિયે ? ઓધવજી૦ ૪
મીરાંબાઇ કહે પ્રભુ ગિરધર નાગર, શરણ આવ્યાંને તારીયે. ઓધવજી૦ ૫

---

પદ ૪૧. ૧ મત-નહીં. ૨ સધરી-બધી. ૩ જીન-કોણ; જે. ૪ સો-તે ૫ ગારી-ગાળ ૬ લાલ-શ્રી કૃષ્ણ.

પદ ૪૨. ૧ કઠે-ક્યાં ૨ અઠે-અહીં. ૩ બસવો-વસવું; રહેવું. ૪ બટે-વહેંચાય ૫ પટે-સનદથી ૬ કટે-ઓછું થાય.

બગડેલા લોહીને શુદ્ધ કરનાર

# ડૉ. વામન ગોપાળનો
# આયોડાઈઝ્ડ

# સાર્સાપરિલા.

લોહી એ મનુષ્યનું જીવન છે, તે બગડયું હોય તો અનેક રોગ ઉત્પન્ન થાય છે. તેને માટે આ સાર્સાપરિલા વિના બીજી એકે દવાની જરૂર નથી વળી આ દવા પીવાથી ઉપદંશ એટલે ગરમી અને તેના વડે થતા ભયંકર વિકારો દુર થાય છે. લગભગ સાઠ વરસથી હજારો દરદીઓ સારાં થયાં છે.

અનેક પ્રદર્શનોમાંથી સોના રૂપાના ચાંદો વગેરેનાં ઇનામો મળેલાં છે

## કિંમત એક બાટલીનો રૂ. ૧।

(પોષ્ટેજ ખર્ચ પાંચ આના.)

આ સાર્સાપરિલા મુંબઈ તેમજ હિંદમાં દરેક નાના મોટા શહેરોમાં સઘળા દવા વેચનારાઓ તથા બીજાઓ પાસેથી મળશે. જથાબંધ ખરીદનારાઓને કમીશન મળશે, નિચલે શીરનામે લખો.

બનાવનાર માલેક

## ડૉ. ગૌતમરામ કેશવ.

પોષ્ટ નંબર ૨, મુંબઈ

---

## અમારા ગ્રાહકોને વિનંતિ.

આ માસિકના માજી તંત્રી જે લવાજમમાં ૨૪ પાનાં આપતા હતા તેજ લવાજમમાં આજના મોંઘવારીના વખતમાં અમે સારા ઉંચા કાગળો વાપરી ૩૫ પાનાં આપીએ છીએ એ અમારા ગ્રાહકો જોતા આવ્યા હશે. તો આશા છે કે હવે તેઓ લવાજમ જેમ બને તેમ જલદીથી મોકલી આપશે અથવા તો અમને વી. પી. કરવા અખત્યાર

તંત્રી.

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

१०. अंक ६. एप्रिल १९१७. चैत्र १९७३.

## वसंतपंचमीने दिवसे.

એ આવી અમૃત પંચમીઃ
હરિયાળી પુણ્ય વસંતનીઃ
રતિપૂર્ણ સ્વર-માધુર્ય વર્ષી
કોકીલા ધીર કૂજતીઃ
ને યુગયુગ અનંત મધુતમ પ્રણય-ભક્તિ પ્રેરતી.

૨

અમ જીવિત કેરી ધન્યતા
મોંઘામૂલી તુજ પ્રાર્થનાઃ
તેં રોપી અમૃતવેલ, વિકસી
દમ્પતિ—રસચેતના.
ને પત્રપત્રે પુષ્પપુષ્પે ઝગી રહી 'જનહિત' શાં!

૩

એકેક વર્ષ વીતે, અને
તું નવીન સ્વરૂપે ઓપતીઃ
રસ-પ્રેમ વૃદ્ધિ વિકાસ રૂપ
અમ આત્મમાં નિત્ય ગુંજતીઃ
યુવા વસંત અનંતતાના દિવ્ય મંત્રો ભાખતી!

૪

એ આવી અમૃત પંચમીઃ
હરિયાળી પુણ્ય વસંતનીઃ
રતિ-પૂર્ણ સ્વર-માધુર્ય વર્ષી
કોકીલા ધીર કૂજતીઃ
ને યુગયુગ અનંત મધુતમ પ્રણય-ભક્તિ પ્રેરતી.

( પ્રણયી )

# गीताजीनी केटलीक हृदयंगम विचारणा.

निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

ગીતા.

'દ્વંદ્વો' વિષે આજે ઉહાપોહ આદરીએ. શીતોષ્ણ, સુખદુઃખ, રાગદ્વેષ, જન્મ-મૃત્યુ, હર્ષશોક, સિદ્ધિ-અસિદ્ધિ, સારૂં નરસું, સતઅસત વિગેરે વિગેરે ભાવો, વિરોધી સત્ત્વો રૂપે ગીતામા આલેખાયલા ભાસે છે, એટલુંજ નહિ પરંતુ તે સત્ત્વો સાથે આપણું અમર્યાદિત ભાનતત્વમાં તેમની સખ્યા ને માપે સ્થપાઇ રહે છે. માયાના તે વસ્ત્ર. આવું આચ્છાદન માત્ર છે.

મોક્ષનો, નવજીવનનો, આખો યે પ્રશ્ન તેમના પર જ અવલંબે છે. આ યુગ્મો જગત વિંટી લેતા સહોદર ભાવી સત્ત્વો છે. દેવ ને દૈસ જેવાજ. જેમાં તેમના સમર્યાદ સ્વરૂપે અમર્યાદ સ્વરૂપથી, આત્મતત્વથી, કેવળ ભિન્ન જ રહે છે. આથી આખું—એક સળંગ—તે તેન વિભાગની બરોબરી ન જ ધારણ કરી શકે એ સર્વથા સિદ્ધ છે. વિભાગો પૂર્ણતારૂપે તેમને નોખી નોંખી કક્ષામા ન જ આવી શકે. ટુંકામાં એ દ્વંદ્વોમા તરતું જે ઉડું એકતા ભાવી સ્વરૂપ છે તેને શોધશુ તો જણાશે કે પ્રેમ દ્વેષની સાથે સંગત નહિજ થાય, પણ રાગ સાથે થશે. સર્વોત્કૃષ્ટ રાગ, અર્થાત્ ગીતાજીની પરિભાષામાં રાગનું સાત્વિક રૂપ, પ્રેમરૂપે, પ્રાકટ્યને પામશે. દેખાતા બુરામા—અશુભમા, જેની શંકા યે ન હોય એવું સારું-શુભ વિહરે છે; ને બુરાને સારા જેવુંજ દાખવે છે. ઉડા દર્દના અતરમાંયે અણચીતવ્યો આનંદ છવાઇ રહે છે. કવિ ન્હાનાલાલ સત્ય જ કહે છે કે "ઉડાં ઉડા દુઃખોમા સુખ છે." દેખીતા મૃત્યુમાંયે અણદીઠું જીવન મૃત્યુને જીવન રૂપેજ અનુલક્ષે છે. કારણ કે—

"છાયા અને તેજ ભરે દીસે હોઃ
સર્વત્ર તોયે જગતીજ ચઢી,
મૃત્યુ અને જીંદગી પાર્ય તેમ
અનંતતા જીવનથી ભરેલી:

"Life is all Life, it cannot be death." જીવન સળંગ જીવન છે, તે મૃત્યુ ન્હોય. વિજ્ઞાનના Indestructibility of Matter and Conservation of Force-Energy અર્થાત્ પ્રકૃતિનું અવિનાશીત્વ અને આદ્યશક્તિનું સનાતનત્વ—પુરૂષનુ શાશ્વત એક અખંડવ્યાપકત્વ—આ સર્વ જીવનની વ્યાપકતાની સાક્ષી પૂરવા બસ છે. આવીજ રીતે અંધારામા ય અણદીઠો પ્રકાશ 'ચંદ્ર અદર્શને ય ચંદ્રિકા વડે' તેમ પ્રકાશ રૂપેજ પ્રકાશે છે. અનાત્મમાંય—જડસ્વરૂપોમાય—અગોચર આત્મા-Divine Idea (જર્મન ફિલસુફોનો)—આત્મારૂપે જ્વલંત વિલસે છે. All Matter is Spirit condensed

કહે છે કે સર્જનકાર્ય વિરોધી તત્વોપર અવલંબે છે. પણ તેમ નથી. તે તો ભિન્નતાસૂચક બાબતોનેજ આધિનું છે. Contrasts ને નહિ, પરંતુ Differences ને

અધિનું છે. ભ્રાતા ભગિની એ ભેદો છે, પણ વિરોધી સત્વો નથી. તેવી રીતે સ્ત્રીપુરૂષ, પુરૂષપ્રકૃતિ, અને બ્રહ્મમાયા વિગેરે. પરમાત્મા ભેદોને સર્જે છે, ત્યારે આપણે વિરોધોમાં જોઇએ છીએ, અને જ્યાં સુધી આપણી દૃષ્ટિ તે પ્રમાણે જ જુએ છે, ત્યાં સુધી કવિ વિશ્વનાથના વિશ્વમા, સર્વવ્યાપકતામા વ્યાપક રૂપે જન્મ્યા નથી જ એમ સમજવાનું છે, અને કેવળ આપણે બનાવેલી સ્વપ્નસૃષ્ટિમાજ ઘુમીએ છીએ, જ્યાં અહંકારના ગર્ભમાં આપણો જન્મ થાય છે. આ અહંકાર તેજ ઉપરોક્ત વિરોધભાવી સત્વ—હુંપણું. મોક્ષ આથીજ કેટલાક કહે છે તેમ, સર્વનો અન્ત નથી. તે તો આપણો Cosmic જન્મ છે. મનુ મટી ત્યાંજ દેવ થવાય છે. Son of Man મટી Son of God રૂપે વિલાસતો તે નવજન્મ છે. Ensouled body નો તે Embodied Soul છે. અહંસૃષ્ટિમાથી પરતત્વની સૃષ્ટિમાં જન્મ છે. કવિ ન્હાનાલાલે, ભાખેલી તે 'બ્રહ્મદીક્ષા' છે, મહર્ષિ ટાગોરે ભાખેલ તે અજબ 'બ્રહ્મવિહાર' છે. આમ થતા દ્વંદ્વદર્શિન તત્વદર્શિન બને છે. સત્ અસત્ના ભાવો પિછાનનાર તત્વદર્શી છે. કહ્યું છે કેઃ—

> ना सतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
> उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

આપણે પણ દ્વંદ્વો વિષેની સમાલોચના આ તત્વદર્શિની દૃષ્ટિથી આદરીએ. દ્વંદ્વોને એક પછી એક એમ તપાસીએ. તેમની સમીક્ષાને પરીક્ષા કરીએ. પ્રથમ શીતોષ્ણ લઇએ. શીત અને ઉષ્મા—ઠંડી ને ગરમી. પદાર્થવિજ્ઞાન ( Physics ) શું શીખવે છે ? ગરમી ઓછી ને ઓછા પ્રમાણમા અમર્યાદ શુન્યરૂપે ઉતરે છે, જ્યાથી તે અનંતતા સુધી ઉંચે ને ઉંચે ચ્હડે છે ગરમીના નકાર રૂપ ઠંડીનો તો કેવળ અભાવજ છે. શીત અસત્ છે, ઉષ્મા સત્ છે, અને તેથીજ ઉષ્માનો ભાવ છે, શીતનો નથી. આ ભેદ (mystery) તત્વદર્શિન જોઇ શકે છે. ખરો વિજ્ઞાનવેત્તા તેને પીછાને છે. અહીંજ ધર્મ ને વિજ્ઞાન ઉભય એકમેક સાથે અન્યોન્ય સંબંધ આદરતા માલુમ પડે છે, અને વસ્તુતઃ તે જુદા છે જ નહિ. તેમને જુદાં જાણનાર જ્ઞાની નથી, વિજ્ઞાની નથી, તત્વદર્શી નથી. ઉષ્ણતામાનના પ્રમાણો સર્વત્ર ભાવયુક્ત શક્તિ જેવા જ દૃષ્ટિએ પડે છે, કેટલીક જગોએ અમુક સંજોગોમા એ ભાવયુક્ત ઉષ્ણતાને જોવાની આપણી અશક્તિ વડેજ માત્ર ઠંડીનું ખોટું ભાન થાય છે. આપણા શરીરમાંથી ગરમી લેવામાં આવી હોય તો શરીર ઠંડું લાગશે. પણ વસ્તુતઃ તે ઠંડું નથીજ. કડકડીને ટાઢ વાની હોય છે, વા ટાઢું હિમ જેવું પાણી હોય છે, ત્યાં પણ વસ્તુતઃ ઠંડી તો નથી :. કોઇ પૂછશે ત્યારે એ છે શું ? એ તો કેવળ ગરમીજ છે, પરંતુ તદ્દન ઓછાં પ્રમાણમાં જે આપણી દૃષ્ટિને, ત્વચાને, ઠંડી સમો ખોટો આરોપ નાખતી મુંઝવે છે. આજ પ્રમાણે સર્વ દ્વંદ્વોનું જાણી લેવું. જેમ ગરમીને ન્યાળવાની—લાગવાની આપણી અશક્તિ તેને ઉપર આપણે ઠંડી કહી, તેવીજ રીતે જીવનને ન્યાળવાની આપણી અશક્તિ તેજ મૃત્યુ સમો ભાસ છે; સારાને ન્યાળવાની આપણી અશક્તિ તેજ નરસું છે; પ્રકાશને ન્યાળવાની આપણી અશક્તિ તેજ અંધાર છે. દેવને ન્યાળવાની આપણી અશક્તિ તેજ પિશાચ છે. જેમ જેમ કુદરતમાં અને તેની પાર્શ્વ સત્નું—જીવનનું, પ્રકાશનું, આનંદનું—અપરિમિત તત્વ દૃષ્ટિએ પડે છે, તેમ તેમ તેથી વિરૂદ્ધ ભાવોના પ્રદેશ, અસત્નો ભાવ નાબુદ થતો

જાય છે. અન્તમા ભાવ—ईशावास्यं इदं सर्वम्—ઇશ વ્યાપ્તિ જ સર્વત્ર આચ્છાદી રહેલ છે, એવું ભાન થાય છે. આમ થતા પોતાના સુખમા સર્વના સુખને વિષે ભાન થઇ અનુત્તમ મૈત્રી કેળવાય છે, પોતાના દુઃખમા સર્વનાં દુઃખો ઝીલી લઇ તે વસ્તુતઃ સત્ નથી, એમ જાણી કરૂણા પ્રમાણી રહે છે. ટુંકામા—

" सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
" सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥

આ પ્રમાણે રાગદ્વેષ શા દ્વંદ્વોમા ચિત્ત મલિનતા ધારણ ન કરતાં એ બન્નેને બદલે ક્રમે કરી મૈત્રી અને કરૂણા સ્થપાયાથી અદ્ભુત પ્રસન્નતા—જીવનતત્ત્વનું પરમ શિખર—નિર્મળતા અને આનંદ—ચિત્તપ્રસાદ—જમાવી રહે છે. હવે જ્યારે આ મૈત્રી અને કરૂણાની વિચારની દશામાંથી આચારની દશામાં પરિણમાય છે ત્યારે પુણ્યશાળી સજ્જનો પ્રતિ, તેમના વિચાર, ઉચ્ચાર અને આચાર પ્રતિ પ્રિયતાનો ભાવ થવા માડે છે. અર્થાત્ મુદિતા પ્રકટે છે, અને તેટલુંજ થઇ ન અટકતા તેવા પુણ્ય કાર્યો કરવા ચિત્ત પ્રવૃત્ત થાય છે. આજ પ્રમાણે પાપીઓ પ્રતિ ધિક્કાર નહિ પરંતુ તેમનાં પાપો પ્રતિ ઉદાસીનતા—સાક્ષીત્વ—પરભાવ—કેળવે, અને કદીય પોતે તેવાં કર્મો પ્રતિ ન ફરકે, તો તે પ્રવૃત્તિને ઉપેક્ષા કહી શકાય. આ પ્રમાણે પુણ્ય પ્રવૃત્તિથી અને પાપથી નિવૃત્ત રહેવાથી પશ્ચાતાપનું કારણ રહેતું નથી, અને ચિત્ત પ્રસન્નતા રાખી રહે છે. મૈત્રી, કરૂણા, મુદિતા અને ઉપેક્ષા રૂપી શસ્ત્રો વડે આ પ્રમાણે ચિત્ત વિષાદ, ખિન્નતા, ચિંતા, અસંતોષ રૂપી Everlasting No નો ત્યાગ કરી Everlasting Yea પ્રતિ વળે છે,- ઉંડી સંવાદ ભરી પ્રવૃત્તિ આદરી રહે છે. આનુંજ નામ તત્ત્વદર્શિત્વ, આનુંજ નામ નિર્દ્વંદ્વ થવું તે, આનુંજ નામ નિત્યસત્ત્વસ્થપણું, નિર્યોગક્ષેમ, આત્મવાનપણું.

ॐ श्री हरिचरणे.

---

## શાદી—સાદી.

કોઇ એક મુસલમાની રાજ્યના જાગીરદારને ત્યાં લગ્ન પ્રસંગ હતો. એને શાદી–સાદી કહે છે. એ જાગીરદારને ત્યા વાણીયો કામદાર હતો, તેને એક દશ અગિયાર વર્ષનો દીકરો હતો, તેણે અંગ્રેજી અભ્યાસની શરૂઆત હમણાંજ કરી હતી. નિશાળ માટે તેને હાલના ધોરણ પ્રમાણે શબ્દ, અર્થ, ઉચ્ચાર, જોડણી સર્વ ગોખી તૈયાર રહેવું પડતું. આ પ્રસગે તેને ત્યા તેના બાપનો કોઇ મિત્ર આવ્યો તેણે પૂછ્યું, કાં ! કામદાર છે કે? છોકરે—answer ( આન્સર )—જવાબ આપ્યો કે હમણા એ તો ઘણાજ–busy બિઝી—કામમા છે, ને આખો દિવસ બાપુને ત્યાજ ટાઇમ પાસ કરે છે. તે આપને મળી શકશે નહીં. આવનાર ગૃહસ્થે પૂછ્યું કે અલ્યા ! એટલું બધું શું છે ? તો કહે કે આમારા બાપુના શાહજાદાની સિમ્પલ ( Simple ) સાદી છે.

મહેષ.

---

# आपणा संसारनी मुश्केलीओ
## अने
# ते दूर करवाना उपायो.

( ગતાંક પૃષ્ઠ ૧૫૧ થી ચાલુ )

આ બાળલગ્નના દુષ્ટ રિવાજ ઉપરાંત આપણા સંસારમાં મનોહરી જેવાં કજોડાંનો રિવાજ, વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય, સાટાં લગ્ન તથા એક કરતાં વધુ સ્ત્રી કરવાના નઠારા રિવાજોને લીધે પણ ઘણી ગુંચવણો ઉભી થાય છે, અને આવી ગુંચવણો દુર કરવાને એ રિવાજો નાબુદ થવા જોઇએ.

ઉપર દર્શાવેલી તથા બીજી સર્વ મુસ્કેલીઓ દુર કરવા બે ઉપાયની ખાસ આવશ્યકતા છે.

૧ સ્ત્રી સ્વાતંત્ર્ય. ૨ સ્ત્રી કેળવણી.

સ્ત્રીઓને યોગ્ય સ્વતંત્રતા તથા શિક્ષણ આપવામા આવે તો આપોઆપ બીજી ઘણી મુસ્કેલીઓ એની મેળે દૂર થશે. આપણા સંસારમા સ્ત્રીઓને ભાગ્યેજ સ્વતંત્રતા આપવામાં આવે છે, કારણ કે પુરૂષો સ્ત્રી જાતિને હલકી ગણે છે. તેઓ એમ સમજે છે, કે સ્ત્રી પરતંત્રતા ભોગવવા માટેજ જન્મી છે, અને તેના તરફ તિરસ્કારવૃત્તિથી જોવામા આવે છે. ટુંકમાં સ્ત્રીઓ પ્રત્યે બીલકુલ સન્માનની નજરે જોવામા આવતું નથી. ઘણા દબાણનું પરિણામ એ થાય છે કે સ્ત્રી નફટ થઇ જાય છે, અને પરિણામે કુટુંબમા કલેશ વધી જાય છે. જ્યારે ઇંગ્લંડ જેવા દેશમાં સ્ત્રીઓને હદ ઉપરાંત સ્વતંત્રતા આપવામાં આવે છે, ત્યારે આપણા દેશમા સ્ત્રીને ઢોરની માફક પુરી રાખવામા આવે છે. જ્યારે આપણા દેશમાં સ્ત્રીને મારવામા પણ આવે છે, ત્યારે અન્ય દેશોમાં સ્ત્રીઓ પુરૂષની પાસે સમાન હક માગે છે. સ્ત્રીઓ જન્મથીજ પુરૂષની ચાકરડી થવા સર્જાયલી હોય, એમ ગણવામાં આવે છે. કેટલાક પુરૂષો તો તેઓની પાસે ગદ્ધા વૈતરું કરાવવા ઉપરાંત તેઓની તરફ આડી નજરે જોતા પણ નથી. કેટલેક ઠેકાણે તો જનાનો, તથા ઘુમટા તાણવાનો રિવાજ હોવાથી સૃષ્ટિ સૌંદર્ય શુ છે તેની તેઓને સ્વપ્ને પણ ખબર પડતી નથી આ સર્વનું પરિણામ એ આવે છે કે સ્ત્રીઓ જીંદગીપર્યંત સંકુચિત મનનીજ રહે છે, તથા તેઓની તીક્ષ્ણબુદ્ધિનો વિકાસ થઈ શકતો નથી. ઘરમાં ને ઘરમા રહેવાથી તેઓ સાંકડા મનની તથા બીકણ બની જાય છે. માટે આપણી સ્ત્રીઓને ઘટતું માન આપવાની ખાસ જરૂર છે. પ્રાચીનકાળમાં સ્ત્રીઓને માન આપવામાં આવતું હતું, પણ અર્વાચીન કાળમા તેથી ઉલટું છે. यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । સન્માન પામે જ્યાં સુંદરી, પ્રસન્ન થાય ત્યાં દેવતા. આ વાક્ય બતાવે છે કે સ્ત્રીઓ પ્રાચીનમાં વધુ ઉંચો દરજ્જો ધરાવતી હતી."

સુજ્ઞ વિદ્યાચતુરે કુસુમના સંબંધમાં ગુણસુંદરીને પુત્રીને વિદ્યા તથા બુદ્ધિ સ્વાતંત્ર્ય આપવા પોતાના વિચાર સ્પષ્ટ જણાવ્યા હતા, અને એવી આજ્ઞા આપી હતી કે કુસુમના વિચાર જાણવા પણ રોકવા નહી, વાળવા પણ મરડવા નહી. આ બાબતમાં જ્યારે વિદ્યાચતુરનો વિચાર કુસુમને તેની મરજી વિરુદ્ધ પરણાવવાનો ન હતો, ત્યારે

ગુણસુંદરીનો વિચાર પુત્રીને પરણાવવાનો હતો, અને તે શેને લીધે ? ડોસો કુંવારો રહે પણ ડોસી કુવારી રહી સાભળી છે ? ઈ. સ્ત્રીઓને કચડનારા વિચારોને લીધે આપણી સમાજમા સ્ત્રીઓની દુઃખદ અવસ્થાનું ખરેખર ભાન આપણને આપણા દેશની વિધવાઓની સ્થિતિ જોતાં તરતજ થાય છે. સુંદર તથા કુમુદસુંદરીની વિધવાવસ્થા કોઇનું પણ હૃદય પિગળાવી શકે એમ છે. વિધવાવિવાહની બાબતમા આપણા લોકો વધુ મતે ઘણા વિરૂદ્ધ છે. રા. ગોવર્ધનરામભાઇએ પણ કુમુદસુંદરીના સરસ્વતીચંદ્ર સાથે પુનર્લગ્ન કરાવવા હીમત કરી નથી; તો આવી સ્થિતિમા ઉપાય તરીકે વિધવાની સ્થિતિ સુધરે એવાં આશ્રમો દરેક સ્થળે નીકળવા જોઇએ. આપણા દેશમાં જ્યારે આવાં આશ્રમો ઠેર ઠેર થશે, ત્યારે વિધવાઓની દયાજનક સ્થિતિનો કઇક અંત આવશે. આપણા સંસારની ઘણી ખરી મુસ્કેલીઓનું કારણ રિવાજ અને રૂઢીનું બળ છે. તે ઉપરાંત આપણી સ્ત્રીઓનું અજ્ઞાન ઘણી ખામીઓનુ મુળ છે, માટે સ્ત્રીઓને કેળવણી આપવી ઘણી આવશ્યક છે. આપણા આર્યસંસારમાં સોએ એક સ્ત્રી ભાગ્યેજ પોતાનું નામ લખી ને વાચી શકે છે. એટલે સ્ત્રીઓને વિદ્યા શું છે તે ભાગ્યેજ જાણવામા આવે છે, એટલે અંધકારના ખાડામાં સદંતર તેમને નિવાસ કરવાનો હોય છે. એ કંઇ થોડું શોચનીય નથી. અભણતાને લીધે સ્ત્રીઓમા હમેશં કછ્યા કંકાશ થયા કરે છે. તેઓમા ઘણી જાતના ખોટા વહેમો જોવામાં આવે છે. સ્ત્રી પોતાનો ઘણો વખત પરનિંદા અને કુથલી કરવામાં ગાળે છે. બીન કેળવાયલી સ્ત્રીઓ પોતાના દેવ જેવા સ્વામીને પણ રાજી કરી શકતી નથી, તથા પોતાનાં વહાલાં સંતાનો પ્રત્યે તેમની શી શી ફરજો છે તેનુ જ્ઞાન પણ તેઓમાં હોતું નથી. પુરૂષ જ્યારે વહેમોનો તિરસ્કાર કરી તેને નાબુદ કરવા ભાષણો આપતો હોય છે, ત્યારે સ્ત્રીઓ ઘરમા કુથલી અને પરનિંદામા વખત ગાળે છે. પુરૂષ જ્યારે વિદ્વાન હોય છે, ત્યારે તેઓ તદ્દન વિદ્યાથી વિમુખ રહેલી જોવામા આવે છે. તેથી પતિ અને પત્નીના વિચાર જુદા હોય છે, એટલે હમેશા તકરાર થયા કરે છે. એવાં કજોડાઓનો સંસાર ઘણો દુઃખમય થઇ જાય છે. રા. રા. નવલરામભાઇ નીચે પ્રમાણે કહે છે કેઃ—

"ભાઇ તો જ્યારે ભૂગોળ ને ખગોળમા રમે છે, પેલીનું તો ચિત્ત ચુલા માંહ્ય."
દેશી કહેોની કેવું કજોડું કહેવાય.

ઘણી સ્ત્રીઓ કેળવણીને અભાવે આડે રસ્તે ઉતરી પડે છે. શઠરાયના સંસારમાં રૂપાળી તથા ખલકનંદા પણ અજ્ઞાનતાને લીધેજ સ્વચ્છંદી બની ગઇ હતી, અને ગમે તેવો નીચ અનાચાર કરતા પણ તેઓ અચકાતી નહીં. કેળવણીને અભાવે સ્ત્રીઓમાં જે મૂર્ખતા જોવામા આવે છે, તે જો સ્ત્રી કેળવણી વધારવામાં આવશે તો નષ્ટ થશે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓને ઉત્તમ કેળવણી આપવાની ખાસ અગત્યતા છે. ભણેલી સ્ત્રી પોતાના જ્ઞાનથી કુટુંબમાં કલેશ થવા દેતી નથી, અને તે દૂર કરવાના પ્રયત્ન કરે છે. બુદ્ધિધનના ગૃહસંસારમા ઉત્તમ કેળવણીને પ્રભાવે હમેશાં સુખશાંતિ રહેતી. કુમુદસુંદરીએ પોતાના જ્ઞાનના બળથી અલકકીશોરી જેવી સ્વતંત્ર મીજાસી નણંદને ગરીબ ગાય જેવી કરી નાખી. તેવીજ રીતે કુટુંબના દરેક માણસને પોતાના પ્રભાવથી વશ કરી લીધાં. અનેક કારણોને લીધે આપણી સ્ત્રીઓમાં મનની મલીનતા, અજ્ઞાનતાનો ફેલાવો, નીતિની બેશરમ, પરનિંદામા પ્રીતિ, ઘરેણાંની ઘેલાઇ, વગેરે અનેક

અવિચારી દુરાગ્રહ જોવામાં આવે છે. ખોટા વહેમમાં મગનપણું; અને ક્રુવડતા તો એવા સજ્જડ પેસી ગયા છે કે સદ્વિદ્યાના જોર વિના તો તે નીકળી શકશે કે કેમ તે શંકા છે. પુરૂષ આ જગમાં જુદા જુદા પ્રાણી અને પદાર્થ સબંધમાં જ્ઞાન ધરાવે છે તથા ગુણ અને જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણા દેશના પુરૂષોને જુદા જુદા દેશકાળમા અને જુદે જુદે પ્રસગે જેટલી અને જેવી તક મળે છે, તેવી અને તેટલી બહોળી તક આપણા દેશની સ્ત્રીઓ જે અંધારી કોટડીમાં રહેલી છે, પરતંત્રતાના પાસમાં સપડાયલી છે, તેઓને ક્યાથીજ મળે ? સ્ત્રી કેળવણીના કાર્યક્રમમાં પત્ની, યોગ્યસહચારીણી, બાળકોની માતા, ભવિષ્યની પ્રજાને ઉછેરનાર શિક્ષિકા, અને ઉત્તમ ગૃહિણીઓ ઉત્પન્ન કરવી, એ આદર્શ તરફ આપણું લક્ષ દોરવવાની ખાસ જરૂર છે. આ પરિણામ આણવા માટે સામાન્ય ઉપયોગી કામ શીવણ, રસોઇ, ઉપજખર્ચની ત્રેવડ, લલીતકળાનું જ્ઞાન, આરોગ્યશાસ્ત્ર, બાળકને ઉછેરવા સંબંધી જ્ઞાન, માંદાની માવજત, આ સર્વ વિષયમાં પ્રવીણ થવાની ખાસ જરૂર છે. નિશાળે જતી ઉમરની કન્યાઓને માટે કન્યા કેળવણી વધારવાનો પ્રયાસ કરવાની અને દરેક કન્યાને ફરજીયાત શિક્ષણ આપવાની સગવડ થવી જોઇએ, તેમજ લગ્નની વય પણ વધારવી જોઇએ. બાર ચૌદ વર્ષની છોકરી પરણીને સાસરે જાય તેટલા વખતમાં સંસાર સારી રીતે કેમ ચલાવી શકાય એ શી રીતે જાણી શકે ? કન્યાશાળાની અંદર વાચવા લખવાનું વગેરે જ્ઞાન આપવામા આવે છે, તેજ પ્રમાણે ઘરમાં પણ કન્યાઓને ધર્મનુ, નીતિનું તથા સંસાર સંબધી શિક્ષણ અપાવવુંજ જોઇએ.

સ્ત્રીકેળવણીની બાબતમાં રસોઇની કળા ખાસ સ્ત્રીઓને આવડવીજ જોઇએ. ઘરની અંદર સ્વચ્છતા રાખવી, અને કુટુબના સર્વે માણસો સાથે સલાહસંપથી વર્તવું, સુવ્યવસ્થા રાખવી વગેરે ઘણા સદ્‌ગુણોની જરૂર છે. ભરવા ગુંથવાની કળા પણ જાણવાની જરૂર છે. સાધારણ શીવવાનું તો દરેક સ્ત્રીને આવડવુંજ જોઇએ. સ્ત્રીઓએ ફુરસદને વખતે ઉત્તમ પુસ્તકો વાચવાની ટેવ રાખવી જોઇએ. સારા પુસ્તકો વાંચી મનન કરવાથી ઘણું જ્ઞાન વધે છે. જ્ઞાનથી વિચારશક્તિ ખીલે છે, વિચાર કરવાથી ગૃહ સંસારીક વહેવારના કાર્યોમા મુશ્કેલી કાઢી પોતાનો સંસાર નિર્વિઘ્ને ચલાવાય છે. સંગીત તેમજ ચિત્રકળામા પણ દરેક સ્ત્રીને પ્રવીણ કરવી જોઇએ. ચિત્રકળાથી હૃદયની રસિકતા વધે છે, અને સંગીતકળાથી મન પ્રસન્ન થાય છે.

આપણો દેશ સ્ત્રીકેળવણીમાં ઘણો પછાત છે, તેથી સ્ત્રી વર્ગ દેશને તથા સમાજને મદદગાર થઇ શકતો નથી. જાપાનની અદર સ્ત્રીઓને ફરજીયાત કેળવણી આપવામાં આવે છે. જર્મની વગેરે પાશ્ચાત્ય દેશોમાં પણ તેમજ છે. જો આપણી સ્ત્રીઓ કેળવાઇ શકે તો પુરૂષોને ઘણાં કામમા મદદ આપી શકે. બીજા દેશની સ્ત્રીઓ જેવી દેશસેવાનાં ઉપયોગી કાર્યોમા મદદ કરે છે, તેવી આપણી સ્ત્રીઓને પણ ઉત્તેજન આપવામા આવે તો તેઓ ઘણા ઉત્સાહથી એવા કાર્યો ઉપાડી લે. હાલની ચાલની લડાઇમા જ્યારે પુરૂષો લડવામાં ભાગ લે છે, ત્યારે ત્યાંની સ્ત્રીઓ પણ દારૂગોળા બનાવવામાં તથા ઘવાયલા યોદ્ધાઓની સેવા કરવામાં પોતાની મદદ આપે છે. ખરેખર સ્ત્રીઓને માટે તથા દેશને માટે એ ઘણુ સ્તુતિપાત્ર છે. હાલમાં આપણા ભરતખંડની સ્ત્રીઓમાં પણ કંઇ નવું ચેતન આવ્યું

હોય એમ લાગે છે. મીસીસ સરોજીની નાયડુ જેવી વિદુષી સન્નારીઓ આપણી માતૃભૂમિની ઘણીજ અગત્યની સેવા કરતી, ચોપાસ વિજયનો વાવટો ફેરવતી જોવામા આવે છે. હિન્દુ રાષ્ટ્રીય સભાના પ્લેટફોર્મ પરથી તથા સામાજીક સુધારણાના સંમેલનના પ્લેટફોર્મ પરથી પોકાર કરીને સંબોધે છે, કે આર્ય મહિલાઓ તમે જાગો, અને દેશસેવાના આ મહાન્ કાર્યોમાં ભાગ લેવાને તથા પુરૂષ વર્ગને તમારાથી બનતી મદદ આપવાને તૈયાર થાઓ, અને પરાધીનતાની બેડીમાથી મુક્ત થઇ અંધકારની કોટડીમાથી બહાર નીકળી, ઉત્તમ પ્રકારની કેળવણીથી સજ્જ થઇ, તમારી માતૃભૂમિની સેવામાં સ્વાર્થનો ત્યાગ કરી તથા આત્મભોગ આપી તમારી ભગિનીઓને તથા બંધુઓને મદદ કરી પરોપકાર તથા કલ્યાણ કરવાના માર્ગમા તત્પર રહો. અસ્તુ

અ. સૌ. મહીમનગૌરી મનુભાઇ પંડ્યા.

---

# ઇશને યાચના.

સફલ કર જીવનનો અભિલાપ,
પ્રભૂ ! મુજ જીવનનો અભિલાપ;
જ્યોતિ તેજ અંતરમા વિલસે,
તુંજ સ્વયં સાક્ષાત. સફલ૦ ૧
દેહ પ્રભૂ ! મુજ વિલય કરી દે,
અન્તર પુરશે સાખ:
જ્યોતિ રૂપ બ્રહ્માંડ દિસે છે,
તુંજ બ્રહ્મ આભાસ. સફલ૦ ૨
શાન્તિ પૂર્ણ આનંદ ભરી દે,
વિશ્વ અને આકાશ;
સચરાચરમાં તુંજ પ્રભુ છે,
જીવન પૂર્ણ પ્રકાશ. સફલ૦ ૩
વિશ્વ મહી જ્યાં નજર કરૂં ત્યાં,
ત્હારો શુભ આભાસ;
સત્ય શીલ ને ત્યાગ તણો કર,
અમ અન્તરમાં વાસ. સફલ૦ ૪
અભેદ ભાવ દે મુજ અંતરમા,
દ્વૈતભાવ કર નાશ;
બ્રાહ્મણ ક્ષત્રિય, વૈસ્ય, શુદ્રમાં,
સ્વયં બ્રહ્મ પ્રકાશ. સફલ૦ ૫

' અલખ મંદીર '–ગીરનાર. " નલિનીકાન્ત. "

---

# પ્રિયલાભ.

( અનુસંધાન અંક ૨ પૃષ્ઠ ૫૨ થી ચાલુ ).

ઇરાવતીએ પોતાની મુખ્ય પરિચારિકા નિપુણિકાને કહ્યું " ચાલ ત્યારે નિપુણિકા, આ બધો પ્રકાર છે શું તે આપણે પ્રત્યક્ષજ જોઈ આવીએ. સિવાય, બીજા પણ કંઇ કારણથી મ્હારો વિચાર સમુદ્રભવન તરફ જવાનો હતોજ."

એમ કહી ઇરાવતી સમુદ્રભવન તરફ જવા નીકળી. નિપુણિકાએ પૂછ્યું " તે બીજું શું કારણ, દેવી ? "

" ત્યાં આર્યપુત્રની એક સુંદર છબી છે. તે ચિત્રમાંના આર્યપુત્રને તો હું પ્રસન્ન કરીશ. "

" ત્યારે ખરેખરા જીવતા આર્યપુત્રને કેમ પ્રસન્ન નથી કરતી ? "

" એ ચિત્રમાં રાજા કેવળ પ્રેમાકુલ દૃષ્ટિથી માત્ર મ્હારી સ્હામુંજ જોયાં કરે છે. હાલમા ત્હેનું મન બીજા માણસપર ચ્હોટયું છે. મ્હારે ત્હેનો પ્રસાદ નથી જોઇતો. પણ મ્હેં જે સામાન્ય શિષ્ટાચારનું પણ ઉલ્લંઘન કર્યું છે, તે માટે મ્હારે આર્યપુત્રની ક્ષમા માગવી છે. ત્હેને પ્રત્યક્ષ કંઇ નથી લાગતું ' તે ચિત્ર પાસે ક્ષમા માગવાથી મ્હારૂં મન શાંત થશે. "

ઇરાવતી સમુદ્રભવન પાસે પ્હોંચી, એટલામા નાગરિકા નામની ધારિણી દેવીની એક પરિચારિકાએ આવી ત્હેને પ્રણામ કરી કહ્યું " બાઇ સાહેબ, દેવીએ, ત્હમને એવો સંદેશો કહેવા મ્હને કહ્યું છે કે ' ત્હમારા માનનું રક્ષણ કરવા માટે માલવિકા અને બકુલાવલિકા એ બન્નેના પગમા શૃંખલા નાંખી મ્હેં તેઓને કેદ કરી રાખ્યાં છે. ત્હમારી શું ઇચ્છા છે તે જણાય, એટલે ત્હમારી વતી મહારાજા પાસે કંઇ એ વાત કાઢી શકાશે. ' "

આ છેલ્લું વાક્ય બોલતાં, ધારિણીના મનમાં શું હતું તે સ્પષ્ટ રીતે સમજાવું કઠણ છે. ઇરાવતીના ઉન્મત્ત વર્તનથી, રાજા ત્હેનાપર સ્વાભાવિક રીતે અત્યંત અસંતુષ્ટ થયો હતો. ઇરાવતીના માનના રક્ષણ સારૂ જે કાંઇ કરવાનું શક્ય હતું તે દેવીએ કર્યું હતું. માલવિકા અને બકુલાવલિકા એઓને બંદિવાન કરી રાખવા એવો ધારિણીનો જરા એ હેતુ ન હતો. ઇરાવતીના અનુમોદનથી જો એ બન્નેની મુક્તતા થશે, તો રાજા અવશ્ય સંતુષ્ટ થશે, એ ખુલ્લું હતું, અને એવું કરીને જ ઇરાવતીપરની રાજાની ગેરમરજી દૂર કરવાના ધારિણી ઉપાય કરવાની હતી. આ વાક્યનો ભાવાર્થ ત્હેનો આવો હોવો જોઇએ. ઇરાવતી પણ આવોજ ભાવાર્થ સમજી બોલી " નાગરિકા, દેવીને કોઈપણ કામ માટે શ્રમ આપવો, એવી મ્હારી યોગ્યતા ખરી ? મ્હારે માટે પોતાની દાસીને શિક્ષા કરીને ત્હેણે મ્હારાપર પુષ્કળ ઉપકાર કર્યો છે. " દેવીના આવા અનુગ્રહ સિવાય બીજા કોના અનુગ્રહથી મ્હારા મનનું રક્ષણ અને કલ્યાણ થવાનું છે ? નાગરિકા, તું જઇ દેવીને આ મ્હારૂં કહેણ કહે સમજી ? "

દેવી ધારિણીને ખુલ્લી રીતે કોઇ પણ કામ સોંપવું નહીં, એવું ઇરાવતીના મનમાં

હતું. તો એ દેવીજ રાજસંસારની કાર્યવાહક સ્ત્રી હતી. રાજાની બીજી રાણીઓ અને ત્હેના પરિજન એઓનું માન જળવાય, એઓનું મંગલ થાય, એવું કરવું ત્હેને યોગ્ય હતું. પ્રસ્તુત પ્રસગે પણ ઇરાવતીનું માન રહે અને મગળ થાય, એવુંજ ધારિણી કરવાની હતી!

ઇરાવતીનો આ સંદેશો લઇ નાગરિકા ચાલતી થઇ.

( ૧૧ )

ગૌતમ સમુદ્રભવન પાસે સ્ફટિકને ટેકવીને નિરાંતે ઘોરતો હતો. નિપુણિકાને લઇ ઇરાવતી બારણા પાસે આવી. નિપુણિકા હસીને બોલી "ઓ મા, શું મરી ગયો કે? દુકાનની આગળના ભાગમાં બેઠો બેઠો ઉંઘે તેમ, આ જુઓ, ગૌતમભટ ઉંઘતો ઘોરે છે!"

ઇરાવતી ઉતાવળથી પાસે આવી બોલી "વિષથી મર્યો બર્યો તો નથી ને આ?"

"ના, ના, બાઇ સાહેબ? મરે કેમ? આ જુઓને મરેલાના મ્હોપર તેજ કેવું ઝળકે છે તે! અને ધ્રુવસિદ્ધીએ બારીક પરીક્ષા કરી ઔષધ આપ્યા પછી મરણ કંઇ એટલું સોધુ છે?"

ગૌતમને માલવિકાની વાતજ સ્વપ્નમા દેખાતી હતી. એ ઉંઘમા જ બડબડવા લાગ્યો "અહાહા! માલવિકા—"

ઇરાવતીની ભ્રૂકુટી તત્કાળ થોડી વાકી થઇ. ગૌતમ ફરીથી ઉંઘના જોરમા બડબડવા લાગ્યો "માલવિકા, ઇરાવતીને પણ પાછી હટાવી તું આગળ આ—"

ઇરાવતીની ભ્રૂકુટી ક્રોધથી અધિક વાકી થઈ.

નિપુણિકાએ કહ્યું "આ જુઓ, બાઈ સાહેબ, ગૌતમ કેવો મર્યો છે તે! મરેલો બડબડે છે કેટલો! ત્હમે જરા આઘા જાઓ, એટલે આ સાપ જેવી વાકડી સોટી ત્હેના શરીર પર ફેંકુ—એટલે સાપના ભયથી મરેલાની જાગૃતી થશે અને કેવો બુમ પાડે છે તે જુઓ!"

ઇરાવતી દૂર ગઇ, ને નિપુણિકાએ પણ બાજુએ ઉભા રહી ગૌતમના શરીર પર તે સોટી ફેંકી. ગૌતમ એકદમ કુદકો મારી ઉઠ્યો, ને ઉંઘતી તન્દ્રીમાં એ વાકડી સોટીને જોઇ બુમ પાડવા લાગ્યો "સાપ! સાપ! અરે મ્હને સાપે ખાધો—સાપે ખાધો—આવો આવો!"

"અરે બ્હી નહીં, ગૌતમ બ્હી નહીં," એમ કહેતો રાજા ભવનમાથી બ્હાર આવ્યો.

"મહારાજ, સાવધ રહો!" એમ બોલતી માલવિકા પણ રાજા પાછળ બ્હાર આવી. બકુલાવલિકા પણ આ ગરબડ સાંભળી દોડતી દોડતી બ્હાર આવી, ને રાજાને આગળ જવા "ના" કહેવા લાગી.

સર્વ પ્રકાર ઇરાવતીના લક્ષ્યમા તરત આવી ગયો. ત્હેને અત્યંત ક્રોધ લાગ્યો. તેવુંજ ત્હેને બહુ દુઃખ પણ લાગ્યું. હાય! આખરે, દેવી ધારિણીએ પણ મ્હારી સાથે આવું કપટ કર્યું? માલવિકાના પગમાં શૃંખલા નાખી બંદિવાન કરી રાખી છે, એવી ખબર હમણાંજ ન્હોતી મ્હને કહેવડાવી?

રાજા તો આ પ્રકારથી તદ્દન મૃત પ્રાય થઇ ગયો ! હવે શું કરવું, ક્યા જવું, એ માલવિકા ને બકુલાવલિકાને જરાએ સ્હમજાય નહીં ! ગૌતમ મનમાં ને મનમાં બોલ્યો, " હાય હાય ! પાળેલું પારેવું બંધનમાં મુક્ત થઇ છેવટે એકાએક બીલાડીની આગળ આવી પડે ? "

ક્રોધથી લાલચોળ થઇ ગયેલી ઇરાવતી બોલી, " દિવસના અજવાળામાં સંકેત-સ્થાનમાં આવી ત્હમારો મનોરથ પૂર્ણ થયોને મહારાજ ? બકુલાવલિકા, ત્હારૂં દૂતીપણું સફળ થયુંને ? "

રાજા ઘોટાળાવાળા શબ્દોથી બોલ્યો, " દેવી, તું નિષ્કારણ મ્હારા પર ગુસ્સે થાય છે ! આજ ઉત્સવનિમિત્તે આ લોકોને કારાગૃહમાથી છોડવા મ્હેં આજ્ઞા કરી, તેથી કૃતજ્ઞતાથી મ્હને પ્રણામ કરવા આ બે જણ આવ્યા, એટલુંજ ! "

ઇરાવતીએ કહ્યું " હું શું કામ ત્હમારા પર ગુસ્સો કરૂં, મહારાજ ? હું ગુસ્સે થાઉં, તો મ્હારૂં નકામું હસવું થાય, તે સિવાય બીજું કંઇ થવાનું છે ? "

રાજાને તો આ સંકટમાંથી કેમ છૂટવુ તે સૂઝે નહીં ! પણ એટલામાં તેના છુટકારાનો ઉપાય સુદૈવે આપોઆપ જડયો. પ્રતિહારી જયસેનાએ તેને દોડતા દોડતાં આવી કહ્યું, "કુમારી વસુલક્ષ્મીને વાંદરાએ આવીને મારી છે. ભયથી તે મૂર્છિત થઇ છે. ધારિણી દેવીને રાજકુમારીને શુદ્ધિમાં લાવતા આવડતું નથી-માટે ત્હમારી પાસે એમણે મ્હને મોકલી છે."

ઇરાવતી ક્ષણભર પોતાનો ક્રોધ ભુલી ગઇ. તે ગભરાટમાં બોલી " મહારાજ-જાઓ જાઓ વ્હેલા ! વ્હેલા જઇ વસુલક્ષ્મીને શુદ્ધિમા લાવો. કોણ જાણે, જો એ અધિક બીધી તો વધારે શું થાય ને શુ નહીં ! "

રાજા, ઇરાવતી અને નિપુણિકા ત્યાંથી ઉતાવળમા ચાલ્યાં ગયા. ગૌતમ આનંદમા આવી બોલ્યો " શાબાશ, પિંગલવાનર, શાબાશ ! તું પણ વાનર, હું પણ વાનર ! વખતસર તેં આજે મ્હને સ્હાય કરી બેઠા ! "

એમ કહી ગૌતમ પણ રાજાની પાછળ પાછળ ગયો.

માલવિકા ઉદ્વેગથી બોલી " બ્હેન બકુલાવલિકા, મ્હારા આ ફુટેલા કપાળમાં હજી શું શું લખ્યું છે કોણ જાણે ! દેવી પાછી મને શી શિક્ષા આપશે તેનું કંઇ પ્રમાણ છે ? "

એટલામા બ્હાર આનંદથી કોઇએ બૂમ પાડી, " વાહ ! શું આશ્ચર્ય ! શું ચમત્કાર ! દોહદ પૂર્યા પછી પાંચ દિવસમા અશોકને ફુલ ફુટયાં ! શું આશ્ચર્ય ! "

એ સાંભળી બકુલાવલિકાએ કહ્યું, " બ્હી નહીં, બ્હેન માલવિકા, જરા પણ હવે બ્હીતી નહીં ! પાંચ દિવસની અંદર જો અશોકને ફુલ આવે, તો ત્હારૂં ઇચ્છિત પૂર્ણ કરીને ત્હને બક્ષીસ આપવાનું દેવીએ વચન આપ્યું છે. દેવી તો સત્યવક્તી છે. તેનું વચન કદી પણ વ્યર્થ જવાનું નહીં ! "

( ૧૨ )

માલવિકા પર રાજા અત્યંત અનુરક્ત થયો છે, એ લક્ષ્યમાં આવ્યું ત્યારથી, હેને પતિને અર્પણ કરવી એજ પોતાનું કર્તવ્ય છે, એવું દેવી ધારિણીના મનને લાગ્યું હતું. હેના પરથી રાજાનું મન પરાવૃત્ત કરવું એ સર્વથા અશક્ય છે, એની હેને પૂરી ખાત્રી હતી. બીજી કોઇના સૌંદર્ય પર રાજા જો અનુરક્ત થયો હોત, તો પણ ધારિણી પર હેની વિશેષ શ્રદ્ધા હતી. હેનું મહારાણીપણાનું ગૌરવ તલભાર પણ ઓછું ન થાય એ બાબત તે કાળજી રાખતો હતો. રાજા જે પ્રમાણે પોતાનું માન રાખે છે, તે પ્રમાણે પોતે પણ હેનું માન રાખવું ઇષ્ટ છે, એવું ધારિણીને લાગ્યું, ને માલવિકાનો રાજા સાથે વિવાહ કરવો એવું તેણે નક્કી કર્યું.

માલવિકાએ દોહદ પૂર્યાથી અશોકને ફુલ આવ્યાં હતા. તે માટે હેને બક્ષીસ આપવાનું ધારિણીએ વચન આપ્યું હતું. આ પુષ્પિત અશોક નીચે માલવિકાનો હેના પ્રિયતમ સાથે મેળાપ કરી હેનું ઇચ્છિત પૂર્ણ કરવું, એવો ધારિણીએ મનમાં નિશ્ચય કર્યો.

પરિવ્રાજીકા કૌશિકીને ધારિણીએ કહ્યું, " ભગવતિ, હમને એકાદને સારી રીતે સજ્જ કરતાં આવડે છે, એવું હમે હમેશ કહો છો. આજ માલવિકાને લગ્નનો સુંદર પોશાક પ્હેરાવી બતાવો જોઇએ. "

પરિવ્રાજીકાને દેવીના મનનો અભિપ્રાય તરત સ્હમજાયો, અને હેણે ઘણી હોંસથી માલવિકાને પોતાના મન પ્રમાણે અત્યંત ઉત્તમ રીતથી શણગારી ધારિણી, પરિવ્રાજીકા, માલવિકા અને અન્ય પરિજન મળીને સર્વ પ્રમોદવનમાં અશોકતલ પાસે ગયાં.

ત્યાં જતા પ્હેલાં ધારિણીએ પ્રતિહારીને આ પ્રમાણે સંદેશો કહી રાજા પાસે મોકલ્યો—" મ્હારા અશોકવૃક્ષને ફુલ ફુટયાં છે. મ્હારી એવી ઇચ્છા છે કે આર્યપુત્ર સાથે એ દેખાવ જોવો. તેથી રાજકાર્ય સંપૂર્ણ થતાંજ પ્રમોદવનમાં મ્હારા તે અશોક પાસે આવવાનો આર્યપુત્રે અનુગ્રહ કરવો. "

સેનાપતિ વીરસેને વિદર્ભ લીધું, ને યજ્ઞસેનનો પરાભવ કરી માધવસેનની કારાગૃહમાંથી મુક્તતા કરી, એ વાત લઇ દૂત આવ્યો હતો. દૂતને બક્ષીસ આપી રાજ્ય સભાનું હમેશનું કાર્ય સંપૂર્ણ કરી રાજા સભાગૃહમાંથી બ્હાર આવતો હતો, તેવામા પ્રતિહારીએ આવી ધારિણી દેવીનો સંદેશો હેને કહ્યો. જયની વાતથી અત્યંત આનંદિત થયેલો રાજા ગૌતમને સાથે તેડી પ્રમોદવન તરફ તુરત જવા નીકળ્યો.

( અપૂર્ણ. )

ભરત.

# નવૂં અને જૂનું.

( અનુસંધાન અંક ૪. પૃષ્ઠ ૧૨૫ થી ચાલુ. )

હું વિચાર કરૂં છું ત્યારે મને લાગે છે કે જો કે આપણે મંત્રો તૈયાર કરી શકતા નથી, જગતનાં ગૂઢ તત્વોનો અવિષ્કાર કરી શકતા નથી, તોપણ પ્રેમ કરી શકીએ છીએ, ક્ષમા કરી શકીએ છીએ, બીજાઓને માટે આપણા સ્થાન ત્યજી દઇએ છીએ. આમ છે તો પછી અત્યંત નિરાશાથી અસ્થિર બનીને ભટકતા ફરવાની શી જરૂર છે ? અમે યુરોપનું નામ સુદ્ધાંત જાણતા નથી તો ભલે પડી રહ્યા એક કિનારે ! " ટાઇમ્સ " ના જગત્પ્રકાશક ' કોલમો ' માં હમારાં નામ નહીં છપાય તો ચિંતા નથી ! આવી લાગણી રાખવા છતાં પણ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જ્યારે દુઃખ, દારિદ્ર અતિશય વધી ગયાં છે, અસહાય અને અપમાનિત જીવન વહી રહ્યા છે, ત્યારે કેવળ એક કિનારે પડી રહીને ઘરનાં કામ કરવાનું કે અતિથિ-સત્કાર કરવાનું કેમ નભી શકશે ? દુઃખોનો પ્રતિકાર ક્યારે થશે ?

ભારતવર્ષનાં દુઃખ ઓછાં નથી. આપણે જોવાનું છે કે—આપણે ક્યાં છીએ ? આપણે જ્યાં ઉભા છીએ ત્યાં પૂર્વ દિશાના ભુતકાલની અને પશ્ચિમ દિશાના ભવિષ્યની મરીચિકાઓ આવીને આપણને પોતપોતાની તરફ ખેંચાખેંચી કરી રહી છે. એ બન્નેમાંથી કોની ઉપર વિશ્વાસ કરવો તે સંબંધી યોગ્ય સત્ય આપણે નથી જાણતા; આથી પ્રથમ એ જોવું જરૂરનું છે કે આપણે કેવી સ્થિતિમાં ઉભા છીએ ?

આપણે એક બહુ જીર્ણ અને પ્રાચીન નગરમાં નિવાસ કરીએ છીએ. એવું પુરાણું નગર છે કે જેનો ઇતિહાસ લુપ્ત થઇ ગયો છે. મનુષ્યોનાં બધાં હસ્તલિખિત સ્મૃતિચિહ્ન ધૂળથી ઢંકાઇ ગયાં છે. આથી ભ્રમ ઉપજે છે કે જાણે આ નગર મનુષ્યોના ઇતિહાસ વિનાનું છે—જાણે અનાદિ " પ્રકૃતિ " ની પ્રાચીન રાજધાની છે. માનવ ઇતિહાસની રેખા ભૂંસી નાખીને પ્રકૃતિએ જાણે પોતાના શ્યામવર્ણી અક્ષર એ નગરના સર્વ વિભાગોમાં વિચિત્ર આકારથી લખી દીધા છે. અહીં હજારો વર્ષની વર્ષા ઋતુઓ પોતાના આંસુઓના ચિહ્નની રેખાઓ પડી ગઇ છે, અને હજારો વર્ષની વસન્ત ઋતુઓ તેની દિવાલના પ્રત્યેક છિદ્રમાં પોતાની આવવા જવાની મિતિ હરિયાળા રંગોથી અંકિત કરી ગઇ છે. એક પક્ષે તેને નગર પણ કહી શકાય છે, અને બીજે પક્ષે તેને જંગલ પણ કહી શકાય છે. અહીં કેવળ છાયા અને વિશ્રામ હોય છે, પરન્તુ ચિન્તા અને વિવાદ પણ પણ વસે છે ખરાં. અહીં પંખીઓના કલરવથી ગુંજી રહેલા વનમા—અહીં વિચિત્ર આકારોવાળી જટાઓથી પરિવ્યાપ્ત શાખા-પ્રશાખાઓમાં અને રહસ્યમય પુરાણા મહેલોની ભીંતોમાં સેંકડો-હજારો છાયાઓમાં કાયાનો અને કાયામાં માયાનો ભ્રમ ઉપજે છે. અહીંની એ સનાતન સંધ્યા છાયામાં સત્ય અને કલ્પનાને ભાઈ અને બ્હેનની પેઠે વિરોધ રહિત, ભાવસહિત આશ્રય મળ્યો છે. એટલે કે અહીં પ્રકૃતિનું વિશ્વકાર્ય અને મનુષ્યની માનસિક સૃષ્ટિ એ ઉભયે

પરસ્પર હળીમળીને અનેક આકારના છાયાકુંજોની રચનાઓ કરી છે. અહીં બાળકો આખો દિવસ રમ્યા કરે છે, પરંતુ નથી જાણતાં તેઓ કે એ રમત છે. એવીજ રીતે કેટલાક લોકોને રાતદિન સ્વપ્ન આવે છે પરંતુ તેને સ્વપ્ન ન સમજીને તેઓ કર્મ સમજે છે. જગતના મધ્યાહ્ન-સૂર્યનો પ્રકાશ છિદ્ર માર્ગે પ્રવેશ કરીને નાના નાના મણિઓની પેઠે ઝલકી રહે છે અને પ્રબળ અધકાર સેંકડો ગીચ્ચ ડાળીઓની વચમાં છૂપાઇને જાણે મંદ ગુંજન કરતો હોય એમ જણાય છે. અહીં જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ, આશા અને નિરાશાની સિમાનાં ચિન્હ રદ થઇ ગયા છે; અદૃષ્ટવાદ અને કર્મકાંડ-વૈરાગ્ય અને ગૃહસ્થાશ્રમ એકમેક સહજીવન ગાળે છે. અહીં આવશ્યક કિંવા અનાવશ્યક, બ્રહ્મ કિંવા માટીના પૂતળા, છિન્નમૂલ-સૂકાઇ ગયલો ભૂતકાળ અને નવીન કુંપળોવાળો-સજીવ વર્તમાનકાલ, સમાન આદરમાન પામ્યા છે. શાસ્ત્ર જ્યાંનું ત્યાંજ પડી રહેલું છે. જે સ્થળે શાસ્ત્રને ટાંકીને હજારો પ્રથારૂપ કીડાઓએ પોતાનાં ઘર બનાવ્યાં છે તે સ્થળે કોઇ આલસ્યમયી ભક્તિને વશ થઇને પણ હાથ અડકાડતું નથી-કશુંયે સ્વચ્છ કરતું નથી. અહીં ગ્રંથોમાના અક્ષર અને ગ્રંથોને વળગેલા કીડાઓએ પાડેલા છેદ, એ બન્ને સંમાનનીય શાસ્ત્રમા સમાન છે. અહીં ભાગ્યા તુટયા મંદિરોમાંના દેવતા અને પીપળાના પાદડાં ખાઇ ઉદર ભરતા પક્ષીઓ-ઉપદેવતા, એ બન્ને એકત્ર આશ્રય પ્રાપ્ત કરી રહ્યા છે.

શું તમારી સાસારિક લડાઇની છાવણી નાખવાની આ જગ્યા છે? અહીંની પડી ગયેલી દિવાલો શું તમારા કારખાનાઓના-તમારી આગનો ઉચ્છ્વાસ લેનારા સહસ્ત્રબાહુ લોહ-દાનવોનાં કારાગાર બનાવવા યોગ્ય છે? એ સત્ય છે કે અસ્થિર ઉદ્યોગના વેગથી તમે આ પુરાણી ઇંટોને માટીમા મેળવી શકશો; કિન્તુ એ તો બતાવો કે તે પછી આ અત્યંત પ્રાચીન શય્યાશાયિની-બિછાનાપર પડી રહેનારી-જાતી ક્યા જઇને ઉભી રહેશે? ધ્યાન રાખજો કે આ યત્નવિહીન નગરરૂપ ગાઢ જંગલ નષ્ટ થશે તો એક વૃદ્ધ બ્રહ્મ રાક્ષસ, જે હજારો વર્ષથી સનાતન કાલથી આ સુનસાન સ્થાનમાં એકાન્ત વાસમાં રહેલો છે, તે એકાએક આશ્રયહીન બની જશે!

અહીંના લોકોએ બહુ દિવસોથી પોતાના ઘરનું સમારકામ કર્યું નથી. એવો અભ્યાસ એમને નથી અને બહુ વિચારશીલ લોકોના ગર્વનો એ એક વિષય છે. આ બિનાને આગળ ધરીને એ લોકો પુચ્છલેખિની ફટકારે છે, અને એનો પ્રતિવાદ કોઇથી થઇ શકતો નથી. ખરૂં જોતાં તો આ લોકોને પોતાના અત્યન્ત પ્રાચીન પુરષોની વસ્તી કદી છોડવી પડી નથી. સમયના વારાફેરાથી યદ્યપિ અનેક ઉચ્ચનીચ અવસ્થાઓ સામે ટક્કર ઝીલવી પડી છે; અનેક અડચણો ઉપસ્થિત થઇ છે, તોપણ તેઓએ ખેંચતાણ કરીને, મૃત અને જીવિતને, વિઘ્નો અને અડચણોને, જીવજાનથી એકત્ર કરીને પોતાના પિતા પ્રપિતામહોની બનાવેલી એ એકજ દિવાલમાં, એકત્રિત કર્યાં છે. એ પ્રકારની વાર્તા કદી તેમના શત્રુ પક્ષના લોકોને મ્હોયેથી શ્રવણે પડી નથી કે આ લોકોએ કદી અડચણ પડવાથી, ભયથી કિંવા બીજાઓના બળાત્કારથી પણ પોતાને હાથે નવા ઘર બનાવ્યાં હોય અથવા પુરાણા મકાનનું સમારકામ કે તેનો જીર્ણોદ્ધાર કર્યો હોય. ઘરની છતમા જ્યા છિદ્રો જણાયા છે, ત્યા પોતાની મેળેજ ઉગેલા ઝાડની શાખાઓએ છાયા કરી છે અથવા

તો ક્યાક ધીમે ધીમે જામી ગયલી માટીની ટગલીઓથી એ છિદ્ર બંધ થઇ ગયાં છે. એમ છતાં પણ આ લોકોએ એ તરફ લક્ષ આપ્યું નથી.

આ વનલક્ષ્મીથી શૂન્ય ગાઢ વનમાં, આ પૂર-લક્ષ્મીથી શૂન્ય. છિન્નવિછિન્ન પૂરીમા ધોતી પહેરીને, ચાદર ઓઢીને અમે બહુ ધીમે ધીમે ફરીએ છીએ; ભોજન પછી જરા નિદ્રા લઇએ છીએ; ચોકમા બેસીને ગંજીફા કે ચોપાટ રમીએ છીએ. જે કાંઇ અસંભવિત કે સાંસારિક કામકાજથી બહારની બાબત છે, તેના ઉપર તરતજ વિશ્વાસ મૂકવો અમને પસંદ છે. જે કાંઇ કામ કરવા યોગ્ય તથા અમારી આંખો સામે છે તેના પ્રત્યેનો અમારા મનનો અવિશ્વાસ કોઇ પણ પ્રકારે નિર્મૂલ-દૂર થઇ શકતો નથી, અને એ સંબંધમાં કદાચ કોઇ બાળક જરા પણ ચંચલતા પ્રકટ કરે છે કે તરતજ અમે સર્વ એકમત થઇ શિર ઝુકાવી કહીએ છીએ કે—**सर्वमत्यन्तगर्हितम्** ॥

આવા સમયમા બીજા લોકોએ એકાએક કોણ જાણે ક્યાયેથી આવીને અમારા જીર્ણ અસ્થિપંજરમાં જોરથી બે ત્રણ મુક્કીઓ લગાવીને કહેવા માંડયું છે કે:—"ઉઠો, ઉઠો, તમારા સુંવાના ખંડમાં અમારે ઑફિસ બનાવવી છે. તમે સુઇ રહ્યા છો પણ સમસ્ત સંસાર સુતો નથી. જગત્‌માં અનેક પરિવર્ત્તન થઇ ગયા છે. સાભળો આ ઘંટ વાગે છે. પૃથ્વીનો આ બપોરનો સમય છે—કામ કરવાનો સમય છે." આ કથન સાંભળીને અમારામાંના કોઇક, એકદમ બોલી ઉઠ્યાઃ—"કામ ક્યાં છે ? કામ ક્યાં છે ?" તેઓ એમ કહેતા કહેતા ઘરના ચારે ખૂણામાં વ્યક્ત ભાવે દોડધામ કરવા લાગ્યા છે. જે કેટલાક ઘમંડી છે, તેઓ પાસા બદલીને કહે છેઃ "અરે, કોણ છો તમે ? કામની વાત કરનારા તમે કોણ છો ? ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે અમે લોકો કામકાજ વાળા નથી ? તમારો ખોટો ભ્રમ છે. ભારતવર્ષ સિવાય કામ કરવાનું સ્થાન બીજે ક્યાયે નથી. દેખતા કેમ નથી ? માનવ ઇતિહાસના પ્રથમ યુગમા આર્યો અને અનાર્યોનો વિગ્રહ અહીંજ થયો છે. અહીં કેટલાયે રાજ્યોની સ્થાપના, કેટલાયે નીતિ ધર્મોનો અભ્યુદય અને કેટલીએ સંસ્કૃતિ-સુધારણનો સંગ્રામ થઇ ગયો છે. બાપ, કેવળ અમે લોકોજ કામવાળા માણસો છીએ; આથી અમને હવે કામ કરવાનું કહેશો નહીં. જો તમને વિશ્વાસ ન હોય તો એક કામ કરો. તમારા ઐતિહાસિક પાવડાઓથી ભારતભૂમિની અનેક યુગ સંચિત વિસ્મૃતિઓની ખાઇઓ ખોદીને જોઇ લ્યો કે, મનુષ્ય-સંસ્કૃતિની દિવાલમા અમારા લોકોના સ્તનાં ચિહ્ન ક્યા ક્યાં છે ? એ દરમ્યાન હાલની પેઠે અમે એક નિદ્રા લઇએ છીએ."

(અપૂર્ણ.)

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# जन्मतिथिए जीवनस्मरण.

( એક સંવાદ. )

**પાત્રઃ હું અને કાકા.**

હું:—( સ્વગત ) " મ્હોંડા પર કેટલું ગાંભિર્ય ! ગહન વિચારમાં શી તન્મયતા ? ( જાહેર ) આજ વર્ષગાંઠને ટાંકણે, એકલા ને એકાન્તમાં આમ નદીને આરે શા સંકલ્પો કરો છો–કાકા ? કહો મને. "

[ કાકા આધેડ વયના હતાઃ " વન " નું એક વર્ષ વિશેષ વટાવ્યાની આજ તેમની તિથિ હતી. કાકાને આગણેજ નદી વહેતી'તી. તે નદીની તીરે કાકા ઉભા હતાઃ એ વેળાએ દહાડો આથમ્યો હતો. પગની આટી મારી, લાકડીના અઢિંગણે લગાર ટટાર ઉભા રહી, અઢિંગણુ દેતી લાકડીવાળા હાથ ઉપર કાકાએ તેમનું કંપતું શિર ટાળ્યું હતું. નિર્મળ ને સ્થિર જળ ભર્યા સરોવરની સપાટી ઉપર ધવલ કમલો ખીલી રહ્યાં હોય–સરોવર શા એવા આકાશ સામે ને કમલ શા એવા તારાઓ સામે ટગર ટગર ( અનિમિષ નજરે ) કાકા જોઇ રહ્યા હતા. ]

" કેટલી વારનો ઉભો ઉભો તપું છું; કાકા, શા સંકલ્પો કરો છો ? બોલો; નહિ બોલો તો હવે તમને હચમચાવીને પણ બોલાવ્યા વગર છાલ નથી છોડવાનો. "

[ કાકાએ જ્યારે પહેલીવાર કશો ઉત્તર આપ્યો નહિ, ત્યારે ફરીથી તેમને પૂછવું પડયું. " હચમચાવીને " કહેતાની સાથેજ બેઉ હસ્તે તેનુ " હચમચાવવાનું " કામ કરવા માંડયુ; કાકાને ખૂબ હચમચાવ્યા, ને કાકાની દૃષ્ટિ આમ–" આટલીવાર " આ ગગન સૃષ્ટિમાંથી ઉડતીકને મારાપર ઢળી પડી ! કોણ જાણે એટલો બધો તીવ્ર વેગ તો પવનનો પણ ન હોય ! કેટલા કોસ આઘું ને ઉંચું એ આકાશ ! પછી કાકાએ મને સંબોધન કર્યું–કાકા, મને " બબુ " કહીને બોલાવતા. મેં ' હુંકાર ' ભણ્યો. એટલે તરતજ ગગન સૃષ્ટિમાંથી માગ પર ઢળેલી કાકાની દૃષ્ટિ બરાબર મારા મુખ પર ઠરી. અને કાકાની દૃષ્ટિસુના ખાલી પડેલા ગગનમાં, દૃષ્ટિના અવેજ દાખલ કાકાનો " બબુ " નામનો અવાજ, પવન, પોતાની પીઠ પર ઉંચકી વહી ગયો, અને થોડી વારે કાકાએ મને કંઇક કહેવાનુ પગરણ માંડયું!

કાકાઃ—"બબુ ! તું જોઇ શકે અત્યારે હું એકલો છું, એકાન્તમાં છું, નદીને આરે છું. સાયંકાળ વીતી ગયો છે, અને બબુ, એ પણ જાણે છે કે, હવે મારો પણ સાયંકાળ લગભગ પૂરો થવા આવ્યો છે. આ નદીના દૃષ્ટાંતે મારા જીવનની નદીનો અરો–છેડો હવે આવી પહોંચ્યો છે. બબુ, ખરેખર, હું એકલો છું. એકાન્તમાં છું ( કાકાનો કંઠ રૂંધાયો. ગળગળા થતાં થતાં તેમણે વાકય પૂરું કરવા માડયું ) પણ બબુ, મને લાગે છે, તું મને જે કંઇ પૂછે, તે હેતુ રહિત કેવળ જીજ્ઞાસાની ખાતરજ પૂછેઃ વારતે જા; આમ પૂછીને, મને મારા અંતરની દાઝ તાજી કરાવી, બળતાને બાળીશ ના હું તને કંઇજ નથી કહેતો."

( કાકાની નજર એકવાર ઉંચે આકાશ ભણી હતી, હમણાંની તે મારા ઉપર હતી; પણ હવે તે નદીનાં ઉંડા નીરમાં ઉતરેલી દેખાતી હતી. )

હું:—" નહિ, કાકા મારૂં પુછવું, એકવાર કદાચ જીજ્ઞાસાની ખાતર હશે પણ હવે તો–બેશક, તમારા આવા ઉદ્ગારો પછી તો હેતુ–પૂર્ણ થયું છે. કહો, શા સંકલ્પો કરતા હતા ? "

કાકાઃ—" દીકરા, બબુ ! આ નદીના વ્હેણ જો, પછી મારા સામું, જો; પૂરા થવા માંડતા મારા જીવનમાં ને નદીના આ વહેતા પ્રવાહમાં કેટલું મળતાપણું છે તેની તુલના કરઃ અરેરે, મારી તે ભરજુવાની ગઈ !

હું:—" જુવાની ચીરકાળ કોની ટકી રહી હશે ? કાકા, આવડી અકળામણ શા વાસ્તે કરતા હશો ? પણ ખરે; તમારી વાત લંબાવો. મને હમણાંજ એક વીજળીના ચમકારા પેઠે કશુંક થઈ આવ્યું ! તમારા " મારી, એ ભરજુવાની ગઈ " એ શબ્દો મારી હાલની અવસ્થાને ભેદકમંત્ર જેવા લાગ્યા. કહો, કાકા, શા સંકલ્પો કરતા હતા ? "

કાકાઃ—" સંકલ્પો હજુ નથી સમજી શકતો ? બબુ, આજ મારી જન્મતિથિ છે, એક વાર હું ભરજુવાનીમાં હતો, ત્યારે પણ આ દિવસ આવ્યો હતો, ને મેં તેને વિલાસ અને જુવાનીના તોર સાથે ગુમાવ્યો હતો. તે દિવસ મને આજ પ્રસંગવશાત સાંભરી આવે છે. તે દિવસે હું ઉભો રહ્યો હતો એજ આ નદીનો આરો, એજ આ નદી, એજ આ દિવસ ને એજ હુંઃ નદીના આરામાં ને જન્મતિથિમાં મને જરા પણ ફેરફાર એવો નથી થયલો લાગતો કે જેવો મારા–પોતાનામાં ને મારા વિચારોમાં થયલો મને માલૂમ પડ્યો છે. બબુ, અરે રે, મારી તે ભરજુવાની ગઈ ! "

હું:—" અને જ્યારે ત્યારે એ જવાનીજ હતી. તો "અરેરે " જેવો ઉંડો નિસાસો શા સારૂં ? "

કાકાઃ—આટલામાથી એ સમજવા સરખુ ન સમજી શકે તો તારા નસીબ; કે બબુ, કહે, હું તને બરાબર સમજાવી શકતો નથી ? "

હું:—" કદાચ બન્ને હશે; જરા આસ્તેથી મને કહો કે, કાકા, શા સંકલ્પો કરતા હતા ? "

કાકાઃ—" હું તને એમ સમજાવવાનો પ્રયત્ન કરતો હતો કે, મારી એ ભરજુવાનીમાં આ ફેરફાર થયા વગરની નદીના પ્રવાહ જેવા મારાં વહેવાં ન હતાઃ અત્યારે મને તે સાલે છે, આજે છે અને આખરે બોલાઇ જવાય છે કે, અરેરે, તે ભરજુવાની ગઇ ! "

હું:—" ખરૂં; પણ તેનું હવે શું ?. તમેજ એકવાર મને દિલાસો દેતા હતા કે **" गतं न शोचयामि. "**

કાકા—" જા, બબુ ! મને મારે એકલોજ રહેવા દે. એવા આશ્વાસનથી ઉલટો મને વધારે સંતાપ થાય છે કે; બબુ ! હું તને બરાબર સમજાવી શકતો નથી તેથી ? "

હું:—" કદાચ એમ પણ હોય; જરા આસ્તેથી મને કહો, કે કાકા, શા સંકલ્પો કરતા હતા ? "

કાકાઃ—" સંકલ્પ ? સંકલ્પ તો એટલોજ કે, અરેરે, તે ભરજુવાની ગઇ ! "

# जन्मतिथिए जीवनस्मरण.

( એક સંવાદ. )

પાત્રઃ હું અને કાકા.

હું:—( સ્વગત ) " મ્હોંડા પર કેટલું ગાંભિર્ય ! ગહન વિચારમાં શી તન્મયતા ?' જાહેર ) આજ વર્ષગાંઠને ટાકણે, એકલા ને એકાન્તમાં આમ નદીને આરે શા સંકલ્પો ા છો–કાકા ? કહો મને. "

[ કાકા આધેડ વયના હતા: " વન " નું એક વર્ષ વિશેષ વટાવ્યાની આજ મની તિથિ હતી. કાકાને આગણેજ નદી વહેતી'તી. તે નદીની તીરે કાકા ઉભા હતાઃ ા વેળાએ દહાડો આથમ્યો હતો. પગની આડી મારી, લાકડીના અઢિંગણે લગાર ટટાર મા રહી, અઢિંગણુ દેતી લાકડીવાળા હાથ ઉપર કાકાએ તેમનું કંપતું શિર ઢાળ્યું હતું. ર્મળ ને સ્થિર જળ ભર્યા સરોવરની સપાટી ઉપર ધવલ કમલો ખીલી*રહ્યાં હોય– રોવર શા એવા આકાશ સામે ને કમલ શા એવા તારાઓ સામે ટગર ટગર ( અનિ- ષ નજરે ) કાકા જોઇ રહ્યા હતા. ]

" કેટલી વારનો ઉભો ઉભો તપું છું; કાકા, શા સંકલ્પો કરો છો ? બોલો; હિ બોલો તો હવે તમને હચમચાવીને પણ બોલાવ્યા વગર છાલ નથી છોડવાનો. "

[ કાકાએ જ્યારે પહેલીવાર કશો ઉત્તર આપ્યો નહિ; ત્યારે ફરીથી તેમને પૂછવું ડયું. " હચમચાવીને " કહેતાની સાથેજ એક હસ્તે તેનું " હચમચાવવાનું " કામ કરવા ાંડયુ; કાકાને ખૂબ હચમચાવ્યા, ને કાકાની દૃષ્ટિ આમ–" આટલીવાર " આ ગગન ષ્ટિમાંથી ઉડતીકને મારાપર ઢળી પડી ! કોણ જાણે એટલો બધો તીવ્ર વેગ તો પવનનો ણ ન હોય ! કેટલા કોસ આઘું ને ઉંચું એ આકાશ ! પછી કાકાએ મને સંબોધન યું–કાકા, મને " બબુ " કહીને બોલાવતા. મેં ' હુંકાર ' ભણ્યો. એટલે તરતજ ગન સૃષ્ટિમાંથી માગ પર ઢળેલી કાકાની દૃષ્ટિ બરાબર મારા મુખ પર ઠરી. અને કાકાની દૃષ્ટિસુના ખાલી પડેલા ગગનમાં, દૃષ્ટિના અવેજે દાખલ કાકાનો " બબુ " ામનો અવાજ, પવન, પોતાની પીઠ પર ઉચકી વહી ગયો, અને થોડી વારે કાકાએ મને ંઇક કહેવાનું પગરણ માંડયું.

કાકા:—"બબુ ! તું જોઇ શકે અત્યારે હું એકલો છું, એકાન્તમાં છું, નદીને આરે છું. સાયંકાળ વીતી ગયો છે, અને બબુ, એ પણ જાણે છે કે, હવે મારો પણ સાયંકાળ લગભગ પૂરો થવા આવ્યો છે. આ નદીના દૃષ્ટાંતે માગ જીવનની નદીનો અ રો–છેડો હવે આવી પહોચ્યો છે. બબુ, ખરેખર, હું એકલો છું. એકાન્તમાં છું ( કાકાનો કંઠ રૂંધાયો. ગળગળા થતાં થતાં તેમણે વાક્ય પૂરું કરવા માંડયું ) પણ બબુ, મને લાગે છે, તુ મને જે કંઇ પૂછછ, તે હેતુ રહિત કેવળ જીજ્ઞાસાની ખાતરજ પૂછછઃ વાસ્તે જા; આમ પૂછીને, મને મારા અંતરની દાઝ તાજી કરાવી, બળતાને બાળીશ ના હું તને કંઇજ નથી કહેતો."

( કાકાની નજર એકવાર ઉંચે આકાશ ભણી હતી, હમણાની તે મારા ઉપર હતી; પણ હવે તે નદીના ઉંડાં નીરમાં ઉતરેલી દેખાતી હતી. )

હું:—"નહિ, કાકા! મારૂં પુછવું, એકવાર કદાચ જીજ્ઞાસાની ખાતર હશે પણ હવે તો-બેશક, તમારા આવા ઉદ્‌ગારો પછી તો હેતુ-પૂર્ણ થયું છે. કહો, શા સંકલ્પો કરતા હતા?"

કાકાઃ—"દીકરા, બબુ! આ નદીના વ્હેણ જો, પછી મારા સામું જો; પરા થવા માંડતા મારા જીવનમાં ને નદીના આ વહેતા પ્રવાહમાં કેટલું મળતાપણું છે તેની તુલના કરઃ અરેરે, મારી તે ભરજુવાની ગઈ!

હું:—'જુવાની ચીરકાળ કોની ટકી રહી હશે? કાકા, આવડી અકળામણ શા વાસ્તે કરતા હશો? પણ ખરે; તમારી વાત લંબાવો. મને હમણાંજ એક વીજળીના ચમકારા પેઠે કશુંક થઇ આવ્યું! તમારા "મારી, એ ભરજુવાની ગઈ" એ શબ્દો મારી હાલની અવસ્થાને ભેદકમંત્ર જેવા લાગ્યા. કહો, કાકા, શા સંકલ્પો કરતા હતા?"

કાકાઃ—"સંકલ્પો હજુ નથી સમજી શકતો? બબુ, આજ મારી જન્મતિથિ છે, એક વાર હું ભરજુવાનીમા હતો, ત્યારે પણ આ દિવસ આવ્યો હતો, ને મેં તેને વિલાસ અને જુવાનીના તોર સાથે ગુમાવ્યો હતો. તે દિવસ મને આજ પ્રસંગવશાત્ સાંભરી આવે છે. તે દિવસે હું ઉભો રહ્યો હતો એજ આ નદીનો આરો, એજ આ નદી, એજ આ દિવસ ને એજ હું: નદીના આરામા ને જન્મતિથિમાં મને જરા પણ ફેરફાર એવો નથી થયલો લાગતો કે જેવો મારા-પોતાનામા ને મારા વિચારોમાં થયલો મને માલુમ પડ્યો છે. બબુ, અરે રે, મારી તે ભરજુવાની ગઈ।"

હું:—"અને જ્યારે ત્યારે એ જવાનીજ હતી. તો "અરેરે" જેવો ઉંડો નિસાસો શા સારૂં?"

કાકાઃ—આટલામાથી એ સમજવા સરખું ન સમજી શકે તો તારાં નશીબ; કે બબુ, કહે, હું તને બરાબર સમજાવી શકતો નથી?"

હું:—"કદાચ બન્ને હશે; જરા આસ્તેથી મને કહો કે, કાકા, શા સંકલ્પો કરતા હતા?"

કાકાઃ—"હું તને એમ સમજાવવાનો પ્રયત્ન કરતો હતો કે, મારી એ ભરજુવાનીમાં આ ફેરફાર થયા વગરની નદીના પ્રવાહ જેવા મારાં વહેવા ન હતાઃ અત્યારે મને તે સાલે છે, બાળે છે અને આખરે બોલાઇ જવાય છે કે, અરેરે, તે ભરજુવાની ગઇ!"

હું:—"ખરૂં; પણ તેનું હવે શું? તમેજ એકવાર મને દિલાસો દેતા હતા કે "गतं न शोचयामि."

કાકા—'જા, બબુ! મને મારે એકલોજ રહેવા દે. એવાં આશ્વાસનથી ઉલટો મને વધારે કલાપો થાય છે કે, બબુ! હું તને બરાબર સમજાવી શકતો નથી તથી?"

હું:—"કદાચ એમ પણ હોય; જરા આસ્તેથી મને કહો, કે કાકા, શા સંકલ્પો કરતા હતા?"

કાકાઃ—"સંકલ્પ? સંકલ્પ તો એટલોજ કે, અરેરે, તે ભરજુવાની ગઇ!"

હું:—" ને હવે ? "

કાકા:—" હવે તો તું દેખછ, કે હું કેવો પાકું પાન થઈ ગયો છું ? બચ્ચુ, કહે, મારા ઘરડપણનું પાકું પાન, જુવાનીની ખીલતી કુંપળ કરતાં કેટલું જૂદું પડે છે ? બોલ, બરાબર મને નિહાળીને બોલ; પછી સંકલ્પને તું નહિ સમજી જાય કે અરેરે, તે " ભરજુવાની " ગઈજ ! "

હું:—" કાકા, તમને જોનાર મારી આખોમાં વિશ્વાસ રાખીને કહું, તો બેશક, હવે તમારા ગાત્ર શિથિલ થયા છે, અંગત્વચા લચડી પડી છે, તાપથી સૂકાયલા પાનને પડે તેવી તેમાં કરચલીઓ વળી છે, આખો ઉંડી ઉતરવા માડી છે, ડાચા બેસી ગયા છે, દાંત ખરવા લાગ્યાં છે, ઉદર ચોટી ગયું છે, બોલવા-ચાલવાના હોશ-કોશ ઉડી ગયા છે, ખાવા પીવાનું પણ ખરેજ, વસમું લાગતું હશે, તે બહુ ભારે પડતું હશે; શરીરમાં કશું નૂર નથી, તાકાત નથી, મગજતંતુ કરમાઇ જવા માંડયા હોય એમ જણાય છે. કોઈ કોઈ વાર મ્હોંડામાંથી લાળ નીકળતી હું જોઉં છું, કાનમા લગાર બેરાટ આવતો જાય છે, ઉંડી ઉતરતી આખોના ખાડામાથી પાણી નીતર્યા કરે છે. કાકા, આ બધું હું તમારામાં દેખું છું-અને કાઇ વિશેષ ? "

કાકા:—" વિશેષ ? વિશેષ હોય તોય તેને સંભારવાની શી જરૂર છે ? આટલા ઉપરથી પણ બધું નથી સમજાતું ? બચ્ચુ, જીવન પ્રયાણના છેવટ લગણના લગભગ સઘળા આશ્રમઘાટ મેં વટાવી નાખ્યા છે, ને હવે તે વર્ણવી તેવી પરિસ્થિતિના પરિણામે, પર્યટનને અંતે મારા ભાવિમા કેવળ એકજ વસ્તુ ટકી રહી છે.—"

હું:—" તે કઇ ? કાકા, કહો મને. "

કાકા:—" શોક-પશ્ચાત્તાપ. "

હું:—"કાકા, મને તમારું મન વિહ્વળ લાગે છે ને આરોગ્ય બગડયું હશે તેથીજ આમ જણાય છે ? શોક શો ? પશ્ચાતાપ શો ? શા સારૂ ?

કાકા:—" આરોગ્ય બગડવાથી મને આટલુ ઓછું નથી આવતું. પણ બચ્ચુ, શોક તેથીજ થાય છે કે શેષ રહેલા આયુમા હવે શાંતિની આશા નથી-તે ગએલી ભરજુવાની ગઈજ ! "

હું:—" વૃદ્ધપણે શાંતિ મળે, તેવી શાંતિનો સંગ્રહ ભરજુવાનીમાં કરવાનો હશે એમ તમે સમજાનો છો-નહિ ? લમણે હાથ દઇ, નીચા નમેલા મસ્તિષ્કે ને નીચી નજરે ઉંડી ગમગીનીમાં ગૂંથાયલા કાકા, તમને શું થાય છે ? તમારું દર્દ જોઇને જરાક સમજીને મારાથી મૂગા તો નથીજ રહેવાતું, કે તમને મૂગા રાખવાનું નથી ખમાતું: કહો મને-કાકા, શા સંકલ્પો કરતા હતા ? "

કાકા:—" મારી વેદના તારા જુવાન મગજમાં નહિ ઉતરે તો હું શું કરીશ ? મારૂં બોલે બોલે બોલેલું બધું છૂટી પડશે-બચ્ચુ ? "

હું:—" મને લાગે છે કે તેમ નહિ બને; કહો, તમને શું થાય છે ? "

કાકા:—" કહું ત્યારે; જાગૃત-સ્વપ્ન પેઠે મારા યૌવનના દહાડા આજ મારા અંતઃચક્ષુ આગળ ખડા થાય છે, ને જીવનની સફરના આરંભમાં મારા વડીલે ઓળખા-

વેલા બે માર્ગોનું સ્મરણ તાજુ થાય છે. બસ, મને આટલુંજ થાય છે—અરેરે, તે ભરજુવાની ગઈજ!"

હું:—"હજુ જુવાનીને ભૂલતા નથી!! વારૂ, યૌવનના દહાડા તો સમજ્યો પણ જીવનની. સફરના આરંભમાં વડીલે બતાવેલા—ઓળખાવેલા બે માર્ગો તે કયા? કાકા, કહો મને."

કાકા:—"એક માર્ગે નિવૃત્તિમય પ્રવૃત્તિ હતી. તે માર્ગે થઈને શાશ્વત પ્રદેશમાં પહોંચાતું હતું, ત્યાં કલ્યાણ હતું, ઇશ્વરની આશિષો હતી."

હું:—"મને લાગે છે લગાર વિરામ લેવાજ થોભ્યા હશો; કાકા, બીજો માર્ગ કહેવાનો બાકી રહ્યો છે.—"

કાકા:—"સબુર, મને દમ ચડી છે, આટલો અધીરો શીદ થાય? જો, બસ, બીજો રસ્તો કેવળ નિવૃત્તિનોજ હતો, તેની વાટમા અન્ધકાર હતો, તે ભૂમિકા ભયથી ખરડાયલી હતી, તે રસ્તે થઇને આગળને આગળ જવાતું હતું, પણ તેનો કશો છેડોજ ન હતો. ડુંગળીના છોતરા પેઠે, નવા ને નવા પડ ઉકલ્યા જાય તેવો તે રસ્તો હતો, તે માર્ગ તે માર્ગજ હતો. જેવો આરંભે, તેવો મધ્યે ને તેવો અંતે. ત્યાં પ્રદેશ ન હતો, શાંતિ ન હતી, આનન્દ-પરમાનન્દ ન હતો. (ઉચું જોઇ) યૌવન! યૌવન! પાછું આવ; મારા ઓ માર્ગપ્રેરક સાચા વડીલ મહાશય! એકવાર ફરી મને આયુષ્યના આરંભ આગળ મૂકો—મને ફરીથી મારો માર્ગ પસંદ કરવા દો, (શીર ધુણાવતાં—નિરાશાથી) અરેરે, તે ભરજુવાની ગઇ.

હું:—"ઉંચે આકાશ ભણી જોઇ તમે હવે કોને સંબોધન કરો છો? કાકા, કોઇ જૂવે તો તમને ઘેલછા વળગેલી ગણે! નથી જાણતા કે તે યૌવનના દિવસો અને આયુષ્યનો આરંભ જીવનમા કેવળ એકજવાર મળે છે—પણ કાકા, તમે ગભરાઓ છો કેમ.? કહો મને."

કાકા.—"તારા છેવટના શબ્દોએજ મને ભડકાવ્યો, તે શબ્દોએ મને ભૂતના ભડકા થતા જણાવ્યા! અરેરે, ભરજુવાની......."

હું:—"નિરર્થક ગુમાવેલા કાળનાજ એ ભડકા હશે; કાકા, બીજું ધારતા હો તો મને તે ભ્રમ લાગે છે; ને જૂવો—જોયો? આકાશમાંથી હમણાં પેલો તારો ખર્યો! મિટ માંડતા પાછો અન્ધકાર ભેળો તે ભળી ગયો!!"

કાકા—"ને અચૂક, જાણે તે તારો હું પોતેજ ન હોઉં! મને એવોજ ભાસ થાય છે! તારાના ખરવાની સાથે મને ત્રાસદાયક એવોજ ભાસ થયો, બસ, પશ્ચાત્તાપથી મારૂં હૃદય બળીને ખાખ થઈ જાય છે.

હું:—"અને તે નકામું નથી?"

કાકા—"નકામું હશે કે નહિ, તેનો વિચાર કરવાનો અવકાશ, જુવાનીના મારા મિત્રો સાભરી આવે છે તે આગળ, રહેતો નથી—તે સાથીઓ!. અદદ! મને મહા વલોપાત થાય છે."

હું:—"શાથી વારૂ?"

કાકા:—" શાથી કે, સાથી પૈકી કેટલાક જે પહેલા પથે વળ્યા હતા, તેમની મને ઇર્ષ્યા આવે છે, ને બીજા, જે મારા માર્ગે વળ્યા છે, તેમની, મારી સ્થિતિના સ્વાનુભવે, મને દયા આવે છે. અરેરે, તે ભરજુવાની......"

હું:—" તાજ્જુબ! દયા ઉપજે, એ ઉપજવા દેવાની હોય, પણ, ઇર્ષ્યા થવા દ્યો એ કેવું ? કાકા, કહો મને. "

કાકા:—" તું ભૂલે છે. બાપુ, જેમના ઉપર મને ઇર્ષ્યા ઉપજે છે, એ લોકનું ભગવાન ભલું કરે;-ઇર્ષ્યા મને એવી તો નથીજ થતી કે તેમના ભૂંડામા હું રાજી થતો હોઉં, પણ ઇર્ષ્યા, તેમની હરિફાઇમા હું ના ઉતરી શકયો તેની આવે છે. હવે તું સમજી શક્યો હોઇશ કે, મને મારીજ ઇર્ષ્યા આવે છે. મારી વૃદ્ધાવસ્થાને મારી જુવાનીની ઇર્ષ્યા આવે છે. અહહ ! મારા, તે ભલા મિત્રો ! મારા વહાલા માબાપ, કેટલાં માયાળુ ! મારી ભૂલો માફ કરવામાં તે કેટલા ઉદાર ! મને પહેલે માર્ગે દોરવામા—વાળવામાં, તે સખ્ત છતા કેટલા સ્નેહાળ ! ! મારા શ્રેય: સારૂ તે સૌએ દેવને કેટલી બધી પ્રાર્થનાઓ પહોંચાડી'તી ! "

હું:—" શરમ અને શોકમા તમે લપ્ધાયલા લાગો છો, ફરી એકવાર આકાશ સામું જુવો; કાકા, તમને તે તાઢા પાડે, એવું ને એટલું તે ઉદાર ને વિશાળ છે—અહા ! "

કાકા:—" આકાશ સામે હવે હુ જોઇ શકતો નથી, આખ આડે આંસુ, ઢળી મને જોતા ખાળે છે મારા તે માયાળુ મિત્રો ને માતપિતાનો ત્યા વાસો છે, તે તપસ્વી આત્માઓ ત્યા તપે છે, તેમનો તાપ, આકાશ સામે દ્રષ્ટિ માંડી, દ્રષ્ટિમાં ઉતારી શકું એટલી તાકાત મારા આ તપહિન તનુમા રહી નથી. અરે ઓ ગત સમય ! પાછો આવ. ભલી, મીઠી એ ભરજુવાની—ગઇજ ! "

હું:—" વીતેલી વેળાને ફરી નિમત્રણ કરવાનું પ્રયોજન હું યથાર્થ કળી શકતો નથી; કાકા, બહુ બોલતા શ્રમિત થતા હો તો સજ્ઞા માત્રમાં પણ સમજાવી શકશો ? "

કાકા:—પ્રયોજન એટલુંજ કે, હવે સાવધ થયલો હું, સુકૃત્યનું પારિતોષિક મેળવી મારા કરજથી હું છુટો થાઉં ને બધનથી છૂટું: વિશેષ શું ? "

હું:—વાહ; સુકૃત્યનું પારિતોષિક તમે નથી મેળવ્યું ? કાકા, તમારો મારા ઉપર કેવો મહદ્ ઉપકાર થયો છે તે સક્ષેપમા કહી જાઉં ? કદાચ તેથી તમે હળવા બનશો. ભવબન્ધનથી મુક્ત થવાની તમને પ્રતીતિ પણ થશે: બેશક, મહાન્ પરાક્રમો તમે ન કર્યાં, જગત્મા નામના ના મેળવી, આથી તમને પશ્ચાતાપ થયો, પણ પશ્ચાતાપને અતે તમે એક સુન્દર નામના મેળવી લીધી છે, તમે મહા પરાક્રમ કરી ચૂક્યા છો, એવુ કે તે તમારાથી અણદીઠ રીતે થઇ ગયું છે ! અને કાકા, એ રીતે તમારા ભવ ભવના ભટકારા ભાગી ગયા છે. શી રીતે તે સમજાવું ? જૂવો, હજુ હું જિંદગીને આંગણેજ ઉભો છું, માર્ગની નહિ, પણ માર્ગની પસદગી પર મારૂં લક્ષ્ય અટક્યું હતું, તેવે અણીને વખતે, તમારામાથી મને, મારી મનોવાંચ્છના ને ભાવના પ્રમાણે ઉપયોગી, આવશ્યક, ને અનુધાર્યો કેવો પવિત્ર ને પરમ બોધ મૂગી રીતે મળી ગયો છે !! તેની સ્તુતિ આ મ્હોંડે બરાબર ને

પૂરેપૂરી થઇ શકે નહીં. જાવ, કાકા ! હવે વિમાસણ કરો મા. અને પેલા એક અંગ્રેજ લેખકનું સૂત્ર સ્મૃતિમાં રાખો, તે તેના મનને પૂછતો કે, " જન્મ્યા પછી, જગતમા જીવીને મૃત્યુ પર્યંત મેં કોઇના પણ આંસુ લુછ્યા છે ? જો તેટલું પણ બન્યું હશે તો મારૂં જીવતર ધન્ય, બ્હેતર ને સફળ હું માનીશ. " તે કાકા, તમે મારા આંસુ-હવે પછી નીગળનારાં આંસુ લુછ્યા નથી ? નિઃશંક, હવે-અત્યારે આપનું જીવન ધન્ય બન્યું છે, સફળ થયું છે, તે હમણાં તો મારા કરતા બ્હેતરજ છે. પ્રભુ તેના અનેક આશીર્વાદો ઉતારે તેવું તે લાયક મને લાગે છે. કાકા, તમારો કેટલો ઉપકાર ! "

કેશવ હ. શેઠ.

---

# उर–पंखीडुं.

( ગઝલ )

પુછોછો શું પુછોછો શું, હવે વ્હાલા પુછોછો શું ?
હતું તે સર્વ લુંટાવ્યું, રહ્યું બાકી પુછોછો શું ?
ઘણા પ્રેમે હસી પાળ્યું, રમાડ્યું ઉર—પંખીડું,
ઝુંટાવ્યું હાથ શું મીઠું, હવે મારૂં પુછોછો શું,
ખરે એ પંખીડું મારૂં, અને હું પંખીડાનો છું,
જીવન રસની સરિતામા, ચણી કિલ્લો પુછોછો શું ?
સુખાશાનાં મીઠાં ઝરણે, સદા પાણી પીનારૂં એ,
મરૂ ભૂમિ મૂકી હોશે, રીબાવ્યું ને પુછોછો શું ?
મીઠી આશા ભર્યું મારૂં, અહો ! ઉર–પંખીડું પ્યારૂં,
અરેરે ! રાંકડું સોપ્યું, કસાઇ કર પુછોછો શું ?
બચાવો કો, બચાવો કો, બિચારૂં બોલતું ! રડતું !
ન ફાટ્યું ઉર સાંભળતા, દયા આણું પુછોછો શું ?
પ્રસારે પંખી જ્યા પાંખો, ચડાવે દુષ્ટ ત્યા આંખો,
દબાવે ક્રૂર થઇ પાંખો, થતું શું ? તે પુછોછો શું ?
દયા સિન્ધુ તણા નીરે, હૃદય તેનું ન ભીંજાવું,
હુલાવી ચીરશે હૈડું, જુવોછો ને પુછોછો શું ?

સણાવદ. માણેકલાલ મહાદેવ વોરા.

# " શું ખેતી ઉત્તમ નથી ? "

આપણે ખાઇએ છીએ, કપડા પહેરીએ છીએ, અને મોજમઝા મારીએ છીએ તેનો બધો આધાર ખેતી ઉપર છે. ખેતી અને ખેડુતો ઉપર જગતનો નિર્વાહ ચાલે છે. વેપાર રોજગાર કરી કેટલાક લોક પોતાનું ગુજરાન ચલાવે છે એ વાત ખરી, પણ તે વેપાર રોજગારમા જે કાચો માલ જોઇએ તે કોણ પૂરો પાડે છે? ગુંદર ક્યાંથી આવે છે? રંગ ક્યાંથી આવે છે? કપડા બનાવવાનાં કારખાનાને કપાસ કોણ પૂરો પાડે છે? ઘાંચી લોકોને અને તેલ બનાવવાના કારખાનાને તલ, એરંડી વિગેરે કોણ પૂરૂં પાડે છે? ચામડા ક્યાથી આવે છે? મધ, રેશમ, ઘી, દુધ, લાખ, ગોળ, ખાંડ, ચાહ, કોફી, બીડી, ઉન, શાકભાજી, તેજાના વિગેરે જે જે પદાર્થો મનુષ્યોના ઉપયોગમા આવે છે અને જે સંબંધી વેપાર રોજગાર ચાલે છે તે બધા ક્યાથી આવે છે? એનો જવાબ એકજ મળશે કે તે સૌ ખેતીમાંથીજ પેદા થાય છે.

જેમ અનાજ, કઠોળ, કપાસ, અને બીજા રેસા, તમાકુ, શેરડી, શાકભાજી વિગેરે ઉત્પન્ન કરવું એ ખેતી કહેવાય છે; તેમ જીવડાની મદદથી લાખ, મધ, રેશમ, વિગેરે ઉત્પન્ન કરવાનુ કામ પણ ખેતી કહેવાય છે. ઢોર, બકરા, ઘેટાં ઉછેરી જગતને દુધ, ઘી, માખણ, ચામડા વિગેરે ચીજો આપનારા પણ તેના ખેડુત કહેવાય. એ પ્રમાણે જમીનમાથી બારોબાર માલ પેદા કરવો અગર જીવડા, ઢોર વિગેરે બીજા પ્રાણીયો મારફત માલ ઉત્પન્ન કરવો એ સર્વ ખેતીજ કહેવાય છે.

કોઇ કહેશે કે માણસો પાસે પૈસા હોય તો બસ છે. તેથી તેમનો નિર્વાહ થઇ થઇ શકે છે; માટે પૈસો પેદા કરવો એજ કામ સર્વેએ કરવું જોઇએ આ વાત ઉપર ઉપરથી આપણને ખરી લાગે છે; પણ જરા ઉંડો વિચાર કરીશું તો માલમ પડશે કે એ વાત સત્ય નથી. ઘડીભર વિચાર કરો કે ખેતીવાડી જેવુ કશુંજ ન હોય અને બધે રૂપીયા પૈસાનાં ઢગલા પડ્યા હોય તો માણસો જીવી શકે? શું રૂપિયા પૈસા ખવાય છે? રૂપિયા માણસોએ શા સારૂ બનાવ્યા? એક અનાજ પકવે, બીજો કપડા બનાવે, ત્રીજો તેલ કાઢે, ચોથો જોડા શીવે, પાચમો ઘી માખણ બનાવે; ત્યારે એક બીજાને અરસપરસ બીજો માલ જોઇતો હોય તો નાણા વગર અદલબદલ કરવું ફાવે નહી. માટે સગવડ ખાતર માણસોએ રૂપિયા પૈસા બનાવ્યા.

માટેજ ખેતીવાડી ઉપર આપણા બધાનો આધાર છે. તે તરફજ પ્રજાનુ ધ્યાન મુખ્યત્વે કરીને હોવું જોઇએ. તેજ આપણો નિર્વાહ કરે છે, તેજ આપણા વેપાર રોજગાર અને બીજા ધંધારૂપી દીવામા તેલ પૂરનાર છે. હિંદુસ્થાન જે આપણો વહાલો દેશ છે તે એટલો મોટો છે, અને તેની જમીનો અને હવા પાણી એટલા જૂદાં જૂદા અને જોઇએ તેવા માફક છે કે ખેતીના દરેક પદાર્થ તેમાં થઇ શકે છે. અસલથી હિંદુસ્થાનના વતનીઓનુ ધ્યાન ખેતીવાડી ઉપર છે, અને આજે પણ વસ્તીનો ૮૦-૯૦ ટકા જેટલો મોટો ભાગ પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે ખેતી ઉપરજ પોતાનો ગુજારો કરે છે. આપણા અહીં વેપાર, રોજગાર અને યાંત્રિક કારખાનાં ઓછાં છે, અને તેથી કરીને કાપડ, ખાંડ,

* શરણાઈ ને શંખના નાદ, ભેરી, નફેરી કેરા સાદ;
કાંસાલાં વાગે રણતૂર; વિવિધ દદામા સુણી ચડીયા શૂર.

વળી

ઉજ્વલ રથ બેઠા અર્જુન, દેવદત્ત પંચાયન ધુન્ય;
અશ્વ શ્વેત ને નેજા શ્વેત, પવનપુત્ર બેઠા ધ્વજકેત.

કહી કવિ વર્ણનમાં ઉતરી પડે છે, પરંતુ તે સાથે આપણે આજના વિષય પરત્વે સંબંધ નથી.

પાંડવ કૌરવનાં સૈન્ય સામસામાં આવીને ઉભે છે તે જોઇ અર્જુન યુદ્ધ કરવાની ના કહે છે ત્યારે કવિ કહે છે કે

સંજય કહે સાંભળ રાજન, મળીયા પાંડવ દુર્યોધન;
આવી સૈન્ય ઉભા બે જવે, અર્જુન કૃષ્ણસું બોલ્યો તવે.
મધ્ય ભાગ રથ રાખ્યો હરિ, વળતી બોલ્યો અર્જુન ફરી;
સગાં સહોદર મામા ભ્રાત, સાળા કુટુંબ હણવું સાક્ષાત,
રાજ તણા આસનને કાજ, દુષ્ટ કર્મ નહીં કરૂં મહારાજ.
અરે દૈવ મેં આ શું કર્યું, યુદ્ધ તણું કારજ આદર્યું,
કરમ ભોગવવા પડે મહારાજ, નહીં કરૂં યુદ્ધ તણું હું કાજ.
સગા સહોદર કેરૂં પાપ, મુજને કરે ઘણો સંતાપ,
અર્જુન કેરી વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભુવન ધણી.
ગીતાજ્ઞાન કહ્યું ગોવિંદ, સાંભળ તું પાંડવ કુળચંદ.

ઢાળ.

અવિનાશી અવિગત્ય કલા, આદ્ય પુરૂષનું ધ્યાન;
ભગવતી ગીતા સાંભળો, કેવળ બ્રહ્મનું જ્ઞાન.
અર્જુન કેરે કારણે, જગત હેત ઉપદેશ;
કર્મમાંની કર્મ છે, તેનું હારદ લેશ.
ઉપનિષદ્‌નો અર્થ છે, જોગ શાસ્ત્રનું જ્ઞાન,
અષ્ટાદશ અધ્યાય વદે, પોતે શ્રી ભગવાન.
કર્મમાં નિષ્કર્મ કહ્યું, તે ઉપર આખ્યાન,
તે કથા સુણતા થકા, નાશે તિમિર અજ્ઞાન.
હંસ તજે જેમ નીરને, ચાણે તેનો પાર;
થોડામાં નિશ્ચે કરી, આપ્યા અક્ષર સાર.
ગોવિંદગુણ રસ ઉપજે, ચોપાઈ ભેદ વિચાર;
હર્ખ ધરીને વીનવું, અધ્યા બેહ અઢાર.

* સરખાવો. ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः भ. गी. श्लो. १३
અનેક વાજીત્ર વાજવા લાગ્યા, રણ આંગણ કહેવાય,
શંખ ભેરી ગૌમુખા, પણવાનક શબ્દ ભયાનક થાય. પ્રે. કૃત ભગવદ્‌ગીતા.

સુખ સૂકે રોમાંચિત થયો, ગાંડીવ ધનુષ્ય નાખીને રહ્યો.
અર્જુન કહે ધીરજ કેમ ધરૂં, નેત્ર ઉઘાડી યુદ્ધ કેમ કરૂં,
પારથ કહે પ્રભુ ધીક એ રાજ, મારે નથી એ યુદ્ધનું કાજ.
સ્વામી કુળનો ક્ષય કીજીયે, તે પાતિક શિર પર લીજીયે,
તે માટે હું યુદ્ધ નહીં કરૂં, તથાપિ એ કેમ ઉચરૂં.
નાખી ધનુષને કાયર થયો, તવ અર્જુન મૂર્છાગત થયો,
જો શાસ્ત્ર ને બ્રહ્મવિદ્યાય, પૂરણ થયો પ્રથમોધ્યાય.

---

# मासिक मकरंद.

## શાસ્ત્રીય પરિભાષા સંબંધી કંઇક વિચાર.

ઉક્ત વિષય ઉપર રા. રા. વિનાયક પરશુરામ દિવેકર, બી. એ. ઍસ. ટી. સી. ડી. એઓએ મરાઠી માસિકમા લેખ પ્રસિદ્ધ કર્યો છે, તે હાલના વૈજ્ઞાનિક યુગમાં અગત્યનો ધારી તેનો સાર અત્રે લીધો છે.

૧ પરિભાષા સાંકેતિક હોવી જોઇએ. અર્થાત્ કોઇ પણ પારિભાષિક શબ્દના ઉપયોગ તથા અર્થ સંબંધી શિક્ષિત તથો લેખક વર્ગનો એકમત હોવો જોઇએ. એ કામ આરામ ખુરસી પર પડયા પડયા પાર પડે એવું નથી. કોઇ એક માણસ વૈજ્ઞાનિક પરિભાષા તૈયાર કરવાનું માથે લે તો તે ચાલી શકે એમ નથી, કારણ કોઈ સર્વજ્ઞ હોતું નથી. તેટલા માટે વૈજ્ઞાનિક પરિભાષા કાયમની કરવી હોય તો એ વિષયમા શિક્ષણ લીધેલા બહુશ્રુત પુરૂષોનુ એક ચર્ચામંડળ સ્થાપવું જોઇએ. એમા પાશ્ચાત્ય વાઙ્ગમય અને સ્વભાષામા અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા સાહિત્ય સાથે સભાસદોને પરિચય હોવો જોઇએ. માત્ર માન તથા નામને ખાતર સભાસદો પસંદ કરવા એ ઇચ્છવા જોગ નથી. આટલું કર્યા પછી આપણી ભાષાનું વાઙ્ગમય જે સ્થળે સહેલથી મળી શકે ત્યાં, જઇ ચર્ચા કરવી જોઇએ, અને પ્રથમ જે તત્વ વિષે પરિભાષા તૈયાર કરવી હોય તે શાસ્ત્રીય દૃષ્ટિથી નક્કી કરવું જોઇએ. એકવાર તત્વ નક્કી થાય એટલે તે પ્રસિદ્ધ કરવું. કારણ તેમ કર્યાથી કોઇ ભૂલ રહી જતી હોય તો તે સુધરી શકે. તત્વો અને પરિભાષા તૈયાર કરવાના નિયમો નક્કી થયા પછી આપણી ભાષામાં પ્રસિદ્ધ થયેલા શાસ્ત્રીય ગ્રંથોનુ તથા તેમાં વપરાયેલા પારિભાષિક શબ્દોનું એક સૂચિપત્ર તૈયાર કરી સાથે સાથે અંગ્રેજી ગ્રંથો પૈકી

---

સંગ્રામ વિષે ત્યાં અર્જુને, મૂક્યાં ધનુષ ને સર હેઠ,

× × × ×

કૃષ્ણ અર્જુનનો સંવાદ કહ્યો, પ્રથમો અધ્યો પૂરણ થયો. ગ્રે. ભ. ગી.

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोक संविग्नमानसः ॥ श्लो. ४७.

ઉપયોગમાં આવેલા સર્વ પારિભાષિક શબ્દોનું તથા તેઓના અર્થનું સંપૂર્ણ સૂચિપત્ર પણ ચર્ચા વખતે રાખવું જોઇએ.

૨. આ કામ કરતી વખતે પારિભાષિક શબ્દો કેવી રીતે સહજમાં પ્રચારમાં આવે છે તે ઉપર લક્ષ રાખવું ઉચિત છે. ઘણીવાર નવીન શબ્દોનો વર્તમાન પત્રો તથા માસિકોદ્વારા પ્રચાર થાય છે. આ નવીન શબ્દ અથવા ભાષાસરણી લોકોને ઝટ મોઢે ચડી જાય છે. આવી રીતે વર્ત્તમાન પત્રોદ્વારા પ્રચાર થયેલા શબ્દો ઘણા છે, પરંતુ શાસ્ત્રીય વિષયોના ગહન વિભાગ, તથા ઉંડા અર્થોનો સાર આવી જાય એવા શબ્દો તે હોતા નથી, તેથી તે શબ્દોનો વાઙ્ગમયમાં બહુ ઉપયોગ થતો નથી.

પારિભાષિક શબ્દોનો બીજો પ્રચાર રાજસત્તાથી પ્રસિદ્ધ થતા વાઙ્ગમયથી છે. રાજસત્તા માટે લોકોના મનમાં પૂજ્યબુદ્ધિ હોય છે તેથી કહો, અથવા તેમાં એક પ્રકારની સત્તા હોય છે તેથી તે સહેલાઇથી વપરાય છે. આ પ્રમાણે પ્રસિદ્ધ થતું વાઙ્ગમય કાયદા, સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલા ગ્રંથો, ઠરાવો, પ્રેસનોટસ વગેરે તથા શાળાખાતા માટે વખતો વખત લખાયેલાં પુસ્તકો છે. આમાં શાળાખાતા માટે તૈયાર કરાવેલા પુસ્તકો અવિકૃત અને શુદ્ધ દેશી ભાષામાં લખાયેલાં હોય છે, એટલે શાસ્ત્રીય પરિભાષાની દૃષ્ટિયી તેનું મહત્વ વિશેષ હોય છે. એ સિવાય આવા શબ્દોનો પરિચય બાળકોને નાનપણમાંથી થતો હોવાથી તેની અસર તેમના મનપર પડે છે, ને તે ચિરકાળ ટકે છે. અત્યાર સુધીમાં સરકારે શાસ્ત્રીય વિષયો ઉપર અનેક ગ્રંથો લખાવ્યા છે, પરંતુ તેનો જોઇએ તેવો ઉપયોગ ન થયેલો હોવાથી હાલમાં પ્રાથમિક શિક્ષણમાં ઉપયોગમાં આવે એવા ક્રમિક પુસ્તકો સરકારે તૈયાર કરાવ્યા છે. આ પુસ્તકોમાં કેટલાક નાના મોટા દોષો છે, તોપણ તે પૂરો વિચાર કરી પુષ્કળ પરિશ્રમથી તૈયાર કરાવેલા છે એમાં કાંઇ શક નથી. આ પુસ્તકોમાં શાસ્ત્રીય વિષયના પાઠો છે તે છોકરાઓને શિખવવાની સરકારની ઇચ્છા છે. પરંતુ દિલગીરીની વાત એ છે કે કેટલાક પરિચિત પાઠો છોકરાંઓને જેટલા સહેલાઇથી મ્હોડે થઇ જાય છે તથા શિખવાય છે તેટલી સહેલાઇથી વિતાનના પાઠો શિખવવા તરફ શિક્ષક દુર્લક્ષ રાખે છે. આ દોષ સરકારનો નથી, પરંતુ કેવળ લોકોનો તથા શિક્ષકોનો છે. એ પણ ખરૂં છે કે કેટલાક વિષયો મોટા થયે વ્યવહારમાં નિરૂપયોગી જણાય છે તેથી, તથા સમાજની પ્રચલિત રૂઢી તથા ખાલસંસ્કારોથી તે વિરોધી હોવાને લીધે, અથવા શિક્ષકોની અપાત્રતાને લીધે કે ઉપકરણના અભાવને લીધે એ તરફ દુર્લક્ષ રહે છે, અને તેથીજ આ પુસ્તકોમાં વપરાયેલા પારિભાષિક શબ્દોનો પ્રચાર થતો નથી. આ દૃષ્ટિથી જોતાં પરિભાષા–મંડળે આ પુસ્તકોમાં યોજેલા શબ્દોનો શક્ય હોય તેટલો ઉપયોગ જરૂર કરવો જોઇએ, એટલુંજ નહિ પણ તે પ્રચારમાં લાવી છોકરાંઓના મનમાં શાસ્ત્રીય જ્ઞાન માટે નાનપણથી પ્રેમ ઉત્પન્ન કરવો જોઇએ.

પારિભાષિક શબ્દોના પ્રચારનો ત્રીજો પ્રકાર એવો છે કે, પ્રાચીન ભાષામાંનો એકાદ શબ્દ ફરીથી નવીન પ્રચારમાં આવે છે ત્યારે લોકોના મનમાં તે માટે આદરબુદ્ધિ હોવાથી લોકો પૂજ્યબુદ્ધિથી તે સ્વીકારે છે, ને આમ તે અનાયાસે પ્રચારમાં આવે છે. ચોથો પ્રકાર એવો છે કે કેટલીક વખત પરકીય ભાષામાંનો અને ખોટા અર્થનો શબ્દ પણ સ્વભાષાનો થઇ જાય છે, ને તે કાઢી નાખવો કઠણ થઇ પડે છે. કોર્ટ ફી,

સિગ્નલ ( અપભ્રંશ સિંગલ ), ઈનાક્યુલેશન વગેરે શબ્દો આ પ્રકારના છે. પાંચમો પ્રકાર એ છે કે લાયક માણસોએ તૈયાર કરેલી પરિભાષા લોકોએ માન્ય રાખવી જોઇએ, ને તેમા કેવળ વ્યક્તિસ્વાતંત્ર્યના બલે ફેરફાર ન કરવો જોઇએ.

૩ કોઇ પણ એક અર્થનો અથવા કલ્પનાનો દ્યોતક પારિભાષિક શબ્દ એકજ હોવો જોઇએ. લલિત કલા સંબંધીના વાઙ્મયમા એક શબ્દના અનેક પ્રતિશબ્દ હોય તોપણ તેને જેટલી પ્રગલ્ભતા મળે છે તેટલીજ વૈજ્ઞાનિક પરિભાષામા અનવસ્થા મળે છે. એક તો રૂક્ષ હોય એવા અનેક શાસ્ત્રીય શબ્દ ધ્યાનમાં રાખવા પડે છે; અને કોઇને પણ કોઇ નવીન શબ્દ ઘુસાડવાની ઇચ્છા થાય તો તે સહેલાઇથી ઘુસાડી શકે છે. આથી આવા શબ્દોનું મહત્વ શાસ્ત્રીય દૃષ્ટિથી ઓછું થાય છે તેટલા માટે ઉપરનો નિયમ અમલમાં મૂકવો એ જરૂરનું છે.

૪ પરિભાષા તૈયાર કરતાં શબ્દોને તેમના કાલાનુક્રમ પ્રમાણે મહત્વ આપવું જોઇએ. સાહિત્યમાં વપરાતા શબ્દો, કસોટીમા યોગ્ય ઉતરે તો જ તે રાખવા, અને તે કસોટિમાં ન ઉતરે તો યોગ્ય કારણો સાથે લોકોને અયોગ્યતા બાબત સમજાવી કાઢી નાખવા જોઇએ. જૂનો પ્રચલિત યોગ્ય જણાતા છતા નવાને માટે દુરાગ્રહ ન કરવો જોઇએ.

૫. પારિભાષિક શબ્દોમા તેના મૂળ ધાતુથી નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ વગેરે સહેલાઇથી કરી શકાય એવું હોવું જોઇયે; જેમ કે Focus, Focal, Confocal: નાભિ, સનાભ, એકનાભ.

૬ પારિભાષિક શબ્દોમાં ઉપયોગમા આવતા ઉપસર્ગના અને પ્રત્યયના સર્વ ઠેકાણે એકજ અર્થ હોય એવી યોજના કરી રાખેલી હોવી જોઇએ, અને તેથી અંગ્રેજી પ્રત્યય અને ઉપસર્ગને આગળથીજ પર્યાય જોઇ તૈયાર કરવા જોઇએ.

૭. જે ભાષામા પરિભાષા તૈયાર કવાની હોય તે ભાષા તેની સાથે નિકટ સંબંધ ધરાવતી બીજી ભાષાઓમા બહુ થોડા ફેરફારથી ઉપયોગ કરી શકાય એવી હોવી જોઇએ. આ પ્રમાણે કરવામા જેમ યૂરોપમા લૅટિન અને ગ્રીક ભાષાનો ઉપયોગ કરવામા આવ્યો તે પ્રમાણે આપણે પણ સંસ્કૃત ભાષાનો પૂર્ણ ઉપયોગ કરવો જોઇએ.

૮. જે અર્થે આપણા રાજ્યનો દૈવી યોજનાથી અંગ્રેજી ભાષા સાથે સંબંધ થયો છે, તે અર્થે પરિભાષા નક્કી કરતા કરતા આપણને અંગ્રેજી ગ્રંથ વાંચવાનો પ્રસંગ આવે તો આપણા પારિભાષિક શબ્દોનો તેના પર પ્રકાશ પડે એવા તે હોવા જોઇએ.

૯. એક શાસ્ત્રની પરિભાષાનો ઘણી વખત બીજા શાસ્ત્રમા ઉપયોગ લેવો પડે છે. માટે એ પરિભાષામા વિરોધ ન હોવો જોઇએ. શબ્દ નક્કી કરતી વખતે બીજા અનેક પરિભાષા-મંડળની સંમતિ લઇ પછીથી તે કાયમ કરવો.

૧૦. નવા થયેલા પારિભાષિક શબ્દો કાને પડતાંજ તેઓનો અર્થ સમજાઇ જાય એવા તે નક્કી થવા જોઇએ. ના હોય ત્યાં નવા શબ્દ યોજવો.

૧૧. પારિભાષિક શબ્દ અન્વર્થક એટલે અન્વર્થ હોવો જોઇએ. તેમાં ધારવાહકતા, પ્રસિદ્ધતા, અને વર્ણલાઘવ એ ત્રણ ગુણ હોવા જોઇએ. તથાપિ અતિમાં મજા નથી

રહે. કારણ અતિધર્મવાચકતાથી દીર્ઘતા ઉત્પન્ન થશે. દાખલા તરીકે વર્તમાનકાલવાચક ધાતુસાધિત અવ્યય. અતિ વર્ણલાઘવથી ક્લિષ્ટતા આવશે, અતિ પ્રસિદ્ધતાથી ગ્રામ્યતા ઉત્પન્ન થશે.

૧૨. પારિભાષિક શબ્દ મધુર વર્ણાત્મક હોવો જોઇએ. તો પણ અતિ કર્ણ માધુર્યથી શિથિલતા ઉત્પન્ન થશે.

૧૩. પરિભાષા વ્યાકરણ દૃષ્ટિથી શુદ્ધ હોવી જોઇએ.

૧૪. આકાર ઉપરથી કોઈ પણ યોગ્ય શબ્દ આપણને બનાવતાં આવડતો હોય તો તે બનાવવો. દાખલા તરીકે gnomon ગોમુખી.

૧૫. પારકી ભાષાનો શબ્દ વિકૃત કરી તે આપણોજ છે એમ બતાવવાનો પ્રકાર હમેશા ત્યાજ્ય સમજવો. Corollary કુરલરી, Catenary કાતન્વલી વગેરે.

૧૬. પાશ્ચાત્ય ભાષાના કેટલાક અક્ષરોને એક જાતની શક્તિ આપવામા આવી છે અથવા અક્ષરોને બદલે આપણુ બીજાજ અક્ષરો યોજી તે આપણાજ છે એમ બતાવવાનો પ્રયત્ન કરવો જોઇએ નહીં. એ શબ્દો એમના એમ રાખવા જોઇએ. દૃષ્ટાન્ત તરીકે

X–Rays, N–Rays, ક્ષ–કિરણ અથવા ન–કિરણ, Gamma Function ને બદલે ગ કાર્ય. પ=૨૨/૭ ને બદલે પ=૩. ૧૪૧૫૯૨૬૫. અથવા

e=1 + 1' + 1/2! + 1/3! +... ..

એને બદલે ઇ=૧ + ૧' + ૧/૨! + ૧/૩! +.. .

આ પ્રમાણે લખવું અયોગ્ય છે.

૧૭. પાશ્ચાત્ય ભાષાઓના શાસ્ત્રોમાં વિશેષત ગણિતશાસ્ત્રમા કેટલાક સૂત્રો એટલા રૂઢ થયેલા છે કે તે વિકૃત કરવાથી એક સુધારવાથી નવીન અડચણો ઉત્પન્ન થશે. એને પ્રસગે આ પ્રશ્નનો શાસ્ત્રોકીજ વિચાર કરવો એ વધારે યોગ્ય છે. ડાર્વિન, કોલ્બ્રુકન, ન્યૂટન, લાગ્રાંજ, લિબ્નિઝ, કોશી, ગાઉસ, ડેકાર્ટ ઇત્યાદિ શાસ્ત્રજ્ઞોના નામ સાથે સબધ હોય એવા કેટલાક પારિભાષિક શબ્દો અને સૂત્રો એ ભાષામાં છે તેમા ફેરફાર કરી અથવા તે એમના એમ આપણામાં ઉતારવાં. એનો પણ શાસ્ત્રજ્ઞોએ વિચાર કરવો આવશ્યક છે.

૧૮. આ પ્રમાણે પરિભાષા તૈયાર કર્યા પછી તેને સરકારની તથા શારદાપીઠની અનુમતિ મેળવવી આવશ્યક છે, નહિ તો તે પ્રચારમા લાવવાને પુષ્કળ અડચણો આવશે, તે એ દિશામાં લીધેલી મહેનત બધી વ્યર્થ જશે.

છેવટે લેખક કહે છે કે આટલું આટલું કરીને પણ કદિ પરિભાષા તૈયાર કરીને તે ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે તો પણ આપણા સમાજનું સંખ્યાબળ, શાસ્ત્રીય વિષયોમા રસ, શારદાપીઠમાથી જુદા જુદા શાસ્ત્રોમાં નિષ્ણાત થઇ બહાર આવનારા પદવીધરોની સખ્યા, શાસ્ત્રીય જ્ઞાન-વિષે અનાસ્થા ઇત્યાદિ બાબતોનો વિચાર કરીયે છીયે તો તે પ્રચારમાં આવે કે નહિ તે શંકા પડતી વાત છે.

# स्वीकार अने अवलोकन.

૧. અમેરિકાનો પ્રવાસ—( વિવિધ ગ્રંથમાળા પુ. ૭૫-૭૬. ) અનુવાદક રત્નસિંહ દીપસિંહ પરમાર. પ્રકાશક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. ઉક્ત પુસ્તકની નોંધ લેતા અમારે પ્રથમ એ કાર્યાલયના ઉત્સાહી મંત્રી ભીક્ષુ અખંડાનંદને, જીજ્ઞાસુઓને અમેરિકા જવા જે સામગ્રી તથા હકીકત જોઇએ તે તમામ આવા સરલ, અને સહેલી ભાષાના રસિક પુસ્તકથી પૂરી પાડવા માટે, ધન્યવાદ આપવો જોઇએ. આધુનિક સમયમા લોકોને કેવા સાહિત્યની અપેક્ષા તથા આવશ્યકતા છે તેનું બારીક અવલોકન કરી તેવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે સ્વામીશ્રી અથાક શ્રમ લે છે. સ્વામીશ્રી સત્યદેવના ટુંક જીવનચરિત્ર સાથે તેઓશ્રીની છબી પણ આપ્યાથી પુસ્તક વાંચ્યા પછી ઉક્ત સ્વામીનું વિદ્યા સંપાદન કરવા માટે જે મુશીબત પડે તે મહેનત મજૂરી કરી, સ્વાશ્રયી બની, હોસ ને ઉત્સાહથી ઉઠાવી લેઇ કાર્ય સિદ્ધ કરવાની ઉત્કંઠાને માટે, મુખારવિંદ ફરી ફરી નિહાળવાની જીજ્ઞાસા થાય છે, એજ એ પુસ્તકની ખૂબિ છે. એવા પુસ્તક દરેક લાયબ્રેરીમા હોવાં જોઇએ-એવી અમારી જીગરની ભલામણ છે.

૨. નવજીવન—પ્રસિદ્ધ કર્તા રા. મણિલાલ મોહનલાલ પાદરાકર. વડોદરા. કી. ૦-૧૨-૦. આ પુસ્તકની પ્રસિદ્ધિથી સાહિત્યના પુસ્તકોમાં એક ઉમેરો થયો છે. પ્રસિદ્ધકર્તા 'બુદ્ધિપ્રભા' તથા 'ખેતી અને સહકાર્ય' ના તંત્રી છે. રા. પાદરાકર સાહિત્યના ઉપાસક છે. તેમણે ગુજરાતના જાણીતા સાક્ષર, સાહિત્યપ્રેમી અને વિદ્યાવિલાસી નરરત્ન, વડોદરા રાજ્યના દીવાન સાહેબ નેકનામદાર મનુભાઇ સાહેબને એ પુસ્તક અર્પણ કરી તથા ગુજરાતમા જાણીતા સાક્ષર સૌ. શારદાબ્હેન સુમંત મહેતા પાસે વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત લખાવી સોનું અને સુગંધ એ એની સરસ મિલાવટ કરી તેને વિશેષ આકર્ષક બનાવ્યું છે. નિબંધોમા પ્રેમની મિમાંસા, સૂફીવાદ, જેવા તત્વજ્ઞાન વિષયો છે તથા પ્રખ્યાત કવિઓ ડેન્ટે, કાલિદાસ અને ભવભૂતિ, અને ફિરદોસી જેવાનાં ટુંક જીવનો સાથે તેઓનાં સાહિત્ય આપ્યાં છે, અને ભરતખંડ પ્રત્યે તેમનો પ્રેમ વાક્યે વાક્યે બતાવ્યો છે. ભાષા શૈલી સરલ સંસ્કારી છે. એ પુસ્તક દરેકને વાંચવા તથા લાયબ્રરીમાં રાખવા અમે ભલામણ કરીએ છીએ. તથા પાદરાકરને આવું પુસ્તક તૈયાર કરવા માટે ધન્યવાદ આપી એવાં બીજાં પુસ્તકો પ્રસિદ્ધ કરી સાહિત્યમા વૃદ્ધિ કરવા વિનતિ કરીયે છીયે.

૩. અંજલિ—આ માસિક શ્રી બંધુ-મંડળ કરાંચી તરફથી તેના પ્રકાશક અને તંત્રી રા૰ ચંપકલાલ નંદલાલ કૌશિક પ્રસિદ્ધ કરે છે. કરાંચીમાં પ્રસિદ્ધ થતું આ બીજું માસિક છે. એકલી વાર્તાથીજ લોક સેવા થાય છે એમ તેના મંત્રી માનતા નથી પણ આધુનિક સમયમાં વિજ્ઞાન, કલા, શાસ્ત્રાદિ વિષયોના સાહિત્યની અગત્યતા એઓ સમજી તેવું સાહિત્ય આપવા ઇચ્છા ધરાવે છે એ જાણી ઘણો આનંદ થયો છે. હજી તો આ માસિકની જીવનયાત્રાને ૭ માસજ થયા છે, તો પણ શરૂઆત સારી છે.

# મીરાંની માળા.

## પદ ૪૪.

### રાગ ગરબી.

કાનુડે વનમાં લુંટી, ઓ બેની પેલે કાનુડે વનમાં લુંટી. ટેક.
આગળથી મ્હારો પાલવડો ઝાલ્યો, નાસતાં વેણી છુટી. ઓ બેની. ૧
હાથ ઝાલી મારી બાંહ્ય મરોડી, તડતડ ચોળી તુટી. ઓ બેની. ૨
વળગાઝુમી કરતાં મારી, મોતનો માળા તુટી. ઓ બેની. ૩
મીરાબાઇ કે પ્રભુ ગિરધર નાગર, મહીની મટકી ફુટી. ઓ બેની. ૪

---

## પદ ૪૫.

### ગરબી.

હરિવર મૂક્યો કેમ જાયરે, સાહેલી મારો હરિવર૦ ટેક.
નંદકુંવરથી નેડો[1] રે લાગ્યો, તે પ્રાણ ગયે ન છુટાય રે. સાહેલી–૧
ઘેલી કીધી ગોકુળના નાથે, મોરલીનો શબ્દ સુણાય રે. સાહેલી–૨
નાનપણાથી પ્રીત બંધાઇ, તે હૈયેથી કેમ વિસરાય રે. સાહેલી–૩
પિયર તજીયે ને સાસરીયું તજીયે, તજીયે સરવ સંગાય રે. સાહેલી–૪
બાલ અવસ્થાની લજ્જારે રાખો, સ્નેહીને દુઃખ ના દેવાય રે. સાહેલી–૫
આ અવસર હરિને આવી મળીયે, તો વ્રેહ અગ્નિ[2] રે હોલવાય રે. સાહેલી–૬
મીરાંબાઇ કે પ્રભુ ગિરધર નાગર, દર્શન દ્યો વ્રજરાય રે. સાહેલી–૭

---

## પદ ૪૬.

### રાગ ગરબી.

કુબજાને જાદુ ડારો, જેને મોહ્યો સ્યામ હમારો રે. કુબજા. ૧
દિન નહિ ચેન, રેન નહિ નિંદ્રા, તલપત રે જીવ હમારો રે. – કુબજા. ૨

---

પદ ૪૫. નેડો–સ્નેહ; પ્રીતિ ૨. બ્રેહ અગ્નિ–વિરહનું દુઃખ.

પદ ૪૬ પાઠમાં શુ સા સ. સપ્રદનો તથા અન્ય પદનો છે આ પદમાં; "મોહે લીયો સ્યામ હમારો રે" તથા 'ડારો' ને બદલે છાડરો, 'ભીચ વહે' વગેરે ને બદલે 'છોડ દ

निर्मळ नीर जमुनाजीको, ताको, 'जाय पीवे' जल खारा रे. કુબજા. ૩
ઇત ગોકુળ ઉત મથુરા નગરી, બીચ વહે જળધારા રે. કુબજા. ૪
જાદુકી પુડિયાં ભરભર મારે, કયા કરે બૈદ બિચારા રે. કુબજા. ૫
મોર મુકુટ પીતાંબર શોભે, છવન પ્રાન હમારા રે. કુબજા. ૬
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બિરહ સમુદર સારા રે. કુબજા. ૭

---

## પદ ૪૭

### રાગ ભેરવી.

કાનુડો ન જાણે મોરી પીડ, બાઇ અમે બાળ કુંવારાં રે
જળરે જમનાનાં અમે ભરવા ગયાંતા,
કાનુડે ઉડાડ્યાં આછાં નીર, ઉડયા ફરરરરરર —કાનુડો. ૧

જમુનાને કાંઠે વ્હાલે રાસ રચ્યો છે,
સોળસે ગોપીમાં ઝાલ્યાં[1] ચીર, ફાટ્યા ચરરરરરર —કાનુડો. ૨

હું તો વરણાગી કાના, તમારા રે નામની રે,
કાનુડે તાણીને માર્યાં તીર, વાગ્યાં અરરરરરર —કાનુડો. ૩

બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
[2]કાનુડે બાળીને કીધા ખાખ, [3]ઉડી ફરરરરરર —કાનુડો. ૪

---

આયો સિંધુ ખારો', અને 'જાદુકી પુડિયાં'ની લીટી એમાં નથી. ગુ. સા 'સ, સંગ્રહમાં 'દિન નહિ ચેન''ની તથા 'મોર મુકુટ'વાળી લીટીઓ નથી, તથા 'બિરહ સમુદર' વગેરેને બદલે "આખર શ્યામ હમારા રે" છે. આ ગરબી ચંદ્રસખીની નીચલી ગરબી સાથે સરખાવવા યોગ્ય છે.

કુબજાને જાદુ ડારા, મોહ્યા શ્યામ હમારા;
નિર્મળ નીર જમુનાજીકો છાંડ્યો, જાય પીવા જલ ખારા રે.
ઈત ગોકુળ ઉત મથુરા નગરી, બિચ વહે જલ ધારા રે.
ઓખદ બુટી કછુ કામ નહીં આવે, કયા કરે વૈદ્ય બિચારા રે
ચંદ્રસખી ભજ બાળકૃષ્ણ છબી, જીવન પ્રાણ હમારા રે

આ ઉપરથી મીરાંનું કાવ્ય ક્ષેપક હોય એમ જણાય છે'! પરંતુ તે મીરાંના નામથી ગવાતુ હોવાથી તે - ગ્રે લીધુ છે.

પદ ૪૭. પાઠમાં ગુ સા. સ. સંગ્રહ; બૃ કા દો તથા ભજન પદ વગેરે. ૧ 'ઝાલ્યા' ને બદલે 'તાણ્યાં' ૨ 'કાનુડે બાળીને ફેંકી ઉંચે ચીર. રાખ ઉડે ફરરરરરર' એ પાઠ બૃ કા. દો મા છે. ૩ એક પાઠમાં "ઉડાડી ફરરરરરર" છે.

## પદ. ૪૮

### રાગ. કવાલી. ( સોરઠ )

[1] કાલી કુબજાસેં મન રાચ્યો, હમસેં ન બોલના મહારાજ. ટેક

હમકું કહે સિંગાર[2] ઉતારો, દ્રિગ અંજન કજરા[3] ધોઇ ડારો,
માથે તિલક રમાવો પેહેરો ચર્નોલના મહારાજ. કાલી. ૧

× જમુનાકે નીર તીર ગૈયાં ચરાવે, બંસીમેં કછુ અચરજ ગાવે,
નીકી તાન સુનાવે, ગાવે ચેબોલના મહારાજ. કાલી. ૨

હમરી કહી તુમ બિખરસ[4] લાગે, ઘર[5] ઘર જાય પ્રેમ રસ ચાખે,[6]
[7] ઉનસેં હિલમિલ રહેના હસના યે બોલના મહારાજ. કાલી. ૩

હમરી પ્રીત તુમ્હીસેં લાગી, લોક લાજ સબ કુળકી ત્યાગી,
[8] મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બન બન યે ડોલના મહારાજ. કાલી. ૪

---

## પદ. ૪૯

### રાગ. કાલીંગડો.

મોહન રાતલડી, ક્યાં વસીયા મોહન રાતલડી. ટેક
કોણ તમારો નામ કહી જે, કોણ તમારી જાતલડી. ક્યાં. ૧
ભક્તવત્સલ મેરો નામ કહી જે, જાદવ અમારી જાતલડી. ક્યાં. ૨
કાં સત્ભામાને મહેલ પધારો, કા કુબજાસે લાગે વાતલડી. ક્યાં. ૩
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, આય મિલે પરભાતલડી. ક્યા. ૪

---

પદ. ૪૮ પાઠ; ગુ. સા. સ. સંગ્રહ. ૧ " ચાહે કુબજા હી મન ગાની ", ૨ "સુહાગ" ૩ " મગદી " ૪ " બિખસમ " ૫ એક પાઠમાં " પરઘર " છે. ૬ " અવર રસ જાંચે " ૭ " ઉનહી સંગ રહના સહના બોલના હે રાજ " ૮ " મીરાં કે ગિરધારી " છે.
× આ કડી આ પાઠમાં નથી.

દ્રિગ—આંખ કજરા—કાજળ.

તૈયાર છે ! માત્ર પોષ માસ સુધીજ ખાસ તક—પોસ્ટેજ માફ

# અતિ ઉત્તમ પુસ્તકો.

'વિવિધ' તથા 'ચરિત્ર'માળા દ્વારા નિકળેલાં સં. ૧૯૭૨નાં ઉત્તમ પુસ્તકોના સેટ હવે તૈયાર થયેલા હોવાથી, તુરતમાં ખરીદવા ઇચ્છનારને ખાસ સગવડ આપવા માટે પોષ માસ સુધી તેનું પોસ્ટેજ માફ રહેશે. તે પછીથી તે જુદું જ લેવાશે.

વિવિધ ગ્રંથમાળાના ૧૯૭૨ ના

## ઉત્તમ ગ્રંથો.

### કુલ પૃષ્ઠ ૨૦૦૦

મૂ. રૂ. ૨, પાકાં પુઠાં રૂ. ૩ પો. ૦॥

સ્વામી રામતીર્થ—ભા. ૮-૯ મો.
આરોગ્ય વિષે જ્ઞાન—મો૦ ક૦ ગાંધી કૃત.
ત્રણ ઉત્તમ લેખ—જર્મનજાસુસ, ચીનમાં ૨૧ વર્ષ, અને ૬ મહાન લડાઇઓ.
પ્રભુમય જીવન—નામ પ્રમાણેજ વિષય.
ટુંકી સામાજિક ૨૯ બોધપ્રદ વાતો.
હિંદી બોલીમાં ૪૦ ઉત્તમ લેખોનો સંગ્રહ

ચરિત્રમાળાનાં ૧૯૭૨ ના

## જીવન ચરિત્રો.

### કુલ પૃષ્ઠ ૧,૫૦૦

મૂ. રૂ. ૨, પો. ૦।~ પાકાં પૂઠાં નથી.

રાજા રામમોહનરાય—હિંદના પહેલા સુધારક.
સમ્રાટ્ અકબર—જુનાજ ખરા રૂપમાં દર્શાવનારૂં
સ્કોટલેંડનો મહાવીર વૉલેસ, તથા પ્રાચીન સમયના ગ્રીસનો મહાવક્તા ડિમોસ્થનીસ.
ધર્માત્મા ગ્લેડસ્ટન અને જર્મન સામ્રાજ્યનો સ્થાપક પિતા પ્રિન્સ બિસ્માર્ક.

ઉપલી માળાઓના આગલાં ઘણાં ખરાં વર્ષોના સેટો પણ મૂળ કિંમતેજ મળશે. પોસ્ટેજ જુદું. ટપાલમાં મંગાવનારે આ પત્રના નામ સાથે અમદાવાદજ લખવું. વિગતે સૂચીપત્ર મફત.

**સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, મુંબઈ ૨ અને અમદાવાદ**

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ७. मे १९१७. वैशाख १९७३.

## સ્ત્રીશિક્ષણ અને સ્ત્રીકર્તવ્ય.*

આજનો દિવસ ખરેખર ધન્ય છે. આ સમાજ એક વર્ષ પુરૂં કરીને બીજા વર્ષમા પ્રયાણ કરે છે. જે મહાન નરરત્નના સ્મારક તરીકે આ સંસ્થા ઉદ્ભવી છે તેમનેજ અનુરૂપ આ સસ્થાનું કાર્ય છે. મહાત્મા ગોખલેએ કહ્યું હતું કે "જે મનુષ્યોનાં જીવન સ્વદેશાભિમાન, અચળ શ્રદ્ધા અને સ્વાત્માર્પણથી વિભુષિત થએલાં હોય તેમને માટે દુનિઆમાં એવું કાંઇજ કાર્ય નથી કે જે ન થઇ શકે." સાદું પણ સંગીન, માત્ર બોલવાનું નહિ પણ વર્તનમાં મૂકવાનુ, ખરૂં ઉપયોગી–વ્યવહારૂ કામ કરવું, અને તે રીતે સ્ત્રી જાતિની ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય હેતુ છે. સ્ત્રીઓના પ્રશ્નનો નિકાલ સ્ત્રીઓથીજ વધારે સારી રીતે થઇ શકે. તેમજ પુરૂષોના કાર્યમા પણ સ્ત્રીઓની મદદ, સહાનુભૂતિની જરૂર છે; એટલા માટે આપણા સાસારિક રીતરીવાજોની ખામીઓ, રાજકીય પ્રશ્નોમાં આપણા દેશની જરૂરીઆતો વિગેરે વિષયોનું ભાન સ્ત્રીઓમાં કરાવીને ચારે તરફ જાગૃતિ પેદા કરવી એ તરફ આ સમાજનું પ્રયાણ છે, અને તેને માટે અનેક વ્યવહારૂ ઉપાયો યોજવામા આવ્યા છે.

કોઈ પણ કાર્ય સફલતાથી પાર ઉતારવા માટે શિક્ષણની જરૂર છે. સ્ત્રીઓમાં શિક્ષણની ખોટ છે એ તો સર્વત્ર કબુલ થએલી વાત છે. આ શિક્ષણની ખોટ પુરી પાડવા માટે ભગિની સમાજે એક ઉત્તમ માર્ગ લીધો છે ને તે એ છે કે દરેક સ્ત્રી ઉપયોગી વિષયની નાની નાની સરળ ભાષામાં પત્રિકાઓ તૈયાર કરાવવી, અને તેનું દરેકે દરેક ઠેકાણે વાંચન કરાવવું, તેની સમજણ પાડવી, તે વિષય સંબંધી ચર્ચા કરવી; આ રીતે આ વિષયો સ્ત્રીઓનાં મગજમાં ઠસાવવાનો પ્રયાસ કરવા માંડ્યો છે. પત્રિકાની ૪૦,૦૦૦ પ્રતોની વહેંચણી શહેરોમાં તેમજ ગામડાઓમાં કરવામાં આવી છે. ગામડે ગામડે ફરીને આ ચોપડીઓ વંચાવવા માટે નાના નાનાં વાચનાલય ઉભાં કર્યાં છે. એટલુંજ નહિ પણ એ વાંચનો બરાબર સમજાયાં છે કે નહિ. તેમાં શી શી મુશ્કેલીઓ નડે છે, શેમાં શેમાં સમજણ નથી પડી, કેટલી સ્ત્રીઓ વાંચનનો લાભ લે છે એ બધાનો રિપોર્ટ મંગાવીને તેનો

* મુંબાઇ ભગિની સમાજના વાર્ષિક સમેલન પ્રસંગે તા. ૭-૪-૧૯૧૭ ને રોજ અપાયલ ભાષણ.

શક્તિ ઘણી અલ્પ હશે, તો પણ જો તેનો યોગ્ય ઉપયોગ થાય તો જનસમૂહને અસંત લાભ કરી શકે. જો મનુષ્ય ધારે, તો દરેક જીવન યશસ્વી થઇ શકે. આ પ્રમાણે સ્ત્રી, પુરૂષ, બાલક, બાલિકા આત્મબલ વાપરે તો સંસારમાં સ્વર્ગ ઉત્પન્ન કરી શકે. તે આત્મબલ પ્રેરવા, જાગૃત કરવા, તેની વૃધ્ધિ કરવાને આ સમાજ યત્ન કરે છે. એ જ એનો ઉદ્દેશ છે.

આપણા દેશમાં હવે સેવાની ભાવના પ્રબળ થતી જોવામાં આવે છે, પરંતુ હજી તે ભાવનારૂપ છે. તેને વ્યવહારૂ રૂપ કેવી રીતે આપવું તેની સમજણ નથી. અમે શું કરીયે ? કેમ કરીયે ? એવા પ્રશ્નો પુછાય છે. આવી વૃતિવાળી ઘણી બહેનો માલુમ પડે છે. આ સહુ બ્હેનોને માહિતી આપવી, આપણા આદર્શ સમજાવવા એ આપણી સમાજનું કર્તવ્ય છે.

દેશની ઉન્નતી માટે, પ્રગતિ માટે, આપણા દેશમાં તેમજ અન્ય દેશોમાં જુદા જુદા પ્રકારના ઉપાયો લેવામાં આવે છે. આપણાજ દેશનો વિચાર કરીએ તો બ્રહ્મસમાજ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ, પુના, મુંબાઇ, જાલંદરનાં સેવાસદન, વિદ્યાલયો, સુરત, મુંબાઇ, અમદાવાદના વનિતા વિશ્રામો, વિદ્યાલયો, જુદા જુદા શહેરોનાં સેવામંડળો, ગુરૂકુળો સર્વેનું પ્રયાણ એકજ તરફ છે. સ્ત્રી પુરૂષ બન્નેને યોગ્ય જ્ઞાન આપીને પ્રાચીન ભારતવર્ષની વિભૂતિ પુનઃ સ્થાપિત કરવી, આ ઉચ્ચ આદર્શ પૂર્ણ કરવાને માટે સ્ત્રી પુરૂષ બન્નેની જરૂર છે. કોઈ પણ તરેહની ચળવળ થાય સારેજ બળ પ્રાપ્ત થાય છે. તે સિવાય તો નિદ્રિત અવસ્થામાંજ રહેવાય છે. દૃષ્ટાન્ત તરીકે સ્વદેશી વસ્તુઓ વાપરવી, દેશના વેપારના ઉત્તેજન માટે, દેશનું માન જાળવવા માટે, દેશ પ્રતિ પ્રેમની લાગણીથી સ્વદેશી વસ્તુઓ વાપરવી એ મતનો પ્રચાર કરવા માટે બંગાળના ભાગલા ( partition of Bengal ) ની જરૂર નહોતી. એ ભાવના કાંઇ ત્યાર પછીથી જન્મ પામી નથી. પણ સ્વદેશી ચળવળને એ કારણને લીધે ઘણો જુસ્સો મળ્યો, તેનું ઘણું પોષણ થયું, કંઇક જીવ આવ્યો, તે બાબત માટે લોકો વિચારતા થયા. એમ ભાન થવા માંડયું કે સ્વદેશી વિરૂદ્ધ વર્તને તે દેશદ્રોહ છે, માટે તે ખોટું છે અને ગેરવ્યાજબી છે; પોતાના દેશને ભૂખે મારીને બીજા દેશને તવંગર કરવાનો રસ્તો છે. પોતાના દેશના વેપારની વૃદ્ધિ વગર દેશની આબાદી કદી થઈ શકે નહિ, દેશના ઉદ્યોગ વગર વારેવારે દુકાળનાં સંકટ પડે છે, ઉદ્યમ પડી ભાગે છે, અને દારિદ્ર આવે છે.

સાર પછીજ, હિંદુસ્થાન એક સંયુક્ત પ્રજા છે તેનો ખ્યાલ આવ્યો. ભારતવર્ષ એક બળવાન પ્રજા છે. તે માટે જ્ઞાતિની બિન્નતા, પ્રાન્તિક મતભેદ, સહુ દુર કરીને આપણાં બાળકોને એમ શીખવવું જોઇએ કે આપણે ભારતવાસી છીએ. આ પ્રમાણે ઉછેરતાં બાળકોમાંથી ભવિષ્યનું હિન્દ ઉત્પન્ન થશે, ભવિષ્ય ભારતમા સર્વ પંથ એક થશે; પરંતુ એ પરિસ્થિતિ લાવવા માટે વાર્તા કરવાની જરૂર નથી, આદર્શને અનુરૂપ વર્તન કરવાની જરૂર છે. એ જ ચળવળની જરૂર છે. આ પ્રમાણે હિન્દની સેવા એજ મહાન જનસેવા આપણે મન છે. માટે બહેનો જાગૃત થાઓ, ઉઠો, બાથ ભીડો અને જ્યાં સુધી ઇષ્ટ પરિણામ આવ્યું નથી ત્યાં સુધી બેસી રહેશો નહિ.

આપણા આચારમાં અને વિચારમા એક રાષ્ટ્રીયતાની ભાવના થવી જોઇએ, અને તે ભાવના જાગૃત કરવા માટે કેળવણી, સંસ્કારની જરૂર છે. વિવિધ પ્રકારના જ્ઞાનથી સુસંસ્કાર આવી શકતા નથી. અર્વાચીન કેળવણીનું લક્ષ્ય રાષ્ટ્રીયતાની ભાવનાની ખીલવણી એ જ છે. એમા માનસિક, ધાર્મિક, અને નૈતિક કેળવણી સહુનો સમાવેશ થાય છે. ભારતવર્ષને ભારતવર્ષીય બનાવવો, રાષ્ટ્રીય ભાવનાને એકરૂપતા આપવી, વ્યવસ્થિત કરવી, આપણા પ્રયાણનું રેખાદર્શન કરવું, આ સર્વ કાર્ય આપણે કરવાનું છે. આપણે માટે બીજાને કરવા દેવાનું નથી. આપણો કાર્યક્રમ આપણેજ ઘડવાનો છે. કોઇનો ઘડી આપેલો કાર્યક્રમ આપણને અનુકુળ નથી. આપણામાં એટલી શક્તિ આવેલી છે.

પ્રાચીન જ્ઞાન, વિધાને અર્વાચીન રૂપ આપવું એ આપણા શિક્ષણનું લક્ષ્યસ્થાન કરવાનું છે. અનેક પ્રકારના આદર્શ શોધી કહાડવાના છે. જીવનના, કર્તવ્યપ્રદેશના, અને સ્વતંત્રતાના નવા મત, શહેરી તરીકેના નવા વિચારો, પ્રેમ અને મિત્રતાનાં રૂપાન્તરો આ અને એવી બીજી બાબતોનો નિકાલ આપણે ઉત્સાહપૂર્વક કરવાનો છે. આ નવા કર્તવ્યપ્રદેશમાં સ્ત્રીઓની માનસિક શક્તિનો જુદા પ્રકારનો વિકાસ કરવાનો છે. જે બુદ્ધિના શિક્ષણથી નમ્રતા, કોમલતા ઇત્યાદિ નાજુક, રસિક, સ્ત્રીત્વનો ભગ થાય તેવી કેળવણી તે ખરી કેળવણી કહેવાય નહિ. ચારિત્ર્યની દ્દઢતા, તેની ખીલવણી, એ જ કેળવણીનો ઉદ્દેશ રાખવો જોઇએ. Intellectual accomplishment બુદ્ધિની ખીલવણીને પ્રાધાન્ય આપવાનું નથી. આપણા દેશના ઇતિહાસ અને સાહિત્યમા સ્ત્રીત્વની ભાવનાનું ચિત્ર આલેખાયું છે તેને માટે ખરી લાગણી ઉત્પન્ન ના થઇ હોય, તેને માટે યોગ્ય ગર્વ ઉત્પન્ન થયો ન હોય ત્યાં સુધી આપણી કેળવણી અધુરીજ કહેવાય.

કેવા પ્રકારની સ્ત્રીઓ દ્દષ્ટાન્તયોગ્ય આપણે ગણીશું ? શરીરે મજબુત, સમય સૂચકતાવાળી દીર્ઘ દ્દષ્ટિવાળી, કસોટીને વખતે હિંમતવાળી એવી સ્ત્રીને આપણે માન આપીશું નહિ ? તેનાં દ્દષ્ટાન્ત આપણા ઇતિહાસમાંથી મળે છે. ચિતોડની પદ્મિની, ચાંદબીબી, માનસી રાણીનાં જીવન આપણને શું બીજું શીખવે છે ? ભક્તિમાન, તત્ત્વજ્ઞાની સ્ત્રી કવિની આપણે પ્રશંસા કરતાં હોઇશું તો મીરાંબાઇનું દ્દષ્ટાન્ત મોટું આગળ છે. રાજ્ય કારભારમાં કાબેલ સ્ત્રીને અનુસરવું હશે તેને રાણી ભવાની, અહલ્યાબાઇ, લક્ષ્મીબાઇનાં દ્દષ્ટાન્ત છે. આદર્શ પત્નીનાં દ્દષ્ટાન્ત તો અનેક છે. કુમારિકા જેવી હોય તો ઉમાનો આદર્શ છે. સ્ત્રીત્વની પરાકાષ્ટાનો સમાવેશ ગાન્ધારીમાં થયો છે એવો બીજો દાખલો આપણને કોઈ પણ દેશના ઇતિહાસમાં મળશે નહિ. આટલું તો ચારિત્ર્યના વિકાસ માટે.

આ સઘળાની સાથે સ્ત્રીઓએ વધારે કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે. જીવનની સર્વ સ્થિતિને અનુકુળ થતાં તેને શીખવાનું છે. પત્ની થતાં તેને સ્ત્રીત્વ શું છે તે જાણવાનું છે, અને સ્ત્રી થતાં પહેલાં મનુષ્યત્વનું ભાન પ્રાપ્ત કરવાનું છે. અને તે જ ક્રમ પ્રમાણે કન્યાની કેળવણી આપવી અવશ્ય છે અને તેટલા માટે સામાન્ય સાહિત્ય ઉપરાંત વિજ્ઞાન, ઇતિહાસ, અને ભુગોળનું જ્ઞાન આવશ્યક છે. ભારતવર્ષના નૈતિક આદર્શે આ સમયમાં જુદુંજ રૂપ લીધું છે. રાષ્ટ્રીય અને પ્રજાકીય આદર્શનો એમાં સમાવેશ થાય છે. આપણા દેશના ભૂતકાળનો સંબંધ અને સ્થિતિ જાણીને બેસી રહેવાનો સમય નથી. પરંતુ

જગતના અન્ય દેશો સાથે તેનો સબંધ કેવો છે, અન્ય દેશોની પ્રગતિ કેવા પ્રકારની થાય છે તેનું જ્ઞાન આવશ્યક છે. અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાના એ રસ્તા છે. મેજીકલેન્ટર્ન, સિનેમાના દેખાવો તથા માતૃભાષા અને તેને માટે નાની મોટી શાળાઓ, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, સ્ત્રીઓના વર્ગો, વાંચનગૃહો, વ્યાખ્યાનમાળાઓ એ સાધન છે. પરંતુ આ શાળાઓ, આ વર્ગો આપણા દેશની પરિસ્થિતિને અનુકુળ હોવા જોઇએ, વિરુદ્ધ હશે તો નિષ્ફળ જશે અને જાય છે. અમદાવાદ, સુરત, પૂના જેવાં મહિલાવિદ્યાલયો દરેક દરેક જીલ્લામાં કહાડવાં જોઇએ અને તેના કાર્યક્રમમા પ્રસંગાનુસાર ફેરફાર કરવો જોઇએ. પહેલું પગલું આપણે ભરવું જોઇએ. ઘણી ઇસ્પિતાલો નર્સોને તૈયાર કરવાની ઇચ્છા રાખે છે, માગણી કરે છે. સારી સ્થિતિની સ્ત્રીઓ આ કામ કરવાનો આરંભ કરે તો સારી નર્સો, ડાક્તરો તૈયાર થઇ શકે પરંતુ સ્ત્રીઓ આગળ પડતા હજી ડરે છે. છોકરા છોકરીઓ માટે બોર્ડિંગોની મોટાં શહેરોમાં જરૂર છે. તેની દેખરેખ માટે સારા કુટુંબની મેટ્રનોની જરૂર છે, શિક્ષકોની જરૂર છે. આ બધું કામ હવે આપણે જલદી કરવાનું છે. દરેક પ્રજાને માથે ભવિષ્યની પ્રજાને શિક્ષણ આપવાનું કર્તવ્ય પ્રાપ્ત થએલું છે, મનુષ્યત્વનું આ એક નિર્મિત કરેલું કર્તવ્ય છે. હવે જો અર્વાચીન જાગૃતિના મહત્વનાં તત્વોની ભાવના માતૃભાષામાં ઉતરે તો મુસ્કેલી ઘણે અશે દૂર થાય. એ ઉજળો દિવસ લાવવા માટે ભારતમાતા અનેક વ્રતોની આશા રાખે છે. ખરા ધર્મનિષ્ટ કર્તવ્યનિષ્ટ ઉપાસકોની આશા રાખે છે. સ્ત્રી વર્ગમાં કેળવણીનો પ્રચાર કરવા માટે સેંકડો સ્ત્રી પુરુષોએ એકઠાં મળીને કામ આરંભવાનું છે. લાંબી રજાના વખતમાં પોતાના ઘરમા કે ગામડામાં વરસ દિવસે કાંઇ નહિં તો દરેક શિક્ષિત વ્યક્તિ ચાર પાઠ આપે તો તેને લીધે કેટલો લાભ થાય ! વળી કોઇએ માતૃભાષાનું સાહિત્ય વધારવા માટે પ્રયાસ આરંભવો જોઇએ. ચોપડીઓ અને ચોપાનીઆં શિક્ષકો કરતા ઘણું વધારે કામ કરી શકે છે, અને એટલા માટે આ જમાનાના સાક્ષરોને વિનંતી કરીશું કે નવા જીવન, નવા આદર્શ માટે નવું સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે કે નવા આદર્શો, નવાં તત્ત્વોની ચર્ચા કરવાની જરૂર છે ? અત્યારનું આપણું સાહિત્ય બહુજ શુષ્ક અને નિરસ છે. તેમાં કાંઈ ઉંડી, ગંભીર, છાપ કે જુસ્સો નથી. બુદ્ધ, અશોક, ચંદ્રગુપ્ત, અકબર વિગેરે મહાન પુરુષોનાં ખરાં જીવન જાણવા માટે ઇંગ્રેજી ભાષા શીખવાની—સારી રીતે જાણવાની જરૂર પડે તો—ભારતવર્ષનો ઇતિહાસ સ્ત્રીઓ કેવી રીતે મનમાં ઉતારી શકે ? રશિઆના મહાન્ પીટરની મા રાણી કેથરીન ઘણીજ ઉત્સાહી, બળવાન અને બુદ્ધિશાળી હતી. તેણે રશિઆના સાહિત્યને જે ફાળો આપ્યો છે તે ખરેજ પોતાના સ્વભાવનું પ્રતિબિમ્બ છે. એક વ્યક્તિ પણ પ્રજા અને દેશને પોતાના લખાણથી કેટલી મજબુત અસર કરી શકે છે તે એનાં રચેલાં નાટકો અને નવલકથાઓ ઉપરથી માલુમ પડે છે. વળી જ્યારે એની પાછલી અવસ્થામા પોતાનાં દોહિત્રોને શિક્ષણ આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાની મેળે જ રશિઅન સાહિત્યનો વધારો કર્યો. ઇતિહાસના અનેક મોટા મોટાં પુસ્તકો રચ્યાં, રચાવ્યાં. કેટલાક કોશ તૈયાર કરાવ્યા, ફ્રેંચ ભાષામાંથી તત્વજ્ઞાનના ગ્રન્થો પણ રશિઅન ભાષામાં ઉતરાવ્યા.

રશિઅન સ્ત્રી લેખકો પુરુષોના કરતાં વધારે સારા ગ્રંથ લખતી અને પુરુષોને કહેવું

હકીકત આપી હતી. એણે પોતાના જીવનમાં અનેક સંકટ ભોગવ્યાં છે, અને કેદખાનામાં રહેવાને લીધે ૩૫ વર્ષની વયે તેના કાપેલા ટુંકા વાળ સફેદ થઇ ગયા હતા. સખત હાડમારી, દેશવટો વિગેરે આપદા વેઠ્યા છતાં તેના દઢ સ્વભાવમાં અથવા સ્વમાન અને સ્વકર્ત્તવ્ય સંબંધી ભાવનામાં કાંઈ જ ફેર પડ્યો નહોતો. એણે ઘણું જ સારૂં શિક્ષણ લીધેલું હતું; પોતાના દેશની પ્રાથમિક શાળામાં તેણે પ્રથમ શિક્ષણ લીધું હતું અને પછી સ્વિટ્ઝર્લૅન્ડમાં તે શીખી હતી. ફ્રેંચ, જર્મન, અને અંગ્રેજી ભાષાઓ એ સારી રીતે બોલતી અને સંગીત પણ સારૂં જાણતી. એકંદર રીતે એ ઘણી જ ચંચળ અને ચમત્કારિક સ્ત્રી લાગતી હતી. બે વાર તેને કારાની ખાણોમાં સખત મજુરીની શિક્ષા કરીને મોકલવામાં આવી હતી. અને ત્યાર પછી પણ સેલેનજીસ્ક નામની ઘણીજ ખરાબ જગ્યાએ પોલીસના સખત જાપ્તામાં તેને જોર જુલમથી રાખવામાં આવી હતી. ત્યાં તેની સ્થિતિ બહુ જ દયાજનક હતી. કોઇ પણ સારાં સંસ્કારી સ્ત્રી પુરૂષોનો ત્યાં સમાગમ જરા પણ નહિં અને આજીવિકાને માટે પણ સરકાર તરફથી ઘણી જ જુજ રકમ તેને આપવામાં આવતી. પત્રવ્યવહાર પર પણ પોલીસની દેખરેખ રહેતી. કુટુંબ, મિત્ર, બધાથી વિખુટી તેને રહેવું પડતું અને ભવિષ્યમાં કોઇ દિવસે સારો દિવસ જોવાની તેને આશા નહોતી. ત્યાંને ત્યાં જ હાડમારીમાં થોડાં વર્ષ ગાળીને નિરાશામાં જ તેનું મૃત્યુ થશે એમ લાગતું, તે છતાં આ બહાદુર સ્ત્રીએ ધીરજ ખોઇ નહોતી. પોતાની જન્મભૂમિની સ્વતંત્રતા માટે એને એટલી ઊંડી લાગણી હતી, અને એટલો વિશ્વાસ હતો કે સામા માણસને દયાની અને માનની લાગણી થઇ આવતી. એ કહેતી હતી કે આપણે દેશવટો ભોગવીશું, આપણાં છોકરાં પણ કદાચ દેશવટો ભોગવશે, અને તેમનાં છોકરા પણ દેશવટો ભોગવશે પરંતુ છેવટ તો સારૂં ફળ મળશે જ. ધન્ય છે આવી દેશભક્તિને, ને ધન્ય છે આવી ધીરજને. થોડા વર્ષ પછી આ સ્ત્રી ઇંગ્લંડમાં આવીને રહી અને રશિઆમાં સ્વતંત્રતાની ચળવળ ચલાવવા માટે પૈસા ઉઘરાવવા માંડી. પચીસ વર્ષ કારાગૃહમાં અને સાઇબીરીઆના રણમાં ગાળીને સુધરેલા દેશમાં તેણે જીવન ગાળવા માંડયું, અને અત્યારે હવે તેના દેશના લોકો તેને અમારી વહાલી દાદી એ ઉપનામે બોલાવે છે. કેટલાક તેને અમારી મહાન વડીલ સ્ત્રી Grand old woman એ નામ આપીને પોતાના માન અને વહાલની લાગણી બતાવે છે. બલીહારી છે આવા સ્ત્રી રત્નોની! મહાન ટોલ્સ્ટોયના લખાણ ઉપરથી માલુમ પડે છે કે ઘણી સ્ત્રીઓ પોતાના પતિની સાથે સાઇબીરીઆના રણમાં દેશવટો ભોગવતી અને બીજાનાં દુઃખ એ રીતે ઓછાં કરવાનો પ્રયત્ન કરતી. કહેવાનું માત્ર એટલું જ કે સ્ત્રીઓમાં કાંઇ ઓછી શક્તિ નથી.

અત્યારે આપણી સ્થિતિ કેવી છે? ઘણાં વર્ષોથી આપણા લોકોને શસ્ત્ર વાપરવાનું છોડી દેવું પડયું છે. લડાઇના પ્રસંગો જોવાના અનુભવ મળ્યા નથી તેથી સ્ત્રી પુરૂષોમાં ભીરૂતા આવી ગઈ છે. વેપારી બુદ્ધિના લોક થઈ જવાથી લડાઇની વીર કથાઓનો રસ રહ્યો નથી. હવે સમય ઘણો બારીક આવ્યો છે. જો ભોગ જોગે આપણા દેશ ઉપર પરદેશી હુમલો થાય તો હિન્દના પુત્રોને રણસંગ્રામમાં જવું પડશે અને હિન્દી માતાઓએ તેમને ઉશ્કેરવા પડશે. આપણી પુત્રીઓનું, સ્ત્રીઓનું રક્ષણ શું પારકી પ્રજા આવીને કરશે? આ ખ્યાલ જ તિરસ્કારયુક્ત છે.

સ્ત્રીઓએ ઘણાં નવાં કાર્ય માથે લેવાં પડશે, અને તે કાર્યો સમજાવવાનું કામ, સમાજો અને સભાઓએ કરવું પડશે; અને જુદાં જુદાં સ્થળોનાં કાર્યક્ષેત્રની માહિતી રાખવી પડશે. લોકોમાં જેમ શિક્ષણની આકાંક્ષા વધશે તેમ તેમ તેમને સાહિત્ય પુરું પાડવું પડશે. એકંદર રીતે વ્યવસ્થિત કામ કરવાની ટેવ આપણે પાડવાની છે. જુમ્મેદારી લેતાં શીખવાનું છે. જ્યા પહેલાં બે કાર્યવાહકોથી કામ થતું ત્યાં હવે બાર જોઇશે. અત્યારે તો આપણે જોઇએ છીએ કે એક સભાને માટે, મંડળો માટે, સ્ત્રીઅધ્યક્ષ કે સેક્રેટરી માટે કેટલી આપદા પડે છે ! સર્વેએ આગળ પડીને કામ કરવાની હોંસ, અને ઉત્સાહ રાખવો જોઇએ, અને કામ ઉપાડી લેતાં શીખવું જોઇએ. કદાચ આપણા પુરૂષોને લડાઇમાં "જવું" પડે તો કુટુંબનું આરોગ્ય અને બીજી બધી દેખરેખ આપણેજ કરવી પડશે. હાલ તો મોટા લોકની અધિકારી વર્ગની સ્ત્રીઓ છેક પરાધીન થઇ ગયેલી હોય છે. પોતાને કાંઇ આવડ હોતી નથી, દરકાર હોતી નથી અને મોટાઇના અહંકારમાં તણાઇ જાય છે તેથી નથી કોઇના ઉપયોગમાં આવતી કે નથી તેમનું માન પડતું.

માટે હવે આપણે એ જરૂરનું છે કે જેમ બને તેમ સ્ત્રી ઉન્નતિના પ્રશ્ન, એટલે સામાજીક ઉન્નતિના સઘળા પ્રશ્નો આપણે હસ્તક લઇને તેનો નિકાલ આપણે પોતેજ કરતાં શીખવાનું છે. હમણાં થોડાજ દિવસ ઉપર ગિરમીટીઆ મજૂરીની પ્રથા દૂર કરવા માટે સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વાઇસરોય પાસે ગયું હતું. તેમની માગણીના જવાબમાં તે નામદારે કહ્યું હતું કે હિન્દુસ્થાનમાં બ્રિટિશ અમલના ઇતિહાસમાં સ્ત્રીઓ જાતે આ પ્રથમજ વાઇસરોયને વિનંતિ કરવા આવી હતી. જો આ પ્રમાણે સ્ત્રીઓ સલાહ આપીને સરકારને મદદ કરે તો સરકારનું કામ ઘણું સરળ થાય. ખાસ કરીને સ્ત્રી કેળવણીના અભાવને લીધે સ્ત્રી પુરૂષની વચ્ચે બેશુમાર અંતર રહે છે. સ્ત્રીઓ જો કેળવણીમાં આટલી બધી પાછળ પડી જાય તો દેશની ઉન્નતિ થઇ શકેજ નહિ. જો કે સાંસારિક રીતરીવાજો ઘણા પ્રતિબંધક છે પરંતુ તે છતાં સુશિક્ષિત સ્ત્રીઓએ એકઠાં મળીને સરકારને સલાહ અને મદદ આપવી જોઇએ. ઉપરાંત બીજી બાબતો છે. દાખલા તરીકે આરોગ્ય, સ્વચ્છતા, ક્ષય કે જે ખાસ કરીને સ્ત્રીઓને વધારે લગતા પ્રશ્નો છે. જો પ્રતિષ્ઠિત અને શિક્ષિત સ્ત્રીઓ પોતાની અશિક્ષિત બહેનોને સુધારવા માટે મંડી રહે તો તેથી ઘણોજ લાભ થાય; સ્ત્રીઓએ જે કાંઇ કરવા માંડ્યું છે તે ભવિષ્ય માટે શુભ ચિન્હ છે.

સ્ત્રીઓના કર્તવ્ય પ્રદેશની આમાં રૂપરેખા આપી છે, તે ધોરણ પર આપણે કામ આરંભીશું. પદ્ધતિસર, વ્યવસ્થાપૂર્વક કામ કરીશું તો આપણી ફતેહ છે. તે જ તરફ આ આપણી સમાજનું પ્રયાણ છે. અને જેમ બને તેમ આપણે મદદ કરવી એ આપણી ફરજ છે. "જ્યારે હિંદની પુત્રીઓ તેમના પુત્રોને પ્રોત્સાહિત કરતી થશે ત્યારેજ હિંદમાં મહાત્મા, વીરપુત્રો, તત્વજ્ઞાનીઓ અને શુરાઓની પ્રજા બનશે."

સૌ. શારદા મહેતા.

# શ્રીમદ્ ભગવદ્ગીતા અને કવિ પ્રેમાનંદ.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૨ થી ચાલુ ).

મહાભારતના ભીષ્મ પર્વમાંના ગીતા જ્ઞાનનો પહેલો અધ્યાય ગીતાના પાઠ સાથે સરખાવ્યો, અને તે સાથે નવસારીવાળા રા. મકનજીએ પ્રસિદ્ધ કરેલા પ્રેમાનંદ કૃત ભગવદ્ગીતાના પુસ્તકના પાઠ સાથે પણ તેનું સામ્ય આપણે અવલોક્યું. હવે મેં પ્રથમ જણાવ્યું છે કે ભીષ્મ પર્વમાં જે ગીતાજ્ઞાન, યુદ્ધ સમયે શ્રી ભગવાને અર્જુનને આપ્યું છે તે અઢારે અધ્યાયનું નહિ હોતાં માત્ર ત્રણ જ અધ્યાયનું છે. એ ખરૂં છે, કે બે વિરોધી લસ્કરો સામસામાં યુદ્ધ કરવા ઉભાં રહ્યાં હોય, જે વખતે ઝુનુનથી લોહી ઉકળી રહ્યું હોય, તે વખતે ગીતા જેવા ગૂઢ તત્વજ્ઞાનનું અઢાર અધ્યાય પાડી વિવેચન કરવું એ એક પક્ષે જોતા અસંભવિત લાગે છે. ગીતાના અભ્યાસીઓ પણ આ જ પ્રશ્ન કરે છે. શ્રી ભગવાને અર્જુનને ગીતાજ્ઞાન આપ્યું નથી એમ કોઇનું કહેવું નથી, પરંતુ હાલમાં જે અઢાર અધ્યાયની ગીતા આપણી પાસે છે તે જ અનુક્રમમાં શ્રી ભગવાને અર્જુનને ઉપદેશ આપ્યો હશે કે કેમ? તેની શંકા રહે છે. આ સ્વાભાવિક છે. શ્રી ભગવાને ઉપદેશ આપ્યો હશે, પણ તે સંક્ષેપમાં હશે, ને પાછળથી તેનું વિસ્તારથી નિરૂપણ થયું હશે. હશે. આપણે એ સાથે સંબંધ નહિ હોવાથી વાદમાં ઉતરવાની જરૂર નથી. તથાપિ ભીષ્મ પર્વમાં જે બે ત્રણ અધ્યાયમા ગીતાજ્ઞાનનો સાર શ્રી ભગવાને અર્જુનને કહી તેનું મન યુદ્ધ કરવા તરફ પ્રેર્યું, અને તેને પોતાનું કર્મ કરવા પ્રવૃત્ત કર્યો તેટલું શક્ય ધારી કવિએ બે ત્રણ અધ્યાયમાં એ જ્ઞાન આપ્યું છે ને પછી યુદ્ધનું વર્ણન આરંભ્યું છે. આથી કરીને કવિકૃત શ્રીમદ્ ભગવદ્ગીતાના પાઠ સાથે મહાભારતમાંના ગીતાજ્ઞાનનો પાઠ સરખાવી જોવા, તથા તેનું સામ્ય સિદ્ધ કરવા જેટલી સામગ્રી મળી શકતી નથી. જે છૂટું છવાયું મળી આવે છે, અથવા શબ્દો અહીં તહીં મળે છે તેટલાથી એમ કહી શકાય નહિ કે પ્રેમાનંદ કવિએ શ્રીમદ્ ભગવદ્ગીતા લખી છે. કવિકૃત શ્રીમદ્ ભગવદ્ગીતાનો પ્રસિદ્ધ પાઠ હાથ આવ્યાથી એ પાઠથી મહાભારતના ગીતાજ્ઞાનના પાઠ ઉપર વિશેષ પ્રકાશ પડેલો જોવાની જે આશા હતી તે નિરાશા થઇ છે એ મારે સખેદ કહેવું પડે છે.

તથાપિ આ મારો પ્રયાસ નિષ્ફળ થયેલો હું માનતો નથી. કારણ એ પ્રયાસ કરવામાં મને થોડા વખત ઉપર એક હસ્તલિખિત ગ્રંથ પ્રાપ્ત થયો છે તેમાં શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ છે. એ ગ્રંથ રામભક્ત નામના કવિએ સંવત ૧૬૬૦ માં રચ્યો છે, હસ્તલિખિત પ્રત સંવત ૧૮૨૭ માં લખાયેલી છે. આ સર્વ એ પુસ્તકની અંતે આપેલાં વર્ણોથી જણાય છે. ઉક્ત ગીતાના અઢારમા અધ્યાયની અંતે એવો ઉલ્લેખ છે કે

મોક્ષ પદારથનું એ જ્ઞાન, અર્જુન પ્રત્યે કહે શ્રી ભગવાન;
રામભક્ત કહે શ્રી હરી, રચિત રામનાએ સ્તુતિ કરી. ૨૮

વેદાન ગીતાનું એ જ્ઞાન, તે ઉપર કીધું આખ્યાન;
શ્રી ગુરુની કૃપાએ કરી, અમૃત હરિ રસ મુકો ભરી. ૨૯

જ્ઞાન પાત્ર કરી પીશે જેહ, મુક્ત રૂપે નર ભણીએ તેહ:
સંવત સોળ સાઠોતરે, આસો માસ પખ ઉજ્વલે. ૩૦

દીન દ્વાદશી ને રવિવાર, કથા પૂરણ હવી વિસ્તાર;
એ જોગશાસ્ત્ર બ્રહ્મ વિદ્યાય, સન્યાસ જોગ અષ્ટાદશોધ્યાય. ૩૧

આ કવિની ગીતાના પાઠ સાથે મહાભારતની ગીતાનો પાઠ ઘણો મળતો આવે છે, પણ અત્રે લેતાં પહેલાં કવિકૃત મહાભારતના સંબંધમાં એક વાત જાહેર કરવી હું યોગ્ય ધારૂં છું. ' વસંત 'માં કવિકૃત મહાભારત વિષે લેખ લખ્યા પછી એ બાબતમાં મને ઘણા પત્રો મળ્યા હતા, તથા કેટલાકો સાથે રૂબરૂ વાતચીત થયેલી હતી. કેટલાક વિદ્વાનો તો મહાભારતનું પુસ્તક જોવા પધાર્યા હતા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે એ સંબંધમા કંઈક હકીકત રા. રણછોડતરામ વાવાભાઈ મહેતાને કહેલી ને તેમણે મને તે કહેલી. ત્યાર પછી આપણા વિદ્વાન સાક્ષર રા. કેશવલાલભાઈ ઈ. સ. ૧૯૧૩ માં પ્રોફેસર ત્રિભોવનદાસ ગજ્જરને ત્યાં તેઓશ્રીના પુત્રના લગ્ન પ્રસંગે સુરત પધાર્યા હતા, ત્યારે અમારૂં મળવું થયું હતું ને એ વિદ્વાન સાક્ષરે કવિકૃત મહાભારતના સંબંધમાં જે હકીકત કહી હતી તે રા. રણછોડતરામના કહેવા પ્રમાણે જ હતી, ને તે ઘણી અગત્યની ધારી આ પ્રસંગ લઇ પ્રજા સમક્ષ મૂકું છું. એ હકીકત અત્યાર સુધી અપ્રસિદ્ધ રાખવાનું કારણ માત્ર મહાભારત કવિકૃત હશે કે નહિ તે શંકા પુરતું જ હતું. હવે અભિમન્યુ આખ્યાનનો તથા સુધન્વા આખ્યાનનો પાઠ સરખાવ્યા પછી તથા અશ્વમેધ પર્વનાં લગભગ ૨૦૦-૨૫૦ પાનાં વાચ્યા પછી એ મહાભારત પ્રેમાનંદની કૃતિ નથી એવી શંકા રહેતી નથી. રા. રા. કેશવલાલભાઈએ કહેલી વાત અત્ર રજુ કરૂં છું.

તેઓએ મને કહ્યું છે કે ઇ. સ. ૧૮૯૧-૯૨ માં પ્રાચીન કાવ્યથી ગુજરાતમાં જાણીતા થયેલા સ્વર્ગસ્થ નાથાશંકર પૂંજાશંકર શાસ્ત્રીએ મહાભારતની આખી પ્રત અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને આપેલી હતી. એ પ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ સ્વર્ગસ્થ શાસ્ત્રીને અમુક રકમ આપી ખરીદી લેવાનો ઠરાવ કર્યો હતો, અને તે પ્રમાણે સ્વ. શાસ્ત્રીને ખબર આપવામાં આવેલી હતી, પરંતુ શાસ્ત્રીને તે રકમ ઓછી પડી હશે તેથી તેણે તેટલી રકમમાં એ પુસ્તક સોસાઇટીને સ્વાધીન કરવા ના પાડી ને પુસ્તક પાછું મોકલી દેવા વિનંતી કરી. એ રકમ ઓછી વધારે કરવાની ભાંજઘડ ચલતી હતી એવામાં રા. રા. કેશવલાલભાઈની બદલી કચ્છમાં થઇ, અને તેઓ કચ્છ ગયા એટલે પાછળથી એ બાબતમા કોઇએ ધ્યાન આપ્યું નહિ તેથી આવું અલભ્ય, અને અમૂલ્ય પુસ્તક સોસાઇટીના હાથમાંથી ગયું. આ પુસ્તક પછી કયાં ગયું, તેનું શું થયું તે તેઓ જાણતા નથી.

મહાભારતનું પુસ્તક પ્રેમાનંદ કવિકૃત નથી એમ કેટલાકે સારાભાગમાં શંકા કરી હતી. પરંતુ જ્યાં સુધી એ પ્રેમાનંદ રચિત છે એમ એમાંના ભાગો પ્રાચીન કાવ્યમાં

પ્રસિદ્ધ થયેલા પાઠો સાથે સરખામણી કરી બતાવી શકાય નહિ ત્યાં સુધી એ સંબંધમાં મૌન જ ધારણ કરવું મને દુરસ્ત લાગ્યાથી હું સુગો રહેલો હતો, પણ હવે એ કૃતિ વિષે શંકા રહી નથી તેથી ઉપલી અગત્યની હકીકત આપણા વિદ્વાન સાક્ષરની હયાતિમાં જ પ્રસિદ્ધ કરવી મને યોગ્ય જણાય છે.

મહાભારતના ગીતાજ્ઞાનનો બીજો અધ્યાય શરૂ કરતાં પહેલાં રામભક્ત કવિના પહેલા અધ્યાય સાથે ગીતાનો પાઠ સરખાવી લઇએ. રામભક્તની ગીતા ગતાંક પૃષ્ટ ૨૦૦ માં આપેલા ઢાળથી શરૂ થાય છે. એ કવિ ગાય છે કે

આદ્ય શ્રી ગુરૂને નમું, પરમ પુરૂષનું ધ્યાન;
ભગવત ગીતા બોલશું, કેવળ બ્રહ્મજ્ઞાન. ૧

અર્જુન કેરે કારણે, જગત હેત ઉપદેશ;
કર્મ માંહાં નિકર્મ કહું, તેનો હારદ લેશ. ૨

ઉપનિષદનો અર્થ છે, જોગ શાસ્ત્રનું જ્ઞાન;
અષ્ટાદશ અધ્યાય લગે, બોલ્યા શ્રી ભગવાન. ૩

નિવર્ત મારગ ગ્રંથ છે, તે ઉપર દૃષ્ટાન્ત;
હંસ તજે જેમ નીરને, જાણે પયનો અંત. ૪

શ્રી ભટ નામે નિશ્ચે કરે, આવ્યો અક્ષર સાર;
રામભક્ત ભાવે કરૂં, ચોપાઇ બંધ વિસ્તાર. ૫

નિવર્ત મારગ ગ્રંથ છે, તે માટે સંકેત;
જુદ્ધ ભાગ થોડો કરી, કહેશું સભા સમેત. ૬

આ પછી કવિ, વ્યાસજી ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા બાબતનું, ધૃતરાષ્ટ્રે આ મહાભારત યુદ્ધ જોવાની ઇચ્છા જણાવ્યાથી સંજય તેનું વર્ણન કરશે કહી તેના મનનું સમાધાન કર્યા બાબતનું, રણસંગ્રામમાં પાંડવ કૌરવના યોદ્ધાનું વર્ણન કરે છે, અને પછી ગીતા આરંભે છે. તે કહે છેઃ—

અર્જુન કહે સાંભળો શ્રી ભગવાન, બેહુ સેન્યાનું મધ્ય પ્રમાણ;
રથ આપણો મેલો એહ, જોઉં કોણ સુભટ આવ્યા છે તેહ. ૨૨

અર્જુન વચન શ્રી કૃષ્ણ સાંભળી, હાંકો રથ જ્યાં સેના મળી;
ભીષ્મ દ્રોણ દીઠા તેણે સ્થાને, પિતુ પિતામહ તેહ સમાન. ૨૩

પુત્ર મિત્ર સખા ને વીર, સ્વજન કુટુંબ દેખી થયા ભીર;
અર્જુન કહે સાંભળો જદુરાય, સ્વામિ મેં તો જુદ્ધ નવ થાય. ૨૪

શરીર મારૂં ગલિત થાય, કંપે દેહ ને નવ્ય રહેવાય;
મુખ સુકે રોમાંચિત થયો, અર્જુન તવ દિગમૂઢ જ થયો. ૨૫

ગાત્ર ભંગ ગલિત દેહ થયો, ગાંડીવ ધનુષ નાખીને રહ્યો;
અર્જુન કહે ધિક એ રાજ્ય, માહારે એનું નથી તાંહાં કાજ. ૨૬

સ્વામી કુળનો ક્ષે કેમ કીજીએ, તે પાતક શિર પર લીજીએ;
તે માટે જુદ્ધ નવ કરૂં, તથાપિ હું એકલો મરૂં. ૨૭

નાખી ધનુખ ને કાયર થયો, અર્જુન તન મુર્છાગત ગયો;
ભીક્ષા માગી ભોજન કરીયે, પણ એ રાજની ઇચ્છા નવ્ય અનુસરીયે. ૨૮

કુળનો ક્ષય કરે નર જેહ, માહા નરકમાં પડે નર તેહ;
એવું કહી હારે કરય નવ્ય ગ્રહ્યો, કર જોડી અર્જુન ઉભો રહ્યો. ૨૯

આ સ્થળે આ કવિનો પ્રથમોધ્યાય સંપૂર્ણ થાય છે. આ પહેલા અધ્યાયનો પાઠ મહાભારતના ગીતાજ્ઞાનનો પાઠ ગતાંક પૃષ્ઠ ૨૦૦–૨૦૨ ઉપર પ્રસિદ્ધ કર્યો છે તે સાથે ઘણી રીતે મળતો આવે છે.

હવે ગીતાનો સાંખ્ય યોગનો બીજો અધ્યાય વર્ણવતાં કવિ મહાભારતના પાઠમાં નીચે પ્રમાણે કહે છે.

કૃષ્ણ કહે અર્જુન શું થયું, કવણ પાપ તુજને આવિયું;
નર્ક પમાડે કરે ઉપમાન, લોક હસારથનો એ ઠામ. ૧

છાંડો મોહ ને ધીરજ ધરો, અર્જુન સ્મરણ હરિનું કરો;
અર્જુન કહે સુણો ભગવાન, ભીષ્મ દ્રોણ પિતામહ સમાન્ય.[1] ૨

ગુરૂ અર્થે રાજ લીજીયે, તે ગુરૂનો વધ કેમ કીજીયે;
કૃષ્ણ કહે જુઠો એ વાદ, સુણ કથા હું કહું આહ્‌લાદ. ૩

રામભક્ત કવિએ બીજો અધ્યાય શરૂ કરતાં નીચે પ્રમાણે ગાયું છે:—

સંજે ધ્રતરાષ્ટરને કેહે, અર્જુન શોકસાગરમાં રેહે;
શ્રી કૃષ્ણ કેહે અર્જુન શું થયું, કોણ પાતક તારે આવી રહું. ૧

નરક પમાડે કરે ઉપમાન્ય, લોક હસારતનો એ ઠામ;
છાંડી મોહ ધીરજ્ય મન ધરો, અર્જુન સમરણ હરિનું કરો. ૨

અર્જુન કેહે સાંભળો શ્રી ભગવાન, ભીષ્મ દ્રોણ તે પીતા સમાન્ય;
જે ગુરૂને હણી રાજ્ય લીજીએ, તે પાતક પછે કયમ છૂટીએ. ૩

આ પછી કવિએ શ્લોક ગાયો છે, ને તેનો કવિતામાં જે અર્થ આપ્યો છે, તે પછી કવિ આગળ કહે છે કે:—

શ્રી કૃષ્ણ કેહે એ જુઠો વાદ, સાંભળ અર્જુન કથા અનાદ;
આદ્ય પક્ષ જે બ્રહ્મજ્ઞાન, તે જોતા છે સર્વ સામાન્ય. ૫

1 ભગવદ્ગીતા અ. ૨ શ્લો. ૪.
कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।

પ્રસિદ્ધ થયેલા પાઠો સાથે સરખામણી કરી બતાવી શકાય નહિ ત્યા સુધી એ સંબંધમાં મૌન જ ધારણ કરવું મને દુરસ્ત લાગ્યાથી હું મુગો રહેલો હતો, પણ હવે એ કૃતિ વિષે શંકા રહી નથી તેથી ઉપલી અગત્યની હકીકત આપણા વિદ્વાન સાક્ષરની ખ્યાતિમાં જ પ્રસિદ્ધ કરવી મને યોગ્ય જણાય છે.

મહાભારતના ગીતાજ્ઞાનનો બીજો અધ્યાય શરૂ કરતાં પહેલાં રામભક્ત કવિના પહેલા અધ્યાય સાથે ગીતાનો પાઠ સરખાવી લઇએ. રામભક્તની ગીતા ગતાંક પૃષ્ઠ ૨૦૭ માં આપેલા ઢાળથી શરૂ થાય છે. એ કવિ ગાય છે કે

આદ્ય શ્રી ગુરૂને નમું, પરમ પુરૂષનું ધ્યાન;
ભગવત ગીતા બોલશું, કેવળ બ્રહ્મજ્ઞાન. ૧

અર્જુન કેરે કારણે, જગત હેત ઉપદેશ;
કર્મ માહા નિકર્મ કહું, તેનો હોરદ લેશ. ૨

ઉપનિષદનો અર્થ છે, જોગ શાસ્ત્રનું જ્ઞાન;
અષ્ટાદશ અધ્યાય લગે, બોલ્યા શ્રી ભગવાન. ૩

નિવર્ત મારગ ગ્રંથ છે, તે ઉપર દર્ષ્ટાન્ત;
હંસ તજે જેમ નીરને, જાણે પયનો અંત. ૪

શ્રી ભટ નામે નિશ્ચે કરે, આવ્યા અક્ષર સાર;
રામભક્ત ભાવે કરૂં, ચોપાઇ બંધે વિસ્તાર. ૫

નિવર્ત મારગ ગ્રંથ છે, તે માટે સંકેત;
જુદ્ધ ભાગ થોડા કરી, કહેશું સભા સમેત. ૬

આ પછી કવિ, વ્યાસજી ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા બાબતનું, ધૃતરાષ્ટ્રે આ મહાભારત યુદ્ધ જોવાની ઇચ્છા જણાવ્યાથી સંજય તેનું વર્ણન કરશે કહી તેના મનનું સમાધાન કર્યા બાબતનું, રણસંગ્રામમાં પાંડવ કૌરવના યોદ્ધાનું વર્ણન કરે છે, અને પછી ગીતા આરંભે છે. તે કહે છેઃ—

અર્જુન કહે સાંભળો શ્રી ભગવાન, બેહુ સેન્યાનું મધ્ય પ્રમાણ,
રથ આપણો મેલો એહ, જોઉં કોણ સુભટ આવ્યા છે તેહ. ૨૨

અર્જુન વચન શ્રી કૃષ્ણ સાંભળી, હાંકી રથ જ્યાં સેના મળી;
ભીષ્મ દ્રોણ દીઠા તેણે સ્થાન, પિતુ પિતામહ તેહ સમાન. ૨૩

પુત્ર મિત્ર સખા ને વીર, સ્વજન કુટુંબ દેખી થયા ભીર;
અર્જુન કહે સાભળો જદુરાય, સ્વામિ મેં તો યુદ્ધ નવ થાય.

શરીર મારૂં ગલિત થાય, કંપે દેહ ને નવ્ય રહેવાય;
મુખ સુકે રોમાંચિત થયો, અર્જુન તવ વિસ્મય જ થયો.

# " ભવિતવ્યતા ! " યાને " ચંદ્રની ઊક્તિ! "

( ગઝલ. )

અરિતુ દુઃખ નવ સાલે, " વિધિ " કૃતિ ગાહે શું ? ચાલે,
સરવ સુખ રૂપ ગણિ મ્હાલે ! ભોગવવું જે, લખ્યું ભાલે ! ૧

મરણ આદિ, ન મટવાનું, ટકાવ્યું તે, ન ટકવાનું,
રહે પૂર તે, કદિ પાળે ! ભોગવવું જે, લખ્યું ભાલે ! ૨

ચલિત કાયા અને માયા ! જવાના છે, જગત્ જાયા,
આશ અળગી ન[1]; સહુ બાળે, ભોગવવું જે, લખ્યું ભાલે ! ૩

ગ્રહ્યું " વિષ " શંકરે[2] પ્યારે, દુઃખદ " ભવ " ગેજ મિસાલે !
રોકવું " ભક્તિ " રૂપી ભાલે[3] ! ભોગવવું જે, લખ્યું ભાલે ! ૪

" આત્મવત્ " સર્વ સંસારે, ગણિ વરતો સરવકાળે !
સહિ ઘટના જગત પાળે ! ભોગવવું જે, લખ્યું ભાલે ! ૫

નથી થાકયો, ના તો ઝાખો, ભરી ઇર્ષાથી નહિં આંખો,
રોગ, ગ્રહ, સ્નેહ, નહિ બાળે, ભોગવવું જે, લખ્યું ભાલે ! ૬

* મમત ને મોહ મધલાળે ! ખુસામતના, જૂઠ ખ્યાલે !
હવે કરને શું ? પપાળે, ભોગવવું જે, લખ્યું ભાલે ! ૭

---

૧ અળગી ન: એટલે એ તો સદા વળગેલી જ છે " આશા અમર છે " યાને " तृष्णा न जीर्णा वयमेव जीर्णाः " એ વચન અક્ષરસઃ સત્ય જ છે.

૨ શ્રી સદાશિવ જેવા મહાન્ શક્તિવાન તેમને વિધિના યોગથી " વિષ " પાન કરવું પડ્યું, બ્રહ્મા જેવા સાક્ષાત્ પિતામહ—વેદપારાંગતને સરસ્વતિ પરની વિષયપૂર્ણ દૃષ્ટિના યોગે અધઃપાતકી હરી અપમાન સહન કરવું પડ્યું, અને શ્રી સર્વશક્તિમાન ત્રિગુણાતીત શ્રી વિષ્ણુ પરમાત્માને ભૃગુઋષિ જેવાના પાદપ્રહાર સહન કરવો પડ્યો તો પછી આપણે શા લેખામાં ?

૩ અથવા દ્વીતિય પાઠ " ધીર્ય રૂપિ ટાલે ? " એ વાક્ય પણ " ભક્તિ-રૂપિ ભાલે ! " ના બદલામાં યથાવત્ બંધબેસતું છે એમ પ્રિય વાચકવૃંદને જણાયા વગર નહિં જ રહે.

* આ એક મક્ષિકાનું સુપ્રસિદ્ધ દૃષ્ટાંત છે. જેણે પોતાને યાવત્ જિવિત ખોરાક મળશે એટલુંજ નહિ પણ વળી પરમાર્થ પણ સિદ્ધ થશે એવા મોહ, મમત અને ખુસામતના ખ્યાલથી મધપૂડો બનાવ્યો, તેમાં મહા મહા, મેહેનત કરી, ચોરી-ભરી, તેનાજ ગુણાનુવાદ ગાયા પણ તેટલામાં તો કાળની કુવાડી તેમના પર પડી. જેવી રીતે કૃપણ પુરૂષ બબે ચારચાર પાઇ પૈસા ભેળા કરી, રળી, રખડી ને સામગ્રી - પુંજી ભેળી કરે,

વિમળ ને અબ્જ દિન ગાળે, પ્રફુલ્લે, ખરે, પડિને ભારે !
મળ્યું જે વાત કિસ્તારે, ભોગવવું જે, લખ્યું ભાલે ! ૮
" ગંગધરે 'શંકરે,' ધાર્યો, લલાટે, " એ મહદ મ્હારો;
પ્રગટ થયો પુણ્ય સિતારો, સકળ અહોહા ! ને, જન્મારો ? ! ? ! ? ! ૯

" શાંતિશર્મા. "

---

## પ્રાર્થના.

નમીએ વારંવાર, દયાળુ પ્રભુ, નમીએ વારંવાર.
સત્ય, નીતિ, પ્રેમ, અંતર પ્રકટો,
સમજ અનુસાર..... દયાળુ૦
જ્ઞાન શૌર્ય, ધૈર્ય દીપક જલાવો.
આત્મા ઉજ્જ્વળ થાય..... દયાળુ૦
પરના હિતમાં ચિત્ત લગાવો,
અન્તર સુખ પમાય..... દયાળુ૦
વિશુદ્ધ વર્તન, વાણી, વિચારે,
જીવન દિવ્ય ગણાય..... દયાળુ૦
અધ્યાત્મ જ્યોતિનું ઝરણું વહેવડાવો,
ચિત્તિ પ્રદીપ કરાય..... દયાળુ૦
અનન્તશક્તિ, અનન્તઆનંદ,
અનન્તજ્યોતિ થવાય..... દયાળુ૦

અનન્ત જ્યોતિ.

---

ખાય, કે ખર્ચે નહિ, વા બાળ બચ્ચાંને ખવરાવે નહિ પણ " પૈસો મારો પરમેશ્વર ને હું પૈસાનો દાસ ! " એવી રીતે વર્તી ધરતીમાં દાટી રાખે તેટલામાં કાળનો કોળીયો થઇ જાય એટલે પછી " ખાલી આવ્યા ને ભૂખ્યા ગયા ! મનના મનોરથ મનમાં રહ્યા ! " એવું થાય, "કરપીનું મન કુતરો ખાય !" મતલબ કે, આ મનુષ્ય દેહ એ દેવને પણ દુર્લભ છે. તેમાં સુકૃત રૂપી સારી કમાણી કરવી, પરમાર્થ પ્રીતિ ધરવી, ભક્તિમાં લીન થઇ આ સંસાર સાગર તરવા માટે " શ્રી હરિ ! " ના નામસ્મરણ રૂપી નૌકા મજબુત કરવી કે જેથી આ દેહ ધર્યાનું સાર્થક થાય.

તેમજ શ્રીમાન ગૃહસ્થોને સવિનય એવી વિજ્ઞાપના છે કે, સેખસાદી કહે છે તેમ " સદા દોર દોરાં દિખાતા નહિ, ગયા વખ્ત ફિર હાથ આતા નહિ !" યાને " કલ સો કરનાં સો આજ કર આજ કરનાં સો અબ ! " એ લોક કહેવત પ્રમાણે પોતાના પૈસાનો સદ્વ્યય કરવો કે જેથી યાવચ્ચંદ્ર નામના જળવાઇ રહે. કિં બહુના ?

દેસાઇ.

# નવૂં અને જૂનું.

( અનુસંધાને ગતાંક પૃષ્ઠ ૧૮૯ થી ચાલુ )

આ પ્રકારે અમારા લોકોમાંથી કોઈ કોઈ અર્ધ-અચેત જડમૂઢ, દાંભિકભાવથી, કંપદ અર્ધમીચેલી અર્ધનિદ્રિત આંખોથી, આલસ્યપૂર્ણ અસ્પષ્ટ સ્પષ્ટ હુંકારથી, જગતમાં દિવસનો જે પ્રકાશ ફેલાયો છે તેનો અનાદર કર્યા કરે છે; અથવા કોઈ કોઈ ઘેરી આત્મ ગ્લાનિથી પોતાની ઢીલી રગોના ચેષ્ટાહીન ઉત્સાહને વારંવાર ઉત્તેજીત કરવાના પ્રયત્નો કરી રહ્યા છે. જે લોકો જાગ્રત અવસ્થામાં સ્વપ્નદશા અનુભવે છે, જે લોકો કર્મ અને વિચાર વચ્ચે અસ્થિર ચિત્તે ઝોલાં ખાય છે, જે લોકોએ પુરાતન જીર્ણતા દેખી છે અને જેઓ નવીનતાની અસંપૂર્ણતાનો પણ અનુભવ કરી ચૂક્યા છે, તેઓ દુર્ભાગ્યને નીંદીને વારંવાર શિર હલાવતા હલાવતા કહ્યાં કરે છે કે—" હે નવીન ગૃહસ્થો ! તમે જે નવાં કાર્ય શરૂ કર્યાં છે, તેમની સમાપ્તિ તો હજી સુધી થઇ નથી. તેમાં સત્ય શું છે અને અસત્ય શું છે, તેનો નિર્ણય તો હજી સુધી થયો નથી. માનવભાગ્યની ચિરકાલથી ચાલી આવતી સમસ્યાઓમાંથી તો એકની પણ મિમાંસા થઇ નથી ! તો પછી અમે તમારા અનુયાયીઓ શી રીતે બનીએ ? તમે ઘણી વાતો જાણી છે; ઘણું જ્ઞાન મેળવ્યું, પરંતુ એ તો બતાવો કે કશું સુખ તમે મેળવ્યું છે ? જે વિશ્વ-બ્રહ્માંડને અમે " માયા " રૂપ માન્યુ છે તેને તમે નિશ્ચિત સત્ય માનીને કર્તવ્યલીન થયા છો; તમે શું અમારાથી અધિક સુખી છો ? નિત્ય નવી નવી આવશ્યકતાઓ ઉભી કરીને ગરીબોની ગરીબી તમે દિન પ્રતિદિન વૃદ્ધિંગત કરી રહ્યા છો; ઘરના સ્વાસ્થ્યજનક આશ્રયમાંથી તમને પોતાને તમે વિશ્રામશૂન્ય કર્મની ઉત્તેજનામાં ઘસડયા જાવ છો; કર્મને જ સકળ જીવનના કર્તા રૂપ ગણી તમે ઉન્માદને વિશ્રામનું સ્થાન આપ્યું છે; કહો, આવી સ્થિતિમાં તમે સ્પષ્ટ રૂપે જાણી શકો છો કે તમારી આ ઉન્નતિ તમને કયાં લઇ જાય છે ?

" અમે સારી પેઠે જાણીએ છીએ કે અમે કયાં પહોંચ્યા છીએ ! અમારી જરૂરીઆતો બહુ થોડી છે. અમારાં સદનમાં અમે પરસ્પર ગાઢસ્નેહથી હળી મળીને અમારાં નિત્ય-નૈમિત્તિક નાનાં મોટાં આવશ્યક કર્તવ્યોનું પાલન કરતા આવ્યા છીએ. અમારી જેટલી સુખસમૃદ્ધિ છે તે અમે—અમીર કિંવા ગરીબ, નિકટ-સંબંધી કિંવા દૂર-સંબંધી, અતિથિ, અનુચર કિંવા ભિક્ષુક-સર્વે એ સાથે મળીને વહેંચી લીધી છે. યથાશક્તિ અને યથાસંભવ અમે સુખમય જીવન વીતાવ્યું છે. અમે કોઇના ત્યાગની ચાહના કરી નથી અથવા જીવનના અંધકારમાં પડીને તેના ઝપાટામાંથી કોઇને છોડાવવાને લાચારી પણ દાખવી નથી.

" ભારતવર્ષે કદી સુખ ચાહ્યું નથી; તેણે સંતોષ માટે ચાહના કરી હતી; તે તેને મળી ગયો છે. ભારતવર્ષ સર્વ સ્થળે સર્વ પ્રકારે સંતોષની સ્થાપના કરી ચૂક્યો છે. હવે તેને કશું કરવાનું અવશિષ્ટ નથી. ભારતવાસીઓ પોતાના વિશ્રામ-ભવનમાંથી તમારા ઉન્માદપૂર્ણ જીવનવિપ્લવને દેખીને, તમારી સંસ્કૃતિની અંતિમ સફલતા સંબંધી મનમાંને મનમાં સંશયનો અનુભવ કરે છે. તેઓ વિચાર કરે છે કે—કદાપિ એક દિને તમને

તમારાં કામકાજ બંધ કરવાં પડશે ત્યારે તમે શું આવી રીતે, ધીરેથી, સહજપણે, આવોજ વિશ્રામ પ્રાપ્ત કરી શકશો ? શું અમારી પેઠે આવીજ સહૃદય પરિણતિ પ્રાપ્ત કરી શકશો ? જેમ ઉદ્દેશ્ય ક્રમશઃ લક્ષ્ય પર પહોંચી સમાપ્ત થાય છે, જેમ ઉગ્યું દિવસ સૌન્દર્યપૂર્ણ બનીને સંધ્યાના અંધકારમાં વિલીન થઇ જાય છે તેમ તમે શું અપૂર્વ સમાપ્તિ પ્રાપ્ત કરી શકશો ? અથવા તો, જેમ કળ એકાએક બગડીને બંધ થઇ જાય છે, જેમ ગરમી અત્યંત વધી જવાથી ' એન્જીન ' એકાએક ફાટી જાય છે, જેમ એકજ ' લાઇન ' ઉપર સામસામે આવી જતી આગગાડીમાં એક બીજા સાથે અથડાઇને ભાંગી જાય છે, તેમ પ્રબળ વેગમાં દારૂણ આત્મહત્યાથી શું તમારી સમાપ્તિ થશે ?

" ગમે તેમ થાવ. તમે આ સમયે એક અપરિચિત સમુદ્રમાં અપ્રકટ કિનારાની શોધમાં છો; આથી એજ બહેત્તર છે કે—તમે તમારે માર્ગે જાવ અને અમે અમારાં ઘરમાંજ રહીશું ! "

પરન્તુ ભારતવાસી બન્ધુઓ ! મનુષ્ય મનુષ્યને આવી રીતે ક્યારે રહેવા દે છે ? તમે જે સમયે વિશ્રામ કરવા ઇચ્છો છો તે સમયે પૃથ્વીના બીજા લોકો થાકી ગયા નથી. ગૃહસ્થ જે સમયે નિદ્રા વિના બેચેની ભોગવે છે, તે સમયે ફાલતુ લોકો તરેહવાર ઉપદ્રવ કરતા ફર્યા કરે છે. આ શિવાય, એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે—પૃથ્વીમાં જે સ્થળે તમે ઉભા રહેશો ત્યાંથી તમારા ધ્વંસનો આરંભ થશે; કેમકે તમે એકલાજ ઉભા રહેશો, અન્ય કોઈ ઉભું રહેશે નહિ. તમે જગત્પ્રવાહ સાથે જો સમાનગતિથી નહીં ચાલી શકો તો આખા પ્રવાહનો વહેતો વેગ તમારા ઉપર આવી પડશે. તમે તેથી કાં તો ધ્વંસ પામી ઉથલી પડશો અથવા તો ધીમે ધીમે દુર્બલ બનીને કાલસ્રોતની તળેટીમાં ડુબી જશો ! આથી કાં તો **બધા સાથે ચાલો અને જીવનની ચર્ચા કરો અથવા તો વિશ્રામ કરો અને નષ્ટ થાઓ.** આખા જગતમાં આજે નિયમ પ્રવર્તે છે.

આથી એ ઠીક છે કે અમે જેઓ સંસારમાં સંહાર સામે સ્થિત છીએ, તેમના સંબંધમાં કશું કહેવાની આવશ્યકતા નથી; પરંતુ એ બાબતમાં અમે અમારે હિસાબે કરીએ છીએ ત્યારે અમારૂં કહેવું એવું હોય છે કે—ઉપર જે પ્રાકૃતિક નિયમનું વર્ણન કર્યું છે, તે સામાન્ય રીતે સંસારમાં પ્રવર્તી રહ્યો છે. તેમ છતા અમે કોઇક એવી સ્થિતિ પ્રાપ્ત કરી છે કે બહુ દિવસો સુધી આ નિયમ અમને લાગુ પડયો નથી. વૃધ્ધ થવું અને મરણ પામવું એ જો કે જગતનો નિયમ છે, તો પણ અમારા યોગીઓએ પોતાની જીવનશક્તિ ( શ્વાસ ) નો અવરોધ કરીને, જાણે નિર્જીવ હોય તેમ પડી રહીને, જીવિત રહેવાનો ઉપાય શોધી કાઢ્યો હતો. સમાધિની અવસ્થામાં તેઓની વૃદ્ધિ કિંવા ક્ષય થતાં ન હતાં. જીવનની ગતિને રોકવાથી મૃત્યુ નીપજે છે, પરંતુ જીવનની ગતિને રોકીને એ લોકો ચિરંજીવન પ્રાપ્ત કરતા હતા !

" અમારી જાતિ સંબંધમાં પણ સામાન્ય રીતે એવી વાત કહી શકાય તેમ છે. અન્ય જાતિઓ જે કારણોથી મરણ પામે છે, તે કારણોને અમારી જાતિએ ઉપાયરૂપ બનાવીને બહુ દિવસો સુધી જીવિત રહેવાનો માર્ગ શોધી કાઢ્યો હતો. આકાંક્ષાનો વેગ જ્યારે ઓછો થાય છે, ધમપોકાર ચાલતા ઉદ્યમ જ્યારે મંદ બને છે ત્યારે કોઇ પણ જાતિનો

# નવું અને જૂનું.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૮૯ થી ચાલુ )

આ પ્રકારે અમારા લોકોમાંથી કોઈ કોઈ અર્ધ-અચેત જડમૂઢ, દાંભિકભાવથી, કંઇક અર્ધમીંચેલી અર્ધનિદ્રિત આંખોથી, આલસ્યપૂર્ણ અસ્પષ્ટ સ્પષ્ટ હુંકારથી, જગતમાં દિવસનો જે પ્રકાશ ફેલાયો છે તેનો અનાદર કર્યા કરે છે; અથવા કોઈ કોઈ ઘેરી આલ ગ્લાનિથી પોતાની ઢીલી રગોના ચેષ્ટાહીન-ઉત્સાહને વારંવાર ઉત્તેજીત કરવાના પ્રયત્નો કરી રહ્યા છે. જે લોકો જાગ્રત અવસ્થામાં સ્વપ્નદશા અનુભવે છે, જે લોકો કર્મ અને વિચાર વચ્ચે અસ્થિર ચિત્તે ઝોલાં ખાય છે, જે લોકોએ પુરાતન છર્ણતા દેખી છે અને જેઓ નવીનતાની અસંપૂર્ણતાનો પણ અનુભવ કરી ચૂક્યા છે, તેઓ દુર્ભાગ્યને નીંદીને વારંવાર શિર હલાવતા હલાવતા કહ્યા કરે છે કે-" હે નવીન ગૃહસ્થો ! તમે જે નવાં કાર્ય શરૂ કર્યાં છે, તેમની સમાપ્તિ તો હજી સુધી થઇ નથી. તેમાં સત્ય શું છે અને અસત્ય શું છે, તેનો નિર્ણય તો હજી સુધી થયો નથી. માનવભાગ્યની ચિરકાલથી ચાલી આવતી સમસ્યાઓમાંથી તો એકની પણ મિમાંસા થઇ નથી ! તો પછી અમે તમારા અનુયાયીઓ શી રીતે બનીએ ? તમે ઘણી વાતો જાણી છે; ઘણું જ્ઞાન મેળવ્યું, પરંતુ એ તો બતાવો કે કયું સુખ તમે મેળવ્યું છે ? જે વિશ્વ-બ્રહ્માંડને અમે " માયા " રૂપ માન્યું છે તેને તમે નિશ્ચિત સત્ય માનીને કર્તવ્યલીન થયા છો; તમે શું અમારાથી અધિક સુખી છો ? નિત્ય નવી નવી આવશ્યકતાઓ ઉભી કરીને ગરીબોની ગરીબી તમે દિન પ્રતિદિન વૃદ્ધિંગત કરી રહ્યા છો; ઘરના સ્વાસ્થ્યજનક આશ્રયમાંથી તમને પોતાને તમે વિશ્રામશૂન્ય કર્મની ઉત્તેજનામાં ધસડયા જાવ છો; કર્મને જ સકળ જીવનના કર્તા રૂપ ગણી તમે ઉન્માદને વિશ્રામનું સ્થાન આપ્યું છે; કહો, આવી સ્થિતિમાં તમે સ્પષ્ટ રૂપે જાણી શકો છો કે તમારી આ ઉન્નતિ તમને ક્યાં લઇ જાય છે ?

" અમે સારી પેઠે જાણીએ છીએ કે અમે ક્યાં પહોંચ્યા છીએ ! અમારી જરૂરીઆતો બહુ થોડી છે. અમારાં સદનમાં અમે પરસ્પર મારુસ્નેહથી હળી મળીને અમારાં નિત્ય-નૈમિત્તિક નાનાં મોટાં આવશ્યક કર્તવ્યોનું પાલન કરતા આવ્યા છીએ. અમારી જેટલી સુખસમૃદ્ધિ છે તે અમે-અમીર કિંવા ગરીબ, નિકટ-સબંધી કિંવા દૂર-સબંધી, અતિથિ, અનુચર કિંવા ભિક્ષુક-સર્વેએ સાથે મળીને વહેંચી લીધી છે. યથાશક્તિ અને યથાસંભવ અમે સુખમય જીવન વીતાવ્યું છે. અમે કોઇના ત્યાગની આશા કરી નથી અથવા જીવનના અંધકારમાં પડીને તેના પ્રવાહમાંથી કોઇને છોડાવવાને લાચારી પણ દાખવી નથી.

" ભારતવર્ષે કદી સુખ ચાહ્યું નથી; તેણે સંતોષ માટે યાચના કરી હતી; તે તેને મળી ગયો છે. ભારતવર્ષે સર્વ સ્થળે સર્વ પ્રકારે સંતોષની સ્થાપના કરી ચૂક્યો છે. હવે તેને કશું કરવાનું અવશિષ્ટ નથી. ભારતવાસીઓ પોતાના વિશ્રામ-સદનમાંથી તમારા ઉન્માદપૂર્ણ જીવનવિપ્લવને દેખીને, તમારી સંસ્કૃતિની અંતિમ સફલતા સંબંધી મનમાંને મનમાં સંશયનો અનુભવ કરે છે. તેઓ વિચાર કરે છે કે-કદાપિ એક દિને તમને

તમારાં કામકાજ બંધ કરવાં પડશે ત્યારે તમે શું આવી રીતે, ધીરેથી, સહજપણે, આવોજ વિશ્રામ પ્રાપ્ત કરી શકશો ? શું અમારી પેઠે આવીજ સહૃદય પરિણતિ પ્રાપ્ત કરી શકશો ? જેમ ઉદ્દેશ્ય ક્રમશઃ લક્ષ્ય પર પહોંચી સમાપ્ત થાય છે, જેમ ઉષ્ણ દિવસ સૌન્દર્યપૂર્ણ બનીને સંધ્યાના અંધકારમાં વિલીન થઇ જાય છે તેમ તમે શું મધુર સમાપ્તિ પ્રાપ્ત કરી શકશો ? અથવા તો, જેમ કળ એકાએક બગડીને બંધ થઇ જાય છે, જેમ ગરમી અત્યંત વધી જવાથી ' એન્જીન ' એકાએક ફાટી જાય છે, જેમ એકજ ' લાઇન ' ઉપર સામસામે આવી જતી આગગાડીમાં એક બીજા સાથે અથડાઇને ભાંગી જાય છે, તેમ પ્રબળ વેગમાં દારૂણ આત્મહત્યાથી શું તમારી સમાપ્તિ થશે ?

" ગમે તેમ થાવ. તમે આ સમયે એક અપરિચિત સમુદ્રમાં અપ્રકટ કિનારાની શોધમાં છો; આથી એજ બહેતર છે કે-તમે તમારે માર્ગે જાવ અને અમે અમારાં ઘરમાંજ રહીશું ! "

પરન્તુ ભારતવાસી બંધુઓ ! મનુષ્ય મનુષ્યને આવી રીતે ક્યારે રહેવા દે છે ? તમે જે સમયે વિશ્રામ કરવા ઇચ્છો છો તે સમયે પૃથ્વીના બીજા લોકો થાકી ગયા નથી. ગૃહસ્થ જે સમયે નિદ્રા વિના બેચેની ભોગવે છે, તે સમયે ફાલતુ લોકો તરેહવાર ઉપદ્રવ કરતા ફર્યા કરે છે. આ શિવાય, એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે-પૃથ્વીમાં જે સ્થળે તમે ઉભા રહેશો ત્યાંથી તમારા ધ્વંસનો આરંભ થશે; કેમકે તમે એકલાજ ઉભા રહેશો, અન્ય કોઈ ઉભું રહેશે નહિ. તમે જગત્પ્રવાહ સાથે જો સમાનગતિથી નહીં ચાલી શકો તો આખા પ્રવાહનો વહેતો વેગ તમારા ઉપર આવી પડશે. તમે તેથી કાં તો ઉંજી પાછી ઉથલી પડશો અથવા તો ધીમે ધીમે દુર્બલ બનીને કાલસ્રોતની તળેટીમાં ડુબી જશો ! આથી કાં તો **બંધા સાથે ચાલો અને જીવનની ચર્ચા કરો અથવા તો વિશ્રામ કરો અને નષ્ટ થાઓ.** આખા જગત્‌માં આજ નિયમ પ્રવર્તે છે.

આથી એ ઠીક છે કે અમે જેઓ સંસારમાં સંહાર સામે સ્થિત છીએ, તેમના સંબંધમાં કશું કહેવાની આવશ્યકતા નથી; પરંતુ એ બાબતમાં અમે જ્યારે વિલાપ કરીએ છીએ ત્યારે અમારૂં કહેવું એવું હોય છે કે.-ઉપર જે પ્રાકૃતિક નિયમનું વર્ણન કર્યું છે, તે સામાન્ય રીતે સંસારમાં પ્રવર્તી રહ્યા છે. તેમ છતાં અમે કોઇક એવી સ્થિતિ પ્રાપ્ત કરી છે કે બહુ દિવસો સુધી આ નિયમ અમને લાગુ પડયો નથી. વૃધ્ધ થવું અને મરણ પામવું એ જો કે જગતનો નિયમ છે, તો પણ અમારા યોગીઓએ પોતાની જીવનશક્તિ ( શ્વાસ ) નો અવરોધ કરીને, જાણે નિર્જીવ હોય તેમ પડી રહીને, જીવિત રહેવાનો ઉપાય શોધી કાઢયો હતો. સમાધિની અવસ્થામાં તેઓની વૃદ્ધિ કિંવા ક્ષય થતાં ન હતાં. જીવનની ગતિને રોકવાથી મૃત્યુ નીપજે છે, પરંતુ જીવનની ગતિને રોકીને એ લોકો ચિરજીવન પ્રાપ્ત કરતા હતા !

" અમારી જાતિ સંબંધમાં પણ સામાન્ય રીતે એવી વાત કહી શકાય તેમ છે. અન્ય જાતિઓ જે કારણોથી મરણ પામે છે, તે કારણોને અમારી જાતિએ ઉપાયરૂપ બનાવીને બહુ દિવસો સુધી જીવિત રહેવાનો માર્ગ શોધી કાઢ્યો હતો. આકાંક્ષાનો વેગ જ્યારે ઓછો થાય છે, ધમનીઓમાં વહેતા રુધિર ઉદ્યમ જ્યારે મંદ બને છે ત્યારે કોઇ પણ જાતિનો

મારો ધ્યેય છે; પરંતુ એણે ઘણા યત્નથી દુરાકાંક્ષા અથવા તૃષ્ણાને ઓછાં કરીને અને હૃદયને જડવત્ બનાવીને સંમાન ભાવે આયુરક્ષા કરવા યત્નો કર્યા છે. એમ જણાય છે કે, એ યત્નો કંઇક અંશે સફલ થયાં છે. ઘડીઆળનો કાંટો જ્યાં પોતાની મેળે જે થંભી જાય છે; ત્યાં સમયને પણ અપૂર્વ કૌશલથી થોભાવવામાં આવે છે. એવી રીતે જીવનને પૃથ્વીતલથી કંઇક અલગ કરીને એક એવા મધ્યાકાશમાં લઇ જવામા આવતું હતું કે જ્યાં પૃથ્વીની વિપુલ ધૂલ પહોંચતી ન હતી. એ જીવન સદૈવ નિર્લિપ્ત, નિર્મલ અને નિરાપદ રહેતું હતું. એમ છતાં નીચેની દંતકથા જેવી વસ્તુસ્થિતિ થઇ છે:

" કેટલાક વખત ઉપર કલકત્તા પાસેના એક જંગલમાં એક દીર્ઘજીવી સમાધિસ્થ યોગી આવ્યા હતા. કેટલાક લોકોએ અનેક પ્રકારનાં ધાંધલ મચાવીને તેમને સમાધિમાંથી જગાડ્યા, આથી તેમનું મૃત્યુ થયું. અમારી જાતીય યોગ–નિદ્રાને આવી જ રીતે બહારના લોકોએ ઘણાં ધાંધલથી ઉરાડી દીધી છે. હવે અન્ય જાતિઓમાં અને અમારામાં કશો અન્તર નથી. જો કંઇક પણ હોય તો તે એ જ કે બહુ દિવસો સુધી બહારના વિષયોમાં ઉદ્યોગ ન કરવાથી અમને જીવનની સમાધિનો અભ્યાસ નથી. અમે યોગાધ્યાયમાંથી નીકળીને 'ગણ્ડાધ્યાય' માં પડ્યા છીએ !"

આવી સ્થિતિમા અમારૂં કર્તવ્ય શું છે ? આ સમયે પહેલાંના એ વિલક્ષણ નિયમથી કામ નથી ચાલવાનું. હવે તો જે સાધારણ નિયમ છે તદનુસાર પ્રચલિત પ્રથાઓથી આત્મરક્ષાના યત્ન કરવા જોઇશે: લાંબી જટા અને નખ કપાવીને; નિયમિત સ્નાન ભોજન કરીને સારાં કપડાં લત્તાં પહેરીને હાથ પગ હલાવવા પડશે.

આમ છતાં પણ આ સમયે મામલો એવો થઇ પડ્યો છે કે અમે જટા અને નખ કપાવ્યાં છે, અને સમાજમાં પ્રવેશ કરીને સમાજના લોકો સાથે મળવું હળવું શરૂ કર્યું છે તો પણ મનના ભાવોને અર્થાત્ સ્વભાવને અમે હજી સુધી નથી બદલી શક્યા. હજી પણ અમે કહીએ છીએ કે અમારા પૂર્વ પુરૂષોએ કેવળ ફળફૂલ ખાઇને, નગ્ન શરીરે રહીને; મહત્તા પ્રાપ્ત કરી હતી; તો પછી અમારે કંઇ કંઇ શણગાર, આહારવિહાર અને રહેણી કરણી તરફ બહુ ધ્યાન શા માટે આપવું જોઇએ ? અમે આવું આવું કહીને અર્ધી ધોતીઆં ઓઢીને, દરવાજા સામે બેસી રહીને કર્મ પ્રતિ આલસ્ય અને અનાસક્તિની દૃષ્ટિ નાંખતા નાંખતા હવા ખાઇએ છીએ."

અમને એ યાદ નથી કે જે યોગાસન પરમ આદરણીય છે, તે સમાજની દૃષ્ટિમાં જંગલી ગણાય છે. માંસ ન રહેવાથી જેમ શરીર અપવિત્ર બની જાય છે, તેમ ભાવ વિના બહારના આડંબર પણ નિંદ્ય છે. તાત્પર્ય કે જ્યારે અમારામાં યોગીઓના ભાવ નથી ત્યારે કેવળ દેખાવ કરવો એ અમને નથી રૂચતું.

(અપૂર્ણ.)

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# प्रमत्त पुरुरवा.

### ગઝલ

અપેયે ઢૂંઢતાં થાક્યો સનમ ! દિદાર ત્હારૂં હું,
સફલ થઇ ચશ્મ ના મ્હારી, નકામી હાય મારૂં હું.

સ્મરૂં ના દોષ મ્હારો એક, થૈ જેથી ફના પ્રીતિ,
મુઝી ઝૂરતો સદી જાવું ખરી પ્રીતિ તણી રીતિ ?
"તું છે મુજ જીવનોયે જીવ" "તું મુજ આંખનો તારો",
"બિરાદર" એ બધા શબ્દો વદી અફસોસ ! છેતરવા !
સનમ ! હૈયું હતું ચોકખું, કદી ત્હેં છેહ દીધો ના,
નહિ સમજાય હજી કંઇયે, ઠગાઇ દીલ માને ના.

સનમ ! તુજ ગોદમાં ગાળી, સુખે કૈં રાતની રાતો,
ઉભય હૈયાં તણા ધબકાર સાંભળતા હું ઘેરાતો.
ગયા એ સૌખ્યના દહાડા, રહ્યા આ દિન પીડાના,
જીવાતું કેમ ? ના જાણું, અરેરે શુદ્ધ પ્રીતિના.
ગુલાબી ગલમય મુખડું, પીતો હું નેત્રને પ્યાલે,
નમેલું શર્મથી નીચે, બન્યું જાણે બધું કાલે.

તજી દારા રહને જોતાં, દીધું સર્વસ્વ મ્હારૂં મ્હેં,
રતિમાં કોપની કદી, હોય ભાંગ્યું તો ન કીધું ત્હેં.
રતિશ્રમશ્રાન્ત નીંદ્રામાં, પડેલો સાથમાં ત્હોરી,
અપીરિ ! 'ક્યાં ગયા કાન્ત ?' ઉઠું હું સદ્ય પુકારી.
બકુલ ગૃહ-આંગણે મ્હોરે ન ગંડૂષના વિના,
અશોકે પાદ-તાડનને, સ્મરન્તી ઝૂરશે હાવાં.

સિંધુ, કર ફેંકી બાજે છે; અનિલ એ દીલ બાળે છે,
રુજે પે વક્ર થાયે છે, વિધિ જન દ્વેષ ધારે છે.
ધરાયે રોગ મ્હારામાં, છતાં ત્હેં ફરી લીધો,
સદા ઔદાર્ય ત્હારૂં એ, કહ્યું શો હેતવાળી ત્હેં ?
સદા ને આદરે ઉર ત્હોરે, કદિ ને કુર ક્યાં હાવું,
મરણે આ દેહનું મ્હારૂં, લખેલું ભાલ ઝુરાવું.

વિવિત્સુ.

---

## एकान्त.

એકાન્ત તું અજબ યારી ખરીજ તારી
નાસે ઉદાસી વસતી ન સમીપ જારી
આવે ઉદાસી યદિ અંતરમાં જરાસી
તો દૂર તું કરતી બ્રહ્મ ધ્વનિ ગજાવી. ૧

આનન્દનાં ઝરણનો વહતો પ્રવાહ
આવે વિચાર મલિ દિવ્ય પ્રકાશ સાથ
અવ્યક્ત ને અકલના વધતા વિચાર
દેખાય રમ્ય કલના મલના જણાય. ૨

"હું એક છું બહુ બનું," ઉપજ્યો વિચાર
ત્યારે વિકાસ જગનો પ્રગટ્યો અપાર
તે તું અને પ્રકૃતિમાં પ્રભુ પ્રેમ થાતા
દેખું અતર્ક્ય નહિ તર્ક વિશે સમાતો. ૩

એકાન્ત તું ઉદરમાં શશિ સૂર્ય તારા
આકાશ ને ઉડુપ દ્વંદ્વ વસે જ પ્યારાં
વૃત્તી વિલાવી ક્રમથી વસતા ત્રિવેણી
યોગી તણી વસી તુમાં રહેણી સુરેણી. ૪

વ્હાલી વસે હિમગિરી કુટની સમીપે
યા તો વસે હિમગિરી તનયા નજીકે
યા તો વસે સુખદ બ્રાહ્મમુહૂર્ત પાસે
યા તો વસે જનરહિત અરણ્ય સાથે. ૫

દેખું જરાક પણ દૂષણ એક તુમાં
આવાસતું, યુવતીને યુવની કિડીમાં
પેદા અનંગ કરતો, પણ તુચ્છ તેવું
એ છિદ્ર છે શશિ મહીં મૃગચિન્હ જેવું. ૬

તેવું કલંક ગુણના ગણમાં દબાતું
તેથી ન દૂષણ બને દિલ તે જણાતું
માશૂક નજર મલતી આશક નૈન સાથે
ત્યારે ન તું દિસતી આલી થતિ વિદાયે. ૭

પંડિત ઇશ્વરલાલ શર્મા.

# आर्यसंसारदर्पण.

## પ્રતિબિંબ ૧ લું.

સાંજના સુમારે સાત વાગ્યાનો સમય હતો. રમેશચંદ્રને હમેશ કરતાં બહારથી ઘેર આવતાં વાર થઇ હતી. તેની પત્ની ઉર્મિલા પણ હજુ પીયરથી આવી ન હતી. સાસુજી પ્રમર ચઢાવીને ભૂખ્યો સિંહ શિકારની રાહ જુએ તેમ વહુની રાહ જોતાં હતાં. એટલામાં રમેશચંદ્રનાં પગલાં દાદરે ચઢતાં અવાજ કરતાં સંભળાયા.

"એ કોણ ?" પુત્રનાં પગલા પારખ્યા છતા જમનાબેને પ્રશ્ન કર્યો.

"કોઇ નહિ, હું." પુત્રે ઉત્તર આપ્યો.

"કેમ આજે કાંઇ તમારા મડમ સાહેબ હજુ સુધી પધાર્યાં નથી ?"

"મને ખબર નથી." રમેશચંદ્રે ટુંકામા ટુંકો ઉત્તર શોધી કહાડ્યો.

"હું ધારતી હતી કે તમારાં મડમ સાહેબની તબિયત બગડી હશે તેથી જોવા ગયા હશો માટે વાર લાગી હશે ?"

"ના." એમ કહી રમેશચંદ્ર પોતાના ખંડમા ગયો.

## ( ૨ )

"વહાલીબેનનાં સાસુ ક્યાં છે ?" રમેશચંદ્રને સાસરેથી આવેલી એક બાઇએ પૂછ્યું.

"કોણ જમની ગોલણ કે ?" જમનાબેને પૂછ્યું.

"હા, બા, એ તો કેની વહાલીબેનને જરા તાવ આવ્યો છે, તે આજે આવવાનાં નથી, તે કહેવા આવી છઉં."

"એમ કે ? એ તો હું જાણતીજ હતી. બહુ તાવ આવ્યો હશે."

"તે તો બા હું કંઇ જાણતી નથી."

"ના ના પણ દાક્તર આવ્યો હશે કેની ?"

"તેની બા મને ખબર નથી. પણ કંઇ એમ વાત કરતાં હતાં કે મળ્યાણું છે."

"હં. સમજી એ તો. તારાં બાને કહેજે કે વહાલીબેનની સાસુએ કહ્યું છે કે તાવ મટે નહિ ત્યાં સુધી મોકલશો નહિ. કંઇ જરૂર નથી."

"વારુ, બા ! જઉંછું."

"જાઓ."

## ( ૩ )

"ચંદ્રિકા, ઓ ચંદ્રિકા !" જમનાબેને પોતાની પુત્રીને બૂમ પાડી.

આંસ્વા સિવાય સૌભાગ્યના સર્વ શૃંગારમા સજ્જ થએલી એક બાળવિધવા બૂમ સંભળીને આવી, અને પૂછ્યું, "કેમ, બા, મને બોલાવી ?"

"હા હવે કરશો કેની તૈયારી રાંધવાની. આપણાથી કંઇ નવ્યાણું તાવ આવ્યો છે એમ કહીને બેસી રહેવાશે ? તમારાં બાબીને તો તાવ આવ્યો છે તેથી આવવાનાં

નથી, પણ ભાઇને તો ખાવા જોઇશે કેની ? તેમને તાવ આવ્યો છે તેથી કાંઈ આપણને ખાધા વગર ચાલવાનું છે ? "

પાસેના ખંડમાં ભાઇએ આ બાણ સાંભળ્યું, અને મનમાં ખેદ પામ્યો. એક ઉંડો નિશ્વાસ પણ મૂકયો. માથે હાથ મૂકી વિરામાસન પર પડયો. ત્યાં તો વળી બીજા શબ્દો કર્ણેન્દ્રિય સાથે અથડાવા લાગ્યા.

" હા જ તો, આપણો કંઇ છૂટકો. ગમે તેમ પણ મારા તો ભાઇ કેની. ભાભી તો આખરે પારકી જણી તે પારકી જ. નવ્વાણું તાવમા એ સુખે રહે, ને બા હું કહું છું કે એમના મનમાથી જાય નહિ કે હું માંદીને મને ક્ષય થશે ત્યાં સુધી એ માંદા જ રહેવાનાં."

આ શબ્દો ભાઇની હેતાળ અને કર્તવ્યનિષ્ઠ બેનના હતા. સ્વામિના મૃત્યુ પછી તેના ડહાપણમા કાંઇક અચાનક એકદમ વૃદ્ધિ થઇ ગઈ હતી, અથવા થઇ એવું તે માનતી હતી.

" હા, એ માંદી રહેશે ને ભાઇને તેની ચિંતાથી ભણવામાં મન નહિ ચોટે. એટલે નાપાસ થશે. એને તો બધું ખરૂં જ લાગે છે કેની. જરા કહે તો હોય તોએ કેટલો ફેર પડે. " પુનઃ હેતાળ બેને શબ્દો ઉચ્ચાર્યા.

" બેન, હું આજે જમવાનો નથી. " ભાઇએ બેનને કહ્યું.

" કેમ ? "

" કંઇ કારણ નથી, સહજ જ. "

"તમારી પણ કંઇ તબીયત બગડી છે કે શુ ?" માતાએ પુત્રને મિષ્ટ વચન કહ્યુ.

" ના, એ તો જરા બાબુભાઇને ત્યા બેઠા હતા ત્યાં કાચું કોરૂં ખાધું છે તેથી ભુખ નથી. "

વખત થઇ ત્યારે સહુએ ખાધું. કાચુ કોરૂં નહિ ખાધેલું છતાં રમેશચંદ્ર ભૂખ્યો જ સુઇ રહ્યો. ભૂખ્યો સુઇ રહ્યો. એમ આપણે કહીશું. બાકી મા, બેનનાં મીઠાં વચનોથી પોતાનું પેટ ભરાઇ ગયું છે એમ તેણે માની લીધું હતું. " શું કરવું તેની નહિ સમજણ પડતી કાંઇ " એ કવિના સ્મરણમાં રમાડતો નિદ્રાદેવીને શરણે ગયો અને ત્યાં તેનો સત્કાર પણ થયો.

( ૪ )

બીજા દિવસના પ્રાતઃકાળમાં વેલાં ઉઠી નાહી ધોઇ ઉર્મિલા સાસરે જવા નીકળી. સમય સુમારે આઠેકનો થયો હતો, તેથી બાલસૂર્ય આકાશમાં પ્રકાશતો હતો અને તેનો તાપ ગ્રીષ્મ હોવાથી સખત લાગતો હતો, પરંતુ એ તાપથી ઉર્મિલા કંપતી ન હતી. એની તો કશી દરકાર કર્યા વિના છત્રી લીધા વગરે ઘેરથી આવી હતી. કેમકે એક વાર છત્રી લેવા પર તો ઘરમાં યુદ્ધ મચ્યું હતું, અને સાસુ વહુને બે દહાડા અબોલા રહ્યા હતા. પછી સહુ મોઢેનતે અને બહુ મરજી માગી ત્યારે ઘણા તિરસ્કાર પછી, વહુને એ અધિકાર ફરી મળેલો. ફરી છત્રી લઇને કયાં જાય ? સાસરાના ગૃહમંડળમાં સૂર્ય જેવાં સાસુજીના તાપની બીકથી એનું હૈયું ધડકતું હતું. હૈયું ધડકે પણ કાંઈ ઘેર પાછાં જવાય ? આખરે સાસરૂં આવ્યું.

સાસુજી હેઠે પરસાળમાં જ હીંચકા ઉપર બેઠાં હતાં, એક વહુ પાન કરતી હતી, એક ચાનું પ્યાલું હાથમાં લઇ ઉભી હતી. નણંદ પૈસાનો ઇસ્કોતરો ખોળામાં લઇ માની પાસે બેઠી હતી, અને કેરીવાળા સાથે ભાવ ઠેરવતી હતી. આ દેખાવ ઉર્મિલાની દ્રષ્ટિએ પડ્યો ત્યાર પૂર્વે તો જમનાબ્હેનની દ્રષ્ટિ ઉર્મિલા ઉપર પડી હતી, કારણ કે ગં. સ્વ. રેણુકાએ ( ઉર્મિલાની નણંદે ) માતુશ્રીનો પગ દાબી ભાભીના આવવાની ગુપ્ત નેકી પોકારી હતી.

" કેમ અલી ! તું તારા મનમાં શું સમજે છે ? જમની સાથે ના કહેવરાવેલી, ને કેમ આવી ? સવારના પહોરમાં સહુને બતાવવાને કે લાવ આવે છે પણ જવું પડે છે ખરું, કેની ?" સાસુએ સ્નેહમય શબ્દોથી વહુને વધાવી લીધી.

ઉર્મિલાએ નિરુત્તર રહેવામાં જ સાર માન્યો.

પત્નીનો સત્કાર કરતાં માતુશ્રીએ કરેલા ટૂંક પણ છટાદાર ભાષણનો દરેક શબ્દ રમેશચંદ્રને બાણરૂપ લાગ્યો, અને તેથી તેનું હૃદય વિંધાઇ ગયું. પણ હજુ તો બિચારો મેટ્રીકમાં ભણતો હતો; અને મહાશાળાની ચાર વર્ષની જીંદગી પિતાના દ્રવ્યને આધારે ગાળવાની બાકી હતી. હશે, હું બે મિષ્ટ વચનો કહીશ તે માતુશ્રીના આ બોલવાની અસર ધોઈ નાંખશે એમ વિચારી પોતાના ખંડમાં ગણિત ગણવાને ચાલ્યો ગયો.

" ના, બા, તું તારે ઘેર જા. જવાબ પણ ન દેવાય એવી માંદી છે, ને વધારે માંદી થશે તો તારી મા મારાં ચામડાં પણ પીંખી નાખશે. અલ્યા પાંડુ, જા ભાભીને મૂકી આવ એને ઘેર. "

" ના, સાસુજી હું કાંઇ એવી માંદી નથી. "

" કાલે નવ્વાણું તાવ આવેલો, ને વળી માંદી નથી શું ? "

વહુ નિરુત્તર રહી.

" ભાભી જરા મોડેથી જશે તો. " રમેશચંદ્રે આ ચર્ચાનો અંત આણવાની યુક્તિ શોધી, અને તે સફળ પણ નીવડી. સાસુ વહુને ઘેર મોકલવી ભૂલી ગયાં. કેમ કે બાજુએ એક ધણીધોબો ધૂળ ઉરાડતો હતો, તેની સાથે મહા વાગ્યુદ્ધ મચ્યું હતું. તેમાં પુત્રે વહુને ક્યારે બોલાવી તે, કે તે ક્યારે ઉઠી, તે જાણ્યું નહિ.

( ૫ )

સ્વામીએ કરેલી અણધારી મદદને માટે ઉર્મિલાનું હૃદય ઉપકારવશ થયું. જેઠાણીના કહેવાની પણ તેણે રાહ જોઇ નહિ, અને ઉપર જવા ઉઠી. એની બેઉ જેઠાણીઓએ એક બીજા સામી સૂચકદ્રષ્ટિ કરી. નણંદ કાતરીઆં કાઢી જોઈ રહી.

રમેશચંદ્ર રાહ જોઇને જ બેઠો હતો, પણ વિચારમાં એટલો તલ્લીન હતો કે ઉર્મિલા પાસે આવીને ઉભી પણ ખબર પડી નહિ. જ્યારે તેણે ખભા પર હાથ મૂક્યો ત્યારે ઉચું જોયું, અને ભમર રસભર્યા કુસુમનો સત્કાર કરે તેમ એણે ઉર્મિલાનો સત્કાર કર્યો.

સજળ નેત્ર અને ભીના ગાલ બેઉ કોરા રૂમાલે લુછી નાખતાં ઉર્મિલાએ કહ્યું, " તમારો મોટો ઉપકાર થયો. નહિ તો કોણ જાણે ક્યારે છુટકો થાત. "

" મારો ઉપકાર માનવાનો ? હેં ? ઉર્મિ ! મારો ઉપકાર ? "

" રેતીના રણમાં પાણીનું ઝરણું મળે ત્યારે પ્રભુનો ઉપકાર નથી માનતાં ? "

બેઉ ક્ષણવાર મુગાં રહ્યા.

" તમે બોલાવી ન હોત તો હજુ શું શું સંભળાવત. અને વખતે તમને મળ્યા વગર પાછી પણ મોકલત. એક દહાડો ઘેર રહી તેમાં કેટલું સંભળાવ્યું ? "

" હું બધું સાભળતો હતો અને તેમાં જ બોલાવી લીધી. "

ઉર્મિલાએ એક હાથ રમેશચંદ્રના પેલા ખભા પર મૂક્યો, અને આલિંગન કર્યા જેવું કર્યું. રમેશચંદ્ર એ હાથની હથેલી પોતાના હોઠ આગળ લઇ ગયો.

પોતાને આશ્રયે રહેલી આ વેલીનું રક્ષણ કરવા પોતે અસમર્થ છે એ વિચારે તેનું હૃદય દીન બન્યું અને દીન સ્વરે કહ્યુ: " વહાલી, હું તારૂં રક્ષણ કરવા અત્યારે અસમર્થ છું તેથી લાચાર ! હજુ ચાર વર્ષ પરાધીનતા ભોગવવાની છે, તે મારી ખાતર ભોગવી લેજે. અત્યારે અભ્યાસ મૂકી નોકરી લઉં પણ રૂ. ૨૦–૨૫ મળે તેમાં શું સુખ મળે ? "

" તે હું કાંઈ નથી સમજતી ? પણ તમારી આગળ ઉભરો ન કાઢું ત્યારે કોની આગળ કાઢું ? "

" બેલાશક હજાર વાર કાઢવો. "

" કાન્તાભાભી લ્યો આ રહ્યા ! ઘણી રાહ જોઇ ને હેઠે ઉતર્યાં નહિ ત્યારે ઉપર લાવી. ટાઢી પડી જાય છે. " ગં. સ્વ. નણંદે ગંગાજળ જેવા નિર્મળ અને અમૃત જેવાં વચનો કહ્યાં.

બેઉ ચમક્યાં. રખેને આમાની કાઇ વાત સાભળી હશે, એ વિચારે બેઉનાં હૃદય કંપ્યાં.

## ( ૬ )

" અહિંઆ કોણ છે ? આ પુંડરિક જાગ્યો છે..કોઇ સાંભળો છો કે નહિ ? કેટલો રડે છે.! " પૂજા કરતાં કરતાં જમનાબ્હેન ગાજ્યા.

" હું હીંચકો નાખું છું, સાસુજી, " આમ્રવૃક્ષમાં સંતાએલી કોકિલ ટહુકે તેમ ઉર્મિલાએ કહ્યું.

" કેમ અલી તું અહીંઆ ક્યાથી ? ગઇ નથી કે શું ? "

" ના. "

" કેમ એટલે કંઇ દસ માથાં ધરાવેછ કે શું ? બોલાવ. પાંડુને ને જો હમણાંની હમણાં. ક્યારનું કહ્યું તે જાણે લેખવતી જ નથી. તારા મનને કંઇ ઘાસ બાસ કાપીએછ કે શું ? ઊઠી કે ? "

પત્નીનાં ક્રોધવચનો સુણી કૃષ્ણશંકર આવ્યા, અને પૂજાની ઓરડી આગળ એક હીંચકો બાંધ્યો હતો તેના પર બેઠા.

" કેમ શું છે ? શાને અકળાઓ છો ? " થોડીવાર મૂગા બેસી રહી આખરે કૃષ્ણશંકરે પ્રશ્ન પૂછવાની હિંમત કરી.

" કેમ ? હોય શું વળી ? આ તમારાં માનીતાં વહુનાં પરાક્રમ. " એમ કહી અથેતિ ઇતિહાસ નિવેદન કર્યો.

" હવે આવી છે તો ખાઇપીને સાંજપોરની જશે. "

" મેં ના કહેલી છતાં તે આવીજ કેમ ?" જમનાબ્હેનના ભાષણની શરૂઆત થઈ.

" પણ તમારી તબીયત બગડશે. શું કામ જીવ ઉકાળો છો ? તમારૂં માથું દુખશે. "

" છો દુખતું. દુખે તો દુખવા દો તમને કોણે વચ્ચે બોલાવ્યા હતા ? "

" ના, ના પણ........"

" ના, ના પણ શું ? જતો અહિંઆથી. તમારે વચ્ચે ન બોલવું. ભૂલ્યા પડયા હો તો બેસો સામું જઇને. "

" ઓ માત ધરણી ! હૃદય ખોલી દે સમાવી સુજને. " આ કવિતાની લીટી ઉર્મિલાથી અણજાણે બોલાઇ ગઇ અને મનમાં ને મનમાં બોલાઇ ગઇ.

પત્નીથી કવિતા કરાઇ ગઇ તો પતિના હૃદયે પણ ગદ્યાત્મક ઉદ્ગાર કર્યા.

" મારા ક્યા ભોગ લાગ્યા કે હું નાનપણમાં પરણ્યો. અફસોસ ! પણ એ વાત પણ ક્યા મારા હાથમાં હતી ? ગતુ ભગવાન ! તમે આ આર્યસંસારની સંકલના કરેલી કે ?"

ઉર્મિલાના હૃદયની કવિતા કે રમેશચંદ્રના મુખના ઉદ્ગાર ઉભયમાંથી કોઇનો સત્કાર થયો નહિ.

પાંડુ આવીને બાજુ પર છાનું છાનું હસતો ઉભો હતો. તેને હૂકમ થયો કે ભાભીને મૂકી આવ.

સજળ નેત્રે ઉર્મિલાએ કહ્યું કે " સાસુજી, જાઉં છું. "

તેનો ઉત્તર સાસુજીએ આપ્યો કે " જાઓ ! તાર ઉતરે ત્યારે આવજો. વર જોવા આવશે એટલો લ્હાવો પણ લેવાશે. "

વહુ ગઈ એટલે જમનાબ્હેનને શાંતિ વળી.

વી. હ. મહેતા.

---

## કોઇ એક જાહેર રસ્તા ઉપર પાણી છાંટવાનું પીપ જોઇને છોકરો માને પૂછે છે.

છોકરો—બા, બા, આ શું છે ?

બા—એ તો પાણીનું પીપ છે.

છોકરો—ત્યારે તો એ બહુ જૂનું અને કટાઇ ગયેલું હશે !

બા—કેમ. વારૂ ?

છોકરો—કારણ કે, જુઓને એમાંથી કેટલું બધું પાણી ટપકી જાય છે ?

# प्रियलाभ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ-૧૮૬ થી )

એ વખતે વસંતઋતુ પૂરી થવા આવી હતી. બીજાં સર્વ અશોકવૃક્ષના પુષ્પો ખરી પડ્યા હતા. એ જોઇ દેવીનો અશોક પોતાના નૂતન પુષ્પસ્તબકથી જાણે કે તેઓને હસતો હતો ! રાજા અને ગૌતમ ધીમે ધીમે આ જ અશોક તરફ આવ્યા. ધારિણી પોતાના પરિવાર સાથે રાજાને સ્વાગત આપવા આગળ આવી. હેની પાછળ વિવાહવેષથી સજ્જ થએલી સુંદરી માલવિકા રાજાની દૃષ્ટિએ પડી. આ દેખાવ જોઇને જાતે રાજ્યલક્ષ્મી ધરિત્રીદેવીની પાછળ જાય છે એમ જ રાજાને ભાસ થયો !

રાજાનો વિનયપૂર્વક સ્વાગત કરી ધારિણી દેવી તેને અશોક નીચે લઇ ગઇ. ત્યા એક વેદિ તૈયાર કરવામા આવી હતી. અશોકવૃક્ષની આસપાસ ફરી હેની શોભા જોઇ રાજા દેવી સાથે આ વેદિ પર આવી બેઠો.

અગ્નિમિત્રની સાહાય્યથી રાજ્યલાભ થયો માટે માધવસેને વિદર્ભથી હેને ખૂબ રત્ન, ધન ને બે કલાકુશલ દાસીઓ ' નજર ' કરવા મોકલ્યાં હતાં. રસ્તાના શ્રમથી થાકી જવાથી એ બન્ને દાસીઓને રાજસભામાં આણવામાં આવી ન્હોતી. " વિશ્રાંતિ લઇ તેઓ તાજાંમાંજાં થયા હોવાથી રાજા પાસે તેઓને લાવવામાં કંઇ હરકત નથી— આજ્ઞા થાય તો તેઓને લઇ આવું, " એવી કંચુકીએ રાજાને વિનંતિ કરી. તેઓને લઇ આવવા રાજાએ હુકમ કર્યો.

રમણીયા ને જ્યોત્સ્નિકા એવા એ દાસીઓનાં નામ હતાં. રાજાએ તેઓને કુશલપ્રશ્ન પૂછી નીચે બેસવા કહ્યું. તેઓ બેઠા પછી રાજાએ પૂછ્યું " હમે કઇ કલામા પારંગત છો ? "

" સંગીતકલામાં મહારાજ ! "

રાજાએ કહ્યું " દેવી, આ બેમાથી એક તું લે. "

ધારિણીએ માલવિકાને પૂછ્યું, " માલવિકા, આ બેમાંથી કોણ સંગીતનિપુણ લાગે છે હને ? "

રમણીયા ને જ્યોત્સ્નિકા માલવિકા તરફ જોવા લાગ્યાં ને એકદમ કહ્યું " અરે ! આ તો અમારી ભર્તૃદારિકા ![1] ભર્તૃદારિકે ! ભર્તૃદારિકે ! તું ક્યાંથી અહીં ! "

એમ કહી બન્નેએ માલવિકા સાથે ગાઢ આલિંગન લીધું, ને બન્ને રડવા લાગી. માલવિકા પણ રડવા લાગી.

ત્યારે તો માલવિકા એ જ માધવસેનની ન જડતી બ્હેન ! એ સાંભળી બધાને અત્યંત વિસ્મય અને આનંદ થયો.

ધારિણીએ કહ્યુ " અરેરે ! માલવિકા રાજકન્યા ! માધવસેનની બ્હેન ! ચંદનની પાદુકા કરાવી હેને દૂષિત કરવી, તે પ્રમાણે હું એની સાથે વર્તી ! હાય— "

રાજાએ પૂછ્યું " વિદર્ભરાજકન્યા આ ! હારા અન્તઃપુરમાં એ દાસી થઈ કેવી રીતે આવી ? "

---

૧ રાજકન્યા; કાવ્યનાટકમાં પરિજન પોતાની રાજકન્યાને આ જ નામથી સંબોધે છે.

પરિવ્રાજિકાએ સર્વ પૂર્વની હકીકત કહી કહ્યું " હું અહીં આવી જોઉં છું, તો માલવિકા દેવીની સહચરી ! દેવીના ભાઇ વીરસેને ચોરોના હાથમાંથી છોડવી માલવિકાને દેવીને અર્પિત કરી. "

ધારિણીએ કહ્યું " ભગવતી ! હને મ્હને માલવિકા કોણ, શું, એ કેમ ન કહ્યું વારુ ? કહ્યું હોત, તો આટલા દિવસ માલવિકા સરખી રાજકન્યાને દાસીપણામાં ખપવું પડત નહીં ! "

પરિવ્રાજિકાએ કહ્યું " દેવી, હેને માટે હમે દુઃખ લગાડશો નહીં. માલવિકાનો પિતા જીવતો હતો ત્યારે એક જ્યોતિષી સંન્યાસીએ માલવિકાને જોઇને એવું ભવિષ્ય કહ્યું હતું, કે ' એક વર્ષ દાસ્ય કર્યા પછી આ બાળાને યોગ્ય પતિનો લાભ થશે; ' હમારી ચરણસેવાથી એ જ્યોતિષીનું ભવિષ્ય ખરૂં પડશે, એવો વિચાર કરીને જ માલવિકાની ખરી હકીકત મ્હેં હમને કહી નહીં. "

એટલામાં કંચુકીએ આવી કહ્યું " વિદર્ભરાજ્ય સબંધી મહારાજનો શું હુકમ છે, તે કહેવડાવવા વિષે અમાત્યની વિનંતી છે. "

" વરદાનો બન્ને તીર પર માધવસેને ને યજ્ઞસેને વિદર્ભમાં રાજ્ય કરવું, એવી મ્હારી ઇચ્છા છે. "

રમણીયાએ ને જ્યોત્સ્નિકાએ મૃદુ સ્વરથી કહ્યું " ભર્તૃદારિકે ! ભર્તૃદારકને અર્ધું રાજ્ય તો મળ્યું, એ અમારૂં મ્હોટું ભાગ્ય છે. "

માલવિકાએ એક મ્હોટો નિસાસો નાંખી કહ્યું " હેના પ્રાણ પર વીતેલા સંકટમાંથી એ મુક્ત થયો, એ જ અમારૂં મ્હોટું ભાગ્ય કહેવું જોઇએ, બીજું શું ? "

દાસીઓને કાંઇ પણ લાગ્યું, તો એ બધા રાજનો અધિકારી જે માધવસેન, હેને અગ્નિમિત્રની કૃપાથી અર્ધું રાજ્ય મળ્યું, એ મ્હોટા સમાધાનની વાત, એવું માલવિકાને કંઇ લાગ્યું નહીં.

અમાત્યને રાજાની આજ્ઞા જણાવી, કંચુકી પાછો આવ્યો, ને બોલ્યો,

" મહારાજ, અમાત્યે આપની આ આજ્ઞા માટે પ્રશંસા કરી. હેની પણ એવી જ સલાહ હતી. એક બીજાની ચઢાઓઢીને લીધે એ ઘોડા જેમ સારથિના મન પ્રમાણે રથ ચલાવે, તે પ્રમાણે આ બન્ને રાજાઓ વિદર્ભ દેશના રાજશક્તિને એકબીજાની ચઢાઓઢીને લીધે મહારાજના મન પ્રમાણે ચલાવશે, એમાં સંશય નહીં ! "

( ૧૩ )

બહાર જઇ કંચુકીએ તરત જ પાછા આવી કહ્યું " મહારાજ, સેનાપતિ પુષ્પમિત્ર* તરફથી આ ઉપહાર સાથે પત્ર આવ્યો છે. "

અગ્નિમિત્રે બ્હેઠા બ્હેઠા લ્હી વડીલે મોકલેલો ઉપહાર અને પત્ર મ્હોટા આદ-

* પુષ્પમિત્ર મૌર્યસમ્રાટનો સેનાપતિ હતો. મૌર્યસમ્રાટને મારી હેનું રાજ્ય હેણે લઇ લીધું, તો પણ ' સેનાપતિ ' એ જ પદવી. હેણે ધારણ કરી હતી. પોતાના પુત્ર અગ્નિમિત્રનું સામ્રાજ્ય ને સેનાપતિના નાતાથી પોતે હેનો રક્ષક, એવો દાવો સુધી એ પોકાર કરતો આવ્યો હતો આ વખતે પુષ્પમિત્રે અશ્વમેધની ખટપટ કરી હતી તે પછી " ચક્રવર્તી " એ પદવી લ્હેણે લીધી હોવી જોઇએ.

રથી મસ્તકે ધરી દીધા. થોડા 'દિવસ પૂર્વે' પુષ્પમિત્રે અશ્વમેધયજ્ઞનો સંકલ્પ કર્યો હોવાથી ત્હેને માટે ત્હેણે ઘોડાઓ પણ છોડી મૂક્યા હતા. કુમાર વસુમિત્રની આ ઘોડાઓના રક્ષણ માટે નિમણુક થઇ હતી. કુમારના મંગલની ઇચ્છાથી દેવી ધારિણી દેવતાની સેવા કરતી હોવાથી બ્રાહ્મણોને પણ તે મ્હોટો દાનધર્મ કરતી હતી. આ પત્ર આવ્યો-કોણ જાણે એમાં કુમાર વિષે શું ખબર લખી હશે, ને શું નહી! પત્ર સાંભળવાને દેવીનું મન અતિશય ઉત્કંઠિત થઇ ગયું હતું. રાજા પત્ર વાંચવા લાગ્યોઃ—

" સ્વસ્તિ, યજ્ઞશાલામાંથી સેનાપતિ પુષ્પમિત્ર પોતાના વિદિશા નગરમાં રહેનાર પુત્ર અગ્નિમિત્રને સ્નેહભર દૃઢાલિંગન આપી આગળ કહેવાનું કરે છે. રાજસૂય યજ્ઞની દીક્ષા લઇ સો રાજપુત્રને સાથે આપી કુમાર વસુમિત્ર પર ઘોડાઓના રક્ષણનો ભાર સોંપી ને એક વર્ષની અંદર ઘોડા પાછા લઇ આવવાની ત્હેને આજ્ઞા કરી અમે ઘોડા છોડી મૂક્યા છે. સિંધુ નદીના દક્ષિણ તીર પર અમારા ઘોડા ફરતા હતા તેવામાં યવનોએ ત્હેને પકડ્યા, અને તેથી બન્ને પક્ષમાં તુમુલ રણસંગ્રામ થયો—"

શંકાકુશંકાથી ધારિણીનો ચ્હેરો તદ્દન ફિક્કો પડી ગયો. આ પછી શું સાંભળવાનું પોતાના નશીબમાં છે, કોણ જાણે! રાજા આગળ વાંચવા લાગ્યોઃ—

" પછી ધનુર્ધર વસુમિત્રે શત્રુસૈન્યનો પૂર્ણ પરાભવ કરી ઘોડાઓને પાછા આણ્યા."

દેવીના મ્હો પર આનંદ નૃત્ય કરવા લાગ્યો.

" સગરે જે પ્રમાણે અંશુમાને છોડવી આણેલા ઘોડાના સાધનથી યજ્ઞ કર્યો, તે પ્રમાણે જ હું પણ મ્હારા પૌત્ર વસુમિત્રે પાછા આણેલા ઘોડાના સાધનથી યજ્ઞ કરીશ. તેથી તમારે વધૂજન સાથે યજ્ઞના દર્શન સારૂં અવશ્ય આવવું—ઇતિ."

પત્ર વાંચી માનથી ડોકું નીચે નમાવી રાજાએ કહ્યું " આ મોટો અનુગ્રહ જ થયો પિતાનો!"

પરિવ્રાજિકાએ દેવીને આનન્દથી કહ્યું " દેવી! વીર-પત્નીના સમુહમાં ત્હમારો બહુ આદર છે. સર્વના અગ્રભાવે ત્હમારી જગ્યા છે. આજ પુત્રના દિગ્વિજય માટે 'વીર પ્રસૂ' એ પદવીનો ત્હમને અધિકાર પ્રાપ્ત થયો છે."

ધારિણીએ વિનયથી કહ્યું " ભગવતી! મ્હારો કુમાર વસુમિત્ર આ સર્વ બાબતમાં પોતાના વડીલને અનુરૂપ જ છે, એથી મ્હને અતિશય સંતોષ થાય છે."

રાજાએ કંચુકીને આજ્ઞા કરી " મૌદ્ગલ્ય! યજ્ઞસેનના સાળા વિગેરે કેદીઓને મુક્ત કરવાનું કહે."

ધારિણીદેવીએ પ્રતિહારીને કહ્યું "જયસેના ઇરાવતી વિગેરે અન્તઃપુરની સર્વ સ્ત્રીઓને વસુમિત્રના દિગ્વિજયની ખબર કર." એમ કહી મૃદુસ્વરથી ત્હેણે પાછું કહ્યું "અને જયસેના ઇરાવતિને કહે—માલવિકા એ વિદર્ભદેશની રાજકન્યા છે; અને ત્હેને કહીએ મ્હારા અશોકનું દોહદ પૂરવાને જે વચન મ્હેં ત્હેને દીધું હતું, તે પણ મ્હારે પૂરૂં કરવું જોઇએ. આ વાત સંબંધી મ્હને મદદ કરવા ઇરાવતીને મ્હોટી યુક્તિથી કહે; સ્હમજી જયસેના?"

જયસેના વાત લઇ અન્તઃપુરમાં ગઇ, થોડી વારે પાછી આવી તે હસતી હસતી બોલી " દેવી; અન્તઃપુરની સર્વ સ્ત્રીઓએ કુમારના વિજયની વાત સાંભળી મ્હને એટલા બધા દાગીના બક્ષીસ કર્યા, કે, હું જાણે કે દાગીનાની એક પેટી જ બની ગઇ છું!"

ધારિણીએ કૌતકથી કહ્યુંઃ " એમાં મ્હોટું આશ્ચર્ય શું છે, જયસેના ? આ
શી સઘળાને સરખો આનંદ થવાનો ! "

ધારિણી ઉઠીને જયસેના પાસે આવી; ત્યારે જયસેનાએ હેને ધીમેથી કહ્યુંઃ " દેવી,
ઇરાવતીએ એમ કહ્યું કે, ત્હમે જે કંઇ કર્યું છે તે ત્હમારી મ્હોટપને યોગ્ય જ છે.
ારું વચન પૂર્ણ થવાથી સર્વને આનંદ છે "

ઇરાવતીના અનુમોદનથી દેવીને અતિશય આનંદ થયો. પરિવ્રાજીકા પાસે આવી
ુ કહ્યું " ભગવતી, ત્હમારો ભાઇ સુમતિ માલવિકાને મહારાજાના હાથમાં અર્પણ
ા આવતો હતો. ત્યારે આ સંબંધમાં ત્હમારી અનુમતિ મળવી જોઇએ. "

પરિવ્રાજીકાએ હસીને કહ્યું " દેવી આ બાબતમાં ખરો અધિકાર કહીએ તો
ારો જ ! "

માલવિકાનો હાથ લઇ દેવી ધારિણી રાજા સ્હામે આવી બોલીઃ " આર્યપુત્ર !
જ આ અત્યંત સુખદાયક ખબર બદ્લ બક્ષીસ તરીકે આ મ્હારી માલવિકા હું
મારા હાથમા અર્પણ કરું છું—એનો ત્હમે સ્વીકાર કરો. "

રાજાએ લજ્જાથી નીચું મ્હોં નાખી દીધું.

ધારિણીએ હસીને પૂછ્યું " આર્યપુત્ર, શું નિશ્ચય થયો ત્યારે ત્હમારો ? "

ગૌતમ હસીને બોલ્યો " તરૂણ અને નવીન વર બહુ લજ્જાળુ હોય છે, એવું
: કહે છે ! મહારાજ, દેવીએ પ્રેમથી જ માલવિકાને ' દેવી ' ની પદવી આપી છે. હવે
કત શી છે ? "

ધારિણીએ ફરી કહ્યું " આ લ્યો આર્યપુત્ર ! માલવિકાનું ગ્રહણ કરો. "

" દેવી, ત્હારી આજ્ઞા હમેશાં મ્હારે વંદ્ય છે ! "

એમ કહી રાજાએ માલવિકાનો હાથ પોતાના હાથમા લીધો.

એટલામાં ઇરાવતીની દાસી નિપુણિકાએ આવી રાજાને અભિવાદન કર્યું " મહા-
જનો જયજયકાર થાઓ ! દેવી ઇરાવતી મ્હારા મુખથી મહારાજાને આવી વિનંતી
છે—' શિષ્ટાચારનું ઉલ્લંઘન કરી મ્હેં આર્યપુત્રનો મ્હોટો અપરાધ કર્યો છે, પણ
ા અપરાધ મ્હેં પોતાના પતિનો કર્યો છે—એ મ્હારા પ્રભુ છે, માલિક છે, હેના કહેવા
ાણે જ હું હમેશ ચાલું છું. હવે હેની મનઃકામના પૂર્ણ થઈ છે, તેથી હવે મ્હારા પર
ણ પ્રસન્ન થવું—મ્હારું પણ માન રાખવું. "

ધારિણીએ કહ્યું " નિપુણિકા, દેવી ઇરાવતીને કહીએ, આર્યપુત્ર ત્હારા મન
માણે જ કરશે હો ! "

પછી રાજા તરફ જોઇ દેવીએ કહ્યું " આર્યપુત્ર ! ત્હમારું કયું પ્રિય હવે મ્હારે
વું ? "

અગ્નિમિત્રે કહ્યું " દેવી ! હવે મ્હારું શું પ્રિય હોવાનું છે ? તું હમેશ મ્હારા
ર આવી જ પ્રસન્ન રહે, એટલી જ મ્હારી ત્હને પ્રાર્થના છે; અને દેવતા પાસે મ્હારી
ટલી જ પ્રાર્થના છે કે, આ અગ્નિમિત્ર પ્રજાનું પાલન કરતા અતિવૃષ્ટિ ઇત્યાદિ કોઇ
ણ સંકટ પ્રજાને કદી પણ ઉપદ્રવ ન આપે ! " તથાસ્તુ !

ભરત.

એટલે પ્રાન્તિક નોકરીઓમાં અંગ્રેજો અને એંગ્લો ઇંડિયન સેંકડે ૧૩ હતા અને હિંદુસ્તાનના લોક ૮૭ હતા. આવી રીતે રાજ્યકારભારની દૃષ્ટિએ જવાબદારીની નોકરીઓ અંગ્રેજોના-હાથમાં રાખી ઉતરતી પંક્તિની અને જેમા કમ્મર કસીને કામ કરવુ પડે એવી પ્રાન્તિક નોકરીઓમાં માત્ર હિંદુસ્તાનના લોકોની રેલછેલ કરી હતી.

વરિષ્ઠ નોકરોની વૃદ્ધિ કેવી રીતે થાય છે તે જોતા મહત્વનું અને રાજ્યકાર્યભારનું ઉપયુક્ત શિક્ષણ આપનારી નોકરીઓ યૂરોપમાં ગયેલી હોઇ ,ઉતરતી પંક્તિની જગાએ અહીં નિમણુક કરવામા આવે છે એ બાબત નીચેથી ખુલાસો થશે.

| ખાતું | | ભરતીનું સ્થળ. |
|---|---|---|
| ૧ લશ્કરી જમાખર્ચ ખાતું<br>૨ ભૂગર્ભશાસ્ત્ર ખાતું<br>૩ ખાણો<br>૪ ટંકશાળ<br>૫ રેલ્વેનાં કાઇક ખાતાં<br>૬ એન્જીન તપાસણી | | યુરોપ |
| ૧ જકાત<br>૨ હિંદી જમાખર્ચ ખાતું<br>૩ નૌકાખાતું<br>૪ રેલ્વેનાં કાંઇક ખાતાં | | યૂરોપ અને હિંદુસ્તાન |
| ૧ સિવિલ સર્વિસ ખાતું<br>૨ ખેતીવાડી<br>૩ પશુ ચિકિત્સા ખાતું<br>૪ શિક્ષણ<br>૫ જંગલ<br>૬ વૈદક | ૭ પોલિસ<br>૮ તાર<br>૯ જાહેર બાંધકામ<br>૧૦ રેલ્વે<br>૧૧ માપણી | વરિષ્ઠ નોકરી-યૂરોપ<br>પ્રાન્તિક નોકરી-હિંદુસ્તાન |
| ૧ ટપાલ ને તારખાતું<br>૨ જમીન માપણી<br>૩ રેલ્વે<br>૪ નોંધણી ખાતું<br>૫ મીઠા ખાતું<br>૬ આબ્કારી<br>૭ માપણી | | સાદી નોકરી-હિંદુસ્તાન<br>વિશિષ્ઠ નોકરી-યૂરોપ |

૨૪ ખાતાં પૈકી કારખાના અને બૉઇલર તપાસણી, ખાણો, ટંકશાળ, નૌકાખાતું એ ચાર ખાતામાં એક પણ હિંદુસ્તાનનો વરિષ્ઠ નોકર હોતો નથી.

કમિશનની બેઠકના પ્રારંભમાં વરિષ્ઠ નોકરીઓની બાબતમાં ઉપર પ્રમાણેની સ્થિતિ હતી. એ સ્થિતિ હજુ સુધી એવીજ છે. એ સુધારવા બાબત કમિશનની સૂચનાથી હિંદુસ્તાનના લોકોની ઇચ્છા ને તેના મનોરથ કેટલાં સધાશે તેનું વિવેચન હવે પછી અવકાશે કરીશું.

# મીરાંની માળા.

## પદ ૫૦.

### રાગ હોરી.

હોરી પિયા બિન લાગે ખારી, સુનોરી સખી મેરી પ્યારી. ટેક.
સૂનો ગાંવ[1], દેશ સબ સૂનો, સૂની સેજ અટારી;
સૂની બિરહન[2] પિવ[3] બિન ડોલે, તજ ગઈ પીવ પિયારી,
ભઇ હું યા દુઃખકારી. સુનોરી. ૧

દેસ બિદેસ[4] સંદેસ ન પહુંચે, હોય અંદેસા[5] ભારી;
ગિણતાં ગિણતાં ઘસ ગઇ રેખા, આંગરિયા કી સારી,
અજહું નહિ આયે મુરારી. સુનોરી. ૨

બાજત ઝાંઝ મૃદંગ મુરલિયા, બાજ રહી ઇક તારી[6];
આઇ બસંત[7] કંથ ઘર નાહીં, તન જર[8] ભયા ભારી,
સ્યામ મન કહા બિચારી. સુનોરી. ૩

અબ તો મહેર કરો મુજ ઉપર, ચિત્ત દે સુનો હમારી,
મીરાં કે પ્રભુ મિલજ્યો માધો[9], જનમ કી કુંવારી[10],
લગી દરસન કી તારી[11]. સુનોરી. ૪

---

પદ. ૫૦. ૧ ગાંવ-ગામ. ૨ બિરહન-વિરહ. ૩ પિવ-પિયુ ૪ બિદેસ-વિદેશ; પરગામ. ૫ અંદેસા-શંકા; વ્હેમ. ૬ એકતારી-એક તારો તબુરો. ૭ બસંત-વસંત ઋતુ. ૮ જર-તાવ ૯ માધો-માધવ; શ્રી કૃષ્ણ ૧૦ કુંવારી-કુંવારી. ૧૧ તારી-તૃસી, લેહ, અજહું-હજી. બાજ રહી-વાગી રહી. સેજ-પથારી. અટારી-ગોખ, ઝરૂખો.

स्वामी वेद वीहीन जे धर्म, जाग, दान, जप, तप ने कर्म,
मुक्ती लखी छे वेद विचार, स्वामी ते सुं छ नीरधार.

अर्जुननी आ कर्मबंधननी शंकानुं श्री भगवान समाधान करे छे के

तें कीधुं ते अर्जुन सत्य, वेद वाणीनी खीजी गत्य;
[1]त्रिगुणातीत बुद्धि ए आण, कर्म मानी स्वकर्म करी जाण्य.
ज्ञानी पुरुष जे कर्म आचरे, जप, तप, जोग तीर्थे जे फरे;
[2]स्वधर्म मांही करवुं जेह, फल नहीं छे तेनुं तेह.
धीर उदासी जेनुं मन, ते कर्म मांही जाणे निकर्म;
[3]ज्ञान जोगे मन वश थाय, करम करतो ते नव लेपाय,
हर्ष शोक नहि लाभ ने हाण्य, पाप पुण्य सरखुं करी जाण्य.
[4]तुं मोह सागर तरीश जे वार, तत्वज्ञान हशे ते वार;
त्यारे तुजने शुद्ध बुद्ध हशे, मोह लक्षणनी भमणा जशे.

ए संबंधमा कवि रामभक्त एवी रीते गाय छे के

अर्जुन तुं कहे छे ते सत्य, वेद तणी छे दीधा मत्य;
त्रीगुण अतीत बुध्य तु आण्य, कर्म मांहे नीष्कर्म जाण्य.
ज्ञानी पुरुष कर्म जे करे, जप तप जाग तीरथ आचरे;
स्वधर्म माटे करवुं जेह, कर्मनी इच्छा न करे तेह.
उदास थई मन राखे जम, तुं कर्म जाणे निष्कर्म;
ज्ञान जोग मन वश थाये, ज्ञान वीना ते नव्य प्रीछाये.
हर्ष शोक आयुश ने हाण्य, पाप पुन्यथी अळगो जाण्य;
तो सेहेजे मोहो सागरमा तरे, मोह लक्षणनी भमणा जशे.

श्री भगवाने अर्जुनने स्थिरबुद्धि राखवानो उपदेश आप्यो त्यारे ते केवी रीते थाय ते बाबत अर्जुन प्रश्न करे छे के,

[5]स्वामि ए बुद्ध आवे केम, मोह सागर तरीए जेम!

श्री भगवान एनो उत्तर आपे छे के,

[6]मनना वेग सरव छाडीए, अर्जुन उदासी हींडीए.
दुख पडे शोक ज नहीं, सुखनो मंद नव्य थाय;
[7]रागद्वेषने क्रोधज जीते, मोह मनथी रे जाय.
ए लक्षण स्थिर बुद्धि तणां, एम जीते जीताय,
इंद्रीने संकोची, जेम कर्म संकोचाय.

---

१ भ. गीता श्लो. ४५. २ भ. गीता श्लो. ४७. ३ भ. गी. श्लो. ४८ अ. २. ४ भ. गी. श्लो. ५२. ५ भ. गी. ५४ अ. २. ६ भ. गी. श्लो. ५५ अ. २, ७ भ. गी. श्लो. ५६ अ. २.

રામભક્ત કવિ એ સંબંધમાં કહે છે કે,

> કહો સ્વામી સ્થીર બુધ્ય આવે કયમં, મોહોસાગર તરવાનો મર્મ.
> મનના વિષય સઘળા છાંડીએ, અર્જુન ઉદાસ થૈ હીંડીએ;
> મને કરી મન શોધન, એ તાં સ્થીર બુધ્ય પાવન.
> દુખ શોક જેહેને નહીં, સુખનો મદ નહી થાય;
> રાગ દ્વેષ મનથી તજે, તો મોહ તતક્ષણ જાય.
> લક્ષણ સ્થિર બુધી તણાં, મન જીતે જીતાય;
> ઈંદ્રીને સંકોચીએ, જેમ કુર્મ સંકોચાય.

આ પછી પ્રેમાનંદ વર્ણવે છે કે,

> [1]પુષ્ટપણે વિષયા વશ થાય, આહાર તજે તે સૌ કો જાય;
> રસ ઈંદ્રીને રે રસ નવ તજે, જ્યાં લગી મન વિષયને ભજે.
> અર્જુન એનો કહું ઉપાય, રસ ઈંદ્રિ જ્ઞાને જીતાય;
> જ્યાં લગી મન વિષયને રે ભજે, તેને ધ્યાનનો સંગ ઉપજે.
> [2]સંગ થકી તે ઉપજે કામ, કામથી ક્રોધ મોહ અભિમાન;
> મોહથકી બુદ્ધિનો નાશ, તેથી પામે નરક નિવાસ.
> [3]તે માટે ઇંદ્રી જીતીયે, બુદ્ધિજ્ઞાને વશ કીજીયે;
> સુધર્મનો કરવો વેપાર, હું મ્હારૂં તજવો અહંકાર.
> [4]નૈમીજ્ઞાન દિવસ છે જેહ, નિશા કરી જગત સુતો તેહ;
> જગતાજ્ઞાનની રાત્રી સહી, નૈમી પુરૂષે નિદ્રા ગ્રહી.
> [5]જે મારી ભક્તિ આચરે, કામ ક્રોધ તૃષ્ણા પરહરે.
> ગૃહસ્થ ધર્મને પાળે જેહ, સહી બ્રહ્મપદ પામે તેહ
> જોગ શાસ્ત્ર ને બ્રહ્મવિધાય, સાંખ્યયોગ દ્વિતીયોધ્યાય.

આ પ્રમાણે પ્રેમાનંદ કવિ મહાભારતમાં ગીતાજ્ઞાનનો બીજો અધ્યાય પૂરો કરે છે. રામભક્ત કવિના પાઠમાં સહેજસાજ ફેર સિવાય તે ઉપલા પાઠને મળતોજ છે. એણે પણ છેવટે

> નિસ્પૃહી જે ભક્તી આચરે, કામક્રોધ તૃષ્ણા નવ કરે;
> ગ્રહીસ્વાધર્મને પાળે જેહ, સહી બ્રહ્મપદ પામે તેહ.

ગાઇ બીજો અધ્યાય પૂર્ણ ક્ર્યો છે.

કવિ પ્રેમાનંદે ગીતાનો ત્રીજો કર્મયોગ નીચે પ્રમાણે ગાયો છે

> અર્જુન કહે સુણો ભગવાન, દ્વિધા વચન બોલો છો વાણ;

૧ ભ. ગી. શ્લો. ૫૯ અ. ૨. ૨ ભ. ગી. શ્લો. ૬૨. ૩ ગીતા. શ્લો. ૬૮
૪ ભ. ગી. શ્લો. ૬૯ ૫ ભ. ગી. શ્લો. ૭૧ અ. ૨.

[1]ક્ષણુ ક્ષણુ પ્રતિપાદે કર્મ, વળી નંધા મોહ ને બ્રહ્મ.
સ્વામિ વાત નિરધારી કરી, એક મારગ દેખાડો હરિ;
કૃષ્ણુ કહે અર્જુન મન આણ્ય, બે મારગ સાચા કરી જાણ્ય.
બે મળીને એક જ થાય, જ્ઞાન વિના તે નવ પ્રીછાય;
તે દ્રષ્ટયાં તે એક જ જાણ્ય, રાત દિવસ સુરજ પ્રમાણુ.
કર્મમાં નિકર્મ છે જેમ, કાષ્ટમા હુતાસન ત્યમ;
એક ગૃહસ્થાશ્રમ મૂકી વન જાય, સર્વ તજી સન્યાસી થાય.
તોય હરિ નવ પામે સહી, સત્યજ્ઞાન જ્યાં ભાસ્યું નહીં;
[2]બ્રહ્મ થકે ઉપનું કર્મ, સર્વ ભૂતમા વ્યાપિક કર્મ.
કૃષ્ણાર્પણુ બુદ્ધિ કીજીયે; નિર્ગુણ સગુણ તાં પૂછીયે;
[3]આગે જનકાદિક રાજન, તેણે જાણ્યું એનું બ્રહ્મભજન.
તેણે કર્મ કૃષ્ણાર્પણુ કર્યું, કર્મ વિના તેને અનુસર્યું;
[4]મોટા મહાંત આચરે જેહ, લોક પ્રવર્તે મારગ તેહ.
અર્જુનને કહે ભગવાન, સંસારનું નથી મારે કામ,
[5]લેવુંદેવું મારે નથી, તેનું શું કરવું તે કથી.
તથાપિ હું કરું છું કર્મ, તે માટે જે લોકાધર્મ;
[6]જો હુ કર્મને નંદુ વેદ, તો વર્ણવર્ણનો ભાગે ભેદ.
તે કર્મથી નિર્મળ મન, કરે કર્મને નહિ લેપન.
ગીતાજ્ઞાન કહ્યું ગોવિંદ, અર્જુન મન પામ્યો આનંદ.

કવિ પ્રેમાનંદે મહાભારતમા ઉપર પ્રમાણેનું ગીતાજ્ઞાન આપ્યું છે. આ પછી શ્રી ભગવાને વૈરાટ સ્વરૂપ લીધાનું ને તેમા અર્જુનને સાત પાંડવ અને અગિયાર કૌરવોનો, તથા અઢાર ક્ષોયણુ સેનાનો સંહાર થયેલો બતલાવ્યાનું વર્ણન કવિ કરે છે, અને શ્રી ભગવાન પાસે અર્જુન કહેવડાવે છે કે સંગ્રામ કરતાં તને યશ અપયશ આવશે એવી બીક રહેતી હોય તો તે સર્વ પાપ મને સમર્પી[7] તું લડાઇ કરવા તત્પર થા. અર્જુને તે પ્રમાણે શ્રી કૃષ્ણુ ભગવાનને લડાઇના પાપનો પોટલો બંધાવી ગાણ્ડીવ હાથમાં લીધું. અહીંથી મહાભારતના પ્રથમ દિવસના યુદ્ધના વર્ણનમા કવિ ઉતરી પડે છે. આ પછી ગીતાજ્ઞાન આવતું નથી, તેથી પ્રેમાનંદની મહાભારતની ગીતા અહીં સમાપ્ત થાય છે.

કવિ રામભક્તની ગીતાના ત્રીજા અધ્યાયનો પાઠ, પ્રેમાનંદે કવિએ એ અધ્યાયમાં જેટલું ગીતાજ્ઞાન આપ્યું છે તે સાથે, ઘણો મળતો આવે છે, એટલે તે અત્રે લેવો યોગ્ય ધારું છું. તે કહે છે કે,

અર્જુન કહે સાંભળો શ્રી ભગવાન, દ્વિધા વચન બોલ્યા નિર્વાણુ;
ક્ષણુમાં એક પ્રતિપાદે કર્મ, વળી નંધે મુને લાગે ભ્રમ.

---

[1] ભ. ગી. શ્લો. ૨. ૨ અ. ૩. [2] ભ. ગી. શ્લો. ૧૫. અ. ૩. [3] ભ. ગી. શ્લો. ૨૦. [4] ભ. ગી. શ્લો. ૨૧. અ. ૩. [5] ભ. ગી. શ્લો. ૨૨ અ. ૩. [6] ભ. ગી. શ્લો. ૨૩ અ. ૩. [7] ભ. ગી. શ્લો. ૩૦. અ. ૩.

સ્વામી વાત નીરધાર જ કરી, એક માર્ગ દેખાડો હરિ;
શ્રી કૃષ્ણ કહે અર્જુન મન આણ, બેહુ મારગ સરખા તું જાણ્ય.
બેહુ મળીને એક જ થાય, જ્ઞાને કરીને તે પ્રીછાય;
બેહુ મળીને સરખા જોય, રાત દિવસ એક સૂર્ય પ્રમાણ.
કર્મ માહે નિષ્કર્મ છે જ્યમ, પાષાણ કાષ્ટ હુતાશન જ્યમ;
એક ગૃહસ્થાશ્રમ મૂકી વન જાય, વસ્ત્ર તજી સંન્યાસી થાય;
તેણે ફળ ન પામે સહી, તત્વજ્ઞાન જો ભાંગું નહીં;
બ્રહ્મ થકી ઉપનું છે કર્મ, સર્વ ભૂતમાં વ્યાપિક બ્રહ્મ.
તે કૃષ્ણાર્પણ બુધ્યે કીજ્યે, નિર્ગુણ માંહે તે પુજ્યે;
આદે જનકાદિક રાજન, તેણે જાણ્યું બ્રહ્મજ્ઞાન.
તેણે કર્મ કૃષ્ણાર્પણ કર્યાં, કર્મ વિના તેહેને નવ સર્યાં;
તે મોટા શ્રેષ્ઠ આચાર્ય જેહ, લોક પ્રવર્તાવો માર્ગ તેહ.
અર્જુન પ્રત્યે વદે શ્રી ભગવાન, સંસારનું શું માહારે કામ;
લેવું દેવું માહારે નથી, નથી વેગળું જોવું કથી.
તથાપિ હું કરું છું કર્મ, માટે તે લોકનો ધર્મ;
જો હું કર્મને નંદુ વેદ, તો વર્ણ વર્ણના ભાગે ભેદ.

આ પ્રમાણે કવિ પ્રેમાનંદે ગાયેલું મહાભારતમાંનું ગીતાજ્ઞાન ઘણે અંશે કવિ રામભક્તના ભગવદ્ગીતાના પાઠ સાથે મળતું આવે છે, એ કોઇ પણ જોઇ શકશે. હવે રામભક્ત કવિએ સંવત ૧૬૬૦ માં એ ગીતા લખી છે, એટલે તે પ્રેમાનંદ કવિના સમય ( સંવત ૧૬૯૨–૧૭૭૦ ) પહેલાની છે, તેથી તેના જોવામાં ઉક્ત ગીતા આવી હશે, ને તેણે એ કવિના પાઠનો આધાર લીધો હોય એ બનવા જોગ છે. એ વચ્ચે ઘણી સમાનતા છે, તથાપિ બન્ને એકજ છે એમ પણ નથી. ઘણે ઠેકાણે જુદો પાઠ પણ છે. પ્રેમાનંદ કવિ પહેલાં થઇ ગયેલા કવિઓ નરસિંહ મહેતા, વિષ્ણુદાસ, મનોહર, વગેરેએ કેટલીક સામગ્રી પ્રેમાનંદને આપેલી હતી, અને કવિએ તેનો છૂટથી ઉપયોગ કરેલો છે એ આપણે જાણીએ છીએ. તેજ પ્રમાણે આ રામભક્ત કવિએ તૈયાર રાખેલી સામગ્રીનો પણ કવિએ છૂટે હાથે ઉપયોગ કર્યો છે. આવાજ બીજા દષ્ટાંતો મારા જાણવામાં છે, ને તે સમય મળતાં પ્રસિદ્ધિમાં મુકવામાં આવશે...હાલ તો પ્રજા સમક્ષ આ સામગ્રી માત્ર હું રજુ કરું છું, એટલે હવે પછી કોઇ વિદ્વાનને હાથ આથી વિશેષ કાંઇ હકીકત થાય તો તે એ વિષય ઉપર વિશેષ પ્રકાશ પાડી શકે.

આ વિષય પૂરો કરતાં મને એટલું તો કહેવાની ઇચ્છા થાય છે કે પ્રેમાનંદ કવિકૃત મહાભારત જેવો અમૂલ્ય ગ્રંથ ગુ. વ. સોસાયટિ જેવી સંસ્થાને પ્રાપ્ત થયેલો તે તેના હાથમાંથી હમેશને માટે ગયો તે ખાતે ખરેખર દિલગીરી થાય છે. એ પુસ્તક આજે તેની પાસે હોત તો આ મહાભારતની પ્રત સાથે તે પ્રત સરખાવી જોવાનું સાધન પ્રાપ્ત થાત, ને તેથી કેટલો બધો પ્રકાશ પડી શકત! પરંતુ गतं न शोचमितव्यम् એ ઉક્તિ પ્રમાણે શોચ નહિ કરતાં જે આપણી પાસે છે તેનાથીજ સંતોષ વાળવાનો રહે છે!

સંપૂર્ણ.

[1]ક્ષણ ક્ષણ પ્રતિપાદે કર્મ, વળી નંધા મોહ ને બ્રહ્મ.
સ્વામિ વાત નિરધારી કરી, એક મારગ દેખાડો હરિ;
કૃષ્ણ કહે અર્જુન મન આણ્ય, બે મારગ સાચા કરી જાણ્ય.
બે મળીને એક જ થાય, જ્ઞાન વિના તે નવ પ્રીછાય;
તે દ્રષ્ટયાં તે એક જ જાણ્ય, રાત દિવસ સુરજ પ્રમાણ.
કર્મમાં નિકર્મ છે જેમ, કાષ્ટમાં હુતાસન ત્યમ;
એક ગૃહસ્થાશ્રમ મૂકી વન જાય, સર્વ તજી સન્યાસી થાય.
તોય હરિ નવ પામે સહી, સત્યજ્ઞાન જ્યાં ભાંસ્યું નહીં;
[2]બ્રહ્મ થકે ઉપનું કર્મ, સર્વ ભૂતમાં વ્યાપિક કર્મ.
કૃષ્ણાર્પણ બુદ્ધિ કીજીએ; નિર્ગુણ સગુણ તાં પૂછીએ;
[3]આગે જનકાદિક રાજન, તેણે જાણ્યું એવું બ્રહ્મજ્ઞાન;
તેણે કર્મ કૃષ્ણાર્પણ કર્યું, કર્મ વિના તેને અનુસર્યું;
[4]મોટા મહાત આચરે જેહ, લોક પ્રવર્તે મારગ તેહ.
અર્જુનને કહે ભગવાન, સંસારનું નથી મારે કામ,
[5]લેવુંદેવું મારે નથી, તેનું શું કરવું તે કથી.
તથાપિ હું કરૂં છું કર્મ, તે માટે જે લોકાધર્મ;
[6]જો હું કર્મને નંદુ વેદ, તો વર્ણવર્ણનો ભાંગે ભેદ.
તે કર્મથી નિર્મળ મન, કરે કર્મને નહિ લેપન.
ગીતાજ્ઞાન કહ્યું ગોવિંદ, અર્જુન મન પામ્યો આનંદ.

કવિ પ્રેમાનંદે મહાભારતમાં ઉપર પ્રમાણેનું ગીતાજ્ઞાન આપ્યું છે. આ પછી શ્રી ભગવાને વૈરાટ સ્વરૂપ લીધાનું ને તેમાં અર્જુનને સાત પાંડવ અને અગિયાર કૌરવોનો, તથા અઢાર ક્ષોયણ સેનાનો સંહાર થયેલો બતલાવ્યાનું વર્ણન કવિ કરે છે, અને શ્રી ભગવાન પાસે અર્જુન કહેવડાવે છે કે સંગ્રામ કરતાં તને યશ અપયશ આવશે એવી બીક રહેતી હોય તો તે સર્વ પાપ મને સમર્પી[7] તું લડાઇ કરવા તત્પર થા. અર્જુને તે પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાનને લડાઇના પાપનો પોટલો બંધાવી ગાંડીવ હાથમાં લીધું. અહીંથી મહાભારતના પ્રથમ દિવસના યુદ્ધના વર્ણનમાં કવિ ઉતરી પડે છે. આ પછી ગીતાજ્ઞાન આવતું નથી, તેથી પ્રેમાનંદની મહાભારતની ગીતા અહીં સમાપ્ત થાય છે.

કવિ રાનકાની ગીતાના ત્રીજા અધ્યાયનો પાઠ, પ્રેમાનંદે કવિએ એ અધ્યાયમાં કેટલું ગીતાજ્ઞાન આપ્યું છે તે સાથે, ઘણો મળતો આવે છે, એટલે તે અત્રે લેવો યોગ્ય ધારૂં છું. તે કહે છે કે,

અર્જુન કહે સાંભળો શ્રી ભગવાન, દ્વિધા વચન બોલ્યા નિર્વાણ;
ક્ષણમાં એક પ્રતિપાદે કર્મ, વળી નંધે મુને લાગે ભ્રમ.

---

૧ ભ. ગી. શ્લો. ૨. ૨ અ. ૩. ૨ ભ. ગી. શ્લો. ૧૫. અ. ૩. ૩ ભ. ગી. શ્લો. ૨૦. ૪ ભ. ગી. શ્લો. ૨૧. અ. ૩. ૫ ભ. ગી. શ્લો. ૨૨ અ. ૩. ૬ ભ. ગી. શ્લો. ૨૩ અ. ૩. ૭ ભ. ગી. શ્લો. ૩૦. અ. ૩.

સ્વામી વાત નીરધાર જ કરી, એક માર્ગ દેખાડો હરિ;
શ્રી કૃષ્ણ કહે અર્જુન મન આણ, બેઉ મારગ સરખાં તું જાણ્ય.
બેઉ મળીને એક જ થાય, જ્ઞાને કરીને તે પ્રીછાય;
બેઉ મળીને સરખા જાણ્ય, રાત દિવસ એક સૂર્ય પ્રમાણ.
કર્મ માંહે નિષ્કર્મ છે જ્યમ, પાષાણ કાષ્ટ હુતાશન જ્યમ;
એક ગૃહસ્થાશ્રમ મૂકી વન જાય, વસ્ત્ર તજી સંન્યાસી થાય.
તેણે બ્રહ્મ ન પામે સહી, તત્વજ્ઞાન જો ભાંગું નહી;
બ્રહ્મ થકી ઉપનું છે કર્મ, સર્વ ભૂતમાં વ્યાપિક બ્રહ્મ.
તે કૃષ્ણાર્પણ બુધ્યે કીજીયે, નિર્ગુણ માંહે તે પુજીયે;
આદે જનકાદિક રાજન, તેણે જાણ્યું બ્રહ્મજ્ઞાન.
તેણે કર્મ કૃષ્ણાર્પણ કર્યાં, કર્મ વિના તેહેને નવ સર્યાં;
તે મોટા શ્રેષ્ઠ આચાર્ય જેહ, લોક પ્રવર્તયા માર્ગ તેહ.
અર્જુન પ્રત્યે વદે શ્રી ભગવાન, સંસારનું શું માહારે કામ;
લેવું દેવું માહારે નથી, નથી મેગળું જોવું કથી.
તથાપિ હું કરૂં છું કર્મ, માટે તે લોકનો ધર્મ;
જો હું કર્મને નંદુ વેદ, તો વર્ણ વર્ણના ભાગે ભેદ.

આ પ્રમાણે કવિ પ્રેમાનંદે ગાયેલું મહાભારતમાંનું ગીતાજ્ઞાન ઘણે અંશે કવિ રામભક્તના ભગવદ્ગીતાના પાઠ સાથે મળતું આવે છે, એ કોઇ પણ જોઇ શકશે. હવે રામભક્ત કવિએ સંવત ૧૬૬૦ માં એ ગીતા લખી છે, એટલે તે પ્રેમાનંદ કવિના સમય ( સંવત ૧૬૯૨–૧૭૯૦ ) પહેલાંની છે, તેથી તેના જોવામાં ઉક્ત ગીતા આવી હશે, ને તેણે એ કવિના પાઠનો આધાર લીધો હોય એ બનવા જોગ છે. એ વચ્ચે ઘણી સમાનતા છે, તથાપિ બન્ને એકજ છે એમ પણ નથી. ઘણે ઠેકાણે જુદો પાઠ પણ છે. પ્રેમાનંદ કવિ પહેલા થઇ ગયેલા કવિઓ નરસિંહ મહેતા, વિષ્ણુદાસ, મનોહર, વગેરેએ કેટલીક સામગ્રી પ્રેમાનંદને આપેલી હતી, અને કવિએ તેનો છૂટથી ઉપયોગ કરેલો છે એ આપણે જાણીએ છીએ. તેજ પ્રમાણે આ રામભક્ત કવિએ તૈયાર રાખેલી સામગ્રીનો પણ કવિએ છૂટે હાથે ઉપયોગ કર્યો છે. આવાજ બીજા દૃષ્ટાંતો મારા જાણવામાં છે, ને તે સમય મળતાં પ્રસિદ્ધિમાં મુકવામાં આવશે. હાલ તો પ્રજા સમક્ષ આ સામગ્રી માત્ર હું રજુ કરૂં છું, એટલે હવે પછી કોઇ વિદ્વાનને હાથ આથી વિશેષ કાંઇ હસ્તગત થાય તો તે એ વિષય ઉપર વિશેષ પ્રકાશ પાડી શકે.

આ વિષય પૂરો કરતાં મને એટલું તો કહેવાની ઇચ્છા થાય છે કે પ્રેમાનંદ કવિકૃત મહાભારત જેવો અમૂલ્ય ગ્રંથ ગુ. વ. સોસાયટિ જેવી સંસ્થાને પ્રાપ્ત થયેલો તે તેના હાથમાંથી હમેશને માટે ગયો તે ખાતે ખરેખર દિલગીરી થાય છે. એ પુસ્તક આજે તેની પાસે હોત તો આ મહાભારતની પ્રત સાથે તે પ્રત સરખાવી જોવાનું સાધન પ્રાપ્ત થાત, ને તેથી કેટલો બધો પ્રકાશ પડી શકત ! પરંતુ ગતં ન શોચયિતવ્યં એ ઉક્તિ પ્રમાણે શોચ નહિ કરતાં જે આપણી પાસે છે તેનાથીજ સંતોષ વાળવાનો રહે છે !

સાક્ષર.

# સિનિયર શિક્ષક અને તેમનું કર્ત્તવ્ય.

કેળવણી આપવાનું કામ શિક્ષક કરે છે. શિક્ષકોના પણ પ્રકાર રાખેલા છે. અત્રે તો માત્ર ગુજરાતી કેળવણી બદલ, સિનિયર શિક્ષકના કર્ત્તવ્ય બદલ અને તેનાથી થતી અસર બદલ કંઈક વિવેચન કરવું ઉચિત ધાર્યું છે. વડોદરા રાજ્યમાં તેમ બ્રીટિશ રાજ્યમાં પણ જે શિક્ષકો, સિનિયર થયેલા હોય છે એટલે પરીક્ષાઓ પસાર કરી જેમણે જ્ઞાન મેળવ્યું હોય છે, તેવાઓને અગત્ય આપવામાં આવે છે. એ જ્ઞાન વિદ્યાર્થીઓ યા બાળકો ઉપર કંઈક વધુ અસર કરવા અર્થેજ છે, અને જે હેતુસર આ પ્રમાણે કરવું વાસ્તવિક માનવામાં આવે છે, તે હેતુનો પૂર્ણપણે અમલ થવો ઇષ્ટ છે, અને દિને દિને તેની અસર બીજા ઉપર સારી રીતે લાગુ થવામાં વળી વધારે વાસ્તવિકપણું માનવું જોઈએ. શિક્ષકના મુખ્ય કર્ત્તવ્યમાં મહત્વની વાત એ સમાયલી છે કે તેમણે મેળવેલ જ્ઞાન પ્રમાણે તેઓએ વર્ત્તવું જોઇએ, અને તે જ્ઞાનની અસર બાળકો ઉપર અને બીજા ઉપર તેજ પ્રમાણે રહેવી જોઇએ. એ વાત તરફ જો કોઇ શિક્ષકોનું દુર્લક્ષ હોય તો તેમાં ઉલટું પરિણામ આવે એ સ્વાભાવિક છે.

શિક્ષકોએ કેવળ જ્ઞાન આપીને જ બેસી રહેવાનું નથી; અથવા પોતાની નોકરીના કલાકો કેની રીતે નીકળી જાય એજ ભાવના તરફ લક્ષ રાખી, માથેથી કંઇ ફરજ ઉતારવાની છે—એવું સમજવાની જરૂર નથી. અમે તો ધારીએ છીએ કે જે શિક્ષક કહેવાય છે, ને તેમાં વળી સિનિયર શિક્ષક છે, તેમની જીંદગીનો પૂરો સમય ( દિવસ ને રાત્રિ સુદ્ધાં ) બીજાને પ્રાયઃ બાળકોને અનુકરણ કરનારો છે; અર્થાત્ શિક્ષકની જીંદગીમાં તેમણે કરેલા કામથી અને રાખેલી વર્ત્તણુંકથી તેમને પોતાને લાભ યા હાનિ થવા ઉપરાંત વિદ્યાર્થીઓ, તથા બીજા મનુષ્યો ઉપર પણ તેની અસર સારી યા ખોટી થયાં કરે એવો નિકટનો ગર્ભિત સંબંધ છે. આ પરિણામનો અનુભવ થવાથી જણાશે કે શિક્ષક એ આ દુનિઆમાં કોઇ સાધારણ માણસ નથી; પણ તે વર્ગ એક આગળ પડતો ને પ્રાધાન્યપદ ધરાવતો છે, એ નિર્વિવાદ છે.

શિક્ષકે પોતાના જ્ઞાનની ને કર્ત્તવ્યકર્મની અસર બીજા ઉપર જેમ તેમ સારી ને જલદી લાગુ થાય એજ ઇચ્છવું યોગ્ય છે. અમને લાગે છે કે તેવી ધારણા બહાર કોઇ શિક્ષકનું મન ઇરાદાપૂર્વક હોય એમ નથી, પણ માત્ર તે તરફ દુર્લક્ષ હોવાનો સંભવ હોઇ શકે અને તે માટેજ કંઈક હાલ લખવું યોગ્ય ધાર્યું છે. તે બદલ અમે કેટલીક બાબતોમાં હવે પછી જણાવીએ છીએ. શિક્ષકનું ખરું કર્ત્તવ્ય શું છે તે ઉપર બતાવી ગયા છીએ, તેથી પુનઃ સૂચવવાની જરૂર નથી, પણ તે કર્ત્તવ્યમાં કઇ બાબતોનો સમાવેશ થાય છે, એનો વિચાર કરીએ. સિનિયર શિક્ષક હોય છે તેમણે ઉંચી પરીક્ષા પસાર કરેલી હોય છે એ ઉપરથી એમ તો અનુમાન થઇ શકે. એમ છે કે, જે જે વિષયો પરીક્ષામાં છે, તે તે વિષયોનું તેમને જ્ઞાન હોવું આવશ્યક છે, અને તે ઉપરાંત બાળકો સાથેની તેમ ઇતર મનુષ્યવર્ગ સાથેની વર્ત્તણુંક કેવી રાખવી ને તેની અસર બીજા ઉપર

કેવી રીતે, કયા પ્રયત્ને, કયા સંજોગોમાં, કેવા પ્રકારે થાય તે બદલ સારાસાર વિચારથી ચાલવું, શિક્ષકોએ હમેશાં કેવી રીતે બોલવું ચાલવું, લખવું, અને જનસમૂહમાં કેવી પદ્ધતિથી વર્તવું આ બધી બાબતોમાં શિક્ષકો તૈયાર હોવા જોઇએ; ને તે એવી તૈયારી કે તે કાઇ દોષને પાત્ર ન હોય. આ લેખને મથાળે સિનિયર શિક્ષક બદલ જણાવ્યું છે, પણ તેથી કરી સાધારણ શિક્ષકવર્ગ કોઇ રીતે આ સ્થળે જણાવેલ બાબતોથી અલગ રહેશે એમ નથી, પણ સિનિયર થયેલાને જે વિશેષ મહત્વ આપેલું છે તે મહત્વનો તેનોજ ઉપયોગ થવો જોઇએ. તે માટે તે ઉપર વિશેષ ધ્યાન દેવામાં આવ્યું છે.

શિક્ષકો જ્યારે પોતાના વિદ્યાર્થીઓને જ્ઞાન આપવામાં કે કેળવણી આપવામાં રોકાય ત્યારે ખાસ લાગણી રાખીનેજ કામ કરવું હિતાવહ છે. કારણ કે હમેશાં વિદ્યાર્થીઓ–બાળકો અને બાળકીઓ શિક્ષકો પાસે રહે છે. તેઓ શિક્ષકના કહેવા કે જણાવ્યા પ્રમાણે ખરું છે એમ સમજે છે ને તેમનામા મોટી ઉમરના મનુષ્યો કરતાં ગ્રહણશક્તિ બહુ બળવાન હોય છે, અને વખતે કાયમના માટે ટકી રહે છે. એટલે તે વખતે શિક્ષકને બહુ સંભાળીને તેમ સાચવીને વર્તવાની ફરજ પડે છે. શિક્ષક જે જ્ઞાન કે કેળવણી આપે તે પ્રમાણે તેનું કર્તવ્ય અને તેની વર્તણુક રહેવા જોઇએ એ સ્વાભાવિક છે. આપણે એ બાબતમાં બહુ જ ઉંડા ઉતરવાની જરૂર નથી. શિક્ષક જે ભાષામાં જે રીતે બોલે; અથવા જે ભાષામા જેવી લીપિમા લખે તેનું અનુકરણ સહેલાઇથી બાળકો લઈ શકે. વળી જે જે દોષ શિક્ષકમાં હોય અગર તેમાંથી તે મુક્ત હોય તે તે સર્વ તે પ્રમાણે જ બાળકને લાગુ થાય. શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને જણાવે કે કોઇએ બીડી પીવી નહિ, અગર દુર્વ્યસન કરવું નહિ, ચોરી કરવી નહિ, સારી ભાષા બોલવી, લખવી, મા બાપની સેવા કરવી, શિક્ષકને માન આપવું, કંકાસ કરવો નહિ, ખરાબ સોબત કરવી નહિ, વડીલોતે વિવેક પૂર્વક લખવું, અભિમાન કે ગુસ્સો કરવાં નહિ વિગેરે, પણ એ બોધ આપનાર શિક્ષક જ પોતે બીડી પીયે અગર ઉપર પોતે જ જણાવેલા બોધથી વિરૂદ્ધ વર્તન કરે ને તે પોતાના વિદ્યાર્થીઓના જાણવામાં, જોવામા કે સાંભળવામા આવે તો તે બદલ બાળકોને આપેલો બોધ નિરૂપયોગી થાય છે. ઉલટું બાળકોના કે વિદ્યાર્થીઓના જ્ઞાનની કસોટી એવા પ્રકારની હોય છે કે શિક્ષકના કહેવા કરતાં તેમના કરવા ઉપર તેઓ વધારે નજર પહોંચાડે છે. આ સ્થળે કોઇ એમ કહેતા હશે કે બાળકને તેમ કરવાની જરૂર નથી, તેમણે તો શિક્ષકના કહેવા પ્રમાણે ચાલવું. શિક્ષકના કર્મ તરફ નજર કરવાની જરૂર નથી, પણ આ વાત તદ્દન વેગળી મુકવા જેવી છે. બાળકની એવી વિચારશક્તિ હોતી નથી, પણ તે સાંભળે છે તે કરતાં નજરે જુવે છે તે બાબત તરફ વિશેષ લક્ષ આપે છે; એટલે પ્રથમ એમ કહ્યા સિવાય ચાલશે નહિ કે શિક્ષક હરકોઇ દોષમાથી મુક્ત હોવા જોઇએ. બાળકોને નાની વયમાં કેળવણી આપવાનું કામ માબાપ કરતાં નથી, પણ તે કામ શિક્ષકોને માબાપ સોંપે છે, ને તેના કારણેજ પ્રજા ભવિષ્યમાં સુખી નીવડે; અને એમ પણ ખરું છે કે હમેશા પ્રજા સારી યા નરસી નીવડે તેનો આધાર શિક્ષકના જ્ઞાન તથા હેની કેળવણી આપવાની શક્તિ ઉપર છે. જેટલો આધાર શિક્ષકો ઉપર રહે છે તેટલો માબાપ ઉપર રહેતો નથી; કારણ માબાપ હમેશા પોતાના ધંધામાં હોય છે, અને

સર્વ ઠેકાણે શિક્ષકના જ્ઞાનની બરોબરી માબાપમાં હોતી નથી; ને હોય તો પણ આ કામ શિક્ષક તરફ સોંપવામાં આવે છે. એટલે માબાપ વિશેષ ધ્યાન તે તરફ આપતાં નથી. જો કે માબાપની પણ ફરજ છે કે પોતાનાં બાળકોને સારૂં જ્ઞાન ને સારી કેળવણી આપવામાં ઉત્સાહ કરવો કે જે ઉત્સાહના પરિણામેજ શિક્ષકો કેળવણી આપવાના ભોગી થઇ પડે છે. માબાપ કરતાં શિક્ષકની અસર બાળકો ઉપર વધુ પ્રમાણમાં પડે છે, એમ એકંદર વિચાર કરીશું તો સર્વને જણાશે કે તે વાત યોગ્ય છે.

શિક્ષકો એમ સમજે છે કે " અમે અમારા પગારના પ્રમાણમાં મહેનત કરીએ, પછી બાળકોના નશીબ પ્રમાણે થયા કરશે, તેમા અમે શું કરવાના છીએ ?" પણ આ વિચારો બાજુ ઉપર મુકવા જોઇએ. શિક્ષકની લાયકાત અને તેના કર્તવ્યકર્મથી તો માન આપવામાં કે ઉપકાર કરવામા પ્રજાએ અગ્રપદ તેમનેજ આપવું જોઇએ; પણ તે સુશિક્ષક માટેજ છે. પછી તે શિક્ષક ગમે તેટલા પગારનો યા ઉમરનો કે પંક્તિનો હોય તો તે જોવાનું નથી. બાળકોને યા વિદ્યાર્થીઓને કેળવણી આપવાના કામ સિવાય શિક્ષકનો સંબંધ પ્રજા સાથે પણ જોડાયેલો છે, ને કેટલીક વખત શિક્ષકના જ્ઞાન ઉપર પ્રજા પણ આધાર રાખે છે. તે એવી ધારણાથી કે શિક્ષક એ કાંઇ ઉંચું જ્ઞાન મેળવેલ મનુષ્ય છે. આથી જે જે વખતે પ્રજા સાથે બેસવાઉઠવાનો અગર મળવાનો પ્રસગ હોય તે તે વખતે માનપૂર્વક અને વજન પડે એવી રીતે પોતે વર્તવું જોઇએ, ને હમેશા તે માટે એવીજ વર્તણુંક રાખવી કે પ્રજામા પોતાનું વજન પડે, અને પ્રજા તરફથી માન મળે. આ પ્રસગે કેટલાક શિક્ષકો ફરિયાદ કરશે કે નાના ગામની પ્રજા અગર ત્યાના કેટલાક માણસો શિક્ષકોને માન આપવાને બદલે ઉલટુ અપમાન કરવા ચાહે છે, ને ગણતા નથી, તેથી નારાજ રહે છે, પણ જો તેમ થતું હશે તો તે દોષ શિક્ષકોનોજ છે. પ્રજા કદાચ તેમના કહેવા પ્રમાણે હોય, તો પણ તે પ્રસંગે કેવી રીતે ચાલવું, એ જે તે સ્થળની અને પ્રસંગની હકીકતના ઉપર આધાર રાખે છે. માત્ર પોતાનું કર્તવ્ય ને પોતાની વર્તણુંક ઉભયને ઉચ્ચ વિચારોથી અમલમા મુકવાં જોઇએ. આગળ જણાશે કે તેનો બદલો સારોજ મળશે. પ્રજા સાથે હળીને કે ગરીબ થઇને રહેવુ એમ કહેવાનો ભાવાર્થ નથી પણ શિક્ષકનું જે ખરૂં કર્તવ્ય છે. તે પ્રમાણે ચાલવાથી એનું પરિણામ પ્રજા ઉપર પડે છે, ને પ્રજા પોતેજ આગળ થઇ શિક્ષકને માન આપવા લાગે છે તથા તેમને કોઇપણ રીતે ચાહે છે. કોઇ શિક્ષક પછી તે સિનિયર થયેલો હોય કે ન હોય તો પણ તેવો શિક્ષક જો પુખ્ત ઉમરનો હોય તો તેના કરતાં નાની ઉમરના કે જુવાન વયના શિક્ષકનું વજન કંઇક ઓછું રહે છે. તેનાં કારણો તપાસીશું તો જણાશે. તે કારણોમાં આપણે કેટલાંક કહીશું. જુવાન નાની ઉમરનાં શિક્ષકો ઘણે ભાગે આપણા જોવામા આખો દિવસ ઘર બહાર ને શાળામાં પણ ટોપી પહેરીને તેમજ પહેરણ અગર ખમીસ પહેરી રહે છે, ને જાય છે, આવે છે. આવા શિક્ષકના અંતઃકરણમાં ગમે તેવું જ્ઞાન હોય તો પણ તેની છાપ જોઇએ તેટલી પ્રજાવર્ગમા કે બાળકો ઉપર પડી શકતી નથી, પણ તેજ શિક્ષક જો તે કુળના અગર જ્ઞાતિના કે દેશના રીતરિવાજ પ્રમાણેનો પહેરવેશ પહેરે, ને તેમાં મુખ્યત્વે કરી " માથે પાઘડી ઘાલવી એ ભૂષણરૂપ છે" એમ સમજી તે પોષાકથી પ્રજા યા બાળકો આગળ

સબંધે રાખે તેમાં વજન પડવામાં કંઇક ફેરફ પડે છે. નાની ઉમરના કે યુવાન શિક્ષકો કેટલાક તમોગુણી હોય છે. તેઓ મોટા સાદથી બોલીને કે બાળકોને ધમકાવીને અગર ગાળો આપીને અગર હદ બહાર માર મારીને, અને નોકરી માત્ર વેઠીઆવાડ સરખી કરીનેજ પોતાનું વજન ગુમાવે છે, ને ' શિક્ષક ' શબ્દને કલંકરૂપ કરે છે, એ કહેવું ભાગ્યેજ અયોગ્ય ગણાશે.

અમારા ધારવા પ્રમાણે તો શિક્ષકને ડગલે ડગલે ને પળે પળે પણ સંભાળપૂર્વક ચાલવાનું હોય છે, કારણ આ દુનિયાની પ્રજાની ભવિષ્યની ઉન્નતિ થવાનો આધાર શિક્ષક જેવા સજ્જન વર્ગનું કર્તવ્યકર્મ અને જ્ઞાન અનુકરણ રૂપ થઇ પડે છે તે ઉપર રહે છે, એટલે તે ફરજ અદા કરવી અને તે વિરૂદ્ધ કંઇ પણ પગલું જાણી જોઇને કે અજાણતાં પણ ન ભરાય તે તરફ વિશેષ લક્ષ આપી પોતાની ફરજ બજાવવી એજ શિક્ષકનું ખરૂં કર્તવ્ય છે.

સિનિયર થયેલ શિક્ષકે ઘણા પ્રકારનું જ્ઞાન મેળવેલું હોય છે; તેમાં મુખ્ય વિષય ભાષા તે વ્યાકરણ છે અને તે પછી બીજા વિષયો છે. કેળવણીનો ખરો ઉપયોગ તો આપણા બોલવાચાલવાના વ્યવહારને વિશેષ ભાગે લાગુ થાય છે. આ લેખ લખવા માટે અમને જો કંઇ કારણ મળ્યું હોય તો એ છે કે, એક સિનિયર શિક્ષકના હાથનો લખેલ પત્ર અમને બતાવવામા આવ્યો તે અમે વાચી જોયો. તે ઉપરથી અજાયબી પેદા થઇ કે આવા શિક્ષકો સિનિયર થઇ જનસમૂહને કે બાળકોને ફાયદારૂપ કેવી રીતે થઇ પડે? ઉલટું તે સિનિયર ન થવા જેવા છે, એમ લાગ્યું. પત્ર મેં વાચી જોયો તેનું સુદ્ધાનું લખાણ નીચે પ્રમાણેની ભાષાનું તથા વાક્યરચનાનું છેઃ—

વાઘોડીયા શ્રી તા...........

પ્રીય ભાઇ શ્રી (...............) ( પુત્રનું નામ છે. )

સુ.........

વાઘોડીયેથી લી (...............) ( પીતાનું નામ છે. ) ના ઘટીત વાચશો. બીજું લખવાનું કે અપતો આપડી આસાંમીઓને આપીને આવજો અને......ને રૂ. ૧૫) પંદર રોકડા અહીંથી આપ્યા છે. બાકીના રૂપીઆ તમો આપજો. પછી બધાને રૂપીઆ આપી ઘેર આવજો. બીજું.........ની...... કબુલત તમોએ કહી હોય તે પ્રમાણે કરજો અને ફૉર્મ ભરી આપજો.

દા...........( પીતાનું નામ છે. ) વતી......

...............( સિનિયર શિક્ષકનું નામ છે. )

ઉપરનો પત્ર સિનિયર શિક્ષકના હાથે એક માણસે પોતાના છોકરા ઉપર લખાવેલો છે. અમે બાપનું, દીકરાનું અને શિક્ષકનું નામ આ સ્થળે લખ્યું નથી તો પણ હવે તે કાગળને બારીકીથી જોઇશું; તો તેમાંથી ભાષામાં, વ્યાકરણમા અને વળી પિતા પોતાના

પુત્ર ઉપર પત્ર કેવી રીતે લખી શકે તે પત્ર વ્યવહારની પદ્ધતિમા, કેટલાક દોષ ખુલ્લી રીતે જણાઇ આવે છે તે નીચે પ્રમાણેઃ—

'વાઘોડીયા' શબ્દમા 'ડી' ન જોઇએ પણ 'ડિ' જોઇએ. જો 'ડી' કાયમ રહે તો 'ઘો' ને બદલે 'ઘા' અક્ષર જોઇએ.

'પ્રીય' એ શબ્દ 'પ્રિય' જોઇએ. 'ભાઇ શ્રી' એ શબ્દ પુત્રને લખવા કરતા 'ચિરંજીવ' લખવો જોઇએ.

'વાઘોડીયેથી લી' એમા 'ડીયે' એ અક્ષરો માટે ઉપર પ્રમાણે જોઇએ, અને પિતા પોતાના છોકરાને 'વંદીત' લખે તે કરતા 'આશીર્વાદ' શબ્દ લખે તે વધારે સારૂં ગણાય. આગળ જોતાં ' અપતો આપડી આસામીઓને ' લખ્યુ છે તે ભાષા તદ્દન બેડોળ છે. ' આપણી આસામીઓને હપ્તો આપીને આવશો ' એવા શબ્દ જોઇએ. આખા કાગળની વાક્યરચનામાં 'આપજો', 'આવજો', 'કરજો', આવા શબ્દોને બદલે 'આપશો,' 'આવશો', 'કરશો', એવા વિવેકસૂચક ને માનવાચક શબ્દો હોય તો ઠીક ગણાય, કારણ મથાળે 'વાંચશો' લખ્યા છે તો પછી તે પ્રમાણે આખો કાગળ લખાવો જોઇએ. પત્રમાં જે જે વાક્ય છે તે વાક્યના શબ્દોનો અનુક્રમ જે રીતે લખ્યો છે તેમા ફેરફાર કરવો ઘટે છે. છેવટે દા. માત્ર શિક્ષકના લખ્યા તો, અગર જ્યારે લખાવનાર વતી તેનું નામ લખી પોતાનું નામ લખ્યું તો ' લી ' લખવુ જોઇએ અગર ' લી ' આજ્ઞાથી કે કોઇ પણ વિવેકભર્યા શબ્દોમાં લખાવુ જોઇએ. અમારૂં એમ કહેવું નથી કે આવી ભુલો ન થાય પણ અમે તો ધારીએ છીએ કે, અમારા કરતાં સિનિયર શિક્ષક ભાષામાં તથા વ્યાકરણમા ને લખાણની વિવેક ભરેલી પદ્ધતમા તથા પત્રવ્યવહારના જ્ઞાનમાં વધારે લાયકાત ધરાવે એ સ્વાભાવિક છે, છતા જે પત્રનો નમુનો આપ્યો છે તે કોઇ સાધારણ ગામડીઓ માણસ લખે તેવો છે, તેથી વધારે આગ્રહપૂર્વક અમે આ સ્થળે સર્વ શિક્ષકોને અને વળી તેમાં ઉંચુ જ્ઞાન ધરાવનારા શિક્ષકોને ભલામણ કરીએ છીએ કે આવી રીતે ન થવા દેશો ને તેમ થતું હોય તો અટકાવવાને પોતાનો દાખલો બીજા ઉપર સારી અસર કરે એવી રીતે બેસાડવા ઉમંગી રહેશો, એમા વિશેષ કહેવાની જરૂર નથી.

અમારો આવા લેખો લખવાનો વિષય નથી, અને અમે સિનિયર થયેલ શિક્ષક નથી. બલ્કે શિક્ષક તરીકે અમારો ધંધો પણ નથી, તેથી આ લેખમા, ભાષામા, વ્યાકરણમાં અને બીજામાં દોષ હોય એમા નવાઇ નથી, તેથી એવા દોષ બદલ માફી બક્ષવા વિનંતી કરી આ લેખ બંધ કરીએ છીએ.

વકીલ રામચંદ્ર કાળીશંકર પાઠક.

---

# રમાદેવી.*

## નાટકનાં પાત્રો.

યોગેન્દ્ર—એક રાજા.
જયેન્દ્ર—બીજો રાજા.
કુમાર રવીન્દ્ર—યોગેન્દ્રનો પુત્ર.
બાલ ચન્દ્ર—રાણી અન્નદેવીનો પુત્ર.
સુધીન્દ્ર—રવીન્દ્રનો મિત્ર.
રણધીર } જયેન્દ્રના અધિકારીઓ.
રણજીત }
કંચુકી.
વૈદ્ય.
એક ગાંડો માણસ.
ત્રણ ગરીબ માણસો.
બે વૃદ્ધ ખેડુતો; એક ગોપાલ.
ઉમરાવો, અધિકારીઓ, એક રસોઇઓ.
એક ચરણ, યાત્રાળુઓ, ખેડુતો, નોકરો,
ભિક્ષુકો, સ્વેચ્છાચારીઓ, બાલકો વિગેરે.
અન્નદેવી—એક રાણી.
જયદેવી—જયેન્દ્રની પત્ની.
કુમારી રમાદેવી—જયેન્દ્રની અને જયદેવીની પુત્રી.
કુમારી માયાદેવી—અન્નદેવીની પુત્રી.
રમાદેવીની પરિચારિકા.
સાત સાધ્વીઓ.
એક વૃદ્ધ સ્ત્રી.
દાસીઓ, નોકરો;
ખેડુતની સ્ત્રીઓ વિગેરે.
શશી—એક મ્હોટો કાળો કુતરો.

## અંક પ્હેલો.

### દૃશ્ય પ્હેલું.—કિલ્લાનો બગીચો.

રણધીર અને રણજીત આવે છે.

રણજીતઃ—કેટલા વાગ્યા હશે ?

રણધીરઃ—ચંદ્રથી અનુમાન કરતાં મધ્યરાત્રિ થઇ હશે.

રણજીતઃ—મ્હને લાગે છે વરસાદ પડશે.

રણધીરઃ—હા; પશ્ચિમમાં મ્હોટા વાદળા જણાય છે. ઉત્સવ પૂરો થયા પ્હેલાં આપણો છૂટકારો થવાનો નથી.

રણજીતઃ—મંગળસૂત્ર પ્હેલાં એનો કંઇ અંત આવવાનો નથી.

રણધીરઃ—અરે રે ! અરે રે ! રણજીત !

( અહીં કિલ્લા ઉપર પૂંછડીયો તારો દેખાય છે. )

રણજીતઃ—કેમ ?

રણધીરઃ—પેલી રાત્રિનો પાછો પેલો પૂંછડીયો તારો ! ૭

રણજીતઃ—એ તો અસાધારણ છે.

રણધીર—જાણે કે કિલ્લાપર એ લોહી સીંચતો ન હોય ! એમ લાગે છે.

* બેલ્જીઅમના પ્રખ્યાત લેખક મૉરિસ મૅટરલિંકકૃત " Princess Maleine " નામક નાટકનું અપ્રસિદ્ધ ભાષાન્તર.

# નવૂં અને જૂનું.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૩૦ થી. )

જે અમારા અને તમારા સમાન છે, જેઓ તપશ્ચર્યા પણ કરતા નથી કિંવા હવિષ્ય પણ ખાતા નથી; બૂટ મોજાં પહેરીને, ટ્રામગાડી પર ચઢીને પાન ચાવતા ચાવતા પ્રતિદિન ઑફિસ કે શાળામાં જાય છે, જેઓને માથાથી તે પગ સુધી ખૂબ તપાસ્યા કરીએ તોપણ કોઇ પ્રકારે વિશ્વાસ તો બેસતો નથી કે–તેઓ યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, ગૌતમ, વૈશમ્પાયન, કે ભગવાન કૃષ્ણદ્વૈપાયનના અવતાર છે; જે વિદ્યાર્થીઓને જોઇને હજી સુધી તો પૂર્વના ઋષિમુનિઓનો કાઇંયે ભ્રમ ઉપજતો નથી; જેઓનાં શરીર માદલા છે; તેઓને માટે આ પ્રકારે બ્રહ્મચર્યનો આડંબર કરવો, અને પૃથ્વીની અધિકાંશ ઉદ્યોગી માનનીય જાતિઓને જોઇને મ્હોં મચકોડવું, એ કેવળ અદ્દભુત, અસંગત, અને હાસ્યજનક વાર્ત્તા નથી પરંતુ પૂર્ણરૂપે હાનિકર પણ છે.

ભિન્નભિન્ન કામોની ભિન્નભિન્ન વ્યવસ્થાઓ થયાં કરે છે. પહેલવાન લંગોટ પહેરે છે; શરીરપર માટી ચોપડે છે અને છાતી કાઢીને ચાલે છે. એ જોઇને માર્ગમાંના લોકો આનન્દમગ્ન થઇ, તેને અભિનંદન આપે છે; પરંતુ એજ પહેલવાનનો બહુજ કાયર અને કમજોર પુત્ર, જે કેવળ " એંટ્રંસ " સુધી ભણીને આજ પાંચ વર્ષથી સેક્રેટરી-એટની ઑફિસમાં ઉમેદવારી કરતો હોય છે, તે પણ જો લંગોટ પહેરી, શરીરે માટી મસળી, ઉઠતાબેસતા ખૂંખારા કરે અને ભલા માણસો પૂછે તો કહે કે–" મારો પિતા પહેલવાન છે તેથી હું એમ કરૂં છું " તો બહારનાઓને કદાચ આનંદ થાય પરંતુ તેના સ્વજન અને હિતમિત્રોને તેના માટે શું ચિન્તા ઉપજ્યા વિના ન રહે ? આથીજ કાંતો તમે ખરેખર તપશ્ચર્યા કરો અથવા તો તપશ્ચર્યાનો આડંબર તજો.

પૂર્વે બ્રાહ્મણો ઉપર એક વિશેષ કાર્યનો ભાર હતો. એ કાર્યમા તેઓ વિશેષ ઉપયોગી બની રહે, તે માટે તેઓએ પોતાની ચારે પાસ આચરણ–અનુષ્ઠાનોની સીમા બાંધી હતી. અત્યન્ત સાવધાનતાથી તેઓ પોતાના ચિત્તને એ સીમાની અંદર રાખતા હતા. પરિણામે પ્રત્યેક કાર્યમાં એવીજ એક ઉપયોગી સીમા બંધાતી હતી, અને તે બીજા કામમાં વિઘ્નરૂપ થઇ પડતી હતી. કંદોઇની દુકાને બેસીને કદિ વકીલ પોતાનો ધંધો ચલાવવા ઇચ્છે તો અનેક પ્રકારનાં વિઘ્ન તેને નડયા વિના રહેજ નહીં. એવીજ રીતે પડેલાં કયાંક વકીલની ઑફિસ હોય અને ત્યાં કદિ વિશેષ કારણવશાત કોઇને કંદોઇની દુકાન કાઢવી પડે તો શું ખુરશી ટેબલ, કાગળો અને કાયદાકાનુનોના રિપોર્ટનો મોહ કર્યાથી કામ ચાલી શકશે ? કદી નહીં.

આધુનિક સમયમા પહેલાંની એ વિશેષતા રહી નથી. બ્રાહ્મણો કેવળ યજનયાજન અથવા ધર્મચર્યામાંજ હવે ગુંથાયલા નથી. તેઓમાના ઘણાઓ નોકરી કરે છે. તપશ્ચર્યા કરતા તો અમે કોઇને જોતા નથી. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર અન્ય જાતિઓના કામ

ધંધામાં કાંઈ અન્તર જણાતો નથી. આવી અવસ્થામાં બ્રાહ્મણત્વના સંકીર્ણ ગૃહમાં બદ્ધ રહેવાનું સાર્થક શું ? કાંઈ નહીં. આ સમયે એવી સ્થિતિ થઈ ગઈ છે કે બ્રાહ્મણ ધર્મે કેવળ બ્રાહ્મણોનેજ નથી બાંધી રાખ્યા. જે શૂદ્રો ઉપર શાસ્ત્રીનાં બંધન ઘણાં દૃઢ નહતાં તેઓ સમય મેળવીને એ ગૃહમાં પ્રવેશ્યા છે. હવે તેઓ ત્યાંથી ખસેવા માગતા નથી.

પ્રાચીનકાલમાં બ્રાહ્મણોએ કેવળ જ્ઞાન અને ધર્મનો અધિકાર ગ્રહણ કરી રાખ્યો હતો. એ વખતે સમાજનાં અનેક નાના મોટા કાર્યોનો ભાર શૂદ્ર પર સ્વાભાવિક રીતે પડતો.[1] આથી એ શૂદ્રો ઉપરથી આચારવિચારના અનેક બન્ધનપાશ કાઢી નાખીને તેઓને ઘણી સ્વચ્છન્દ ગતિનો અવસર અપાયો હતો. પરંતુ આ સમયે ભારતવ્યાપી માયિક જાળમાં બ્રાહ્મણથી તે શૂદ્ર સુધી સર્વના હાથ પગ બાંધી લેવાયા છે, અને શબની પેઠે આ નિશ્ચલ પડેલા જણાય છે. નથી તેઓ સંસારનાં કાર્ય કરતા કે નથી તેઓ પરમાર્થરૂપ યોગ સાધતા. પહેલાના જે કામ હતા તે પણ બંધ પડી ગયાં છે, અને આ સમયના આવશ્યક કામો પણ કરવા દેવામાં એક બીજા તરફથી વિઘ્નો નાખવામાં આવે છે.

એ ધ્યાનમાં રાખવું જોઈએ કે જે ગતિશીલ સંસારમાં આપણે અચાનક આવી પડ્યા છીએ, તેમાં રહીને આપણને પ્રાણરક્ષા અને માનરક્ષા કરવાની છે, તો હરઘડી સાધારણ આચારવિચારોને લઈને તર્કવિતર્ક કરવાથી કે મોઢું મચકોડવાથી કે સંભાળી સંભાળીને પગ મૂકવાથી કામ ચાલશે નહીં. એમ કહેવું ભૂલ ભરેલું છે કે આ વિશાલ વિશ્વ-બ્રહ્માંડ કીચ્ચડનો કુંડ છે, શ્રાવણ ભાદરવાની કાચી સડક છે અને પવિત્ર પુરુષોનાં ચરણકમલ મૂકવા માટે અયોગ્ય છે. આ સમયે જો પ્રતિષ્ઠાની વાઞ્છના હોય તો ચિત્તની ઉદારતા, સર્વાંગ નિરોગતા, સ્વાસ્થ્યભાવ, શરીર અને બુદ્ધિની પ્રબલતા, જ્ઞાનના પ્રચાર અને પ્રસારના યત્ન તથા નિરન્તર તત્પરતાની અત્યંત આવશ્યકતા છે. તે તરફ લક્ષ આપો.

આપણે પૃથ્વીમાં કેવલ સર્વ [illegible] પૂર્વક બચીને આપણી મહામાન્ય જાતને સદા સ્વચ્છ રાખી, બીજાઓને [illegible] નહિ ગણી, તેઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવતા જે ઢંગથી વર્તતા આવ્યા છીએ, તેને આધ્યાત્મિક શોખ અથવા વિલાસીપણું કહેવામાં આવે છે. મનુષ્યત્વ આ પ્રકારની અતિ વિલાસિતાથી ધીરે ધીરે નકામું બની જાય છે. જડ પદાર્થ એક શીશીમાં બંધ રાખી શકાય છે, પરંતુ જો જડ અને ચેતનના ભેદને ભૂલીને ચેતનને પણ ખૂબ સ્વચ્છ રાખવા માટે નિર્મળ બિલ્લોરી કાચના સંપુટમાં બંધ રખાય તો એ નહીં છે કે તેના ઉપર ધૂળ પડે નહીં પરંતુ તે સાથે તેનું સ્વાસ્થ્ય પણ બંધ પડે; અર્થાત્ એમ કરવું એ જીવનને ઘટાડવાનુંજ લક્ષણ છે.

આપણા પંડિતો કહ્યા કરે છે કે આપણે જે અદ્ભુત આર્યપવિત્રતા પ્રાપ્ત કરી છે, તે બહુ સાધનાને યોગે મેળવી છે—એ ઘણી અમૂલ્ય વસ્તુ છે. તેની રક્ષા અત્યન્ત સંભાળપૂર્વક કરવી જરૂરની છે. આ ઉપરથી આપણે સર્વ પ્રકારે મ્લેચ્છો અને યવનોથી

1. બંગાળામાં બ્રાહ્મણ અને શૂદ્ર એજ બે વર્ણ છે.

બચવા માટે-તેઓને અડકી પણ ન જવાય તે માટે-પ્રયત્નો કરીએ છીએ. આ સંબંધમાં બે વાત કહેવાની છે. એક તો એ કે જો કે આપણે સર્વ વિશેષ રૂપે પવિત્રતાની ચર્ચા કરનારા કિંવા પવિત્ર રહેનારા નથી, તથાપિ અધિકાંશ મનુષ્યજાતિને અપવિત્ર સમજીને એક સર્વથા અન્યાયી વિચાર, અમૂલક અહંકાર અને પરસ્પર અનર્થક અન્તર કિંવા વિરોધ ઉત્પન્ન કરવાના યત્ન કરીએ છીએ.- એ વાત બહુ લોકો માનતા નથી કે આ પવિત્રતાના સોગંદ લઈને આપણે વિજાતીય મનુષ્યો પ્રત્યે જે દ્વેષ કરીએ છીએ, તે આપણા ચારિત્ર માટે ખોટી છાપ પાડે છે. આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે કેઃ-વસુધૈવ કુટુમ્બકમ્॥ પરન્તુ અહીં એ વિચારાતું નથી કે શાસ્ત્રોમાં શું લખ્યું છે અને બુદ્ધિમાન્ લોકો વ્યાખ્યા કરીને તેઓ કેવો અર્થ ઉઠાવે છે. વિચાર કેવલ એજ કરવાનો છે કે આપણાં આચરણ કિંવા વર્ત્તનથી શું પ્રકટ થાય છે અને એ આચરણના આદિ કારણ ગમે તે હો, પરન્તુ એથી જનસમૂહના હૃદયમાં સહસ્રાજ મનુષ્ય-ઘૃણા ઉપજે છે કે નહીં ? તથા એક જાતિના નાનાથી તે મોટા માણસ પર્યન્ત સર્વને કોઇ અન્ય જાતિમાત્ર પ્રત્યે વિચાર વિના ઘૃણા કરવાનો અધિકાર છે કે નહીં ?

બીજી વાત એ છે કે જડ પદાર્થજ બહારની મલિનતાથી દૂષિત થાય છે. આપણે જ્યારે સરસ પોષાક પહેરીને ફરવા નીકળીએ છીએ ત્યારે બહુ સંભાળ રાખીને ચાલીએ છીએ; બહુ સંભાળપૂર્વક બેસીએ છીએ; જરાક ધૂળ ન વળગે કિંવા પાણીનો છાંટો ન પડે કે કોઇ પણ જાતનો ડાઘ લાગે નહીં, તેની સંભાળ લઇએ છીએ. પવિત્રતા જો એવા પોષાકમાજ આવી જતી હોય તો અવશ્ય એમ કરવું બરોબર છે.

એ લોકોના સ્પર્શથી રખેને તે કાળો ડાઘવાળો થઇ જાય; એ લોકોની હવા લાગવાથી રખેને તે બગડી જાય. પરતુ એવી રીતે પોષાકની પવિત્રતા રાખીને સંસારમાં રહેવું એ ખરેખર એક ભારે વિપત્તિ છે. જનસમાજની યુદ્ધભૂમિ, કર્મભૂમિ અને રંગભૂમિમાં એવા પ્રકારની પવિત્રતાને સંભાળીને ચાલવું અત્યન્ત કઠિન સમજીને, જેઓને શુચિ વાયુનો રોગ લાગ્યો છે તેવા અભાગી મનુષ્યો પોતાની ચાલવાની, ફરવાની અને રહેવાની જગ્યાને અત્યન્ત સંકીર્ણ બનાવી દે છે, અને પોતાને કપડા લત્તાની પેઠે હમેશાં પેટીમાં પૂરી રાખે છે. એવી રીતે મનુષ્યનો પરિપૂર્ણ વિકાસ કે ઉન્નતિ કદિ નથી થતાં.

આત્માની આન્તરિક પવિત્રતાના પ્રભાવથી બહારની મલિનતા પ્રત્યે થોડીક ઉપેક્ષા કર્યા વિના કામ ચાલી શકતું નથી. જે મનુષ્ય સૌંદર્યનો ચુસ્ત ભક્ત હોય તે પોતાનો રંગ બગડવાના ભયથી પૃથ્વીની ધૂળ, માટી અથવા તડકો, હવા પાણી, એનાથી સદાયે દૂર રહેવાની-બચવાની કોશિષ કરતો રહે, અને મીણનાં પૂતળાંની પેઠે નિરાપદ સ્થાનમાં બેસી રહે, એ કેમ નીભી શકે ? એ મનુષ્ય ભૂલી જાય છે કે રંગની સુકુમારતા અથવા સુંદિયાળાપણું સૌન્દર્યનું એક બહારનું સાધન છે; એની આન્તરિક પ્રતિષ્ઠાભૂમિ કેવળ સ્વાસ્થ્ય જ છે; અર્થાત્ સ્વાસ્થ્ય એજ સૌન્દર્યનું મૂલ છે. જડ પદાર્થને સ્વાસ્થ્યની આવશ્યકતા નથી. આથી કદિ જડને ઢાંકીને, બંધ કરીને રાખી મૂકવાથી કશી હાનિ પહોંચતી નથી. આવી રીતે આપણે જો આત્માને જડ કે મૃત પદાર્થ નથી સમજતા, તો થોડીક મલિનતાની

બટક હોવા છતાં પણ તેના સ્વાસ્થ્યના ઉદ્દેશથી, તેને સબલ બનાવવા માટે સામાન્ય જગતમાં તેનો સંબંધ સ્થાપિત કરવો ઘણો જરૂરનો છે.

આ ઉપરથી જણાશે કે આધ્યાત્મિક વિલાસીપણું એ શબ્દ કેમ વાપરવામાં આવ્યો છે. જેમ અત્યંત બહારનાં સુખોનો ઉપભોગ એ વિલાસિતા અથવા શોખીનપણું કહેવાય છે તેમ અત્યન્ત બાહ્ય પવિત્રતા-પ્રિયતાને પણ આધ્યાત્મિક વિલાસિતા કહી શકાશે. ખાવાની, પીવાની, સુવાની, બેસવાની રીતિઓમાં જરા અહીં તહીં ભાસતી સુકુમાર પવિત્રતાને હાનિ પહોંચી એવું સમજવું એનો આધ્યાત્મિક શોખીનપણામાં સમાવેશ થાય છે, અને એમાં કાંઇ સન્દેહ નથી કે વિલાસીપણું ગમે તે પ્રકારનું હો પરન્તુ તેથી મનુષ્યત્વનું બલ અને વીર્ય નાશ પામે છે.

એ વાતનો અસ્વીકાર નથી કરાતો કે સંકીર્ણતા અને જડતા એ બે બહુ નિરાળાં છે; અને એ પણ સત્ય છે કે જે સમાજમાં મનુષ્યપ્રકૃતિનો પૂર્ણ વિકાસ અથવા જીવનમાં પૂર્ણ ગતિ છે, તે સમાજને ઘણા ઉપદ્રવો સામે ચઢવુ પડે છે. જ્યાં જીવન અધિક છે ત્યાં સ્વાધીનતા અધિક છે, અને એ કારણે વિચિત્રતા પણ વિશેષ છે. ત્યાં સારૂં અને નરસું બન્નેની પ્રબલતા છે. જો માણસોના નખ અને દાંત કાઢી લેવામાં આવે, આહાર ઓછો અપાતો જાય, અને તેઓને બન્ને વખત ચાબૂકના મારનો ભય બતાવાતો જાય તો ચાલવાની એક પ્રકારની શક્તિથી શૂન્ય અને અત્યન્ત બ્હીકણ એવાં પાળેલાં પ્રાણીઓના દળ જેવા તેઓ બની જશે; મનુષ્ય-સ્વભાવનુ વૈચિત્ર્ય એકદમ બંધ પડી જશે, અને તે વખતે એવું લાગશે કે ભગવાને આ પૃથ્વીમંડલને એક પિંજર રૂપ બનાવ્યું છે, જીવને રહેવા માટે તેણે સૃષ્ટિ રચી નથી.

પરન્તુ સમાજ-બાળકની પુરાણી ધાવો સારી રીતે જાણે છે કે તંદુરસ્ત બાળકો બહુ નટખટ હોય છે; તેઓ કોઇ કોઇવાર રોઇને ધાંધલ મચાવે છે; કદિક કુદતાં નાચતા દોડાદોડ કરી મૂકે છે, કદિક ઘરમાંથી બહાર જવાનુંજ પસંદ કરે છે, અને બહુ પ્રકારે હેરાન કરે છે; આથી એ ધાવો તે બાળકોને જરાક અફીણની માત્રા દઇ, એ અફીણના નીશામાં મૃતપ્રાય બનાવીને સુવાડી દે છે, અને તેને પરિણામે ઘરનાં કામકાજમાં તેઓ નિશ્ચિન્તપણે ધ્યાન આપી શકે છે.

સ્વાભાવિક નિયમાનુસાર સમાજ જેટલી ઉન્નતિ કરે છે તેટલી તેના જુમ્મેદારી અથવા કર્તવ્યની જંજાળ વધતી જાય છે. જો આપણે કહીએ કે અમારાથી આટલું નહીં થઇ શકે; અમારામાં એટલો ઉદ્યમ નથી; શક્તિ નથી; જો અમારાં માતાપિતા કહે કે અમે બાળકો યોગ્ય અવસ્થાએ પહોંચે ત્યાં સુધી તેમને મનુષ્યત્વનું શિક્ષણ આપવા અસમર્થ તો છીએ, પણ મનુષ્યત્વ માટે જેટલી ત્વરાથી માતા-પિતા થવાય તેટલી ત્વરાથી થવા તૈયાર છીએ; જો અમારા વિદ્યાર્થીઓ કહે કે અમારાથી સંયમ થઇ શકતો નથી; શરીરની અને મનની સંપૂર્ણતા પ્રાપ્ત કરવાના માર્ગ જોવા અમે તદ્દન અસમર્થ છીએ; અસમયે અપવિત્ર સ્ત્રીપુરૂષ સંબંધ અમને અત્યંત આવશ્યક લાગે છે, કેમકે હિંદી ધર્મનું એ વિધાન છે, અમે ઉન્નતિ ચાહીએ છીએ, અમારૂ આ પ્રકારનું કામ ઘણી સારી રીતે

આલશે, ઇત્યાદિ. આવું આવું કહેવામાં આવતાં ઉત્તરમાં ચૂપ રહ્યા શિવાય છૂટકો હોતો નથી; પરન્તુ એ વાત ફરીથી કહેવી પડે છે કે હીનતા તે હીનતાજ સમજવી એ સારૂં છે પરન્તુ બુદ્ધિના બલથી નિર્જીવતાને કે સાધુતા અથવા અસમર્થતાને સર્વશ્રેષ્ઠતા સાબિત કરવી એ સારૂં નથી એમ કરવું એ સદ્દગતિના માર્ગમા ચારેપાસ કાંટા પાથરવા બરોબર છે.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

---

# धन्य जीवन.

## હરિગીત.

(૧)

પરહિત ને પરમાર્થમાં, જે વીર તત્પર છે સદા,
સેવે વળી જે પ્રણયથી, નિજ માતૃભૂમિ સર્વદા;
નિષ્કામ ભાવે જગતમાં, સહુ પ્રાણીની સેવા કરે,
દુઃખી નિરાશ્રિત રોગીના, દુઃખ ટાળવા યત્નો કરે.

(૨)

શૂરવીર છે કર્તવ્યમા, ને બોલવામાં દીન છે,
સ્વતંત્ર છે અંતર થકી, પણ સર્વને આધીન છે;
મન વચન ને વળી કર્મમા, જે એકયતા રાખે સદા,
આપે અહર્નિશ પ્રેમથી, સિદ્ધાંત સદ્વિદ્યા તણા.

(૩)

આ મ્હારૂં ને આ અન્યનું, એ ક્ષુદ્રતાં જ્યાં છે નહિ,
આ ઉચ્ચ કે આ નીચ છે, અજ્ઞાન એવું છે નહિ;
જેનું હૃદય કોમલ સદા, સ્નેહી તણા સહવાસમા,
જીવન ભલે વ્યવહારમા, ત્યાગી છતા છે સર્વદા.

(૪)

સંતોષને સમભાવથી, ઉભરાય છે આનંદમાં,
સદ્બોધ આપી સર્વને, પ્રેરે સદા સદ્ધર્મમાં;
ત્યાગી-છતાં સહુ જગતને, જોડી દીયે સન્માર્ગમા,
એવા પરમ સજ્જન તણું છે ધન્ય જીવન સર્વદા.

"નલિનીકાન્ત."

---

# अमारी डिबेटींग कलब.

એક પ્રસગે મારા કેટલાક મિત્રોએ એક ડિબેટીંગ કલબ સ્થાપવાનો વિચાર મને જણાવ્યો. મિત્રો એટલે મિત્રો નહિ. ઓળખાણના માણસો અગર જે માણસોને સલામ કરવાનો સંબંધ હોય છે તેવા માણસોને સામાન્ય રીતે વ્યવહારમાં 'મિત્રોજ કહેવા પડે છે. સામાન્ય વ્યવહારમાં શબ્દોના અર્થ વ્યવહારૂ રીતે કરવા જોઇએ.

આ જમાનો ચર્ચા, વાદવિવાદ, ભાષણ ઇત્યાદિનો છે. કોઈ વખત ઇશ્વર છે કે નહિ તેની ચર્ચા થાય છે, તો કોઈ વેળા એકાદ મરી ગયેલા કવિનું ગૃહજીવન ચકડોળે ચડે છે. કોઇ વ્યુત્પત્તિ ચર્ચે, તો કોઇ પ્રાચીન કવિના અમુક ગ્રંથમાં પાછળથી કેટલી કડી ઉમેરાઈ તેની ચર્ચા ચલાવે છે. ચર્ચાથી લાભ થાય યા ન થાય, ચર્ચાને અંતે કંઇ નિર્ણય પર આવી શકાય યા નહિ; પણ ચર્ચા તો જમાનાને અનુસરીને કરવી જોઇએજ. ચર્ચાનો વિષય આપણને ઉપયોગી ન હોય તો પણ ફીકર નહિ. હિંદુ લોકોની શિખાનો ઇતિહાસ, મુસલમાન ભાઇઓની દાઢીનો ઇતિહાસ એવું કંઇ ને કંઇ શોધી કહાડી ચર્ચા ચલાવવી એવું આ યુગનું માહાત્મ્ય છે.

પહેલું ભાષણજ અપૂર્વ હોવું જોઇએ એવી મારી સૂચનાના જવાબમાં મને જણાવવામાં આવ્યું કે સર્વે તૈયારી થઇ ગઇ છે. 'ગણિતશાસ્ત્રનું મહત્વ' એ વિષય પસંદ કરવામાં આવ્યો છે. વિષય ખરેખર અપૂર્વ હતો અને એના ઉપર કેવી ચર્ચા કરવી એ મારાથી સમજી શકાયું નહિ, તેથી વિચાર કર્યો કે ચર્ચા સાભળવી પણ કંઇ બોલવું નહિ.

મેં પૂછ્યું "કોઇ ગણીતશાસ્ત્રમા પ્રવિણ પ્રમુખ મળી આવ્યો છે?"

મારા મિત્રોને-કોણ જાણે શાથી આ સૂચના મૂર્ખાઇ ભરેલી લાગી! સૌ હસવા લાગ્યા અને એક જણે કહ્યું "વાહ, વાહ! તમારી સૂચના અમલમાં મૂકી હોય તો ત્રીજે દિવસેજ મંડળ સૂઇ જાય. પ્રમુખ તે વળી એમ પસંદ કરાતા હશે કે? પ્રમુખ તરીકે તો કોઇ ઓફીસરજ જોઇએ. ઓફીસર પ્રમુખ હોય તો જ શ્રોતાની ઠઠ જામે."

આટલું જાણ્યા પછીથી પણ મારી સૂચના હસી કહાડવા જેવી છે એવી મારી ખાત્રી થઇ નહિ તેથી મેં કહ્યું, "તમે પસંદ કરેલા ઓફીસરને શાસ્ત્રનો શોખ તો હશેજ." તેજ મનુષ્યે જવાબ આપ્યો. "શેનો ધૂળનો શોખ! પણ તમે કેમ આમ ગુંચવાયા? પ્રમુખને ભાષણના વિષયનું જ્ઞાન હોવાની જરૂર ક્યાં છે?"

મેં જવાબ આપ્યો "કદાચ તમે કહો છો તે ખરૂં હશે!"

સૌએ રજા લીધી. બીજે દિવસે મુકરર કરેલે વખતે હું જઇ પહોંચ્યો. હૉલ ચીકાર ભરાઇ ગયો હતો. મને વિચાર થયો કે આ માન કોને મળ્યું ગણવું. વધુ વિચાર કરતાં જણાયું કે મારા મિત્ર કહેતા હતા તેમજ હશે.

ઓફીસરના પોઝીશન ઉપરજ શ્રોતાની સંખ્યાનો ખરો આધાર હોવો જોઇએ.

મંડળનું કાર્ય શરૂ થયું. પારસી ભાઇઓ કહે છે તેમ તાળીના ગગડાટ વચ્ચે ભાષણ શરૂ થયું. ભાષણકર્તાએ પોતાના ભાષણનો આરંભ કર્યો.

"વિશ્વદ્દમાન્ય પ્રમુખ સાહેબ, સુજ્ઞ ભગિનીઓ અને શ્રીયુત સદ્દગૃહસ્થો—આપની સમક્ષ હું આજે એક વિચિત્ર વિષય ઉપર ભાષણ આપવા તૈયાર થયો છું. જે વિષય હું આજે ચર્ચવા ઇચ્છું છું તેનું જ્ઞાન શ્રોતાઓમાંથી ઘણા થોડાને હશે એ જણાવવાની ધૃષ્ટતા કરૂં છું. હું કોઇનું અપમાન કરવા ઇચ્છતો નથી. આજની સભાના વિદ્વાન શ્રોતાઓ આગળ હું કેવળ અલ્પજ્ઞાની છું એ હું સારી રીતે સમજું છું. મારા અલ્પજ્ઞાનને લીધે મારા ભાષણમાં અનેક દોષો આપને માલમ પડશે તે સર્વને માટે આપની ક્ષમા યાચું છું. પરંતુ આજનો વિષય એવો અપૂર્વ છે કે એના મહત્વનો કોઇકનેજ ખ્યાલ હોઇ શકે. દુનીઆની પ્રગતિનો મુખ્ય આધાર એ વિષય ઉપરજ છે. જગતમાં કંઇ પણ અચળ અને રૂપાંતરથી પર હોય તો તે એજ છે. મોટા વિદ્વાનોને પણ એ અગ્રાહ્ય છે. શાસ્ત્રી પૂરાણી એની આગળ નમન કરે છે"

શ્રોતાઓની કુતુહળ વૃત્તિ જાગૃત કરવાનો આ પ્રયાસ ચાલુજ હતો તેવામાં મારી એકાગ્રતામાં વિક્ષેપ થયો અને હું વિચારના વમળમાં પડ્યો. મને એમ લાગ્યું કે ભાષણનો વિષય બદલેલો હોવો જોઇએ. ગણીતશાસ્ત્રને બદલે ઇશ્વર, બ્રહ્મ, સર્જનહાર એવો કંઇ વિષય પસંદ કરવામાં આવ્યો હશે. આ વિચારમાં ને વિચારમાં હું થોડું ભાષણ ચૂકી ગયો. કોણ જાણે કેટલાએ વિશેષણ આ વિષયને માટે વપરાયા હશે! ભાષણકર્તાએ 'આ વિષય તે કયો' એવી ગર્જનાની સાથે ટેબલપર હાથ પછાડયો તેથી હું વિચાર નિદ્રામાંથી જાગ્યો, અને સાવધાન થઇ સાંભળવા લાગ્યો. ભાષણ આગળ ચાલ્યું.

"સદ્દગૃહસ્થો, એ વિષય તે ગણિતશાસ્ત્ર છે. ગણિતશાસ્ત્ર એટલે શું, ગણિતશાસ્ત્ર કોને કહેવું, ગણિતશાસ્ત્રનો અર્થ શો કરવો, એમાં શેનો સમાવેશ કરવો એ પ્રશ્ન બહુ ગહન છે."

આ પ્રશ્નોની પરંપરાથી અને તેને અંતે કુદી આવેલી ગહનતાથી મને ખરેખરી નિદ્રા આવી. ભાષણકર્તાએ ગણિતશાસ્ત્ર કોને ગણ્યું અને એમાં શેનો શેનો સમાવેશ કર્યો તે હું કહી શકતો નથી. હાથ પગના પછાડાથી જ્યારે હું જાગી ઉઠ્યો ત્યારે ભાષણનો અંત આવતો હોય એમ જણાયું.

"સદ્દગૃહસ્થો, હવે તમારી ખાત્રી થઈ હશે કે એ વિષય હસી કહાડવા જેવો નથી, એ વિષયનો તિરસ્કાર કરવામાં તમે મોટી ભૂલ કરી છે, અરે ભૂલ તો શું પણ પાપ કર્યું છે. જે વિષય પર તમારા ભવિષ્યનો આધાર છે, જે વિષય પર તમારા દેશના ભવિષ્યનો આધાર છે—બરાબર ધ્યાન આપજો.—હું કહું છું કે તમારા દેશના ભવિષ્યનો આધાર છે (તાળીઓ) જે વિષયથી તમારી બુદ્ધિ ખીલે છે, જે વિષયથી તમને ધૈર્ય પ્રાપ્ત થાય છે, જે વિષયથી તમારા માનસિક વિકાસનાં દ્વાર ખુલ્લાં થાય છે તે વિષયનો આવો તિરસ્કાર, તેની આટલી અવગણના, તેની આવી શોકજનક સ્થિતિ જોઇને કયા મનુષ્યની આંખમાં આંસુ નહિ આવે? સુજ્ઞ બંધુઓ, હું

આપને વિનંતિ કરીને કહું છું, હું આપને પગે પડીને કહું છું, હું આપના ચરણની રજ મારે મસ્તકે મૂકીને કહું છું કે આપણા દેશની ખાતર, આપણા પ્રાચીન ગૌરવનું સ્મરણ કરીને, આપણા પવિત્ર ધર્મને માટે, આપણા પૂજ્ય પૂર્વજોની ખાતર ગણિત શાસ્ત્રનું મહત્વ સ્વીકારો અને તેને આવકાર આપો. તેને તમારા ખરા હૃદયથી વધાવી લ્યો, તેને તમારા જીવનમાં મેળવી લ્યો......! " શ્રોતાઓએ એટલા ઉત્સાહથી તાળીઓ પાડવા માંડી કે પછીથી મારાથી કંઇ સંભળાયું નહિ.

મુખ્ય ભાષણ પૂરું થયા પછી ભાષણ ઉપર ચર્ચા શરૂ થઇ. કોઇએ ગણિત અને વિજ્ઞાનનું સંધાણ કરી વિજ્ઞાનની પ્રશંસા કરવા માંડી, કોઇએ હિંદુસ્તાનના પ્રાચીન ગૌરવનું સ્મરણ કરાવ્યું, કોઇ સંસાર સુધારો અંદર લાવી શક્યા. પરિણામ એ આવ્યું કે ચર્ચામાં વિધવિધ વિષયપર અનેક મતનાં ખંડનમંડન ચાલ્યાં. એક ગૃહસ્થે અંદર સ્વરાજ્યની વાત પણ આણી; પરંતુ પ્રમુખ સાહેબ ચમક્યા અને ગંભીર મુખાકૃતિ કરી એમણે જણાવ્યું કે રાજકીય વિષયપર ચર્ચા કરવી એ મંડળનો ઉદ્દેશ નથી. આ પ્રમાણે થવાથી એ વિષય ઉપર તો કંઇ ચર્ચા થઇ નહિ. મારી ખાત્રી થઇ કે ભાષણનો વિષય ગમે તે હોય તો પણ રાજકીય વિષય સિવાય બીજા કોઇ પણ વિષય ઉપર ચર્ચા કરવાનો હક વક્તાઓને છે. મને લાગ્યું કે આજના ભાષણમાં જે લોકો મારી માફક શરૂઆતથીજ હાજર હતા તે ખરેખરા ભાગ્યશાળી કહેવાય. કારણ કે મોડા આવનારને ભાષણનો વિષય મહા મુશ્કેલીથી જડ્યો હશે.

ચર્ચા મંડળના પહેલા ભાષણનો રીપોર્ટ વધારે લંબાવવાને બદલે માત્ર એક વક્તાની ચર્ચાનો ખ્યાલ તેમના શબ્દમાંજ આપી રીપોર્ટ સમાપ્ત કરીશ. એ ગૃહસ્થે કહ્યું, "ભાષણકર્તાના વિચારને હું જરા પણ મળતો નથી. એમની આટલી વિનંતી પછી પણ મને ગણિતશાસ્ત્ર માટે સંપૂર્ણ તિરસ્કારજ રહ્યો છે. હું નિશાળમાં અભ્યાસ કરતો હતો, ત્યારથીજ એ વિષયને માટે તિરસ્કાર ઉત્પન્ન થયો હતો અને જણાવતાં આનંદ થાય છે કે એ તિરસ્કાર કાયમ છે અને ભવિષ્યમાં પણ કાયમ રહેશે. મારા માસ્તરે ab અને ba એ ભિન્ન નથી એવું મને સમજાવવા પ્રયત્ન કર્યો... માસ્તરના મહાન પ્રયાસ છતાં પણ હું સમજી શક્યો નહિ અને હજુ પણ સમજી શકતો નથી કે એ કેમ બને. જો ab અને ba એકજ હોય તો પછી ૨૧ અને ૧૨ શા માટે એક ન હોવા જોઇએ ? જે અક્ષરોના ઉપયોગથી સાહિત્યના ઉત્તમ ગ્રંથો બને છે તેજ અક્ષરોનો આવો અધમ ઉપયોગ જોઇ કોને ખેદ નહિ થાય ? આવાં ભાષણોથી ભોળવાતા નહિ એટલીજ સૂચના કરી બેસી જવાની રજા લઉં છું."

હરિલાલ માણેકલાલ દેસાઇ.

---

મણીથી વીંટી, વીંટીથી મણી, મણીથી વીંટીથી, વળી આંગળી શોભે,
કવિથી વિદ્યુ, વિદ્યુથી કવિ, કવિથી વિદ્યુથી વળી સભા મ શોભે,
શશીથી શર્વરી, શર્વરીથી શશી, શશી—શર્વરીથી આભ મ. શોભે,
નીરજથી નીર, નીરથી નીરજ, નીરજ—નીરથી સરવર શોભે.

હંસલ.

# ધનલક્ષ્મીની વિશ્રંભ–કથાઓ.

## કથા ૧.

" આ જીવે અગર મરે તો પણ ત્હમારે શું ? ત્હમારે તો હમેશ અર્ધી રાત્રે ઘેર આવવું ! શું આ માણસનાં લક્ષણ છે ? ઢોરની પેઠે બહાર રખડવું એ સારૂં છે.કે ?"

આ પ્રમાણે ધનલક્ષ્મીદેવી પતિરાજ એક મંડળના મેમ્બર થયા તે માટે વાક્–ધારા છોડે છે. ત્હેમના પતિ રૂમઝુમલાલ પથારીમાં પડયા પડયા દેવી જે જે શબ્દોચ્ચાર કરે તે ટકે પેટે સાભળે છે. ( કેમકે આવા મધુર શબ્દો સાભળવાની તેઓશ્રીને હમેશની તાલીમ હતી. ) શહેરમા, ઓફીસમા, તેમજ ભાષણોમા રૂમઝુમભાઇ સારો ઝુમઝુમાટ મચાવતા પણ બૈરી પાસે એ કોડીના ! રૂમઝુમલાલ ન્હાનપણથીજ ગૃહસ્થી બન્યા હતા. જ્યારે પોતે ન કમાતા ત્યારે ઘરના સૌ માણસો ત્હેને ધમકાવતા. આ જોઇ ધનલક્ષ્મીને પણ ધણીને ધમકાવવાની ટેવ પડી ગઇ; અને તે એટલે સુધી કે રૂમઝુમલાલ એક શબ્દ કહે તો તે સ્હામા ત્રણ ચ્હોડવામા પાછીપાની ન કરે. આ પ્રમાણે વડિલોના આશીર્વાદથી સાહેબ સ્હવાર બપોર અને સાંજ એમ ત્રણ વખત વચનબાણથી પૂજાતા. પરંતુ રૂમઝુમલાલ યોગી પુરૂષ એટલે તે વિષે દરકાર કરતાજ નહિ, અને ગૃહસંસાર સરલ રીતે ચાલ્યો જતો.

ધનલક્ષ્મીના ઉપર પ્રમાણે શબ્દો સાભળી રૂમઝુમ બોલ્યો " દેવી જગદમ્બે ! આજ અનુગ્રહ કરી મ્હને સુવા દો તો સારૂં; હમેશાં ત્હમારી વાતો સાભળી મ્હારૂં તો માથું ફાટી જાય છે. "

" સુંમે સુવા દઉં એમ કે ? આજે સુઇ જવાનું નામ પણ ના લેશો ! હમેશ રાત્રે મોડું આવવું અને પછી સુવાનું કેમ બને ? સુવું હોય એ ત્હમારી પેઠે બહાર ન ફરે ! વળી ત્હમારે આમ રખડવુંજ હતું તો પછી પરણ્યાજ શા માટે ? વાંઢા હોત તો કોઇ ન પૂછત કે " ક્યારે આવ્યા ? ક્યાં હતા ?" પરંતુ નવરો હજામ પાટલા મુંડે. ત્હમારે કાઇ ધંધો નહિં એટલે મંડળના મેમ્બર થયા. મંડળમાં જવું, માસિકો કાઢવાં, મ્હોટી વાતો કરી ભાષણો આપવાં અને કરવું કશું નહિં–આવાં વર્તનથી ત્હમે બધા શું કરવા ધારો છો ? આ ત્હમારૂં કામ કે કંઇ બીજું ? "

રૂમઝુમ—અરે ! તું તે બાબત કાંઇ સમજતીજ નથી !

"બસે સ્હમજું છું કે નથી સમજતી પણ ત્હમારા મંડળો શું કરી નાખવાના છે ! ચ્હા પીવી, તડાકા મારવા, બે ત્રણ રીપોર્ટો લખી લોકોને ખુશી કરવાં, આમ કરીને ત્હમે શું ઉદ્ધાર કરી નાંખવાના છો ? ત્હમે બધા મેમ્બરો ૧૮ અઢારે અંગે વાંકા છો. ત્હમારા મેમ્બર મી. તડાકીઆદાસ વાતો કરતા કે હું મ્હારા દિકરાને ૨૦ વર્ષ પહેલાં પરણાવુંજ નહિ, પણ મફત કન્યા મળતાં કેવો ૧૩ વર્ષેજ વરરાજા કર્યો ! બીજા સુરબ્બી રમણચંદ્ર એનાજ ભાઇ ! સ્ત્રીઓને સ્વતંત્રતા આપવા બાબત અને કેળવણી બાબત કોલેજ

હોલમાં મ્હોટું ભાષણ આપે અને બૈરાંને તેમજ બેટીઓને ઘરમાંથી બહાર નીકળવાની પણ મનાઇ ! " પર પુરુષ સાથે બોલવાયજ કેમ ? " આ તેઓનો સિદ્ધાંત ! બીજું ત્હમારા પ્રમુખ ધીરજરામ પંડ્યાની તો વાતજ મૂકો ! હજુ ગયા પરમ દહાડેજ ' કન્યાવિક્રય અને બાળલગ્ન ' ઉપર જડબાંભાંગક ભાષણ આપ્યું; અને પુત્રીનાં ૨૦૦૦ પતીકાં ગણાવતાં જરાએ વિલંબ ન કર્યો ! આ ત્હમારી સભાઓનાં કામ ! માસિકોથી અગર ભાષણોથી કેવળ દેશનો ઉદ્ધાર થતો નથી ! બોલો હું સમજી કે ત્હમે ? "

રમ—તું તો સ્વમજ્ઞુજ છે ! પણ હવે નિદ્રા લેવામાં સમજ તો ઠીક !

" ત્હમારો એ ઉપદેશ મ્હારે નથી જોઇતો. સભામા રખડતા ત્હમારી ઉંઘ કયાં ચાલી જાય છે ? ત્હમે કરો છો એ સારા માણસનું કામ નથી ! પૈસા ત્હમારી પેઠે ઉડાવીએ તો છોકરા ધુધરે ન રમે ! મ્હને તો નવાઇ લાગે છે કે ત્હમે ઘર છોડીને રાત્રે બહાર જાઓ છો ! પરંતુ આજ તો ગયા ! હવે આવતે રવિવારે જશો તો મુશ્કેલ થશે ! બારણાં ઉઘાડું તો હું ધનલક્ષ્મીજ નહિ ! અથવા તો ત્હમારા બધા મેમ્બરોની વચ્ચેજ, જશો તો, ફજેતી કરીશ ! અને બીજું જો ત્હમારા કોઇ પણ મેમ્બરને મ્હારા ઘરમા ઘાલ્યો તો પાટલા પર જમવા બેસવું મુશ્કેલ પડશે ! સમજ્યા કે ? "

રમણુભ—"આટલો સમય સાથે રહ્યો તો પણ શું નહિં સમજયો હોઉં ? "

" ત્હમને તો આવું વાંકુંજ બોલતાં આવડે છે ! ત્હમને મ્હારી કિંમતજ નથી. ઘરને માટે પ્રાણ તોડીને કામ કરૂં પણ ત્હમને કિંમતજ નથી ! ત્હમારા મંડળનો પટાવાળો આવ્યો હતો તે લવાજમનાં બે માસના રૂપીઆ લઇ ગયો; પણ ઘરમાં હું કેટલા દિવસ થયાં ' હળદર ' વિના ચલાવું છું એ ત્હમને કઇ ખબર છે ? ઘણા વેતરા કરીને મરીએ તોએ ત્હમને શું ? પણ યાદ રાખજો કે આમ પૈસા વાપરીએ તો દેવાળું કાઢવાનો વખત આવે ! ત્હમારી પેઠે પૈસા ઉડાવાયજ નહિ. ૨ રૂપીઆ એટલે શું ? મ્હારા કીકાની કેટલી ચોપડીઓ લીધી ? રેશમનું કે કેવું મજાનું ઝબલું લેત ! મ્હારી સાડીની કોર પણ ખરીદાત ! પણ ત્હમને એ કયાંથી સુઝે ! મ્હને પૈસા શિવાયની બધી વાત ગમે ! "

રમણુભલાલ—" આજે જાગરણ કરવાનો વિચાર કર્યો જણાય છે. "

" હા ! હવે સ્હવાર તો પડવા આવ્યું છે. બે કલાક સારૂં શું સુવું ! બે—બે—બે—કલા ક—ક— સુધી—સ—સભામાં જવું—એમ બોલતાં બોલતાં અંતે ધનલક્ષ્મી સુઈ ગઇ.

**મોતીલાલ બાવાલાલ પુરોહિત.**

---

આત્મના બાળક ત્રણ યમગ્રહ, જ્યુપિટર, ને નેપ્ચુન કલ્પ્યાં,
'શુભદર્શક' ને 'સત્યમૂર્તિ' વળી 'ગુણદર્શક' ઉપનામો સ્થાપ્યા;
તેહતે ત્રણે પવિત્રાત્મા, પિતા, પુત્ર તરીકે પરખાયે,
ત્રણમાંથી નેપ્ચુન, 'ગુણદર્શક', પુત્ર કવિ નામે ઓળખાયે.

**હંસલ,**

# બાળ વિનોદ.

એ શીર્ષક નીચે ' સુંદરી સુબોધ ' ના ફેબ્રુઆરી અને માર્ચ ૧૯૧૭ ના અંકમા રા. રા. રણછોડરામ વાવાભાઇએ લેખ લખ્યો છે તેમાં કવિતા આપી છે તેની વાર્તા તેમને પ્રયત્ન કર્યા છતા મળી નથી, અને તેમણે એ વાર્તા કોઇ જાણતું હોય તો લખી મોકલવા આગ્રહ કર્યો છે તેથી પહેલી તથા બીજી કવિતાની વાર્તા નીચે આપી છે.

આચર કુચરની ગાલ્લી, બે મેડક જોડયા જાય;
રાજાએ મારી ચલ્લી, ચલ્લો વેર લેવા જાય.

ઉપલી કવિતા ' આચર કુચર ' ને બદલે ' આકડ કુકડ ' તથા ' ગાલ્લી ' ને સ્થાને ' વ્હેલડી ' તથા ' રાજાએ મારી ' ને બદલે કેટલેક ઠેકાણે ' ધોબીએ મારી ' ને કેટલેક સ્થળે ' મોચીએ મારી ' એવા પાઠથી ગવાય છે. એથી કરીને બીજી કવિતા માત્ર પહેલી કવિતાનો પાઠ ફેર છે. તેથી બન્ને એક ગણી તેની વાર્તા નીચે આપી છે.

## ચકલા ચકલીની વાર્તા.

એક હતી ચકલી ને એક હતો ચકલો. ચકલી એક મોચીની દુકાને ગઇ. ત્યા દાળ તડકે નાખેલી હતી મોચી જોડા સીવતો હતો તેની નજર ચૂકીને ચકલીએ દાળ ચાંચમાં લીધી. તે જોઇ મોચી ખીજવાઇ ગયો ને તેણે જોડો છૂટો માર્યો, તેથી ચકલી મરી ગઇ. આ બધું એક બીજો ચકલો જોતો હતો તે પેલી ચકલીના વરને કહી આવ્યો કે તારી ચકલીને મોચીએ મારી નાખી. ચકલો બહુ ગુસ્સે થયો, ને તેણે તેનું વેર લેવા જવાની તૈયારી કરી. એક લાકડાની ગાડી કરાવી. તેને બે દેડકા જોડયા ને પોતે માહે બેઠો. થોડે રસ્તે ગયો ત્યા એક વીછુ મળ્યો. તેણે પૂછ્યું કે ચકલા રાણા ક્યા જાઓ છો ? ત્યારે ચકલો બોલ્યો.

લાકડકુકડની ગાલ્લી બનાઇ, દો મેંડક જોડયા જાય;
મોચીએ મારી ચકલી, ચક્લો વેર વાળવા જાય.

આથી વીછુએ કહ્યું કે મને લઇ જાઓ છો ? ચક્લો કહે ચાલો. એકથી બે બેઠા. તે આગળ ચાલ્યા એટલે એક સાપ મળ્યો. તેણે પણ પૂછ્યું કે ચકલા રાણા ક્યાં જાઓ છો ? તેને પણ તેણે ઉપર મુજબ જવાબ દીધો કે લાકડકુકડ વિગેરે. ત્યારે સાપે પૂછ્યું મને લઇ જાઓ છો ? તેને પણ કહ્યું ચાલો, એમ ત્રણ બેઠા. વળી આગળ ચાલ્યા ત્યા એક કાબર મળી. તેણે પણ ઉપર મુજબ પૂછ્યું. તેને પણ એજ જવાબ આપ્યો કે લાકડકુકડ૦ વિગેરે. ત્યારે કાબરે કહ્યું કે મને લઇ જશો ? ચકલાએ કહ્યું ચાલો, ત્રણ કરતાં ચાર બેઠા. વળી પાછા આગળ ચાલ્યા ત્યાં એક સાંબેલું મળ્યું તેણે પણ ઉપર મુજબ પૂછ્યું. તેને પણ કહ્યું કે લાકડકુકડ૦ વિગેરે. સાંબેલું કહે, ચાલો, મને લઇ જશો ? તેને પણ જોડે લીધું. વળી આગળ જાય છે, ત્યાં એક છાણનો પોદળો મળ્યો. તેણે પૂછ્યું ચકલાજી, ક્યા ચાલ્યા ? તેને પણ કહ્યું કે લાકડકુકડ૦ વિગેરે. ત્યારે

# भरतखंडकी एकभाषा हिन्दी.

हिन्दीही हिंदुस्थानके शिक्षित समुदायकी सामान्य भाषा हो सकती है यह बात निर्विवाद सिद्ध है. कैसे हो सकती है केवल यही विचार करनाहै। जिस स्थानको आजकल अंग्रेजी भाषा लेनेका प्रयत्न कर रही है पर जिसको लेना उसके लिये असम्भव है वही स्थान हिन्दीको मिलना चाहिये, क्योंकि उसपर हिन्दीका पूर्ण अधिकार है। यह स्थान अंग्रेजीको नहीं मिल सकता है क्योंकि यह विदेशी भाषा है और हमारे लिये बडी कठिन है। अंग्रेजीकी अपेक्षा हिन्दीका सीखना हाथका खेल है। हिन्दी बोलनेवालोंकी संख्या प्रायः ६१ करोड है। बंगला, बिहारी, उडिया, मराठी, गुजराती, राजस्थानी, पंजाबी और सिन्धी, हिन्दीकी बहिनें है। उक्त भाषाओंके बोलनेवाले थोडी बहुत हिन्दी समझ तथा बोल लेते है। इन सबको मिलानेसे संख्या प्रायः २२ करोड हो जाती है। जिस भाषाका इतना प्रचार है उसकी बराबरी करनेके लिये अंग्रेजी जिसे एक लाखभी हिन्दुस्थानी ठीक नहीं बोल सकते है क्योंकर समर्थ हो सकती है। आज तक हमारा देशी काम और व्यवहार हिन्दीमें नहीं होने लगा है इसका कारण हमारी भीरुता अश्रद्धा और हिन्दी भाषाके गौरवका अज्ञान है। यदि हम भीरुता छोड दे, श्रद्धावान हों हिन्दीका गौरव समझलें तो हमारी राष्ट्रीय और प्रान्तिक परिषद् तथा सरकारी धारासभाका भी व्यापार हिन्दीमें चलने लगेगा। आरम्भ प्रान्तिक राष्ट्रीय मण्डलोंसे होना आवश्यक है। इस कार्य यदि कुछ कठिणता भी है तो वह प्रायः तामिलादि द्रविड भाषा भाषीयोंके लिये है पर उसकी भी औषधी हमारे हाथमें है। उत्साही साहसिक स्वभाषाभिमानी हिन्दीके जोशीले पुरुषोंको विना मूल्य हिन्दीको शिक्षा देनेके लिये मद्रासादि प्रान्तोंमें भेजना चाहिये। वे हिन्दीके पराक्रमी प्रचारक बन जाय तो अल्पहि कालमें मद्रासादि प्रान्तके शिक्षित वर्ग हिन्दी सीख लेंगे। यदि हमारेमें उचित जोश हों तो इस प्रश्नका उत्तर केवल तैराशिक पर ही रहता है। जितने अधिक शिक्षक भेजे जाय उतनाही शीघ्र हिन्दीका प्रचार हो जायगा। शिक्षकोंके भेजनेके साथ ही साथ स्वयं शिक्षण पुस्तकोंभी बनानी चाहीये। इन पुस्तकोंका प्रचार विना मूल्य होना आवश्यक है। भाषा सीखनेकी आवश्यकता बतलानेके लिये प्रतिदिन वक्ताओंका भेजनाभी आवश्यक है।

# स्वीकार अने अवलोकन.

૧. **ચોખેરવાળી**–ભાગ ૧ લો તથા ૨ જો, ભાષાન્તર કર્તા રા. રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકાશક રા. રા. જીવણલાલ અમરશી મહેતા અમદાવાદ, મૂલ્ય, બારઆના. આ પુસ્તક સર રવીન્દ્રનાથ ઠાકુરની એક બંગાળી વાર્તાનું અંગ્રેજી ભાષા ઉપરથી ભાષાન્તર છે. રા. ધનશંકર સંસ્કારી અને સરલ ભાષા લખે છે તે તથા તેમનો ભાષા ઉપર કેવો કાબુ છે તે આ માસિકના વાચકોને સુવિદિત છે. પરંતુ તેના કરતાએ આ ચોખેરવાળીમાં જે ભાષા તેમણે વાપરી છે તે વિશેષ સરલ, વિશેષ આલ્હાદજનક અને વિશેષ આકર્ષક છે, ને તેથીજ એ પુસ્તકો ઘણા આકર્ષક ને રમણીય થયાં છે. વાર્તાનો કથાવિભાગ ગુંચવણવાળો નથી તેમ પાત્રો પણ ઘણાં નથી. કથાવિભાગ સાદો પણ હમેશ માણસના અનુભવમા આવે એવો સામાન્ય છે. તેટલા માટે સાંસારિક કથા મુખ્યત્વે ચીતરાયેલી હોવાથી તે વાંચવા, ને તે સાથે એક સપાટે પૂરી કરવા ઇચ્છા રહે છે. વાર્તાનાં પુસ્તકો આવાં જ હોવાં જોઇએ. કેટલીક નવલકથામાં અશ્લીલ વિભાગો જોવામાં આવે છે તે કરતાં જુવાનીમાં થતી ભૂલો સમજવામાં આવતાં, તે સુધારી નીતિના માર્ગનો ઉપદેશ આપતા પુસ્તકો વિશેષ પ્રસિદ્ધ થાય તો તેથી જનસમાજની નીતિ ઉપર સારી અસર થવાનો સંભવ છે. ચોખેરવાળીના અચલ પ્રેમનું પરિણામ આવી સરસ રીતે આલેખ્યાથી નીતિની છાપ વાચકો પર પડયા વિના રહે નહિ, તેટલા માટેજ આવાં પુસ્તકો જેમ વધારે છૂટથી વંચાય તેમ લાભકારક છે. અમે એ પુસ્તક દરેક લાઇબ્રરીમાં રાખવા ભલામણ કરીએ છીએ તથા ભાષાન્તર કર્તાને એવું પુસ્તક લખવા માટે તથા પ્રસિદ્ધકર્તાને તે પ્રસિદ્ધ કરવા માટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

૨. **નીલનેની**–કર્તા રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ. પ્રકાશક રા. રા. જીવણલાલ અમરશી મહેતા. અમદાવાદ મૂલ્ય આના આઠ. આ નાનકડું, રસીકડું પુસ્તક પૂનાની ડેક્કન કોલેજના પ્રિન્સિપાલ પ્રોફેસર બેઇન કૃત "A Draught from the Blue" એ નામના પુસ્તકનો અનુવાદ છે. હાલના વાર્તાયુગમાં પ્રસિદ્ધ થતી જુદી જુદી વાર્તાના વસ્તુ કરતાં આ વાર્તાનું વસ્તુ જુદુંજ છે. વાર્તાના લેખકો ક્યા તો સાંસારિક, ઐતિહાસિક વિષય પસંદ કરે છે, પણ ઉક્ત વાર્તામાં તત્વજ્ઞાનનો વિષય લીધેલો છે. કથા ભાગ ઘણો સૂક્ષ્મ છે. પુરૂષ-પ્રકૃતિનો વિષય છે. પૂર્વજન્મના કર્મના સિદ્ધાંત ઉપર રચના છે. પરંતુ આવા ગહન વિષયને પણ પ્રેમની ગુંથણીથી ગુંથી કર્તાએ રસિક બનાવી કથા વિભાગને વિશેષ આકર્ષક બનાવ્યો છે. ગુજરાતી અનુવાદમાં પણ એ રસિકતાની ક્ષતિ થતી નથી, તથા વસ્તુનું (Spirit) જળવાઇ રહ્યું છે એજ અનુવાદકર્તાની ખૂબી છે. વસ્તુ આવી જાતનું હોવાને લીધે ઘણા શંકા કરે છે કે પ્રો. બેઇને સંસ્કૃતની કથાનો આશ્રય લીધો હશે. પ્રો. બેઇનનાં પુસ્તકો વાંચવા તથા ભાષાન્તર યોગ્ય છે. કેટલાંકનાં ભાષાન્તરે થયેલાં છે, પણ જેટલાં હજી ભાષાન્તર થયા વિનાનાં છે તેઓનું ભાષાન્તર પણ આવી રસિક, આનંદવાળી તથા લલિત ભાષામાં થાય તો આ નવા પ્રકારના સાહિત્યથી આપણી ભાષાની અભિવૃદ્ધિ

થાય એમાં જરાએ શક નથી. અનુવાદ કર્તાને અમે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

વિશેષમાં રા. રા. છવણલાલે ઉક્ત પુસ્તક સાહિત્ય પ્રેમી, નાટકોના કર્તા અને સાક્ષર રા. રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, બી. એ. એલ એલ. બી. બેરિસ્ટર-એટ-લૉ ના મંત્રીપદથી પ્રસિદ્ધ થતી 'વિચાર પુષ્પવાળા' છાપવાનું માથે લીધું છે તેના પહેલા પુસ્તક તરીકે આ પ્રસિદ્ધ કર્યું છે. રા. વિભાકરનાં પુષ્પો જેવું જ એ પુષ્પ છે, એથી અમને ખાતરી થાય છે કે રા. છવણલાલ પુષ્પોની પસંદગી આજ પ્રમાણે કરશે. આ પુસ્તક લાઇબ્રેરીમાં રાખવા યોગ્ય છે તથા દરેકને વાંચવા અમારી ભલામણ છે.

૩. **છત્રપતિ રાજારામ**–લેખક રા. રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન, પ્રકાશક રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા. અમદાવાદ. ઉક્ત પુસ્તક સસ્તી વાર્તામાળાનું ચોથા વર્ષનું પુસ્તક છે. એ મરાઠી પુસ્તકો ઉપરથી લખાયેલું છે. કથા ઐતિહાસિક છે. મહારાષ્ટ્રના મહારાજા છત્રપતિ શિવાજીએ મોગલ બાદશાહ ઔરંગઝેબ સાથે જે યુદ્ધ કર્યું હતું તથા બાદશાહને હંફાવ્યો હતો ત્યારબાદ તેના પુત્ર શંભાજી પિતા જેવું લડાયક હોય નહિ હોવાથી તે મોગલો સામે ટકી શક્યો નહિ, અને અંતે મરાઠાની સત્તા પડી ભાગી, એવામાં મરાઠા રાજ્યની સત્તા છત્રપતિ રાજારામે સતારામાં સ્થાપી તે વિષય આ વાર્તાનું વસ્તુ છે. એમાં વીરરસ પ્રાધાન્ય છે. ભાષા સરળ છે. આવી વાર્તાઓથી આપણો જુનો ઇતિહાસ નવા રૂપમાં કાંઇક તાજો થાય છે, ને તેથી પૂર્વસ્થિતિ જાણવાનું મળે છે. એકંદરે પુસ્તક સારૂં છે, ને તે લાઇબ્રેરીમાં રાખવા યોગ્ય છે.

૪. **લો. મા. દાદાભાઇ નવરોજીનું ટુંકું જીવન ચરિત્ર**–વિવેચક માસિકના પ્રકાશક રા. રા. હીરાભાઇ દાદાભાઇ દેસાઇએ જીવનચરિત્ર માળાની શરૂઆત કરી છે તેના પહેલા પુસ્તક તરીકે હિન્દના દાદાના જીવનથી શરૂઆત થઇ છે એ યોગ્ય જ થયું છે. 'ટુંકું જીવનચરિત્ર' કહ્યું છે તે પ્રમાણે જીવન ઘણું જ ટુંકું છે છતાં એ મહાપુરૂષના જીવનના કેટલાક પ્રસંગો તેમણે આપ્યા છે. કીમત પણ જુજ છે.

૫. **લંડન રહસ્ય**—પુસ્તક ૨ જું. પ્રકાશક રા. રા. મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ.

૬. **ધી ગુજરાત ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગ.** ત્રિમાસિક પત્ર, ભરૂચ. સદરહુ માસિકના તંત્રી રા. રા. શીમનલાલ હરદેવરામ ઠાકોર છે. વડોદરામાં જે 'પ્રકાશ' ખેતી અને સહકાર' નામનું ત્રિમાસિક પ્રસિદ્ધ થાય છે તેવાજ પ્રકારનું આ છે તથા તેવાં ઉદ્દેશથી ઉક્ત માસિકની પ્રસિદ્ધિ છે. એના તંત્રી સાહિત્ય પ્રેમી પુરૂષ છે, એટલે ભાષા શુદ્ધિ ઉપર વિશેષ લક્ષ અપાવું જોઇએ તે ઓછું અપાતું જોવામાં આવે છે એ દિલગીરી છે. આશા છે કે તંત્રી એ બાબત ઉપર હવેથી વિશેષ ધ્યાન આપશે. ખેતીના જુદા જુદા વિભાગોનું જ્ઞાન તથા તેની સમજણ એ માસિક ખેડુતોને આપતું જણાય છે. લેખો સારા છે, અને હાલના જમાનાને જરૂરના છે.

૭. **ધી ભૃગુપુર હિંદુ અનાથાશ્રમનો નવમા વર્ષનો રિપોર્ટ**—આ રિપોર્ટ અમને એ આશ્રમના મંત્રી રા. શીમનલાલ હરદેવરામ ઠાકોર તરફથી મળ્યો છે.

એ વાંચી જતાં અમને ઘણો આનંદ થયો છે. અનાથોની સંખ્યા જો કે મોટી નથી તો પણ તેમના વિદ્યાભ્યાસ વગેરેની વ્યવસ્થા થયેલી જોવામા આવે છે. આપણા ગરીબ વર્ગનાં બાળકો નિરાધાર થાય છે ત્યારે માત્ર પેટને ખાતર જ તેઓ બચપણથી બીજાને આધીન થાય છે. પાદરીઓએ પ્રથમ આ દયાનું અને પરોપકારનું કામ આરંભ્યું હતું, ને ઘણા જીવોને મરતા બચાવ્યા છે. તેઓએ તેમનું બાલવયથી સંરક્ષણ કરેલું એટલે સ્વાભાવિક રીતે તેમણે તેમનો ધર્મ સ્વીકારેલો. છપ્પનીયા દુકાળ પછી સ્થિતિ બદલાઇ ને ગરીબ ગુરબાંને પાળવાનો ધર્મ આપણે સમજ્યા, ને તેને પરિણામે ઠેરઠેર એવાં આશ્રમો થયાં છે. સુરતમાં બાળાશ્રમ છે, વડોદરામા ફત્તેસિંહ અનાથાશ્રમ છે, કાઠિયાવાડમાં વઢવાણમાં એક આશ્રમ છે, તથા નડિયાદમાં પણ અનાથાશ્રમ છે. આ પરોપકારનું તથા દયાનું કામ છે. પરંતુ એટલેથી આપણું કર્તવ્ય સમાપ્ત થતું નથી. જે મહેનત મજુરી કરી શકે એવા અનાથો હોય તેમને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ સુવ્યવસ્થિત કરીને અપાવું જોઇએ, કારણ એથી તે સ્વાશ્રયી બની પોતાનું ગુજરાન ચલાવશે એટલુંજ નહિ પણ આશ્રમને લાભનાયી થશે. આ અથવા એવી જાતનાં શિક્ષણની યોજના કરવાનું કામ આશ્રમના કાર્યવાહકોનું છે. અમે માનીએ છીએ કે ભરૂચમાં એ પ્રકારનું શિક્ષણ અપાતું હશેજ, અને ન હોય તો અમે એ આશ્રમના ઉત્સાહી મંત્રીનું એ દિશા પ્રતિ ધ્યાન ખેંચીએ છીએ. પરોપકારી કાર્યો સુવ્યવસ્થિત ચાલતાં હોય તો તેને આશ્રય દાતાની ન્યૂનતા રહેતી નથી. અમે એ આશ્રમના મંત્રીઓને તેમના પરોપકારી કાર્ય માટે ધન્યવાદ આપીએ છીએ.

૮. શ્રી સર્વજ્ઞ મહાવીર જૈન પુસ્તક ભંડારને અંગે રહેલી પાઠશાળા તથા બોર્ડિંગના ધારા ધોરણ તથા તે સંબંધી ધાર્મિક અમૂલ્ય ફરજ બજાવવાની સોનેરી તક. ઉપરનાં બે ચોપાનિયાં અમને અભિપ્રાય અર્થે તેના કાર્યવાહક તરફથી મળ્યાં છે, તે માટે તેના મંત્રીનો તથા કાર્યવાહકોનો આભાર માનીએ છીએ. ગુજરાતમાં જૂનું સાહિત્ય શોધવા જઇએ છીએ તો જૈન સાહિત્ય આપણને ઘણું હાથ આવે છે. એ સાહિત્ય સાચવી રાખવાને હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે ભંડારો છે જે સુપ્રસિદ્ધ છે. દૃષ્ટાંત તરીકે જેસલમીરનો, પાટણનો, ખંભાતનો વગેરે. જૈન સાધુઓ પોતાનાં ધર્મનાં પુસ્તકોની ઘણી સંભાળ લેતા ને તેમને પોતાના જીવ તરીકે અધિક માની તેમનું રક્ષણ કરતા તો આવી જાળવણી થઇ શકી છે, ને તેનો ઉપયોગ કરી શકાય છે. જેટલાં પુસ્તકો મળી શકયાં તેનું સંરક્ષણ થયું છે, પણ જે છૂટાં છવાયાં પેટી પેટારામાં પડ્યાં પડ્યાં સડયાં કરે છે તેનું રક્ષણ પણ થવુંજ જોઇએ એ વિચારથી, તથા સાધુઓ તથા જીજ્ઞાસુઓ એમનું અધ્યયન કરી શકે એ આશયથી ધોરાજીમાં શ્રી મહાવીર જૈન પુસ્તક ભંડાર સંવત ૧૯૫૮ માં ખોલવામાં આવ્યો છે, તથા સડી જતાં પુસ્તકોનો સંગ્રહ કરી તેમને સુવ્યવસ્થાથી રાખી તેમનો ઉદ્ધાર કરવા માંડ્યો છે, એ જાણી અમને ઘણોજ આનંદ થાય છે. વળી પુસ્તક ભંડારની સાથે એક જૈન સંસ્કૃત પાઠશાળાની તથા જૈન ગુરૂકુળ બોર્ડિંગની પણ યોજના રાખી છે, ને તેનો ઘણા લાભ લે છે એથી કરીને તેના ધારા ધોરણ યોગ્ય ઘડવામાં આવ્યા છે. દીલાશ ભર્યું કામ પણ સારૂં ચાલે છે એ રા. ન્યાલચંદના તથા રા. પુરૂષોત્તમ મગનજી વકીલના અભિપ્રાયથી જણાય છે. આવી સુવ્યવસ્થિત ચાલતી સંસ્થાને નાણાંની ભીડ પડવી ન

જોઇએ. શ્રાવકો તથા જૈન ભાઇઓ હમેશાં પોતાના ધર્મના કામ માટે દાન આપવામાં મગરૂર છે. તેમણે અવશ્ય આવી સંસ્થાને યોગ્ય આશ્રય આપવો જોઇએ. જગ્યાની તંગી દૂર કરવા કાઠિયાવાડમાં દાનવીર તરીકે પ્રસિદ્ધ થયેલા દરબાર સાહેબ શ્રી લક્ષ્મણ મહેરામે પોતાનો જેતપુરનો ૩૦૦૦૦ ની કીમતનો દરબારગઢ અધાટ આપી દેઇ જૈનભાઇઓને ઋણી કર્યા છે. આ પ્રમાણે જૈન સિવાયના બીજા પરોપકારી પુરૂષોને આવી અગત્યની સંસ્થાને યથાશક્તિ મદદ કરવા અમારી ભલામણ છે.

૯. **શ્રીદ્વિતીય દશાલાડ કોન્ફરન્સનો રિપોર્ટ સુરત**—સુરતમાં ગયે વર્ષે મે માસની તા. ૨૮–૨૯ એ મળેલી દશાલાડ પરિષદ્‌નો એ રિપોર્ટ છે, ને તે દશાલાડ જ્ઞાતિ તરફથી રા. રા. મગનલાલ ભૂખણદાસ શેઠ બી. એ. એલ. એલ. બી. તરફથી અમને મળ્યો છે તે માટે અમે એ સદ્‌ગૃહસ્થનો ઉપકાર માનીયે છીએ. જ્ઞાતિ પરિષદો ભરાવાથી જ્ઞાતિભાઇઓ એક સ્થળે એકત્ર થાય છે, એક બીજાના આચારવિચારો વિષે વાદ વિવાદ ચલાવે છે અને પ્રગતિના પ્લેટફોર્મ ઉપર એક થાય છે એ શુભ ચિહ્ન છે. જ્ઞાતિમાં તે પ્રમાણે સુધારા વધારા થાય કે નહિ તે જૂદી વાત છે, પરંતુ એક વિચારના થઇ ભાઇચારો વધે છે એ કાંઇ થોડો લાભ નથી. એકંદરે રિપોર્ટ સંતોષકાર છે.

૧૦. ગુજરાતી ભાષાનું લઘુ વ્યાકરણ ભાગ ૧ લો તથા ૨ જો, અને ગુજરાતી ભાષાનું મધ્ય વ્યાકરણ. એ ત્રણે પુસ્તકો તેના કર્તા રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. બી. એ. તરફથી અમને મળ્યા છે તે માટે તેઓ સાહેબનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. ( અવલોકન હવે પછી. ).

---

## પ્રેમ ઉરનું ઢાંકણ ના, ઉર કેરું ઉઘાડણ.

ઘેરૂં અનેરૂં ગુલાબ મ્હને ઘણું વ્હાલું થયું સખિ !
ઘેરૂં અનેરૂં એ વ્યોમ મ્હને ઘણું વ્હાલું થયું સખિ !
ઘેરી અનેરી એ કુંજ મ્હને બની વ્હાલી ઘણી સખિ !
ઘેરી અનેરી ગમે મ્હને કોયલ કાળી સખિ !
પણ આજ ગમે મ્હને વારિનાં વ્હેણ વહેતાં સખિ !
મ્હને આજ ગમે મેઘ ચાપના રંગ રચેલા સખિ !
આજ આજ ગમે વરસાદ નભે ઝરમરતા સખિ !
ત્યમ આજ ગમે પ્રેમ—આર્દ્ર હૃદય, ઝલકાતાં સખિ !
પ્રેમ ઉરનું ઢાંકણ ના, ઉર કેરૂં ઉઘાડણ એ,
ઉર એકલું પ્રેમ વિના રસહીણ, વિમાસણ એ સખિ !
ઉરમાં આજ એ પ્રેમનાં પરિમલ મીઠાં બન્યાં સખિ !
ચંપકનાં ફુલના કરતાં જુઇ વ્હાલાં થયાં સખિ !

મલયાનિલ.

# वन कोयलने.

## સારંગની છાયા.

સૂનાં ગા માં કોયલ ગાન,
અહીં ઉતરી ઉજ્જડ વેરાન;
જોને પાધર આ મેદાન,
ત્યાં શાં એકલવાયા ગાન !

સૂનાં ગા માં—

વન-ખીલ્યાં પુષ્પ ફોરે અમથાં ગીત લેવાં તુજ માન-કોકિલા ! ગીત.
નહિ મસ્ત રસનાયક અહીં આ (૨) નિર્જન વનનેં સ્થાન,
ઝીયે ગરવાં જે તુજ ગાન,
ઝીલી જગવે જગના પ્રાણ;

સૂનાં૦

હોય ચન્દની વન-વગડે પણ વ્યર્થ વિના ખૂજવાન-કોકિલા ! વ્યર્થ.
ગાન તેમ વહિ જાય વાયુ તુજ (૨) ખુલ્લે વન મેંદાન !
એવા ક્યાં છે પ્રભુ સંતાન !
કોયલગીતને દે સન્માન !

સૂનાં૦

સુધા સમા ઝરણાં વન-વન વહે કોણ કરે પણ પાન ? કોકિલા ! કોણ.
પડયા મમ ટહુકા ત્યમ વિરમે, (૨) પાત્ર વિના શા દાન ?
દિશા શૂન્ય-નિરવ ધરી ધ્યાન,
પથરાયું અહીં સૃષ્ટિ સ્મશાન !

સૂનાં૦

લીલોતરી લીલી ઔષધીઓ ઉમદા, તરૂલતા, ફળ-પાન-કોકિલા ! તરૂ.
વણ ભોક્તા ખીલી કરમાતા, (૨) કરમાશે ત્યમ ગાન.
નથી આ ઇન્દ્ર તણો ઉદ્યાન;
અહીં શી રસખેલનની લ્હાણુ !

ઉંડા વને હશે વિરલ વસતા સંત કોઇ પુણ્યવાન-કોકિલા ! સંત.
ગિરિ તળેટી કે કુંજ-નિકુંજે (૨) મહીનું મેળવી જ્ઞાન.
કવિ આત્મન ! તુજ ધરી સકાન,
ત્યાં ગા કલ્યાણક પ્રભુગાન.

સૂનાં૦

કેશવ હ. શેઠ.

# मासिक मकरंद.

" *St. John College Magazine* માં થોડા વખત ઉપર હિન્દુસ્તાનને લગતા કેટલાક જાણવા જોગ આંકડાઓ આપવામાં આવ્યા હતા તે અત્રે ઉતારી લેવા ઉચિત ધાર્યા છે.

## ( ૧ ) હિન્દુસ્તાનની સામાન્ય સ્થિતી.

હિન્દુસ્તાનનું ક્ષેત્રફળ—૧,૮૦૨,૧૯૨ ચોરસ માઇલ. ( જર્મનીથી ૭ ગણું, જાપાનથી ૧૦ ગણું, બ્રીટીશ આઇલ્સથી ૧૫ ગણું ).

હિન્દુસ્તાનની વસ્તીઃ—૩૧૫,૦૦૦,૦૦૦ ( દુનીયાની વસ્તીનો ⅕ ભાગ )

હિન્દુસ્તાનનો વેપારઃ—એશીયાગાં મ્હોટામાં મ્હોટો.

| | |
|---|---|
| (૧) હિન્દુસ્તાન. રૂ. ૪,૩૫૮,૮૮૪,૨૧૫ | (૪) સ્ટ્રેઇટ્સ સેટલમેન્ટ્સ. રૂ. ૧,૧૦૬,૨૮૫,૦૦૦ |
| (૨) ચીન. ,, ૧,૫૧૨,૭૮૦,૦૦૦ | (૫) તુર્કસ્તાન (૧૯૧૨). ,, ૯૧૦,૯૬૦,૦૦૦ |
| (૩) જાપાન. ,, ૧,૩૪૧,૭૩૫,૦૦૦ | (૬) ઇજીપ્ટ (૧૯૧૪). ,, ૬૮૭,૨૩૫,૦૦૦ |

હિન્દુસ્તાનનો ધંધોઃ—આખી દુનીયામાં છઠ્ઠો.

| | |
|---|---|
| (૧) ગ્રેટબ્રીટન,, ૧૬,૩૨૬,૮૨૫,૦૦૦ | (૪) ફ્રાન્સ. રૂ. ૬,૭૭૦,૬૪૦,૦૦૦ |
| (૨) જર્મની. ,, ૧૧,૩૯૩,૪૭૫,૦૦૦ | (૫) નેધર્લૅન્ડ્ઝ. ,, ૬,૦૪૮,૩૩૦,૦૦૦ |
| (૩) યુ. સ્ટેટ્સ.,, ૯,૫૨૨,૪૬૫,૦૦૦ | (૬) હિન્દુસ્તાન. ,, ૪,૩૫૮,૮૮૪,૨૧૫ |

હિન્દુસ્તાનના ધંધા—વસ્તીના ૭૦ ટકા ખેતી, ૮ ટકા ઉદ્યોગ, ૨·૩ ટકા વેપારી વર્ગ, ૧·૩૪ ભીખારી, ૯ ટકા પાદરી વર્ગ, ૬ ટકા દુકાનદાર વર્ગ.

## ( ૨ ) હિંદુસ્તાનના ખાસ ફાયદા.

હિન્દુસ્તાનની વાર્ષિક ચોખાની ઉત્પત્તિઃ—સૌથી વધારે.

| | | | |
|---|---|---|---|
| હિન્દુસ્તાન | ૩૦,૭૭૩,૦૦૦ ટન | જાવા | ૪,૭૦૪,૦૦૦ ટન |
| ચીન | ૨૨,૧૧૦,૦૦૦ ,, | જાપાન | ૪,૬૯૩,૦૦૦ ,, |

જમીન ૪,૮૨૯ ચોરસ માઇલ. કીમત રૂ. ૩૮૫,૬૩૧,૭૭૫

કીમત જેટલા રૂપીઆનો ઢગ કર્યો હોય તો ગાઉંટ એવરેસ્ટ જેવડા ૮૦ ઉંચા ઢગલા થાય. કીમત જેટલા રૂપીઆની સીધી હાર કરી હોય તો દુનીઆની આસપાસ ૩ પટા બંધાય.

હિન્દુસ્તાની ખાંડઃ—પ્રથમ પંક્તિએ.

| | | | |
|---|---|---|---|
| હિન્દુસ્તાન | ૨૦૫૧,૯૦૦ ટન, | ક્યુબા | ૫૨૧,૧૨૩ ટન, |
| જાવા | ૯૪૫,૭૭૪ ,, | બ્રી. વે. ઇન્ડીઝ ને ગીયેના | ૨૯૩,૪૧૦ ટન, |
| ક્યુબા | ૯૪૦,૬૩૦ ,, | યુનાઇટેડ સ્ટેટ્સ | ૨૨૧,૭૧૯ ટન, |

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ९.    जुलाइ १९१७.    आषाढ १९७३.


## पुनामां पांच दिवस.

તાપી તટે આવેલું સુરત જેમ ગુજરાતમાં રમણીય અને રોનકદાર શહેર ગણાય છે તેમ મહારાષ્ટ્રના મહિમાનું મુખ્ય સ્થાન પુના છે. પેશ્વાઇની જાહોજલાલી પુનાએ જોઇ તેમ બ્રિટિશ સત્તાની આ દેશમાં શરૂઆત સુરતથી થઇ. ગુજરાતમાં નવા વિચારો ઘણુંખરૂં સુરતમા પહેલા પ્રકાશે છે તેમ પુના મહારાષ્ટ્રની અનેક ચેતનમયી પ્રવૃત્તિઓનું ઉદ્ભવસ્થાન ગણાય છે. અંદરખાનેથી સુરત ભિન્ન ભિન્ન સ્થિતિમાં જણાય છે તેમજ પુનામાં પણ પક્ષાપક્ષીનું જોર બહુ જણાય છે. એમ છતાં દેશોદ્ધારની મહાન્ પ્રવૃત્તિમાં જેટલી પહેલ પુનાએ કરી છે તેટલી ભાગ્યેજ આ ઇલાકાના બીજા કોઇ શહેરે કરી હશે. આ સ્થળે માત્ર એ પૈકી હાલની સ્ત્રીઓની શારદાપીઠ વિષેજ થોડું લખીશું, તે એવી ઉમેદથી કે સામાજીક સુધારણાના મૂળ સ્તંભનું ભાન ગુર્જર બંધુઓને થાય.

દરેક સ્થળમાં અને દરેક સમયે કેટલાંક માણસો ધામધૂમ કરીને થોડા કામને મોટું રૂપ આપે છે. એવા ધાંધલીઆ માણસો સિવાય બીજા કેટલાક વિનીત, અને શાંત સ્વભાવના કામ કરનારાઓ, કોઇ પણ પ્રકારના અવાજ વિના પોતાનું કામ બજાવ્યા જાય છે. પ્રોફેસર કર્વે આ બીજા પ્રકારના ગૃહસ્થ છે. આજ એમની વય ઓગણસાઠ વર્ષની થઇ છે. એમણે લીલીસુકી બહુ જોઇ છે. સંસાર સુધારાના ચુસ્ત હિમાયતી હોઇ વિધવા આશ્રમના મૂળ સ્થાપક તેઓજ છે. આશ્રમની સુંદર વ્યવસ્થા અત્યાર સુધી પ્રો. કર્વેની દેખરેખ નીચેજ થતી આવે છે. કેળવણીના કામમાં પણ એમણે ઘણો આગળ પડતો ભાગ લીધો છે. પઠનપાઠન એ તો એમના બ્રાહ્મણત્વને દીપાવે તેવી રીતે એમણે બજાવ્યાં છે. ગુજરાતના કહેવાતા સુધારકો પ્રમાણે માત્ર મોઢે વાત કરીને એઓ બેસી રહ્યા નથી, પરંતુ જાતે અનેક રીતે સુધારાની પ્રવૃત્તિને એમણે આગળ વધારી છે. એમનું તાજું, સુધારા અને કેળવણી સંબંધીનું કાર્ય તે ભારતવર્ષીય મહિલા શારદાપીઠની સ્થાપના એ છે. સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપ્યા વિના હિંદુ સમાજમાં નવું ચેતન આવવાનું નથી એવી પ્રતીતિ થતાં સમાજની ઉન્નતિ અર્થે દેશી ભાષા દ્વારા ઉંચામાં ઉંચી કેળવણી સ્ત્રીઓને આપી શકાય એટલા માટે આ ગૃહસ્થે યોજના ઉભી કરી. અને કશા પણ આર્થિક સાધન વિના તેની શરૂઆત કરી. પૈસા ભેગા કર્યા પછીજ કોઇ મોટું કાર્ય થઇ

શકે એ માનવું ખોટું છે એમ એમનો અનુભવ છે. વિધવાશ્રમની શરૂઆત એક ઝુપડીથી થઇ હતી. આજે ત્યાં સુંદર પત્થરનું મકાન છે. કામ કરનારને નાણાં મેળવવા આ ગરીબ દેશના પણ દુર્લભ નથી. ભારતવાસીઓ પરહિત અને સમાજ સેવાની ખુબ સૈકાઓ થયા કરતા આવ્યા છે, અને એ વાત લક્ષમા રાખીને પ્રો. કર્વેની કામ કરવાની પદ્ધતિ જેમ આશ્રમની બાબતમાં સફલ નિવડી તેમજ આ સ્ત્રીઓની યુનિવર્સિટિની બાબતમા સફલ નિવડશે એવી અમારી પ્રતીતિ છે. આ મહાન કાર્યને ભારતમાતાના પ્રત્યેક અંગ તરફથી સહાય થશે, તો આ ભૂમિમા પણ નાનાં માણસો મોટા કામ ઉપાડી શકે છે ને પાર પાડી શકે છે એમ જગત જોશે.

શરૂઆત નાની સંસ્થાથી કરી છે, પરંતુ કાર્યવાહકો ઉમદા, ઉમંગી અને ઉચ્ચાભિમાની પસંદ કરવામા આવ્યા છે. યુનિવર્સિટીની માનનીય પદ્વી પ્રાપ્ત કર્યા પછી સ્વાર્થત્યાગ કરવાને તત્પર એવા તરૂણ પુરૂષોને શિક્ષણના કામમા યોજ્યા છે. તે ઉપરાત ચાલુ જમાનાની કેળવણીની હિલચાલથી વાકેફ એવા માર્ગદર્શકોની મદદ એમણે મેળવી છે. ડૉ. ભાંડારકર જેવા વયોવૃદ્ધ, અનુભવી, સમર્થ વિદ્વાનની ચાન્સેલર તરીકે પસંદગી કરવામા આવી છે, એટલુંજ નહીં પરંતુ તેમના મુખ્ય સહાયક તરીકે પ્રિન્સિપાલ રઘુનાથ પુરૂષોત્તમ પરાંજપેને ચુંટી કાઢ્યા છે. સેનેટમા જે ગૃહસ્થો અને સ્ત્રીઓ પસંદ થયા છે તે ભા તવર્ષના લગભગ દરેક ભાગમાથી લેવામા આવ્યાં છે. એ મંડળમાં દેશી રાજ્યોના તથા બ્રિટીશ રાજ્યના કેટલાક સારા કેળવાયલા અને માન પામેલા માણસોનાં નામ દષ્ટિગોચર થાય છે. આટલા ઉપરથી એટલુ તો સિદ્ધજ છે કે વ્યવસ્થા અને શિક્ષણના કામમા હાલ તુરત ખામી આવવાનો સંભવ નથી. અનુભવ ઉપરથી જોવા યોગ્ય ફેરફારોની જરૂર જણાશે તેવા કરવામા કશી હરકત આવશે એમ પણ નથી.

આ કામ જેટલી ત્વરાથી આગળ વધે છે તેથી અરધી પણ ઝડપ હિંદુ યુનિવર્સિટિ કે કર્ણાટક કોલેજ કે સુરત કોલેજની સ્થાપનાને અંગે નજરે પડતી નથી. સાધન સંપન્ન હોવા છતા જ્યારે અન્ય નગરવાસીઓ આટલું થોડું કરી શકે છે ત્યારે પુનાના નગરજનો બીજાની મદદ ઉપર આધાર રાખતા છતા પણ ઘણું કરી દેખાડે છે એ ભારતવાસીઓને ધડો લેવા જોગ છે. પુનામાં જઇને ત્યાંના નગરવાસીઓની કાર્યતત્પરતાનુંજ ભાન આપણને થાય તો તે યાત્રા નિષ્ફળ ગયલી નો ગણાય.

મહિલા શારદાપીઠ આખા દેશને અર્થે છે. કોઇ પણ ભારતવાસી તરફથી એ સંસ્થા મદદ સ્વીકારે છે, અને કોઇ પણ સ્થળની મહિલાઓની યથાશક્તિ સેવા બજાવવા ઉત્સુક છે. અભ્યાસક્રમ ત્રણ વર્ષનો રાખ્યો છે. તેમાં કેટલાક વિષયો ફરજીયાત છે, બીજા થોડા ઐચ્છિક છે. અંગ્રેજી સિવાય બીજા કોઇ પણ વિષયના ઉત્તરો માતૃભાષામાં આપી શકાય છે. ભારતવર્ષની મુખ્ય દશબાર ભાષામા એ રીતે ઉત્તરો લખવાની છુટ રાખવામાં આવશે. પરીક્ષક મંડળ એકજ પ્રશ્નાવલિ બધા ઉમેદવારો માટે તૈયાર કરશે; પરંતુ જેને તેને સ્વભાષામા જવાબ લખવાની છુટ રહેશે. પરિણામ પરીક્ષક મંડળ તૈયાર કરશે અને તે જાહેર રીતે બીજી યુનિવર્સિટિના પરિણામ પેઠે બહાર પાડવામા આવશે.

હાલ તુરત મહિલા શારદાપીઠ માટે ઉમેદવારો તૈયાર કરનારી એકજ સંસ્થા છે, અને તે પુનામાં છે. બધી સ્ત્રીઓને ત્યાં જઇ, પાઠશાળામાં દાખલ થઇ, અભ્યાસ કરવાનું બની શકે નહીં એ ઉઘાડ છે. અન્ય સ્થળે હજી બીજી શાળાઓ ઉભી થઇ નથી કે જે આ શારદાપીઠની અંગભૂત ગણાય. સુરત, વડોદરા અને અમદાવાદ ધારે તો બે વરસમાં સંસ્થાઓ કાઢી શકે તેમ છે. હમણાજ આ ત્રણ શહેરોમાં જે સંસ્થાઓ આવા પ્રકારનું કામ બજાવે છે તેનેજ પુનાની યુનિવર્સિટિ સાથે સંબંધમાં લાવવામાં આવે તો ઉંચા અભ્યાસ માટે સ્ત્રીઓને સારી સવડ થઇ શકે તેમ છે. પરંતુ એ દરમ્યાન ગઇ નવમી અને દશમી જુને મળેલી સેનેટની સભાએ એવી દરખાસ્ત મંજુર કરી છે કે, જે સન્નારીએ કોઇ પણ યુનિવર્સિટીની પ્રવેશ પરીક્ષા-મેટ્રિક્યુલેશન કે તેવી બીજી કોઇ-પસાર કરી હશે તે, પુનાની મહિલા શારદાપીઠની પહેલા વર્ષની પરીક્ષા, બહારથી અભ્યાસ કરીને આપી શકશે. આ છુટ હાલ તુરત ત્રણ વર્ષ માટે રાખવામાં આવેલી છે. જે ગુજરાતી સન્નારીને આ રીતે પરીક્ષા આપવાની ઇચ્છા હોય તેણે, રજીસ્ટ્રારને લખીને અભ્યાસક્રમ વગેરે માહિતી મેળવી લેવી જોઇએ. પ્રત્યેક પ્રાંતીય ભાષા માટે સાહિત્યનાં પુસ્તકો મંજુર કરવાની કામચલાઉ સત્તા સિંડિકેટને સેનેટે આપી છે. પત્રવ્યવહાર, 'હિંગણે બુદ્રુક-પુના' એ સરનામે કરી શકાશે.

દેશોન્નતિ પ્રીત્યર્થ માત્ર આજ ચળવળ પુનામા છે એમ નથી. અનેક વ્યાખ્યાન માળાઓ ત્યાં યોજાય છે, અને તે કેળવણીનું બહોળું કાર્ય કરે છે. ભારતીય ઇતિહાસ સંશોધનને માટે એક બીજી સંસ્થા શાંત રીતે એક નાના મકાનમાં કામ કરે છે. જુના ચિત્રો, સિક્કાઓ, હસ્તલિખિત પુસ્તકો, કાગળો કે અન્ય ઐતિહાસિક વિષયો સાથે સબંધ રાખનારી ચીજો ત્યા ધીમે ધીમે ભેગી કરવામાં આવેલી છે. શિલાલેખ, તામ્રપટ વગેરે પણ ત્યાં નજરે પડે છે. શિવાજી મહારાજના સમયનો સોનાનો સિક્કો-હોન-જેની કિંમત લગભગ સાડા ત્રણથી ચાર રૂપીઆની છે તે જોઇ અત્યંત આનંદ થયો. રા. પોતદાર નામના એક ઉત્સાહી ગૃહસ્થે આ સંસ્થાની અનેક જોવા લાયક વસ્તુઓ બતાવી આનંદમાં ઉમેરો કર્યો. ગુર્જર બંધુઓ આ કાર્યમાં ક્યારે જોડાશે ?

મને ૧૯૦૯-૧૦ મા પંજાબ જવું થયલું ત્યારે ત્યાંના બ્રહ્મસમાજમાં અને આર્યસમાજમાં ભાગ લેનારા કેટલાક સ્ત્રીપુરૂષોને મળવું થયું હતું; તેમાનાં એક સન્નારી શ્રીમતી સરલાદેવી ચૌધરી સાથેનું ઓળખાણ તાજું કરવાનું પણ પુનાની ફર્ગ્યુસન કોલેજમાં બની આવ્યું. વિલાયતમાં મળેલા મૈસુરના એક પ્રોફેસરને ઘણી મુદતે મળવાનો પ્રસંગ પણ મળ્યો. વડોદરામાં તો કેટલેક નવીન વિચારની પ્રગતિ દેખાય છે, પરંતુ ગુજરાતનો જે મોટો ભાગ હજી ભારતવર્ષના બીજા ભાગોએ સાધેલા કાર્યથી અજાણ્યો છે, તે પુનાની [illegible] સંસ્થાઓથી વાકેફ રહે તો બહુ લાભ થાય. પુનાના કર્માંડ અને જુના વિચારના માણસો પણ આચારવિચારમાં કેટલા આગળ વધ્યા છે તે જાણીને ગુર્જર બંધુઓને બેલાશક લાભ થાય તેવું છે. મે જુનના તાપ અને ઉકળાટથી થાકી ગએલું શરીર પુનાની સુંદર અને ખુશનુમા આબોહવાથી જરૂર ફાયદો મેળવે, એટલુંજ નહી પણ ગુજરાતી બંધુઓ હાલ જે મોળા જણાય છે તે ત્યાંની હીલચાલથી વાકેફ રહેતાં

અનેક જાતના હલકા વિચારોમાંથી મુક્ત થઇ સ્નેહ, ઐક્ય અને સ્વાર્થત્યાગના ત્રિવેણી સંગમમાં સ્નાન કરતાં શીખશે. વર્ષાઋતુમાં લીલા, લાડી, લલિત ને ક્ષેમ, જેમ ઠામે ઠામ નાચી રહી છે તેમ, ભારતનો સ્ત્રીવર્ગ ઉંચા સંસ્કાર ઝીલી આપણું કુટુંબજીવન રસમય અને સુખ રૂપ બનાવે એજ પ્રાર્થના પુનાંની યાત્રાથી પાછા ફરતાં ગાડીમા થઇ છે. પ્રભુ તે સ્વીકારો !

આષાઢી પંચમી
સંવત ૧૯૭૩.

નન્દનાથ કે. દીક્ષિત.

---

# पतन.

રાહ—( હું તો પ્રેમની જોગણ પીયુને શોધવા ચાલી ).

અહ ! સંતજી, પગ પાવડી પરથી જુઓ આ ખસી ગયો;
તમ પુણ્યભર પગને જુઓ ! જરી ધૂળ અડકી હો !
અરે લપસી ગયો પગ હો !
હતી અડગ મેરૂ સમી સમાધિ આજ સુધી ભાળી;
એ અચલતા બદલાઇ ક્યમ ગયું ધ્યાન તમ હાલી ?
સમાધિ શું તમે ટાળી ?
અગ્નિ તણી ચીનગારી ન્હોતી તમ હૃદય, દીઠી;
અણધારી જ્વાલામુખી તણી જ્વાલા ભભુકી ઉઠી !
જગતને લાગતી જુઠી !
ફાટયાં તમારા વલ્કલો પર ચળકતું શું દીસે ?
સોના રૂપાના તારથી વલ્કલ શું સાંધ્યાં છે ?
અરે ઓ સંતપણું ક્યાં છે !
આશ્રમ તમારો આજ દીન સુધી જાણતા સૂનો,
ક્યાંથી પડે પડછાય ચારૂ સુંદરી તનનો ?
ખરૂં શું ? કે બધા સ્વપ્નો ?
ઋષિજી કમંડલુ આપનું ઢોળાતું આ રઝળે !
પાણી પીશો ક્યમ ?—રૂપલા બેડલું પડે નજરે !
રુચી શુલબદન વારી ભરે ?
તમ ભવ્ય ભાલ થકી ભુંસાઇ ભસ્મ ગઇ સઘળી !
ખૂટી ભસ્મ કે કુમકુમ તણા લેપનની વૃત્તિ થઇ ?
ગયું મન સિદ્ધિમાં શું વઢી ?

R. V.

# विदेही साक्षर रणजीतराम वावाभाइ महेता बी. ए.

ગુર્જર ફુલવાડીમાં અનેક ફૂલો ઉગ્યા છે, ને તે અનેક આખરે કરમાઇ ગયેલાં છે છતાં પણ તેની પરિમલ હજી પણ આપણે લઇએ છીએ. નામ તેનો નાશ છે જ. ફુલવાડીનું ફૂલ પરિપકવ થઇ પોતાનાથી આપી શકાય એટલી સુગંધી આપીને કરમાય તે તો કુદરતના નિયમ પ્રમાણે થયું છે એમ માની આપણે સકંપ મન વાળીએ, પરંતુ ફૂલ અધું વિકસ્યું ન વિકસ્યું, પરિમલ અર્ધી લીધી ન લીધી, પૂરૂં ઉઘડયું ન ઉઘડયું એટલામાં અકાળ કોઇ ચુંટી લે તો તેથી આપણને જે આઘાત તથા દુઃખ થાય તે અસહ્ય છે. આવું જ કાંઇ આપણા સાહિત્યોદ્યાનમાના સ્વર્ગસ્થ સાક્ષર રણજીતરામ વાવાભાઈ મહેતારૂપી ફૂલનું થયું છે. એ ફુલ વિધિએ અકાળ ચુંટયું છે, ને તેથી તેમાંથી નિકળતી પરિમલ અધવચ્ચ બંધ થઇ ગઇ છે તે માટે આખુ ગુજરાત શોકગ્રસ્ત થયું છે, ને અકાળ મૃત્યુ માટે જાહેર દિલગીરી બતાવી રહ્યુ છે. અમે પણ એ શોકમાં સખેદ ભાગ લઇએ છીએ, ને તેમના કુટુંબ પર આથી જે અકાલ આઘાત થયો છે તે માટે અશ્રુ સહિત તે પ્રતિ અંતઃકરણ પૂર્વક દિલસોજી ધરાવીએ છીએ.

રા. રણજીતરામ હજી તો ઉગતા હતા. એ તારાએ આકાશમાં આવી પ્રકાશ નાખવો શરૂ કર્યો હતો. પ્રકાશોનાં કિરણોથી એમની કીર્તિ ઉજ્વળ થશે એવું દરેકના મનમાં હતું તેટલામાં એ તારો અસ્ત થઇ ગયો. વિધિ ક્રૂર છે. ઘણા તારલાઓ અસ્ત પામી ગયા છે, પરંતુ આ તારલાને માટે જનસમાજના મન પર જે લાગણી થઇ છે તેનું કારણ માત્ર તેના મિલનસાર, શાંત, નિરભિમાની સ્વભાવને માટે તથા તેની કર્તવ્યનિષ્ઠ પ્રકૃતિને માટે છે. અમને મરહુમ સાથે ઘણો પરિચય હતો, તેથી અમે જાણીએ છીએ કે એઓ ન્હાના સાથે ન્હાના, મ્હોટા સાથે મ્હોટા હતા. આ સાલસ સ્વભાવને લીધે તેમનું મિત્રમંડળ વિશાળ હતું. એમણે બી. એ. ની ઉપાધિ લીધા પછી થોડો વખત કેળવણી ખાતામાં ઉમરેઠમાં હેડમાસ્તરની નોકરી કરી હતી, પણ ત્યાર પછી તેમણે સાહિત્ય સેવાનો ઝુંડો પકડયો. અમદાવાદ કે જ્યાં પોતાના પિતા નોકરીમાં હતા ત્યાં આવી ગુજરાતના સમર્થ સાક્ષર રા. બ. રમણભાઇ મહિપતરામ નીલકંઠ બી. એ. એલ્એલ્. બી. ને મળી ગુજરાત સાહિત્ય સભા, ગુજરાતી સાહિત્ય પરિષદ્ વિગેરે સંસ્થાઓની સ્થાપના કરી, અને મોખરે આડ ધરી પાછળ રહી બધું કાર્ય કર્યા કર્યુ. થોડો સમય સાહિત્ય રસિક પ્રોફેસર ગજ્જરની નોકરીમાં રહી સાહિત્ય સંબંધી કામ કર્યું. અહીંથી સર પટણીના સેક્રેટરી નિમાઇ ભાવનગર રહી પોતાના કામ ઉપરાત ભાવનગરમાં બોર્ડિંગ જેવી સંસ્થા સ્થાપી અને તેને પોષી. આ ઉપરાંત ગુજરાતના બુદ્ધિપ્રકાશ, વસંત, સમાલોચક, સુંદરી સુબોધ વગેરે માસિકોમાં પોતાના જુદા જુદા વિષયો ઉપર લેખ લખી વ્યસન ચાલુ રાખ્યું. તેમને ઐતિહાસિક વિષયોનો શોખ હતો. ગુજરાતનો ઇતિહાસ, ગુજરાતની જુદી જુદી ભાષા, બોલીઓ, કથનો, લોકકથા, દોહરા વગેરે જૂનું સાહિત્ય ખોળવું ને તે પ્રસિદ્ધિમાં મૂકી તેને જીવતું રાખવું એ પર એમનું ખાસ લક્ષ હતું. સર પટણીની નોકરીમાથી છૂટયા પછી તે મુંબાઇ રહ્યા ને મુંબાઇના પ્રસિદ્ધ શેઠ નરોતમદાસ મોરારજીના સેક્રેટરી તરીકે નિમાયા. જોખમવાળી નોકરી કરતાં તેમણે અવકાશ કાઢી નવ

ઓનાં ભિન્ન ભિન્ન અંગોને પ્રગટ કરવાના સાધન છે. જો સમાજમા આવી શક્તિઓનો આવિર્ભાવ ન થયો તો શબ્દો ક્યાથી આવશે ?

જ્યારે આપણે આપણા ઉત્તમ વિચારોને પુસ્તકોમા ભરી દઇએ ત્યારેજ ભાષાનું ઉત્થાન થાય. આજકાલ લોકોને ગંદા અને કઢંગા ઉપન્યાસો વાંચવાની ટેવ પડી ગઇ છે, જેથી વિચારોની સુધારણાના કામમા બાધા આવે છે. ભાષા જેવા પવિત્ર સાધનનો દુરૂપયોગ કરનારા દેશ અને સમાજના શત્રુ છે. દુષ્ટ ભાવો તેનુંજ રૂપ-ધારણ કરી માનવ જાતિના હૃદય પટ પર આઘાત પહોચાડે છે. આથીજ દેશમા ભાષાને માટે કાયદાઓ બાધવામાં આવેલા છે.

ભાષા કાંઈ સાધારણ વસ્તુ નથી. સંસારમા જો કોઇ વસ્તુ મનુષ્યને મનુષ્યથી મળતી હોય તો તે ભાષાજ છે. આપણે જ્યારે લોકોમાં ઐક્યનાં બી રોપી તેમનો પ્રેમ અને તેમની સહાનુભૂતિ આપણી તરફ આકર્ષવા ચાહીએ છીએ તો તે એક ભાષા વિના કેમ બની શકશે ? જ્યારે આફ્રિકાના બોયરોને અંગ્રેજો સાથે લડવું પડયું ત્યારે હોલાંડવાળાઓની સ્વાભાવિતયા સહાનુભૂતિ બોયરો તરફ હતી. આનું કારણ માત્ર એજ હતું કે ઉભયની ભાષા ડચ હતી. ભારતવર્ષના પૃથક્ પૃથક્ પ્રાન્તોમાથી આફ્રિકા ગયેલા મજૂરોને જે દુખ પડયા તેના કારણો ક્યા હતા ? તેમનામા એક બીજાને સમજવાનું જ્ઞાન નહોતું તો પછી પારસ્પરિક પ્રેમની તો વાતજ શી કરવી ! આ ભૂલ હવે તેમને જણાઇ. એક ભાષાના પ્રચાર અર્થે અત્યારે તેઓ કમર કશી પ્રયત્ન કરી રહ્યા છે. કેટલાકો સ્વીટઝરલાંડનું ઉદાહરણ આપી કહે છે કે આ દેશમા ત્રણ ભાષાઓ હોવા છતાં રાષ્ટ્રનું તંત્ર ચાલે છે તો પછી હિન્દુસ્થાનને એક ભાષા વગર કેમ ન ચાલી શકે ? આવાઓને એ ખબર નથી કે સ્વિટઝરલાન્ડ એક નાનો દેશ છે. તેમાં જો કે ત્રણ ભાષાઓ છે છતાં ફ્રાંસીસ ભાષા બધા સમજી શકે છે. વળી સ્વિટઝરલાડની સ્વતંત્રતા પ્રાચીન છે. જે લોકો તેમાં આવીને વસેલા છે તેઓ પોતાનાં અને પારકાનો ભેદ સારી રીતે સમજે એવા છે. એક સ્વિટઝરલાંડનિવાસી જો કે તે પ્રથમ ઇટાલી વા જર્મનીનો વતની કેમ ન હોય; પ્રસંગ આવતાં તે સ્વિટઝરલાંડ સાથે વિશ્વાસઘાત કરશે નહીં. આવી દશામાં સ્વિટઝરલાંડનું રાષ્ટ્રયંત્રસારી રીતે ચાલે તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી.

ભાષા જે અપૂર્વ પ્રેમને ઉત્પન્ન કરે છે તે તો તેજ જાણે છે. કે જેઓને વિદેશમાં યાત્રા કરવાના પ્રસગો મળ્યા છે. આ પ્રેમનુ વર્ણન જીભથી થઇ શકે તેમ નથી. તેમાં અપૂર્વ બળ પણ રહેલું છે. મહાત્મા બ્લેકી કહે છે કે પ્રેમ જીવનનો પ્રકાશ અને તેજ છે.

આથી આપણે જોઇ શકીએ છીએ કે ભારતમાં પારસ્પરિક પ્રેમ અને ઐક્યનો પ્રચાર કરવા માટે એક ભાષાની જરૂર છે. આજકાલ ભારતવર્ષમાં નાનપણથીજ બાળકોના કોમળ હૃદયોપર પ્રત્યેક પ્રકારની ભિન્નતાનાં બી રોપવામાં આવે છે. આનાં ફળ પરિણામે શું આવ્યાં છે તે આપણે જોયાં છે. મહાત્મા કબીર કહે છે કે बोये बीया आकका, आम कहाँसे होय, આકડા વાવીને આંબાની આશા કરીએ તો તે ક્યાંથી બને ? બાળક પાઠશાળાના દરવાજામા પ્રવેશ કરતાં ભિન્ન પ્રકારના પોશાકોનાં દર્શન કરે

છે. ગરીબાઇ અને ધનાઢ્યતાને અન્ય નાના ભેદ તેના હૃદયને અહીંઆંથી ભેદવા લાગે છે. પ્રાન્તિક ભાવોના વાદળ ભારતીય ભાવો તેનામા આવવા દેતા જ નથી. એક પ્રાન્તનો રહીશ બીજા પ્રાન્તવાળાને વિદેશી અને અસભ્ય માને છે. આવી સ્થિતીમાં રાષ્ટ્ર કેવી રીતે બની શકે ? જ્યાં એક બીજાના ભાવો જ સમજવાનો માર્ગ ન હોય ત્યાં પ્રેમ કેવી રીતે ઉત્પન્ન થાય ? ગાઢ નિદ્રામાથી જાગેલા કેટલાક વિદ્વાનો આવો અનુભવ કરી હવે કહેવા લાગ્યા છે કે ભારતીય ભાવોનો ઉદય ન થવાનું કારણ એકભાષાનો અભાવ જ છે. રાષ્ટ્રીયતાના વિચારો એકભાષા સિવાય પરિપકવ થશે નહીં તેમ જ એક બીજાને સમજ્યા વગર પ્રેમનો આવિર્ભાવ થવો પણ અસમ્ભવિત જ છે.

રાષ્ટ્રીયતા માટે લાભાલાભના જ્ઞાનની પણ આવશ્યકતા છે. ભારતનો ઇતિહાસ બતાવે છે કે આ દેશ પર આક્રમણ કરનારાઓએ એકભાષાના અભાવની અમારી નિર્બલતાનો સમજી લાભ ઉઠાવેલો છે. તેમણે એક પ્રાન્તનાને બીજા પ્રાન્તવાળાથી ઉલટું સુલટું સમજાવી વિજય પ્રાપ્ત કરેલો છે. એક પ્રાન્તવાળો બીજા પ્રાન્તમાં જાય છે તો ત્યાં તેને પ્રત્યેક પ્રકારની ભિન્નતા નજરે પડતાં તેના હૃદયમા પોતાને વિદેશી માનવાની ભાવનાઓનો ઉદય થાય છે. આથી જ્યારે કોઇ પ્રાન્ત પર આપત્તિ આવી પડે છે ત્યારે સર્વ સાધારણ લોકો સમાન ભાવથી તેને મદદ કરવાને તૈયાર થતા નથી.

માનો કે આજેજ ભારતના પાચ પચીસ જુદી જુદી ભાષાઓ બોલનારાઓને સુખભોગની પુષ્કળ સામગ્રી આપી એક અલગ સ્થાનમા રાખવામા આવે તો શું તેનો તે યથાયોગ્ય ઉપયોગ કરી શકશે ? કદાપિ નહીં. વળી કદાચ દૈવયોગે એવું બન્યું કે લુંટારાના ટોળાંએ આવીને તેમને ઘેરી લીધા તો તે વખતે તેઓ શું કરી શકશે ? તેઓને મ્હો તાકતા જ રહેવું પડશે અને લુટારાઓ બધો માલ મજેથી લઇ જશે. જો આવા વખતમાં એઓ એક બીજાને સમજી શકતા હોત અને એક બીજાનો પ્રેમ અને એક બીજાની સહાનુભૂતિ પ્રાપ્ત કરેલા હોત તો તેઓ અવશ્ય લુટારાઓથી પોતાનું રક્ષણ કરી શકત. આથી જ ભારતને એકભાષાની જરૂર છે.

ભારતવર્ષમાં અનેક ભાષાઓ જોઇ કેટલાકો વગર વિચારે એમ પણ કહેવાને તૈયાર થાય છે કે કોઇ વિદેશી ભાષા અને લિપિને ભારતમાં સ્થાન આપવામાં આવે તો સારું. પણ આવું કહેનારા એ સમજતા નથી કે દુનિયામાં એવો કોઇ ક્રમનશીબ દેશ નથી કે જ્યાંની પ્રજા પોતાનું અસ્તિત્વ પોતાની મેળેજ નાશ કરવાની ઇચ્છા રાખે. ભારતવર્ષની અદ્વિતીય સભ્યતા પ્રાચીન છે. તેનું સાહિત્ય ઉત્તમ વિચારો અને આદર્શભાવોથી ભરેલું છે. આપણા પૂર્વજોને આમ કરતા કેટલો પરિશ્રમ ઉઠાવવો પડયો હશે ? જો ઉદર પોષણાર્થે આપણે તેનો નાશ કરવાને તૈયાર થશું તો પછી આપણી ભારતીયતાનો અર્થ શો ? ભારતીય રક્ષા, તેના દ્રવ્ય આદર્શ અને સભ્યતા પર નિર્ભર છે. તેની રક્ષામાં આપણી રક્ષા છે. આપણે આપણા ભાવોને પૂર્ણ રીતે આપણી ભાષામાં જ પ્રગટ કરી શકીએ છીએ. વિદેશી ભાષાઓ તે અંતે વિદેશી જ છે. વળી તે અપૂર્ણ છે. જો આપણે આપણા અસ્તિત્વનો નાશ જ કરવો હોય તો વિદેશી ભાષાનો અંગીકાર કરવો. ભાષાનો નાશ થવાથી જાતિનો નાશ થાય છે. ઇતિહાસ બતાવે છે કે પોલાંડના એક વખત ત્રણ

૧૭

ટુકડા પાડવામાં આવ્યા હતા, અને તે ત્રણે ત્રણ જુદી જુદી ભાષા બોલનાર વિદેશીઓની સત્તા નીચે ગયા હતા. જર્મનીએ પોતાના પોલાંડમા જર્મન ભાષાનો પ્રચાર કરવાને મંથન કર્યું હતું, પરન્તુ પોલીશ લોકો ભાષાના મહત્વને સમજતા હતા. તેઓ સામા થયા અને વિદેશી ભાષાનો સ્વીકાર ન કર્યો. તેઓ જાણતા હતા કે ભાષાનું ઐક્ય રહેશે તો કોઇ દિવસ પોલીશ બાળકો ભેગા મળશે. ભારતીય બાળકોએ વિદેશી ભાષાને પોતાની કરવાનો સ્વપ્નમાં વિચાર ન લાવવો જોઇએ. ( અપૂર્ણ. )

શાંતિધર.

---

## ઇચ્છા*.

રહેશું અમે સરિતા તટે, ન્હાનુ રૂડુ ગૃહ બાધીને;
ભ્રમરો સદા ત્યાં ગુંજશે
મીઠું કોકિલા કંઇ ટહુકશે
નિત્ય નિત્ય અતિથી આવશે
આનંદથી સૌ બેસશું.
રહેશું અમે આનંદમા, ને દેવી-કુદરત સંગમા;
સુરભી સુમન ત્યા ખીલશે
નિર્મલ ઝરણુ મીઠું બોલશે
વિહગો નિરંતર આવીને
મંજુલ સ્વરે લલકારશે.
રહેશું અમે એકાંતમાં, પણ પત્ની કેરા સંગમા;
ગૃહ—રાજ્ય પત્ની સાથ
નિત્યે શાન્તિથી જ ચલાવશું
ગાતા પ્રભુનાં ગાન સુંદર
જીવન અલ્પ વીતાડશું.

મોતીલાલ બાવાલાલ પુરોહિત.

---

* Rogers કૃત " A wish " ઉપરથી.

# ન્હાનાલાલ અને ટેનીસન.

( ચાલુ વર્ષનાં પૃષ્ઠ ૧૪૩ થી ચાલુ. )

હવે રા. કવિની પાત્ર ચારિત્ર આલેખવાની કુશળતા તપાસીએ. પ્રથમ ઉપર જણાવવામાં આવી ગયું કે કવિના આલેખેલાં પાત્રો રસનાં જ બાલકો છે. રસે તેમને ઉછેર્યાં છે, રસે તેમને પોષેલાં છે. અરે ! રસ જ તેમની ગોળથુથી છે, અને રસ જ સર્વ વિદ્યા, સર્વ શાસ્ત્ર, સર્વ ન્યાય, સર્વ જ્યોતિ અને દીપ્તી છે. જ્યારે આવું છે ત્યારે પ્રથમ આપણે તેમનાં આલેખેલાં પાત્રો વિષે ' વસન્તોત્સવ ' પ્રતિ દષ્ટિ કરીએ. સુભગારમણ, વિલસુસૌભાગ્યચંદ્ર, અને કુસુમ્બી નયન, એમનાં ત્રણુ રસિક યુગ્મો મનહર અને સુભગ મંગળતા સૂચવી રહે છેઃ તેમના અન્યોન્યના વાર્તાલાપ, પ્રાણુ પ્રાણુની રસ કથા, તેમના પ્રત્યેકના અનેરા સૌભાગ્યસુરભિથી પ્રસન્ન નિર્મળા સાત્વિક જીવન-વિલાસ, અને પ્રતિસ્થળે પ્રકાશતા આત્માના નૂતન રસભર ચમકાર, ઘણાજ અચ્છી તરેહથી આલેખાયલા લાગે છે. દષ્ટાન્તરૂપ સહજ એકાદ મનહર વાર્તાલાપ છેડીએ. સુભગારમણુ કરતાં વિલસુસૌભાગ્યનું રસાદ્વૈત, મધુરૂં અને અજબ છે, કારણુ તેમની કથા કરૂણુ છે. અને આપણુને Human beingsને સામાન્યત. કરૂણુતાની મિઠાશ મધુતમ લાગે છે, કારણુ કે શેલી કવિ કહે છે તેમ

Our sweetest songs are those that tell of saddest thoughts.

અને એવાં કરૂણુ ચિત્રો તેથી જ આપણુને વધારે સમભાવશીલ બનાવે છે, વિશેષ ચારૂના યોગ્ય રહે છે, અને આકર્ષણુ પણુ વિશેષ ધરાવી રહે છે. તો તેમાંની એકાદેક રસકથાનું અવલોકન કરીએ —

વિલસુ— સૌભાગ્યચન્દ્ર ? મ્હારી આંખ્યોમાં
તે એવું શું દીઠું છે, કહેશો ?

કવિ લખે છે કે આ પ્રશ્ન પૂછાયો તે સમયે

ઉંડાં ઉંડાં કો તત્વનાં
દેવમન્દિરે કંઇ દર્શન લેતો હોય,
સૌભાગ્યચન્દ્ર એવો એકટશી હતો.

અને બોલ્યો કેઃ—કરૂણાભર્યો કૃપાકટાક્ષ
નિર્મળા વિલાસવૈભવ
સ્નિગ્ધ કોમળું હૃદય,
સ્વર્ગગીત ગુંજતો આત્મ,
અનન્ત વિશ્વનો સાર,
મધુર પ્રેમ, પ્રભુતાઃ
પ્રિયતમે ! ત્હમારા નયનમાં
મ્હેં તે સહુ દીઠું છે.

'હૅમના આદેશ ઉકેલવા,
તે નયનના સન્દેશ સમઝવા,
તે જીવનની સૌભાગ્યશોભા છે.'

નયનના ભાવ ઉકેલતાં માત્ર આત્મનાડમાં સંદધામિ એજ ભાવ સૌભાગ્યચંદ્રના સૌભાગ્યહૃદયમાથી ઝળહળી પ્રાણૈસ્તે પ્રાણાન્ દીપી નીકળે છે. એને માનસિક આનંદ, સાત્વિક પ્રકાશ અને આત્મિક વિલાસ જ પ્રિય છે. અને વિલસુકુમારીના તે સમયના જીવનને તેઓ એટલા અનુકુળ અને રૂચિકર છે કે સામાન્યન એમ સ્હમજાય છે કે ઉભય અદ્વૈત પ્રેમથી સંલગ્ન છે. કારણ કે જો કે કવિએ દર્શાવ્યા પ્રમાણે ' વિલસુ સૌભાગ્યની દેહવલ્લરીઓ નિકટ, પરંતુ નિરાળી હતી. ' તો પણ ' પ્રાણને પ્રાણ ચુમ્બના અને સચ્ચિદાનંદની ઝડી વરસતા: ' આગળ પર સૌભાગ્યચંદ્ર બોલે છે કે:—

પ્રિયે ! પ્રિયતમે ! વિલસુ !
ત્હમારૂં સૌભાગ્ય અખંડ રહો !
પ્રભો ! ત્હેમના પ્રેમને યોગ્ય
આ પત્થરને પમરાવ:

વળી— હૃદયંગમે ! પ્રભુની પૂજા આદરો,
ત્હારે મ્હને સંભારજો.
પ્રભુજીના દરબારમાં તો
આત્મજ્ઞાનને લગ્ન કહે છે.
શુદ્ધ, સત્ય અને સાત્વિક.

અને વિલસુ પૂછે છે કે,
સૌભાગ્યચન્દ્ર ! પ્રભુને ત્હાં
કોઇ વૈધવ્યદશામાં નહીં હોય ?

સૌભાગ્ય કહે છે—સરલ બાલે ! પ્રભુનુ ધામ
પ્રેમનું પરમ મન્દિર છે:
ત્હાં એકલદશા કેવી ?
ત્હાં સૌ બેલડીએ વિહરે છે.
નથી ત્હાં કૌમારના કરમાશ
કે નથી વૈધવ્યની વિરૂપતા.
રસસૌન્દર્યના શ્વાસોચ્છ્વાસ
પ્રાણને પ્રસન્ને છે ત્હાં.
× ×
પ્રેમલગ્નની વિધવાને
પુનર્લગ્ન સમું પાપ નથી,
દેહલગ્નની વિધવાને
પ્રેમલગ્ન સમી મુક્તિ નથી:
ત્હમારો મ્હારામાં સ્નેહ હોય તો—

હૃદયે હૃદય મિલાયાં હોય, આત્માથી આત્મા પોષાયા હોય, હૈયામા હૈયાં સમાયાં હોય, **સોऽहम् સોऽहम्** ના અભેદમંત્રોની રસિક લ્હાણુ લ્હવાઇ હોય, પ્રાણુશું પ્રાણુ જડાઇ અનેરી રસકથા, સૌભાગ્યકથા અનુભવતા હોય, ત્યાં આવી શંકાજ ન સંભવે! જ્યાં સ્વ. ગોવર્ધનરામભાઇ અટકેલા છે ત્યા રા. કવિએ એક અપૂર્વ રસિક દર્શન દાખવી અનેરૂં નિર્મળું વિલાસી યુગલ યોજી તે દ્વારે પુનર્લગ્ન–પ્રેમલગ્ન–આર્યલગ્ન,–આત્મલગ્ન ફલિત કર્યું છે. સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીનાં લગ્ન સાધુજનોએ અને સિદ્ધાંગનાઓએ સ્વીકાર્યાં, સત્કાર્યાં, અને આત્માના ઉચ્ચાભિલાષ ઉચ્ચારી ગોલોકમા તેમને વિચરવાની વાટ સરલ કરી આપી; પરંતુ ' વિધવતા વિશ્વના ' ફ્લકાર નડવાથી સંસારમાં તેમનાં લગ્ન ન યોજી શકાયાં. પરંતુ રા. કવિએ એવા અનન્ય પ્રેમીયુગલને માટે ' પ્રેમલગ્ન સમી મુક્તિ નથી ' એમ દર્શાવી તેમને તેમના રસજીવનની સુવાસ સવિશેષ વિકસાવવા અને વિલસાવવા સુલભ અને સુભગ સરલતા અને સગવડતા કરી આપ્યા. વળી સૌભાગ્ય પણું જરાક્વિચિત્ર વાણી વદી રહે છે. અને તરતજ એણુ હૃદયની કોમળતા કરુણાતામય ગંભીરતામાં પ્રકાશી નીકળે છે—

એવું મા બોલશો,
એવું માં બોલશો, સૌભાગ્યચન્દ્ર!
એવું ક્રૂર માં બોલશો.
અદ્વિતીય પ્રેમપુષ્પે ત્હમને પૂજું છું,
ત્હમે મ્હારા જીવનની પૂર્ણિમા છો,
મ્હારા સૌભાગ્યના ચન્દ્ર છો.

સૌભાગ્યચન્દ્ર આ સાભળી સ્તબ્ધ બને છે અને પોતાના અત્યાર સુધીના જ્ઞાનને ક્રૂર્સ ગણી ઉપરોક્ત શબ્દો માટે ક્ષમા યાચે છે.

સૌભાગ્યના સૌભાગ્યના રાણીજી!
જગતે સુન્દરીસંઘ બે જ વિધ્યના છેઃ
સરિતાને આરા તો બે જ હોયઃ
સ્નેહને આ તીર ને સ્નેહની પાર્યઃ
કુમારિકા અને લગ્નવતિની.
' વિધવા ' એ શબ્દભ્રમ છે,
વસ્તુસ્થિતિનો વિપર્યય છે.
સંસારલગ્ન પરણેલી સુન્દરીઓ
કંઇક કુમારીઓ હોય છે,
સંસારે કુમારી માનેલી બાલાઓ
કંઇક લગ્નવતિનીઓ હોય છે.
દેવિ! ત્હમે કુમારાં છો,
સુભગા બ્હેન લગ્નવતિની છે.
આપણાં લગ્ન થશે—

વિશ્રબ્ધ— હજી લગ્ન બાકી છે?

(અપૂર્ણ.)

# रमादेवी.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૬૩ થી )

દૃશ્ય બીજું.—કિલ્લામાંનો એક ખંડ.

રાણી જયદેવી, કુમારી રમાદેવી અને પરિચારિકા ( સેવિકા ) પોતાના કાંતવાના સંચા આગળ ગાતાં જણાય છે.

સાધ્વીઓ છે સુતાં માદાં,
કાલ છે એમનો સહી—
સાધ્વીઓ છે સુતાં માદાં,
કિલ્લાના ખંડની મહીં.

**જયદેવી:**—ચાલ, હવે વધારે રો નહીં, રમાદેવી; હારાં આંસુ લુંછી નાંખ અને આપણા બાગમાં જા જરા; બપ્પોરનો વખત થયો છે.

**પરિચારિકા:**—બા, આજ સ્હવારની હું એમને એજ કહેતી આવી છું ! ત્હમારી આંખ બગાડવાથી શું ફાયદો ? આજે સ્હવારે એમણે જ્યારે બારી ઉઘાડી ત્યારે પેલા જંગલ તરફ લઇ જતા રસ્તા તરફ એમણે નજર કરી અને એ એકદમ રડી પડ્યાં. એટલે મ્હેં એમને પૂછ્યું, " કિલ્લા તરફ લઇ જતા રસ્તા તરફ જ ત્હમે ક્યારનાં જુઓ છો, રમાદેવી ? "

**જયદેવી:**—એ બાબત બોલીશ નહી.

**પરિચારિકા:**—અંહ, હા, પણ; આપણે એ બાબત બોલવું જ જોઇએ; ધીમે ધીમે એ બાબત બહુ બોલવાનો વખત આવશે. વારુ, પછી મ્હેં પૂછ્યું " જે કુંવરને એ ચાહે એવી લોકોની ઇચ્છા ન હતી તે કુંવરને સ્હાવા માટે જે કિલ્લામાં એક વખત બીચારાં અન્નદેવીને પૂરી રાખ્યાં હતા તે કિલ્લા તરફ લઇ જતા રસ્તા તરફ જ ત્હમે ક્યારનાં જુઓ છો ? "

**જયદેવી:**—એ બાબત બોલીશ નહીં.

**પરિચારિકા:**—ઉંહું, આપણે એ બાબત બોલવું જ જોઇએ; ધીમે ધીમે એ બાબત બહુ બોલવાનો વખત આવશે. વારુ, પછી મ્હેં પૂછ્યું...અહો રાજાજી આવે છે.

( જયેન્દ્ર આવે છે. )

**જયેન્દ્ર:**—કેમ, રમાદેવી ?
**રમાદેવી:**—પિતાજી ?
**જયેન્દ્ર.**—કુમાર રવીન્દ્રને તું ચાહતી હતી ?
**રમાદેવી:**—હા, પિતાજી.
**જયેન્દ્ર:**—બીચારી બાળા ! પણ તું હજી એને ચાહે છે ?
**રમાદેવી:**—હા, પિતાજી,

જયેન્દ્ર:—તું હજી એને ચાહે છે ?

રમાદેવી:—હા.

જયેન્દ્ર:—તું હજી એને ચાહે છે, આટલું...

જયદેવી:—મ્હારા પ્રભુ, એને ગભરાવો નહીં !

જયેન્દ્ર:—હું એને ગભરાવતો નથી !...આમ જો, હું એક ખરા પિતા પ્રમાણે આવ્યો છું, અને ત્હારા સુખનો જ માત્ર હું વિચાર કરૂં છું, રમાદેવી ! ચાલ આપણે આનો અપક્ષપાતથી વિચાર કરીએ. શું થયું છે તે તો તું જાણે છે: કંઇ પણ કારણ વિના વૃદ્ધ યોગેન્દ્રે મ્હારો ધિક્કાર કર્યો છે; અથવા એમ કહો કે હું એનાં કારણો બહુ સારી રીતે અનુમાની શકું છું. એણે ત્હારી માતાનું બેશરમી અપમાન કર્યું છે, એથી પણ વધારે બેશરમી અપમાન ત્હારૂં એણે કર્યું છે, અને એ મ્હારો અભ્યાગત ન હોત, ઇશ્વરના હાથ નીચે એ ત્યાં ન હોત, તો એ કદી પણ મ્હારા કિલ્લામાંથી બ્હાર જવા પામી શક્યો ન હોત ! હશે, પણ હવે ત્હેનું કંઈ નહીં.—પરંતુ શું અમારી સાથે તું ગુસ્સે થઇ છે ? ત્હારી માતા સાથે ? મ્હારી સાથે ? ચાલ હવે, જવાબ આપ રમાદેવી ?

રમાદેવી:—ના, પિતાજી.

જયેન્દ્ર:— તો પછી રોવાનો ઉપયોગ શું ? કુમાર રવીન્દ્રની બાબતમાં એટલું કે, અત્યાર પછી તું એને ભૂલી જ જાય એ વધારે સારૂં છે. તે ઉપરાંત, ખરા હૃદયથી તું એને કેવી રીતે ચાહી શકે ! ત્હમે પરસ્પર ભાગ્યે જ મળ્યા છો. અને ત્હારી ઉમ્મરે હૃદય તો મીણ જેવું હોય છે; ત્હારી મરજીમાં આવે તેમ એના ઘાટ ઘડી શકાય; હજી સુધી રવીન્દ્રનું નામ તો માત્ર વાદળમાં જ લખાયું હતું: તોફાન થયું છે અને એણે એ નામને ધોઇ નાંખ્યું છે; આજ રાતથી ત્હારે એનો વિચાર કરવો જ મૂકી દેવાનો છે. વળી, તું ધારે છે કે યોગેન્દ્રના દરબારમાં તું ખરેખર સુખી થઇ હોત ? હું કુમારની વાત નથી કરતો; કુમાર તો માત્ર બાળક છે; પરંતુ હું તો એના બાપની વાત કરૂં છું. તું સારી રીતે જાણે છે કે લોકો એને વિષે બોલતાં બ્હીએ છે; તું જાણે છે કે આ પ્રદેશમાં એના કરતાં વધારે ગંભીર બીજો એકે દરબાર નથી; તું જાણે છે કે કેટલીક વિચિત્ર ખાનગી વાતો એના કિલ્લાને લાગૂ છે. પણ પેલી પરદેશી રાણી, કે જે પોતાની પુત્રી સાથે આવી છે, ત્હેને વિષે લોકો શું કહે છે તે તું જાણતી નથી, હું એ ફરીથી બોલી જવા માગતો નથી; કારણ કે ત્હારા હૃદયમાં ઝેર રેડવાની મ્હારી ઇચ્છા નથી.—પણ દાવા-દાવાના અને શંકાના ભયાનક અરણ્યમાં તું એકલી, અકેલી પગ મૂકવાની તૈયારીમાં જ હતી.—ચાલ હવે, જવાબ આપ, રમાદેવી ! શું આ બધાથી તું ભયભીત થઇ ન હતી ? અને કુમાર રવીન્દ્રનું પરિગ્રહણ કરવા જતાં શું તું ત્હારી મરજીની સ્હેજ વિરૂદ્ધ ન્હોતી થઇ ?

રમાદેવી:—ના, પિતાજી.

જયેન્દ્ર:—બહુ સારૂં. પણ હવે મ્હને ખુલ્લા દિલથી જવાબ આપજે. વૃદ્ધ રાજા યોગેન્દ્રને વિજયી રહેવા ન દેવો જોઇએ. ત્હારે લીધે અમે એક મ્હોટી લડાઇ ચલાવવાના છીએ, રમાદેવી ! હું જાણું છું કે યોગેન્દ્રનાં વ્હાણોએ ઘેરો ઘાલ્યો છે, અને કદાચ પૂર્ણિમા પ્હેલાં એઓ ઉપડવાની તૈયારીમાં છે; બીજી તરફથી પેલો બીજો રાજા,

શું પત્ની કે પતિ તણું નથી લેશ જ્ઞાન,
જેને નથી જગતનું પણ કૈં જ ભાન.

( ૩ )

સંસ્કાર-કે જીવન શિક્ષણ કૈં નથી જ્યાં;
અજ્ઞાનનું તિમિર હાય ! વિરાજતું ત્યાં,
એ મૂર્તિ, એ મુજ પ્રિયા, ગૃહલક્ષ્મી મ્હારી,
એ યોગ્યતા મુજ પ્રિયા નહિ પામનારી.

( ૪ )

ઇચ્છે પ્રિયા વિપુલ સાધન વૈભવોના,
બહુ મૂલ્ય વસ્ત્ર સજતી કિંમતી ઘરેણાં,
શું લગ્ન શું જીવન શું સંસાર શું આ !
ના યોગ્ય લગ્ન હજુએ અજ્ઞાન બાળા.

( ૫ )

એવા વિચાર ઘડીએ ઘડીએ કરું છું,
ને એકલો ગૃહ મહી જઇને રહું છું,
અજ્ઞાન રૂઢી રૂપ લગ્ન વિધિ અમારી,
ને દંપતી જીવનને જ ડુબાવનારી.

( ૬ )

માતા-પિતા-સ્વજન ને શુભ લ્હાવ લેવો,
સંતાનના જીગરમા બસ ! જખ્મ દેવો,
આશા અનેક હતી કૈંક વિચારણાઓ,
રે ! રે ! સમાઇ સહુ અંતર વાસનાઓ.

( ૭ )

પ્રારબ્ધયોગ બસ ! કોઇ શકયું ન જાણી,
મ્હારૂં થયું જીવન અપ્રિય ધૂળ ધાણી,
જો 'સ્નેહધર્મ' પર લગ્ન વિધિ રચાશે,
આદર્શ રૂપ બસ ! તે જ પ્રજા મનાશે.

( ૮ ).

સ્વાતંત્ર્ય-સ્નેહ રૂપ કેન્દ્ર જ લગ્નનું છે,
એ રક્ષતાં જરૂર બહુ સમાજનું છે,
સદ્‌ભાવ સન્મતિ પ્રભુ ! મુજ આર્યને દે,
આ 'સ્નેહલગ્ન' ગૃહ સર્વ પ્રચાર પામે.

'નલિનાશ્રમ' જુનાગઢ. નલિનીકાન્ત.

# आत्मचरित्र.*

( સુપ્રસિદ્ધ બંગાલી સાક્ષર પ્રભાતકુમારે ( બંગકથાસાહિત્યના જાદુગરે ) પોતાનું બોધક અને રંજક ચરિત્ર મરાઠીમાં લખ્યું છે. એ ચરિત્ર બંગાલીમાં નથી લખાયું, કારણ એમની લખેલી ' નવિન સંન્યાસી ' નામક નવલકથાનું ભાષાન્તર કરતી વખતે રા. વિઠ્ઠલ સિતારામ ગુર્જરે આગ્રહે પ્હેલવ્હેલી વખત એમનું ચરિત્ર એમને હાથે મરાઠીમાં લખાવ્યું, અને પોતાની "સંસાર અસાર" (જે નવીન સંન્યાસીનું ભાષાન્તર છે તે) ની સાથે જ છપાવ્યું. થોડા સમયમાં તે મારા વાચવામાં આવતાં ગુજરાતી સાહિત્યમાં પ્રભાતકુમારનું ચરિત્ર હોય તો સારૂં એવી ઇચ્છાથી મે તેનુ ભાષાન્તર કર્યું છે. )

મારા પિતા પરલોકવાસી બાબુ જયગોપાળ મુકરજી ગુરોપ ગામના રહેવાસી. હુગલી જીલ્લામાંના ધાત્રી ગામના રહેવાસી, પ. વા. બાબુ ગોવિંદચંદ્ર ચેટરજીની કનિષ્ઠ કન્યા કાદંબિનીદેવી જોડે મારા પિતાનો સત્તર વર્ષની વયે વિવાહ થયો. આ ઉભય કુટુંબની સ્થિતિ મધ્યમ જ હોવાથી થોડીશી વડિલોપાર્જીત જમીનના ઉત્પન્ન પર જ તેમને ઉદર નિર્વાહ કરવો પડતો.

મારા પિતા બોલપુરમાં રેલવે સિગ્નલર હોઇ તેનો પગાર તદન થોડો હતો. મારી માતા થોડા જ દિનમાં પ્રસુત થશે એવું જોઇ માણસને અભાવે તેણે તેને ધાત્રી ગ્રામે પિયેર મોકલી દીધી. તારીખ ૩ જી ફેબ્રુઆરી ૧૮૭૩ ને દિને મારી માતાના પેટમાં ઘણું દુઃખ થવા લાગ્યું, અને તે દુઃખની તીવ્રતા વધારે ને વધારે પ્રમાણમાં થવા લાગી. ગામની સુયાણીને આ દુઃખ દાદ દેશે નહિ એવી ભીતિ લાગવાથી કલનાથી (જે ૫ માઇલ દૂરના તાલુકાનું એક ગામ છે ત્યાંથી) એકાદ શીખેલી સુયાણી બોલાવી લાવવા મારી બાનો ભાણેજ જોગેશ્વર ત્યાં ગયો, અને તેને તેડી ઉષ:કાળને સુમારે પાછો આવ્યો, પણ તે પૂર્વે એક કલાક આગળ જ મારો જન્મ થયો હતો.

તે સમયે મારે મોસાળ બિલકુલ ઘડિયાળ ન હતું, પણ માઘી સપ્તમીને દિને ( બે માઇલ દૂર ) " ગંગાપર પ્રાતઃસ્નાન કરવા ગામના લોક નિકળ્યા હતા " એ વખતે મારો જન્મ થયાનું વડિલો કહે છે. એ પરથી ૪ થી ફેબ્રુઆરી ૧૮૭૩ ને રોજ સવારના પાંચ વાગે મારો જન્મ થયો એવું ઠરે છે. મારી મોટી માશી વામાસુંદરીદેવી તે સમયે બોલી " આ પ્રભાતકાળ થયો જ. એ સમયે આ બાળક જન્મ્યો હોવાથી પ્રભાતકુમાર એવું આપણે નામ રાખો. " મારૂં પ્રભાતકુમાર નામ આવી રીતે મળ્યું છે. હું ચાર વર્ષનો હતો ત્યારનો એક પ્રસંગ મને સાંભરે છે. એક દિવસે મારા નાના મામાની

* આત્મચરિત્ર બે પ્રકારનાં હોય છે. ( ૧ ) દોષયુક્ત અને ( ૨ ) દોષમુક્ત. દોષમુક્ત આત્મચરિત્રમાં સારી બાજૂ જ વર્ણવી હોય છે, જ્યારે દોષયુક્ત આત્મચરિત્રમાં સારી બાજૂ ઉપરાંત કેટલીક નઠારી બાજૂ પણ વર્ણવી હોય છે. દોષયુક્ત આત્મચરિત્રો આપણા સાહિત્યમાં મોટે ભાગે દાખલ થઇ ચૂક્યાં છે પરંતુ દોષમુક્ત આત્મચરિત્રો ગણ્યાં ગાંઠ્યાં છે. દોષયુક્ત આત્મચરિત્રોના એક નમૂના તરીકે આ આત્મચરિત્ર અહીં આપતાં અમને આનંદ થાય છે, અને આશા રહે છે કે એ પદ્ધતિ આપણા સાહિત્યમાં દાખલ થશે.

અધિપતિ.

નાની છોકરી ઈશાનીને ભીંત સાથે અઢેલી એક બેઠક પર બેસાડી હતી. ભીંત પરથી થોડો ચૂનો ખેરવી લઇ બંદાએ બેલાશક ઇશાનીની આંખમાં ફેંકયો. સ્વાભાવિક રીતે તેણે રડવા માંડયું. તરતજ તેની મા અને બીજાં માણસો દોડતા આવ્યાં. મને મજાથી હસતો જોઇ તેમણે " કોણે કર્યું એ ?" એમ મને પૂછયું, અને મેં અભિમાનથી મારૂં પરાક્રમ કબૂલ કર્યું. મને સાશન કરવા કોઇ દોડતું આવે છે એવું જોઈ મેં પોબારા ગણ્યા. દોડતા દોડતાં બ્હાર ઓટલા પર મારો પગ સર્યો, અને મેં વસુધરાની સાથે એકદમ દોસ્તી કરી. મારી દાઢી પર આ પડ્યાની નીશાની હજુ છે. પણ ત્યાં કેશનું નાનું ઝુમખું હોવાથી તે કોઇને દેખાતી નથી.

એ પછી કેટલેક માસે મારા બાપાજી આવી મને તથા મારી બાને લઇ નવાઢી તરફ પ્રયાણ કર્યું. મારાં માતાપિતા સાથે બેલગાડીમાં બેસી તે તરફ ઉપડવાનો દેખાવ હજી મને સ્મરે છે. મારી માશી વામાસુંદરી અમને રજા આપવા દરવાજા પાસે ઉભી હતી તેણે મને ઉદ્દેશીને કહ્યું "ભાઇ તારી માને અને તારા બાપને તું જવા દે, તું ન જા, રહેને મારી સાથે." મેં તત્ક્ષણ કહ્યું " ચુપ રહે ! તારા બે ટુકડા કરી નાખીશ." નાનો હતો ત્યારે હું કેવા શાન્ત (!) અને મીઠડા (!) સ્વભાવનો હતો તેના ઉદાહરણ રૂપે આ વાત વડિલો હજી મશ્કરીમાં મને કહે છે !

નવાઢીમાં મારો " હાથખડી " નો વિધિ થયો. સરસ્વતીપૂજાને દિને ત્યાંના બ્રાહ્મણ પોસ્ટ માસ્તરે આ વિધિ કર્યો. તેણે મારા હાથમાં એક ખડીનો ટુકડો મૂકી મારા હાથે બંગાળી લિપિના પ્રથમાક્ષરો લખાવ્યા. તે દિને હળદથી રંગેલું ધોતીયું પહેરી આમતેમ ફર્યો હોવાનું મને યાદ છે.

નવાઢીમાં મારૂં લગ્ન થયું-ખરૂં નહીં રમતનુંજ ! મારી આ કાલ્પનિક વધૂ એક નાનકડી ત્રણ વર્ષની છોકરી હતી, અને તેનું નામ સરોજિની હશે એવું મને ઝાંખું ઝાંખું યાદ છે. તેમના અને મારા માબાપમાં ખૂબ આત્મીયતા હતી. પોતાના છોકરાછોકરીના બાલપણામાં એવા રમતનાં લગ્ન કરી મૈત્રી દૃઢ કરવાની નવલ કલ્પના તેમને સુઝી ! મારા અને સરોજિનીના માબાપ એકમેકને " વ્હેવાઇ " કહેતા, અર્થાત્ મારી માતા વ્હેવણ થઇ ! પરસ્પર નજરાણાએ થતા. મારી રમતની પત્ની માટે એક લાલ સાડી ને કાલી પ્રીત શીવતી મારી માતાની મૂર્તિ મને હજી કોઇક વાર દીસે છે. સરોજિની ખરી જ પત્ની છે એવું માત્ર હું જ સમજતો.

નવાઢીથી ગાહમર અને ત્યાંથી દિનાપુર મારા પિતાની બદલી થઇ. હું ૧૧ વર્ષનો થયો ત્યાં સુધી ત્યાં જ હતો. હું ૭ વર્ષનો થયો તે વેળા બે ત્રણ બંગાળી પુસ્તકો શીખ્યો હતો, અને પ્યારીચરણ સરકારની પહેલી ચોપડી પરથી અંગ્રેજી શીખવા લાગ્યો હતો. મારી પાસે એક ચપ્પુ હોય તો સારૂં એવી આ સમયે મારી ઉત્કટ ઇચ્છા હતી. મારા પિતા પાસે બે હાથાનો એક ચપ્પુ હતો, પણ તેને તો અડકવાની પણ મને છુટ ન હતી. એ ચપ્પુ તરફ લાલચુ નજરે હું જોયાં કરતો. રાત્રે ચપ્પુનો વરસાદ પડયો હોય, અને સ્વારે જોઉં છું તો અમારા આંગણામાં ચપ્પુ જ ચપ્પુ: તે લઇ હું ગજવામાં ભરવા લાગ્યો હોઉં એવું મને એક સમયે સ્વપ્ન આવ્યું હતું. એક દિન બાપાના ગજવામાંથી ચપ્પુ કાઢી લેવાનો મોહ કેમે કર્યો હું વશ કરી શકયો નહીં. ચપ્પુ શાળામાં

લઇ જઇ સર્વ સોબતીઓને સગર્વ હું બતાવવા લાગ્યો. પણ અમારામાંનો એક મોટો છોકરો બોલ્યો "મારા ગજવામાં જે વસ્તુ છે તેની આગળ તારા ચપ્પુની શું વિસાત ?"

"શું છે અલ્યા તારા ગજવામાં ?"

"અરે વાહ ! બહુજ સુંદર મઝેની વસ્તુ છે ! તેં તો તારા જન્મારામાં યે દીઠી નહીં હોય !"

"મને બતાવ-બતાવને તે !"

તે લુચ્ચાઇથી બોલ્યો "છટ્! છટ્! તે જોઇ તું તદ્દન ગાંડો થઇ જઈ મારી પાસેથી હાથી લેશે."

( અપૂર્ણ )

N. M. V.

---

## करुण--प्रशस्ति.*

( ELEGY. )

સૌંદર્ય શોભી પ્રણય-દીપ્તિ !
  વિલઇ અહઃ અણચીંતી શી !
નવ-યૌવના, રસ-અંગના
  મુજ પ્રિયતમા ગઇ હાઃ ગઇ ! ૧

વિભવ સ્નિગ્ધ વસંતના
  વર સ્મરણસહિતા સમા
અવ વિસ્તરો તુજ કબ્ર પર
  મૃદુ આત્મ-ગંધ પ્રસારતાઃ ૨

નિત્ય નિત્ય હું ત્યાં સરી
  ચૂમતો રહું સુરખી મીઠીઃ
મુજ ભાવના ને સ્વપ્ન તન્મય
  આદરૂં : રતિ-કીર્તિ શી ! ૩

ને અશ્રુ એક ન નેત્રથી
  ખરતું-અજબ રસ ઉર્મિ શી !
પ્રતિભા-પ્રભા તુજ સહિના-
  સૌંદર્યમાં ન્યારૂં દીપી.. ૪

તો તું ગઇ ક્યમ માનું અવ ?
  જગ જીવન-શાશ્વતતા ઝગી !
તો તું ગઇ ક્યમ જાણું અવ ?
  રમણિયતા પ્રસાદની ! ૫

"પ્રણયી."

---

* અંગ્રેજી પરથી રચિત.

# धनलक्ष्मीनी विश्रंभ–कथाओ.

## કથા ૨.

" ત્હમે તો મ્હોટા પૈસાદાર તે પૈસો જેમ તેમ વાપરો ! અમ્હે આખો દહાડો વૈતરાં કર્યાં કરીએ ત્હેનું ત્હમારે શું ? ×"સીહાલી" વૉર ફંડવાળો આવ્યો તો એહેને દશ રૂપીઆ આપ્યા ! " ચીન " અફીણ નિષેધક મંડળના ખરડામાં કાંઇક આપ્યું; " ઓશી- એનીયા " દુષ્કાળ નિવારણ ફંડમાં, " જ્યૉર્જઅર્ગ " વૉર લોનમાં વિગેરે વિગેરે કંઇક અગડમ્ બગડમ્‌માં ત્હમારે પૂરેપચ્ચ ભાગ લેવો ! પૈસા સંઘર્યા હોય તો કેવા કામ આવે ! પૈસાનું કંઇ ઝાડ નથી થતું કે ખંખેરી લેવાય. પણ ત્હમને સમજણ જ ક્યાં છે ! હું તો કહી કહીને થાકી ! ત્હમે ગામમા મ્હોટા અને ઘરમા ખોટા ! અમ્હારૂં કેમ ચાલે છે ત્હેનું ત્હમારે શું ? અને વળી આવાં ધતીંગોમા નાણાં ન નાખતા હો તો ત્હમારૂં જાય શું ? "

( ત્હું સમજ નહિં ને માથું શું મારતી હોઇશ ! દેશના મ્હોટા માણસો કરે તેમ કરવું જોઇએ ! )

" હું કાંઇ ભલે ન સમજું પણ ત્હમે તો ડાહ્યા છોને ? કહો ત્યારે ? મ્હોટાઓ આંધળા બનીને જ્યારે ઉંધે રસ્તે જશે ત્યારે શું ત્હમે પણ છતી આંખે કુવામાં ઉતરશો ? " ઓશીએનીયા " દુષ્કાળ ફંડમા પૈસા ભરવા ગયા ત્યારે ત્હમારા દેશમાં દુષ્કાળ પડતોજ નથી કે ? ત્હમારા કેટલાક દેશી બંધુને દુષ્કાળમાં મદદ કરી ? વળી તમારા દુકાળીઆઓ માટે અન્ય સ્થળોએ હીલચાલ ચાલે છે કે ? ત્હમે "યુરોપ વાણિજ્ય વિકાસ" મંડળના મેમ્બર થયા. વારૂ ત્યારે ત્હમારા દેશનું વાણિજ્ય તો પૂર્ણ રીતે વિકસિત થયું છે કે ? અન્ય દેશના વ્યસનોથી મુક્તિ કરવા પહેલાં ત્હમારો પોતાનો દેશ કા નથી સુધારતા ? કશો વિચાર કરતા નથી અને મને ગાડી ઠરાવો છો ? એક જણો કંઇક પૈસા આપે એટલે બીજો આપે–અને ચાલ્યું ! " અમે ત્હમારી મદદ માટે આભારી છીએ "–એટલા એક વ્યક્તિના શબ્દોથીજ.. ફુલી–ફાટી..ખુશી થઇ જાઓ છો; પરંતુ પત્ની છે એનું કેમ નથી હું જ સમજતો. ...પૈસા મોકલ્યા ? શામા

નવાદીથી ગાહમર અને ત્યાંથી દિનાપુર મારા પિતાની બદલી નહિ, અને વળી કહેવું થયો ત્યાં સુધી ત્યાં જ હતાં. હું ૭ વર્ષનો થયો તે વેળા બે = કહીને થાકી, પણ તે ખંધા હતા, અને પ્યારીચરણ સરકારની પહેલી ચોપડી પરથી ! આ તો ત્હમારી જ હતા. મારી પાસે એક ચપ્પુ હોય તો સારૂં એવી આ સમયે.
મારા પિતા પાસે બે હાથાનો એક ચપ્પુ હતો, પણ તેને
ન હતી. એ ચપ્પુ તરફ લાલચુ નજરે હું જોયાં કરતો. ર
હોય, અને સ્વારે જોઉં છું તો અગાગ આંગણામાં ચપ્પુ સુંગી રહેત, પણ હવે કેમ બરવા લાગ્યો હોઉં એવું મને એક સમયે સ્વપ્ન ૪ મળે મોજ ! ' ફેંડા ' માં
ગજવામાંથી ચપ્પુ કાઢી લેવાનો મોહ કેમે કર્યો હું વશ ક=

નાણાં નાખ્યા ન હોત તો કેવાં કામ આવત? પણ હવે શું? ધોબી પૈસા લેવા આવ્યો હતો પણ ક્યાંથી આપું? ત્હમારે પૈસા ઉંધે રસ્તે ઉડાડવા પછી ધોબીને ક્યાંથી અપાય? ઘરનું કમાડ નીચેથી તુટી ગયું છે, પણ પૈસા આમ ગેરરસ્તે વાપરો ત્યારે કમાડ ક્યાંથી સુધરાય? રમણ દરરોજ બુટ માટે રડે છે. કનકની હવા ફેર કરવા મહાબળેશ્વર જવું છે, પણ પૈસા છુટે હાથે વાપરો તો કેમ જવાય? ત્હમને છોકરાં ક્યાં વ્હાલાં છે–બ્હારનાં જ મીઠાં લાગે છે.

નીચે ઉંદર બોલે છે તે સાંભળો છો કે? કેમ કાંઇ બોલતા નથી? જવાબ નહીં આપો તો હાથ ઝાલીને કરીશ ઉભા!"

(ઉંદર બોલતા હોય તો મુકો ઉંદરીઉં!)

"હા! ગેલછા! કહેવું મ્હેલું છે પણ કરવું મુશ્કેલ છે. ત્હમો રૂપીઆ ઉડાવો પછી ઉંદરીઉં ક્યાંથી મેલાય! રમણ માટે ચોપડી લાવ્યા કે? હા, પણ ત્હમને ઘરનું કામ ક્યાં ગમે છે!"

(ત્હમારે ચોપડી મંગાવી લેવી હતી!)

"મંગાવી લેશું! પણ ત્હમે શું કામના? પૈસો પાણી પેઠે વાપરો ત્યારે ચોપડી ક્યાંથી લાવો?"

આ પ્રમાણે ગૃહદેવી! પતિપ્રભુને રીઝવતા હતા! જેમ માતાનાં હાલરડાં સાંભળી બાળકને ઉંઘ આવે, નાપીક લપેટા લેતો હોય, અને શેઠજી ઉંઘી જાય તેમ રમણુભલાલ પણ આ અમૃત સમાન મીઠા વાક્યોથી નિદ્રાધીન થઇ ગયા, અને તે બિચારી એકલી કોની સાથે બોલે!

રતીલાલ બાવાલાલ પુરોહિત.

---

## રસ્તે જ્યોત્સ્ના!

રસ્તે જ્યોત્સ્ના અચિંત, ભૂમિએ સરી સૌદામિની છેઃ
રસ્તે જ્યોત્સ્ના જનનિ–કરથી પાદપાચ્છાદિની છેઃ
રસ્તે જ્યોત્સ્ના તિમિર બની મૂક સંગીત સ્થાપેઃ
રસ્તે જ્યોત્સ્ના કટુ પવનને ભવ્ય શૈથિલ્ય આપે!
રસ્તે જ્યોત્સ્ના વિકૃતિહીન છે શાંત સૌંદર્ય મીઠું:
રસ્તે જ્યોત્સ્ના દુઃખવિહીન છે સૌમ્ય ચૈતન્ય મીઠું:
રસ્તે જ્યોત્સ્ના સરસિજ–શ્રીરાશી શી કાંતેલી દીસે!
રસ્તે જ્યોત્સ્ના અચિંત મધુરી સૂર્ય–સત્વે શી ભાસે!
રસ્તે જ્યોત્સ્ના અગમ ઉતર્યો તારકોનો સમૂહઃ
રસ્તે જ્યોત્સ્ના સ્હમજું રચાયો જ્યોતનો ગૂઢ વ્યૂહઃ
રસ્તે જ્યોત્સ્ના ઉતરી તિમિરે શુદ્ધ જ્યોતિ ભરેલીઃ
જન્મી જ્યોત્સ્ના પુનિત પ્રભુની પુણ્ય શાંતિ વરેલી!

ભરત.

---

# विधवा.*

રાધાચરણના અકાળ મૃત્યુથી એના કાકા કાકીને અત્યંત શોક થયો, પરંતુ અભાગણી પાર્વતીને તો સઘળો સંસાર અંધકારમય થઇ ગયો. એને માટે તો આ સંસારમાં આશા, ઉત્સાહ, તથા સુખ સર્વ નષ્ટ થઇ ગયા. એણે આ અત્યંત દુઃખને—અરે આ અઘોર વજ્રપાતને—પોતાના મનનું ખુન કરીને કેવી રીતે સહન કર્યું હશે ?

તેણે પોતાના સુકોમળ હૃદયને લોહ સમાન સખ્ત બનાવી ઉપરોક્ત દુઃખ સહન કર્યું. આવી રીતે પોતાના આત્માનો સંયમ કરતા એના હૃદયના ટુકડે ટુકડા થઇ ગયા, પરંતુ વિધિના વિપરીત કાર્ય આગળ માણસનું કાંઇ પણ ચાલી શકતું નથી, અગર વશ થયા વિના તેને છુટકોજ નથી.

રાધાચરણના કાકા રામપ્રસાદ સાધારણ સ્થિતિના માણસ હતાં રાધાચરણના પિતા ગુરૂપ્રસાદનો દેહાંત એની ઉમ્મર પાંચ વરસની હતી ત્યારે થઇ ગયો હતો, અને એની માતા સુનીતિ પણ પતિના મૃત્યુ પછી એક વરસે સ્વર્ગે સીધાવી ગઈ હતી. એટલે અનાથબાળક રાધાચરણનું પાલણપોષણ એના કાકા રામપ્રસાદ તથા કાકી હરદેવીએ કર્યું હતું. એમની પાસે વડીલોપાર્જીત થોડી મીલકત હતી. તેની આવકમાંથી ઘરનું ખર્ચ નભતું હતું. રહેવાને સાધારણ ઘર પણ હતું, પણ એ જંગમ તથા સ્થાવર મીલકત ઉપર ક્ષયરોગરૂપી કર્જના કીડાઓએ પ્રવેશ કર્યો હતો.

રામપ્રસાદે પોતાની કન્યા ચમ્બેલીના લગ્નમાં ગામના ચાપલા તથા ડોઢ ડાહ્યા લોકોના કહેવાથી ઘણા રૂપીઆની બરબાદી કરી. લગ્ન પછી કેટલાક અઠવાડીઆ જતાં સુધી પકવાનની સુગંધી સાથે રામપ્રસાદની ઉદારતાની પણ સુગંધી ઉડવા લાગી. જુદી જુદી જાતનાં પકવાનો આલેશાન, માંડવા, નાચ, રંગ અને પાર્ટીઓ એ સઘળા અઢળક ખરચથી રામપ્રસાદ અર્ધો કટાઇ ગયા જેવો થઇ ગયો. ગામના લોકો લોકપ્રચલિત 'કુલણજી' ની વાત માફક રામપ્રસાદને યશ તથા માનના શબ્દોથી વધાવી લેતા; પણ તે સૌ અલ્પ સમયને માટેજ. વદ બીજનો ચંદ્રમા કેટલી કળાથી પ્રકાશી શકે ? આખરે 'જપ્ત કરી મીલકત કઢાડયા ઘરમાંથી' તે પ્રમાણે રામપ્રસાદને પણ બન્યું. હવે તો આડોશીપાડોશી તેને ગરીબ ગરીબના ઉપનામથી નવાજવા લાગ્યા. અહો ! આપણા ગુજરાતીઓ આવા ખાલી ડોળ દિમાક ક્યારે છોડશે ? શું 'ગુજ—રાત' ની રાતનો દિવસ થવાને હજી પણ વધારે વિલંબ હશે ? પ્રભુ ! હમારા લોક પગ જોઇને પાથરણું તાણતાં ક્યારે શીખશે ? અસ્તુ.

જે સાલમાં ચમ્બેલીનું લગ્ન થયું તેજ સાલમાં રાધાચરણે બી. એ. ની પરીક્ષા સેકન્ડ ક્લાસમાં પાસ કરી. રાધાચરણને સ્કુલમાંથી એની યોગ્યતાના પ્રમાણમાં સ્કોલરશિપ મળવા લાગી. જો કે એ આટલું ભણ્યો હતો છતાં કાંઇ રામપ્રસાદને ઝાઝું ખર્ચ

* 'સરસ્વતી'માંથી હિંદીનો તરજુમો

સુધી છો ત્યાં સુધી તેની કૃતિઓને માન આપી કાળ નિર્ગમન કરો. સ્વર્ગમા હું ત માર્ગની પ્રતિક્ષા કરી રહ્યો છું. હું હમને અવશ્ય માનીશ. કેમકે હું હમારો તમે મ્હારાં છો. " ......

પાર્વતીને ઉપરોક્ત વાક્યોનું શ્રવણુ થતાં એનું હૃદય સૌમ્યતા ધારણ ક એનું હૃદય આત્મ પ્રભાથી એટલું તો દૃઢ થઈ ગયું કે સંસાર પરની કોઈપણ વસ એને આકાંક્ષા રહી નહીં. અંતરીક્ષમાં અગર સર્વત્ર એને મૃત પતિનું પ્રતિ દેખાવા લાગ્યું. જેમ જેમ એને આ અનુભવ વિશેષ થતો ગયો તેમ તેમ એના મ સર્વ તુચ્છ જણાવા લાગ્યું. અર્થાત્ મૃગજળવત્ જ જણાવવા લાગ્યું.

વડીલ કાકા કાકીજીના કર્કશતાથી પૂર્ણ કઠોર વાક્યો પણુ તેણી ઉપરે દ્રતાના પ્રભાવે અનાયાસે સહન કરી શકતી હતી. મૃત્યુશય્યાપર પડેલા પતિનાં જ્યો હીન નેત્રોમાં છુપાયલો નરમ ભાવ તે કદી ભૂલતી નહોતી. એના આખરના શ ' પ્રીયે પાર્વતી ' આજ પણુ એના કાનમાં ગર્જી રહ્યા હતા.

એ નરમ ભાવની શબ્દહીન ભાષાનો મર્મ એણે સમજી લીધો હતો.

તે એ જ કે કાકા કાકીનો કઠોર સ્વભાવ અને પાર્વતીની પૈસા સંબંધીની શો નીય અવસ્થાનો એ કરૂણ દ્રષ્ટિમાં ભાવ સમાયલો હતો.

પાર્વતીએ હિન્દી પ્રાથમિક કેળવણી લીધી હતી. રાધાચરણના ઘણા આગ્રહ થી ઘણું ઈંગ્રેજી પણુ શીખી હતી. એમનો વિચાર એવો હતો કે પ્રવેશક પરીક્ષા અ વી. પરંતુ એના અકાળ મૃત્યુથી એની બહુ બહુ આશાઓ સાથે આ વિચાર અમલમાં મુકાયો નહીં.

પતિના મૃત્યુ બાદ અભાગણી પાર્વતીને પુસ્તક હાથમાં ઝાલવાનો પણુ વ મળતો નહોતો. તેમ ઘરમા એને કોઇ ગણતું પણુ નહીં. કાકીજી રાધાચરણના મૃત કારણુ એને જ સમજતાં હતા. તેણી દળતી, વાસણુ સાફ કરતી, રાંધતી અને સ ઘરનું કામ કરતી, તો પણુ સાસુ સસરાની જરા પણુ પ્રીતિને પાત્ર બનતી નહોતી. બે મીઠો શબ્દ કે દિલાસાની વાત કદી પણુ સાંભળવા પામતી નહીં. સાંભળતી હતી ક પોતાના દુર્ભાગ્યની કથા અને પ્રિય પતિની નિંદા.

પાર્વતીને આ કટુતાપૂર્ણ સંસારમાં સહાનુભૂતીનું કાંઇ પણ ચિહ્ન જણાતું નહો એને એક કાકાનો છોકરો ભાઇ હતો, તે કાઇક સિપાઇગીરીમા હતો, વળી પરણેલો હ એટલે ગરીબીના મેવારૂપ સંતાનો દોડાદોડ કરી રહ્યાં હતાં. અત્યન્ત ગરમી પછી વરસ પડે છે, બહુ કડાકાધડાકા પછી ધરાધામ અનન્ત જળધારાઓથી પ્લાવિત થઇ જ છે, તેવીજ રીતે પાર્વતીએ નિરાશાના ઘોર અન્ધકારમા સાસુ સસરાના કઠોર વ્યવહાર નરકમાં, ઉપેક્ષાના સમુદ્રમાં, શોકના મહાસાગરમાં, ધ્રુવ તારાનાં દર્શન કર્યાં. પોતા ભાઇ યાદ આવતાં દિગ્મૂઢ પાર્વતીએ પોતાના કર્તવ્યપંથનો વિચાર કર્યો. સા ટાગેલી અભરાઇ ઉપર મુકેલા પુસ્તકો તરફ એની સહસા દૃષ્ટિ ગઇ, અને તે જા તેને પોતાની મૂક ભાષામાં સાંત્વન દેતાં હોય એમ લાગ્યું. તેઓ કહેવા લાગ્યાં " પાર્વ

તું ભણી છે. અમે ત્હારાં સંગી છીએ. દુઃખમાં, શોકમાં, સંતાપમા, અમે તારાં સદા સર્વદા સાથી છીએ. અમને ધૃણા કરતાં નથી આવડતી, ઉપેક્ષા કરતાં નથી આવડતી. અમને ભલે કોઇ તજીને જાય, પણ અમે કોઇને તજતા નથી.' પુસ્તકોની વિભિન્ન પણ મૌન ભાષા તેણી સ્પષ્ટ સમજી. એના ભગ્ન હૃદયમા શાન્તિનાં અસ્ફુટ કીરણનો ઉદય થયો. અભરાઇમાં મુકેલાં પુસ્તકોમાં એને સાક્ષાત અભયદાતા ભગવતી સરસ્વતીનાં દર્શન થયાં હોય એમ તેને લાગ્યું. અને ઘણા વખત પછી તેણે ઉઠી અભરાઇમાંથી એક પુસ્તક લીધું. તે પુસ્તક સુપ્રસિદ્ધ ગ્રંથકાર સ્માઇલ્સ સાહેબનું 'આત્માવલંબન' હતું. ચટાઇ ઉપર બેશીને પાર્વતી તે વાચવા લાગી.

પુસ્તકના ભાગ્યેજ ચાર કે પાચ પૃષ્ઠ વાચ્યા હશે, એટલામાં રામપ્રસાદની પત્ની હરદેવી આવી પહોંચી. પાર્વતીને પુસ્તક વાંચતી દેખીને તેના શરીરમાં આગ લાગી, બલ્કે પગથી તે માથા સુધી ઝાળ લાગી. એણે અનેક કુવાક્યોનો ભંડાર ઉઘાડયા બાદ કહ્યું 'ભણી ભણીને તું રાધેને ખાઇ ગઇ, હવે કોને ખાવાની છે ? તું નારી નહીં પણ નાગણી છે. ભગવાન, ભગવાન, મારા ઘરમા આવી હાકણ ક્યાથી આવી ? રાધેથી તોબાહ તોબાહ થઇ ગયાં, હવે તું તોબાહ પોકરાવવાની ફીકરમા છે.'

હરણના બચ્ચાપર વાઘણને ગર્જતાં દેખીને જેમ તેનો પ્રણયી અથવા વાઘ ગર્જવા લાગે છે, તેજ રીતે રામપ્રસાદ પણ ગરીબ બિચારી પાર્વતી પર તુટી પડયા. એણે પણ સરસ્વતી વાચન સંભળાવ્યા બાદ કહ્યું "તું ઠીક કરે છે! તું અમારા કુળનો ભક્ષ કરાવનારી છે, તું ત્હારૂં કાળું મ્હો લઇને જા. હું ત્હારા જેવી નાગણને પાળી શકતો નથી. તું રાધાચરણને ખાઇ ગઇ, હવે મને પણ ખાઇ જવાની."

વાંચક, કેટલી કઠોરતા ! આપણા દેશમાં વિધવાઓ ઉપર કેવા કેવા જુલમો ગુજારવામાં આવે છે તેનો ઉપરોક્ત વાંચતાં થોડો ઘણો ખ્યાલ આવશે. કેટલાક દેશોમાં જ્યારે વિધવાઓને ઉચ્ચ સ્થાને ગણવામાં આવે છે, ત્યારે આપણે અહીં અપશુકનીયાળ તથા ગુલામથી પણ હલકી લેખવામાં આવે છે. સઘળી બાબતોમાં પરિવર્તન થઇ શકે, સઘળાના સુખસગવડના માર્ગો યોજાય, અને ફક્ત વિધવા જ ખુણે બેશી રડ્યા કરે, સડ્યાં કરે એ તે શું આપણો ન્યાય ? ભાગ્યબળે આવેલા દુઃખમાં દિલાસો અને સાંત્વનને બદલે 'દાઝ્યા ઉપર ડામ' એવી આપણી ઘણીખરી વિધવાઓની સ્થિતિ છે. પ્રભુ ! હાલના સુસંસ્થાપકોના મનમાં એવી પ્રેરણા થાઓ કે બીજી બધી યોજનાઓ સાથે વિધવાઓના દુઃખનિવારણની પણ કાંઇ સદ્યોજના કરે ! અસ્તુ !

આ તરફ રામપ્રસાદ જેસમેર પોતાનું બાપણ ચલાવી રહ્યા હતા. બેજી તરફ પાર્વતીના હૃદયના શતાવધી કટકા થઇ જતા હતા. તેણીનું મગજ ભમી ગયું, ને લગભગ અર્ધ બેભાન જેવી બની ગઇ. તે અવસ્થામાં એને મૃત પતિ રાધાચરણનાં દર્શન થયાં. આ વખતે એની આંખોમાં ઘણી જ નરમાશ સાથે દુઃખ પણ હતું. વરસાદ પણ હતો, અને સાથે સાથે અભાગણી પાર્વતીને માટે સહાનુભૂતિ પણ હતી. મ હસ સાહેબનો આત્મા પુસ્તકના રૂપમાં અબળા પાર્વતીના મનનું સાંત્વન કરી રહ્યો હતો,

શુદ્ધિમાં આણવા પ્રયત્ન કરી રહેલો હતો. પાર્વતી મહજ હોશીયાર થઇ, અને પાસે પડેલું પુસ્તક હાથમાં લીધું, તેના મુખ પૃષ્ઠ ઉપર કોતેલા સોનેરી અક્ષરોમાં છુપાઇ રહેલો. "આત્માવલંબન" નો મનોહર માર્ગદર્શક શબ્દ પાર્વતી અશ્રુપૂર્ણ નેત્રોથી જોઇ રહી. .....

( ૩ )

બીજે દીવસે પ્રાતઃકાળમા પાર્વતીએ પોતાની સાસુને સમજાવ્યું કે પોતે ઘણા દિવસથી પોતાના ભાઇને ત્યા જવાની ઇચ્છા કરે છે, તો કૃપા કરી એક પત્ર લખશો. સાસુને મનભાવતી વાત હાથમા આવી ગઇ. એણે સમયાનુસાર સ્ત્રીઓને સુલભ એવું વાતમા મીઠું મરચું ભભરાવી પતિ રામપ્રસાદને કહ્યું. પ્રથમ તો જરા રામપ્રસાદે આનાકાની જણાવી પણ પત્નીના કહેવાથી સુખદયાળ પર એક કાગળ લખ્યો.

ચાર દીવસ પછી વહુ ચાલી જવાની છે એટલા માટે વહુ સાથે બહુ કઠોર વ્યવહાર ન કરવો જોઇએ એમ સમજી રામપ્રસાદ તથા હરદેવીનો વ્યવહાર પાર્વતી સાથે નરમ થઇ ગયો. હવે પાર્વતીને ઘર કામના બોજા સાથે ગાલીપ્રદાનનો બોજો સહન કરવાનો નહોતો, પણ કર્જદારીની વાતો જાણેઅજાણે દીવસમાં એકાદ બે વખત નિકળી જતી હતી

રાધાચરણના મૃત્યુને હજી પૂરું એક વર્ષ પણ થયું નહોતું એટલા થોડા સમયમાં પણ ઘરની તમામ વસ્તુ પાર્વતીને માટે બદલાઇ ગઇ હતી. ઘરનાં માણસોની સાથે ઘરનાં બારી બારણા પણ એને કરડવાને દોડતા હોય એમ લાગતું. આગળથી ભરેલા લવાજમને કારણે હજી સુધી એના નામ ઉપર એક સમાચાર પત્ર આવતું હતું. જ્યારે નવરાશ મળતી ત્યારે પાર્વતી એ વાંચતી. આજના 'હિતકારી' માથી એણે 'આવશ્યકતા' નામનો લેખ ઘણી વખત વાચ્યો.

બીજે દીવસે જવાબ આવી ગયો. શનિવારની રાતમાં સુખદયાળ બ્હેનને લેવાને આવશે એવો પત્ર આવેલો હતો. પાર્વતીને જવ ફક્ત બે દીવસની અડેમાન સમજી સાસુ સસરાનું હૃદય ઢીલું પડી ગયું. પાર્વતીએ કરેલી સેવા તથા એનું અડગ ધૈર્ય અને શાન્તિ એ સર્વ ભલાઇઓ અત્યારે સાભરવા લાગી. વિયોગના વિચારથી બન્નેના મન પરથી કર્કશતાના પડ ખરી ગયાં.

કાળ કોઇનો વિચાર કરતો નથી. કાળભગવાનના સહચર અથવા પ્રધાનરૂપ સૂર્ય સુખી દુખી કોઇની પણ પરવા કર્યા સિવાય અગર કોઇને માટે સ્તબ્ધ્યા સિવાય પોતાનો રથ-ચક્ર ચલાવ્યા જાય છે. શનિવારની રાતે દીનતા ને દરિદ્રતાની મૂર્તી સુખદયાળ આવ્યો. બ્હેનની પાસે જઇ સજળ નેત્રે દિલાસો દીધો.

બીજે દીવસે પ્રાતઃકાલની ટ્રેનમા પાર્વતીને લઇ એ ગૃહ તરફ રવાના થઇ ગયો. પાર્વતીએ ગાડીની વખત ફક્ત પોતાના પતિનાં પુસ્તકોની એક ટ્રંક સાથે લીધી હતી. એણે ઘરેણાં પૈસા અને બે શ્વેતવસ્ત્ર સિવાય કાંઇ પણ સાથે રાખ્યું નહોતું. આખું ભરેલું ઘર એને માટે તો રાધાચરણના મૃત્યુનાં દિવસથી તદન ખાલી જ હતું. તેને પણ

એણે પોતે નીકળી જઇ ખાલી કરી આપ્યું. ચાલતી વખતે સાસુએ ઉપરના મનથી વહેલાં આવવા કહ્યું, તથા સાથે સ્ત્રીઓના સ્વાભાવિક ભૂષણરૂપ આંખમાંથી બે અશ્રુ બિન્દુ પણ ખેરવ્યાં.

પાર્વતી પણ નિષ્કપટ મનથી જે વખતે સાસુના પગમાં પડી તે વખતે તેનાં ગરમ અશ્રુઓએ હરહેલીનાં પગનું પ્રક્ષાલન કર્યું.

( ૪ )

પાર્વતીના આવવાથી સુખદયાળનું બાપીકું ગરીબ ઘર સ્વર્ગ સમાન બની ગયું. એનાં બાળકો જેઓ નિર્ધનતાને લીધે શિક્ષણ નહોતાં લઇ શકતા તેઓ ગુરૂ શિક્ષિકા પાર્વતી પાસે ભણવા લાગ્યાં. સુખદયાળની મોટી કન્યા શાન્તિ એની પાસે હીન્દી ભણવા તથા સાથે સાથે સીવણકામ પણ ઘણી હોંશથી શીખવા લાગી. થોડા દિવસોમાં પાર્વતી અને શાન્તિની સોયના પ્રતાપથી ઘરમાં આવક વધવા લાગી પાર્વતીના કહેવાથી સુખદયાળે એક સારી ગાય લીધી. એના ઘરમાં સઘળું થયું. વિદ્યા, ધન, અને ગોરસ સુખદયાળની સ્ત્રી સુરદેવી પાર્વતીને પોતાની મૂળ સમૃદ્ધિનું કારણ સમજતી હતી, અને એ એને સાક્ષાત્ દેવી સમાન ગણતી. પ્રાતઃકાળમાં ઉઠી પ્રથમ પાર્વતીના ચરણમાં પડતી અને ઘરનું સઘળું કામ તેની આજ્ઞા લઇ તે પ્રમાણે કરતી.

× × × × ×

ઉપરોક્ત વાતને એક વર્ષ થઇ ગયું. પાર્વતી હીન્દુગર્લ્સ સ્કુલમાં હીન્દી ભણાવે છે. આ વર્ષમાં એણે પ્રવેશક પરીક્ષા પાસ કરી છે. માસિક પચાસનો દરમાયો મળે છે. હવે સુખદયાળનાં બાળકો એક વર્ષ પહેલાં જેવી હાડમારીમાં અર્ધ ઉઘાડાં ફરતાં હતાં તેઓ હવે સાફ કપડાં પહેરી બગલમાં પુસ્તકો લઇ સ્કુલમાં જાય છે. પુત્રી શાન્તિ પણ પાર્વતીને સ્કુલમાં મદદ કરે છે. દેવી સમાન બ્હેન પાર્વતીની મદદથી સુખદયાળે સિપાઇની નોકરીમાંથી છુટકારો લીધો છે. હવે તેણે સોદાગરીની દુકાન ખોલી છે. સુખદયાળનું ઘર બાલિકા વિદ્યાલય બની રહ્યું છે. મહોલ્લાની ન્હાની મોટી અનેક છોકરીઓ સ્કુલના સમય બાદ અહીં ભણવા અગર સીવણકામ શીખવા આવે છે. વિદ્યાલય સર્વને માટે ખુલ્લું જ રહે છે. પાર્વતીના પરોપકારી સદ્ગુણોની પ્રશંસા મહોલ્લાઓમાં ફેલાતાં આખા શહેરમાં ફેલાઇ રહી છે.

એને પણ ચાર વર્ષ વીતી ગયા. પાર્વતીએ બી. એ. ની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમાં પાસ કરી. કલેક્ટરના પત્નીએ પોતાના હાથથી પાર્વતીની સફેદ સાડી ઉપર પ્રતિષ્ઠાસૂચક ગોંદ પહેરાવ્યો. હીન્દુગર્લ્સ સ્કુલની વડી શિક્ષિકા અથવા 'લેડી પ્રિન્સીપાલ' ના પદ પર ( જેની શોભા ઉપર પ્રમાણે હીન્દુ પંડીતાઓને ન મળવાનું કારણ હજી સુધી ક્રીશ્ચન લોક લેડી પ્રિન્સીપાલનું ભરે છે, અને આપણી સ્ત્રીઓના ભણતરની ઓછપ ) પંડીતા પાર્વતીને આરૂઢ કરી આ શહેરમાં, પાર્વતીનાં યશોગાન ગવાઇ રહ્યાં. દરમાયો પણ એકદમ અઢીસોનો થઇ ગયો.

( અપૂર્ણ )

બ્હેન કમ્પુબ્હેન.

આદર્યાવિસા આપણે જાણીએ છીએ. એમણે સ્થાપેલો બૌદ્ધમત એક સ્થળે નહિ રહેતા ચીન, જાપાન, ટીબેટ વગેરે સ્થળે પ્રસર્યો હતો, અને હિંદુસ્તાનના મોટા મોટા રાજાઓ પણ તે મતના થયા હતા. એના પ્રમાણોમાં સ્તૂપો, મૂર્તિઓ વગેરે જોવામાં આવે છે. એ મહાત્માના જીવનપ્રસંગોની કાંઇ કાંઇ કથા રા. ગોવર્ધનરામે તથા રા. નરસિંહરાવ ભોળાનાથે કહી છે. સ્વામી અખંડાનંદે બુદ્ધચરિતનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. રા. વિભાકરે નાટકમાં કાંઇક અંશો અવતાર્યા છે.

કર્તા કહે છે તેમ નાટક બે જાતના હોય દૃશ્ય અને શ્રાવ્ય. એ ખરૂં છે કે દૃશ્ય નાટકને શ્રાવ્ય કરવું અને શ્રાવ્યને દૃશ્ય કરવું ઘણું કઠણ છે. ગુજરાતીમાં ઘણા નાટકો લખાયેલાં છે. કવિ નર્મદાશંકરે લખ્યા છે, રા. મધુવચરામે લખ્યાં છે, દી. બા. રણછોડભાઇ ઉદયરામે લખ્યાં છે. આ ત્રિપુરીમાં દી. બા. રણછોડભાઇના નાટક રંગભૂમિ પર ભજવાયા, તે જોવા લોકોની જે ગાઢાઇ હતી તેવી કવિના નાટકોમાં નહોતી. એ પછી ગ. મણિલાલે કાન્તા, રા. દોલતરામ પંડયાએ અમરસત્ર, રા. રમણભાઇએ રાઇનો પર્વત, કવિ ન્હાનાલાલે જયા અને જયન્ત રચ્યા છે, પરંતુ તે બધાં શ્રાવ્ય છે. તેમાં વિદ્વતા, રસિકતા અને શુદ્ધ પ્રેમ છે, પરંતુ તે દૃશ્ય નહિ હોવાને લીને, જો કે તે સાહિત્યરસિક વિદ્વાનોને પ્રિય થઇ પડયા છે, તો પણ રંગભૂમિ પર એવા જ પ્રિય થાય ત્યારની વાત ત્યારે છે. ગુજરાત તેમા મુખ્યત્વે કરીને અત્રનેલી મુંબાઇ નગરી જુદાજ રસની તથા જુદાજ વિચારની હોઈ એ રંગભૂમિ પર નાટક ભજવાય એવાં નાટકો લખવાની પહેલ અમે ભૂલતા ન હોઇએ તો રા. ડાહ્યાભાઇ ધોળશાજીએ તથા રા. વાઘજી આશારામ ઓઝાએ કરી હતી. બીજા આ નાટકના કર્તા છે. એઓ સંસ્કારી હોઈ એમાં સસ્કાર, આદર્શ, અને વસ્તુઘટના ઉંચી કોટિનાં છે. તો પણ તેમા આર્યસસ્કૃતિને હાલના જમાનાના વિચારો સાથે સંક્રાંત કર્યા જેટલાએ દોષ કોઇને લાગે. રા. વિભાકરે, સ્નેહસરિતા અને સુધાચંદ્ર નામનાં બીજાં નાટકો રચ્યાં છે, ને તે બને આજે પણ ભજવાય છે. પ્રસ્તુત નાટક પણ તેમણે નાટક કંપની માટે રચ્યું છે. વિદ્વાન અને સંસ્કારી પુરૂષોને હાથે લખાતાં નાટકોમાં ન્યૂનતા ન જ હોય. તે જનસમાજને જોવો ઉચ્ચ આદર્શ આપવો જોઇએ તેવો આપે છે. તેમનામાં અશ્લીલ શૃંગાર નહીં હોતા શુદ્ધ પ્રેમ હોય છે, પરંતુ જનસમાજના વિચારો અને આદર્શ જ્યાં સુધી ઉન્નત થાય નહિ ત્યા સુધી, તથા જ્યાં સુધી ઝડઝમક, તથા વ્હાલોવ્હાલી સાંભળવો અને ભવાઇ જેવી મજાક ને ગમ્મત જોવામા જ આનંદ એવું માનવામા આવે ત્યાં સુધી સાહિત્યના ઉચ્ચ આદર્શવાળાં નાટકો પ્રિય થઇ પડવા મુશ્કેલ છે. એથી નિરાશ નહી થતાં સાહિત્ય રસિક નાટયકારોએ તો ઉચ્ચ આદર્શને જ વળગી રહી, પોતાનું આરંભેલું કાર્ય કર્યા જવું જોઇએ.

રા. વિભાકરના આ નાટકને અમે અંતઃકરણ પૂર્વક આવકાર આપીએ છીએ; અને તે સાથે દરેક લાઇબ્રરીમાં તે જોવા ઇચ્છીએ છીએ.

૪. **આત્મસંયમનું રાજ્ય**—ભાષાન્તર કર્તા રા. રા. સત્યેન્દ્ર બીમરાવ દીવટિયા બી. એ. કીમત ૦–૮–૦ આ નાનકડું પુસ્તક મી. William George Jordan કૃત The Kingship of Self-Control-Individual Problems and

# चंद्रप्रकाश.

पुस्तक १०. अंक १०. ऑगस्ट १९१७. श्रावण १९७३.



**વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે બે રૂપિઆ. એક નકલના ત્રણ આના.**

વડોદરા-શિયાપુરા, લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે તા. ૬-૮-૧૯૧૭ ના રોજ છાપ્યું અને પ્રગટકર્તા ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ, વડોદરા રાજમહેલ રોડ ઉપર પ્રસિદ્ધ કર્યું.

---

## અભિપ્રાય.

ગ. રા. પરમ સ્નેહી ભાનુસુખરામ,

તમે સંશોધિત કરેલું "બભ્રુવાહન આખ્યાન" હું કાળજીપૂર્વક વાંચી ગયો. અભિમાનનું કેવું અનિષ્ટ પરિણામ આવે છે તે આ આખ્યાનમાંથી સારી રીતે સમજાવી શકાય તેમ છે. વાર્તા ટુંકી તેમજ ભાષા સરળ ને સંસ્કારી હોવાથી આ આખ્યાન વાંચવું સૌને ગમે તેવું લાગે છે. શૈલી પ્રેમાનંદની હોય એ તદ્દન સંભવિત છે. આવા પ્રાચીન પુસ્તકોનું પ્રેમપૂર્વક સંશોધન કરવાનું કાર્ય ખરેખરા સાહિત્યનિષ્ઠ પુરૂષનેજ શક્ય છે, ને એ શક્યતા તમે સફળ કરી છે તે માટે તમને અંતઃકરણથી મારો ધન્યવાદ આપું છું. પ્રેમાનંદની કૃતિઓ તરફનો તમારો મૂળનો પ્રેમ તમે આ શ્રમમાં ચાલુ રાખ્યો છે.

પુસ્તકને અન્તે જે સમજુતીઓ આપવામાં આવી છે તેથી વિદ્યાર્થીઓને ખાસ લાભ થવા સંભવ છે. આવાં પુસ્તકો ને આવા કામ કરનારાઓ જે કાર્ય સાધે છે તે લાંબો સમય ટકી રહેવાની દરેક પ્રકારની વકી રાખે છે. હું ઇચ્છું છું કે આવા શુભ ને સંગીન પ્રયાસ તમે જારી રાખશો.

તા. ૨-૮-૧૭ } લી. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીના
સસ્નેહ નમસ્કાર.

---

## નોંધ.

चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक १०. ऑगस्ट १९१७. श्रावण १९७३.

# जीवन अने साहित्य.

આપણે એક કવિતા વાંચીએ છીએ અને આપણને આનંદ થાય છે. કોઈ પ્રતિભાથી ઝળકતો લેખ વાંચીએ છીએ, અને અનેક નૂતન ભાવોના આવિર્ભાવથી હૃદય આન્દોલિત થાય છે. બેનરજી સરખા વક્તાને સાંભળતાં આપણે સઘળું વિસરી જઈએ છીએ અને મોરલીના નાદથી મણીધર જેમ ડોલે તેમ વક્તાની વાણી જે જે રસમાં વિચરે છે તે તે રસમાં નિમગ્ન થઈ આપણે ઝુલીએ છીએ. કવિ, લેખક અને વક્તા એવું શું કરે છે કે જેથી આપણે તલ્લીન સ્થિતિમાં આવી જઈએ છીએ? બીજું કાંઈજ નહિ; તેઓ આપણને જીવનની કોઈ બાજુ, જીવનનો કોઈ અનુભવ અથવા તે અનુભવથી ઉત્પન્ન થતી માનસિક સ્થિતિનું યથાર્થ અને સચોટ ચિત્ર બતાવે છે. જીવન એ એક સર્વથી મોંઘી, અણમૂલી થાપણ મનુષ્ય જાતિને મળી છે. મનુષ્યની તે પ્રિયમાં પ્રિય વસ્તુ છે અને તેનાજ સંરક્ષણ અર્થે, તેનીજ ઉત્ક્રાન્તિને અને તેના જ વિકાસને અર્થે મનુષ્યના સર્વ પ્રયત્નો થયે જાય છે. જીવનની મહત્તા જેમ જેમ વિશેષ સમજાતી જાય છે તેમ તેમ જીવનની વિશેષ કાળજી અને સંભાળ રાખવામાં આવે છે, તેની ઉન્નતિ અર્થે ઉપાયો યોજવામાં આવે છે, અને તેનો બની શકતો સર્વોત્તમ ઉપયોગ કરવા વિવિધ યોજનાઓ ઘડવામાં આવે છે. સુધરેલા અને જંગલી વચ્ચેનો એક મુખ્ય તફાવત એ છે કે એકને જીવનની કિમ્મત છે, બીજાને નથી, અથવા પ્રમાણમાં ઘણીજ ઓછી છે.

આ જીવન કોણે આપ્યું, કેવી રીતે આપ્યું, શા કારણે આપ્યું વગેરે ફીલસુફીના કૂટ પ્રશ્નોને બાજુએ રાખી આપણે તેનો સ્વીકાર કરી આગળ ચાલીશું. એ પ્રશ્નોના ઉત્તર હજી સુધી સર્વ સંતોષકારક મળી શક્યા નથી, સર્વ ગ્રાહ્ય થઈ શકે એવી દલીલોથી હજી એ પ્રશ્નોનો નિકાલ થયો પણ નથી, અને તે પ્રમાણે થશે કે કેમ, અને થશે તો ક્યારે થશે એ વિષે નિશ્ચિતપણે કશું કહેવાતું નથી. વખતે વાદવિવાદ, દલીલ કે બુદ્ધિનો એ વિષય પણ ન હોય. કદાચ બુદ્ધિથી પર રહેલા એવા કોઈ સામર્થ્ય કે અનુભવને ગમ્ય એ વિષયો હોય તો પછી તે પ્રશ્નોના ઉત્તરમાં બુદ્ધિના પ્રયત્નો સંતોષકારક ન નીવડે એમાં નવાઈ ન મનાય.

---

* વડોદરા સાહિત્ય સભામાં તા. ૨૯-૭-૧૭ ને રોજ રા. રા. [illegible] આપેલું વ્યાખ્યાન.

અધિપતિ.

પરંતુ એટલો તો આપણે સ્વીકાર કરવો જ પડશે કે જીવન એ કોઇ અદ્ભૂત, દિવ્યતાના અંશોથી ભરપૂર, મહા સામર્થ્યવાન અને વૃદ્ધિવિકાસ પામવાના લક્ષણવાળું તત્વ છે. એ તત્વ સર્વ શ્રેષ્ઠ છે, સર્વ સંજોગોને અનુકુળ થઇ જાય છે, અને પોતાના અસ્તિત્વને અર્થે સખ્તમાં સખ્ત યુદ્ધ કરી શકે છે. તેનો જલદી પરાજય કે નાશ થતો નથી—કહો કે તેનો બીલકુલ પરાજય વા નાશ થતો જ નથી. એક અથવા બીજા સ્વરૂપમાં બદલાઇ તે વધારે બળવાન બની બહાર પડે છે. જગતના ઇતિહાસને વધારે વિશાળ દ્રષ્ટિથી જોઇશું તો જણાશે કે તે જીવનનો જ ઇતિહાસ છે. પોતાના વિકાસની આડે આવતા સામર્થ્યો સ્હામે યુદ્ધ કરી તેમનો નાશ કરવો, પોતાની અનુકૂળતા જાળવવામાં નડતાં વિઘ્નો દૂર કરવાં અને ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જવું એ જીવનનો, તથા જીવને અને જગતના ઇતિહાસનો ક્રમ હોય એમ લાગે છે.

આ જીવન પણ સૃષ્ટિમા પ્રવર્તના ઉત્ક્રાન્તિ–Evolution ના નિયમ પ્રમાણે પોતાનુ કાર્ય કર્યે જાય છે. કેટલાક તત્વવિદો અને વૈજ્ઞાનિકો એમ પણ જણાવે છે કે આ ઉત્ક્રાન્તિનો નિયમ એ એક જીવનનુ વિશિષ્ટ લક્ષણ છે અને તેને જીવનથી છુટું પાડી શકાય એમ છે જ નહીં. જીવનવિકાસની અનેક પરંપરા અને વિવિધ ભૂમિકાઓના અત્યંત રસિક અને શિક્ષણીય વિષયમા ન ઉતરતા ફક્ત આપણે મનુષ્યજીવન અને તેની ઉત્ક્રાન્તિ વિષે સહજ જોઇશું. મનુષ્યજીવનના બે સ્વરૂપ મુખ્યત્વે કરીને આપણી નજરે પડે છે; વ્યક્તિજીવન અને સમષ્ટિજીવન. આ બન્ને જીવનને છુટાં પાડીને જોવાં એ ભૂલ ભરેલું છે. આ બન્ને સ્વરૂપો એક બીજાના ઉપર એટલો આધાર રાખે છે કે એક બીજાને પૃથક કરીને તેનો અભ્યાસ કરવાથી અનેક ભૂલ ભરેલા પરિણામો આવે છે. એ બન્ને પ્રકારને લક્ષ્યમા રાખી, તેમનો એક બીજા સાથેનો અનિવાર્ય સંબંધ ધ્યાનમાં લઇ પછી એ સંબંધી કાંઇ વિચાર થાય તો ભૂલના ઘણા અંશો ઓછા થાય અને આપણને આગળ વધવાના રસ્તા સહજ મળી આવે.

આ વ્યક્તિજીવન અને સમષ્ટિજીવન પરસ્પર અનિવાર્ય છે, એકનું બીજા ઉપર અવલંબન રહેલું છે, અને એક બીજાના અસ્તિત્વનો આધાર પણ પરસ્પર રહેલો છે, એટલું ધ્યાનમા લેઇ તેમની ઉત્ક્રાન્તિનો ક્રમ જોઇશું તો આપણને સહજ જણાશે કે વ્યક્તિજીવનનો ક્રમ પશુમાંથી દેવ, અને સમષ્ટિજીવનનો ક્રમ સ્વાર્થમાંથી પરમાર્થ. મ્હારૂં એવી સંકુચિત ભાવનામાંથી आत्मवत् सर्व भूतेषु એ પ્રમાણે હોવાનું જણાય છે. અલબત, આ ઉત્ક્રાન્તિના બન્ને છેડાની વચમાં અનેક ભૂમિકાઓમાંથી જીવન પસાર થાય છે, વિવિધ ઘટનાઓના અનુભવ તેને લેવા પડે છે અને નદીના મોજાની માફક ક્વચિત પાછળ, ક્વચિત આગળ એમ ગતિ થતી હોય એવું ભાસે છે. છતાં એટલું તો નક્કીપણે આપણે કહી શકીશું કે સમગ્ર જગતની ગતિ પાછળ જતી નથી. તે તો આગળ અને આગળ વધે છે. આખા જગતની પ્રગતિનો વિચાર કરતા આપણે શકીશું કે તે ઉન્નત થતું જાય છે. કોઇ સ્થાને જગત ઉન્મત્ત થતું લાગતું હશે, કે સ્થાને પશુતા તરફ તે ઢળતું હોય એમ આપણને ભાસ થશે તથા સ્વાર્થનું સા- મ્રાજ્ય ફેલાતું હોય એવું આપણને ચોક્કસ જણાતું હશે, છતાં તે સર્વ સપાટી ઉપરનાં મોજા

રમત છે. તે પાછાં જાય છે, આગળ ધસે છે, પરંતુ આ રમતની નીચે શાન્તિ અને બળથી વહ્યો જતો પ્રવાહ તો આગળ જ વધ્યે જાય છે. જગતના જીવનના સુધારા વધારાનો ક્રમ પણ આવી જ રીતનો છે. જગતનું ભવિષ્ય ઘણું આશા ભર્યું છે, કારણ કે જગતનો આધાર જીવન ઉપર છે અને જીવન સમગ્રને જોતાં તે અધોગતિ પામતું નથી; પછી ભલે થોડી ઘણી પ્રજાઓના સંબંધમાં તેમ લાગે.

આ વ્યક્તિ અને સમષ્ટિની ભાવનાની વચ્ચે, એક બીજાનું અભેદ ઉત્પન્ન કરનાર સાધન રૂપે, વ્યક્તિની તળેટીમાંથી સમષ્ટિભાવનાના શિખરે પહોંચવાના પગથીયારૂપ રાષ્ટ્રિય જીવન આપણે વિસરી જવું ન જોઇએ. ઐક્યની લાગણીથી સંબંધ થયેલો પ્રજાસમુહ સ્વતત્વના સ્વાર્થને વિસારી દઇ સર્વના લાભમાં પોતાનો લાભ સ્વીકારી લે ત્યારે આ રાષ્ટ્રિય ભાવનાનો ઉદય થાય છે. તેને માટે એકજ ધર્મની જરૂર છે એમ નથી. ઇલી-ઝાબેથના સમયમાં ઇંગ્લંડ ઉપર આવી પડેલી આર્મેડાની આફત ટાળવા પ્રોટેસ્ટન્ટસ અને રોમન કેથેલીક સંપ્રદાયના માનનારાઓએ એક બીજાની સાથે ઉભા રહી રાષ્ટ્રની કેવી સેવા બજાવી હતી તે સર્વને જાણીતી વાત છે. તેને માટે સમાજ બંધનો સર્વ તુટી જવાં જોઇએ એમ પણ નથી. જ્યાં સુધી દોલતની વ્યવસ્થિત વહેંચણી ચાલુ રહેશે, જ્યાં સુધી જન્મના અકસ્માત ઉપર મનુષ્યની પદવીનો આધાર રહેશે અને જ્યાં સુધી પ્રત્યેક વ્યક્તિને જીવનનો સંપૂર્ણ વિકાસ કરવાનાં સાધનો મેળવવાનો કુદરતી હક છે એમ સ્વિકાર થઇ તેને આચારમાં મુકવામાં આવશે નહિ, ત્યાં સુધી સામાજીક જીવનમાં ઉચ્ચનીચના ભેદ અને તેને અંગે ઉત્પન્ન થતાં બંધનો કોઇપણ સ્વરૂપમાં કાયમજ રહેશે. આથી રાષ્ટ્રિય ઉન્નતિ પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં ધર્મ કે સામાજીક પ્રશ્નોની બ્હીક બતાવી અડચણ નાખવી ઘટિત નથી. કેટલીક અડચણો તો જ્ઞાનના ફેલાવા સાથે રાષ્ટ્રિય વિચારના બળ આગળ આપોઆપ દૂર થઇ જાય છે.

આ રાષ્ટ્રિય જીવન તરફ લક્ષ દોરવાનું કારણ એટલુંજ કે જગતની પ્રગતિ હજી રાષ્ટ્રિય ભાવના આગળજ અટકી છે. ઉત્ક્રાન્તિ પામતા જતા જગતના વધારે આગળ પડતા, વિશેષ સુધરેલા અને જ્ઞાનવાન દેશોએ રાષ્ટ્રિય ભાવનાને અદ્ભુત રીતે ખીલાવી છે અને તેને અંગે ઉત્પન્ન થતા લાભાલાભનો સંપૂર્ણ સ્વરૂપમાં તેઓ અનુભવ કરે છે. રાષ્ટ્રિય જીવનની ભૂમિકા વિકાસક્રમમાં આવશ્યક છે અને તેમાંથી પસાર થયા સિવાય સમષ્ટિભાવના—જગત એ એક કુટુંબ છે એવી માન્યતા—અથવા ભ્રાતૃભાવની સમગ્ર જનસમાજ તરફ ઉત્પન્ન થતી લાગણીનો અનુભવ કરવો એ અશક્ય નહિ તો અસંત મુશ્કેલ તો છે આથી રાષ્ટ્રિય ભાવના ભ્રાતૃભાવની લાગણી સાથે સરખાવતાં સંકુચીત છે, છતાં તેના વગર ચાલે એમ નથી. યુરોપના દેશો—મુખ્યત્વે ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની તથા એશિયામાં જાપાન અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસ એ સર્વ વર્તમાન રાષ્ટ્રિય ભાવનાના [illegible] રૂપ દેશો છે. પોતપોતાની પરિસ્થિતિને અનુરૂપ તેમના સ્વરૂપ ઘડાયાં છે [illegible] રાષ્ટ્રિયતાનું તત્વ એ મુખ્ય બંધારણ છે. એ બંધારણ ઉપર તેમની સંસ્કૃતિની [illegible] ચણાયેલી છે; અને તેમની જાહોજલાલી, તેમનો વૈભવ [illegible] નું ગૌરવ એ સઘળું રાષ્ટ્રિય ભાવનાને લીધેજ છે એમ કહીએ તો ચાલે. ફક્ત આ રાષ્ટ્રિય ભાવ-

નામાં સ્વાર્થના અને તેને અંગે ઇર્ષ્યા અદેખાઇના અંશો ભળવાથી પાશ્ચાત્ય સુધારામાં અનેક ખામીઓ દૃષ્ટિએ પડે છે, અને એ સ્વાર્થના અંશોથી યુક્ત રાષ્ટ્રિય ભાવના કેવાં ભયંકર પરિણામ નીપજાવી પોતાની નિષ્ફળતા સિદ્ધ કરે છે તે હાલના યુદ્ધથી આપણને સ્પષ્ટ સમજાઇ જાય છે.

છતા જનસમાજની સુધારણા અને પ્રગતિને અર્થે રાષ્ટ્રિય જીવનની જરૂર છે. હિંદુસ્તાનનુ રાષ્ટ્રિય જીવન ઘડાય છે, અને જ્યારે તે સંપૂર્ણ ઘડાઇ રહેશે ત્યારે તે જીવન અદ્‌ભૂત સામર્થ્યવાન અને ઐશ્વર્યવાન નીવડશે એમાં શંકા પણ નથી. પરાપૂર્વથી ચાલતી આવેલી પવિત્ર આર્ય સંસ્કૃતિ, ધાર્મિક ભાવનાની તિવ્રજ્વાલાથી જગતને આંજી નાખનાર મુસલમાન સંસ્કૃતિ તથા ડહાપણ, શાણપણ અને સ્વાર્થને એક સુંદર કલામાં કેળવી નાખનાર ઇંગ્લીશ સંસ્કૃતિ એ ત્રણે તત્વો ભેગાં મળીને જે રાષ્ટ્રભાવના ઉભી થવા માંડી છે ને કોઇ અદ્‌ભૂત ચમત્કૃતિવાળી, દુનિયાએ કદી ન જોયલી એવી દેદીપ્યમાન અને ભવિષ્યનો ઇતિહાસ આંખ ફાડીને નીરખી રહે, એવી સુંદર અને ભવ્ય નીવડશે. રાષ્ટ્રના ઘડતરમા એટલું યાદ રાખવાનું કે પ્રવૃત્તિના અભાવે જેમ આર્ય સંસ્કૃતિનો પરાજય થયો તેમ હવે ન થાય; પ્રવૃત્તિની અતિશયતાથી અને ચાંચલ્ય ખોઇ બેઠેલી મુસ્લીમ સંસ્કૃતિનો કડવો અનુભવ ફરી ન મળે, અને સ્વાર્થને ખરાબે અથડાઇ પડેલી પશ્ચિમની પ્રજાઓ માફક આપણે પણ અથડાઈ ન પડીએ. આટલી વાત ખાસ ધ્યાનમાં રાખવા સરખી છે.

જીવનનું એક ખાસ લક્ષણ છે કે તે છાનુ રહી શકતું નથી. તેણે વ્યક્ત થવુંજ જોઇએ, તેણે પોતાનું સ્ફોટન કરવુ જ જોઇએ. જ્યા જ્યા જીવન છે ત્યા ત્યા તે જીવનનું અસ્તિત્વ દર્શાવનારાં સ્પષ્ટ ચિહ્નો અચૂક જણાઇ આવે છે, અને જે પ્રમાણમાં જીવનની ભરતી હોય છે, જે પ્રમાણમા જીવન પ્રવાહનુ સામર્થ્ય ધડકી રહે છે, અને જે પ્રમાણમા જનસમાજ તેને ઝીલી શકે છે ને પ્રમાણમા તેને વ્યક્ત થવાનાં સાધનો મળી આવે છે, તેને પ્રગટ થવાના માર્ગ ખુલ્લા થાય છે, અને વિવિધ પ્રકારે વિવિધ રૂપમાં એ જીવન મૂર્તિમંત થાય છે. જીવનથી ઉભરાતા એક તનદુરસ્ત મનુષ્યને જુઓ અને તમને તરત સમજાશે કે જીવન એ શું છે અને કેવી રીતે પ્રગટ થાય છે. તેની આ ખના પ્રકાશમા, તેના મુખમંડળના ઓજસમા, તેના હલનચલનમાં અને તેની વાણીમાં પણ જીવન ઝળકી નીકળશે. શારીરિક બળના આધારે રહેલું તેનું માનસિક બળ પણ જીવન વ્યક્ત કરતું હશે. આશાની મૂર્તિ સમો તે જગતના દુઃખોને ન ગણતો, વિઘ્નોના ડાટર મારતો, નવીન નવીન કલ્પના સૃષ્ટિઓ રચતો, જીંદગીભર ગાતો ગાતો સદા આનંદમાં ને પોતાનું કર્તવ્ય કર્યો જશે. એથી ઉલટું જે શરીરમા જીવનનો વેગ ઓછો હોય, ઝટકો આટકતો વધે છે તે શરીરની મુખાકૃતિમા મંદતા, તેના કાર્યમાં જડતા, તેની વાણીમા ગ્લાની અને મનમા વિષાદ અને સર્વ તરફના અભાવ દૃષ્ટિગોચર થશે. જીવનનો જે પ્રભાવ વ્યક્તિ જીવનમા નજરે પડે છે તેવીજ રીતે તે રાષ્ટ્રિય જીવનમાં પણ જણાઇ આવે છે. જે સત્ય વ્યક્તિ જીવનને માટે સત્ય છે તેજ સત્ય સમષ્ટિ જીવનને માટે સ્થિર રૂપે સત્ય છે. જે પ્રજાઓ અને રાષ્ટ્રો જીવનથી ઉભરાય છે, જેમની

નસેનસમાં જીવન ધડકતું વહેતું ચાલ્યું જાય છે,' અને જેમનાં સામાજીક તથા રાજકીય બંધારણો, જીવનનો વેગ અનુકૂળતાથી વહે એવી રીતે રચાયલાં હોય છે તે પ્રજાઓમાં જડતાનું નામ નિશાન હોતું નથી. અદ્‌ભૂત ચંચળતાથી વ્યાપ્ત થએલી તે પ્રજાઓ સર્વદા પ્રવૃત્તિમય હોય છે, તેમનાં કાર્યોમાં સફળતા જ મળતી જણાય છે, તેમના વિચારોમા સંકુચીતપણું ન હોતાં ઉલ્લાસ, ઉત્સાહ અને પ્રતિભા નજરે આવે છે અને તેમની વાણીમાં સ્પષ્ટતા, જુસ્સો અને મર્દાનગીના રણકારા સંભળાય છે. સમગ્ર પ્રજાના મુખ ઉપર નિર્મળ હાસ્ય છવાઇ રહેલું હોય છે અને આ અમૃતસમા જીવનના પ્રભાવે દુ:ખનાં દર્દ પણ ઓછા લાગે છે. વર્તમાન યુદ્ધે યુરોપની પ્રજાઓમાં જીવનશક્તિ કેટલા બ્હોળા પ્રમાણમાં રહેલી છે તે બતાવી આપ્યું છે. મહા ભયંકર ખૂનખાર યુદ્ધની અંદર મરણતુલ્ય ઘા સહન કરી તે વાગેલા ઘાની મશ્કરી કરી હસ્તે મુખે જીવન સમર્પનાર યોદ્ધાનું જીવનબળ અદ્‌ભૂત છે એમાં સંશય નહિ. જેમ જેમ વીકટ પ્રસંગો આવતા જાય છે તેમ તેમ તેમની સહન શક્તિ વિશેષ વિશેષ ખીલતી જાય છે, દુ:ખના પ્રસંગો જેમ જેમ વધારે આવ્યે જાય છે તેમ તેમ તેમનું ધૈર્ય વધારે પ્રકાશી નીકળે છે, અને ભૂખ, તરસ અને થાક જેમ વધતા જાય છે તેમ તેમ તેમની હાસ્યવૃત્તિ, વિનોદની લાગણી અને રમુજી ભાવો વધારે અંશમાં પ્રગટી નીકળે છે. જીવનની આથી વિશેષ સ્પષ્ટ નીશાની કયી હોઇ શકે ? એવી પ્રજા પોતાના જીવન પ્રભાવે શ્રેષ્ઠતા ભોગવે તો એમાં નવાઇ નથી. યુધ્ધે દર્શાવી આપ્યું છે કે જીવનનો પ્રભાવ કેટલો હોઇ શકે છે, મનુષ્ય હૃદયની મહત્તા કેટલી ઉંચે જઇ શકે છે, અને પ્રજા ભાવના–રાષ્ટ્રિય ભાવના કેવાં ચમત્કારિક કૃત્યો કરાવે છે, કેવા અદ્‌ભુત ગુણોને ખીલાવે છે અને સ્વાર્થત્યાગના અંશોને કેટલે અંશે પોષે છે ! જો કે આ સઘળું દર્શાવવા માટે યુદ્ધનો પ્રયોગ જંગલીજ ગણવો જોઇએ. જીવનનો પ્રભાવ જણાવવા માટે યુદ્ધનો પ્રયોગ કરવો પડે એ સુધારાની ખૂબી નહી, પરંતુ ખામીજ લેખાવી જોઇએ.

જીવન ગુપ્ત રહી શકતું નથી. તેણે વ્યક્ત થવુંજ જોઇએ. પોતાના પ્રદર્શનને અર્થે તે વિવિધ સ્વરૂપો ધારણ કરે છે. ગ્રીસની પ્રજાનું મહા જીવન, શારીરીક સૌન્દર્યની ખીલવણી અને તેને અંગે શરીર સૌન્દર્યની અદ્વિતીય કલા ભાવનામા વ્યક્ત થયું. રોમન અને મુસ્લીમ પ્રજાનું જીવન જગતના મ્હોટા ભાગ ઉપર સામ્રાજ્યની સ્થાપનામાંજ મુગ્ધ થયું. હીંદુસ્તાનની પ્રાચીન પ્રજાના જીવને ધાર્મિક તત્ત્વજ્ઞાનની અતિ ઉચ્ચકક્ષાએ પહોંચી પોતાનું સામર્થ્ય જણાવ્યું. આ પ્રમાણે જુદી જુદી પ્રજાઓ સ્થળ, સમય અને સંયોગો ઉપર આધાર રાખી વિવિધ રૂપે વિશિષ્ટપણે પોતાનું જીવન વ્યક્ત કરે છે. પરંતુ આ સર્વમાં સાહિત્ય એ એક સર્વ સામાન્ય રૂપ છે, કે જેમાં જીવનનો સર્વ સ્થળે આવિર્ભાવ થઇ શકે. મહારાજ્ય પ્રાપ્ત કરો કે સામ્રાજ્ય, સંગીતમા તમારાં જીવનને ખર્ચો કે સ્થાપત્યમાં, તત્ત્વચિંતનમાં ઉંડા ઉતરો કે ધર્મ ભાવનાથી તમારા જીવનને રંગો પરંતુ એ સર્વ સ્થિતિમાં સાહિત્ય એ એક ચિરસ્થાયી અંગ છે કે જેમાં ભિન્નતાવાળાં રૂપ ધારણ કરનાર જીવન ઉતરી શકે છે. જ્યાં જ્યાં જીવન હોય છે ત્યાં ત્યાં સાહિત્ય હોય છેજ. જીવનનો વિકાસ એકમાર્ગી ક્વચિતજ હોય છે. અને સાહિત્યનું સ્વરૂપ સર્વગ્રાહી હોઇ જીવનના જુદા જુદા અંશોને પોતાનામાં સરળતાથી બતાવી શકે છે.

સાહિત્ય શબ્દમાં આ સ્થળે હું સમગ્ર વાઙ્મયનો સમાવેશ નથી કરતો. સામાન્યતઃ આપણે જેને સાહિત્ય કહીએ છીએ તે અર્થમાં જ હું તેનો ઉપયોગ કરૂં છું. કાવ્ય, નાટક, વાર્તા, તથા અન્ય ગદ્ય લેખો જેમાં લાગણી અને કલાવિધાન એ બન્નેનો ઉપયોગ થાય છે તે સર્વની હુ સાહિત્યમા ગણના કરૂ છુ અનેક ફેરફારો અને રૂપાંતરો થયા છતાં દુનિયાની સર્વ ભાષામાં સાહિત્યનું આજ સ્વરૂપ પગપૂર્વથી સ્વિકારાતું ચાલ્યુ આવે છે. અને તેના બે મુખ્ય અંશો—લાગણી અને કલા—એ તેના મુખ્ય તત્વો તરીકે ગણાતાં આવ્યાં છે. તેના આ બે તત્વોને લઇને તે જનસમાજના બહોળા ભાગ ઉપર અસર કરે છે, અને જીવન વ્યક્ત કરનારાં અન્ય અંગો કરતા તે વધારે પ્રીય થઇ પડે છે. જગતનો મ્હોટો ભાગ લાગણી ઉપર જ જીવે છે, જગતમાં થએલાં અનેક મહાન કાર્યો વિશેષે કરી લાગણીને ત્તેરેજ થયા છે, અને ધર્મ, તત્ત્વજ્ઞાન કે વિચારનો ફેલાવો કરવામા, પણ લાગણીની મ્હોટે ભાગે મદદ લેવાય છે. લાગણી ઉપર જ આધાર રાખનાર સાહિત્ય અતિ પ્રીય થઇ પડે એમા આશ્ચર્ય નથી. અને તેમા પણ કલા—સૌન્દર્ય અને પ્રમાણના અંશોનું મીશ્રણ થાય એટલે સાહિત્યનું સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને સ્વરૂપ મનમોહક બને, વધારે અસર ઉત્પન્ન કરે અને અનેક જમાનાઓ સુધી પોતાનું પ્રાબલ્ય ટકાવી રાખે તેમા નવાઇ નથી.

આ ઉપરથી હું સાહિત્યની જીવનના અન્ય અંગો ઉપર શ્રેષ્ઠતા સાબીત કરવા નથી માગતો. મ્હારૂં એમ કહેવું નથી કે સોક્રેટીસ કરતાં હોમર ચઢીયાતો, રાફેલ કરતાં ડેન્ટી વધારે ઉપયોગી, અથવા ગ્લેડસ્ટન કરતા ટેનીસનનું મહાપુરૂષત્વ વધારે. શંકર કરતા કાળીદાસ શ્રેષ્ઠ અથવા મહંમદ કરતા ફીરદોસી મ્હોટો કે મોઝાર્ટ કરતા ગીટી જગતનું વધારે ભલું કરનાર. એમ કહેવું અથવા માનવું એ ભૂલ ભરેલુ છે. એકમેકની સરખામણીનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. અને જો કોઇ ઉપસ્થિત કરે તો તેની યથાર્થ તુલના થવાનો સંભવ જ નથી. એટલે તેનું નીરાકરણ ફક્ત બુદ્ધિવિલાસની જ રમતમા આવી સમાશે. સર્વ સ્થાનમા અને સર્વ સ્વરૂપમા મહાપુરૂષોને આવકાર જ ઘટે છે. જગતના જીવનના વિકાસમા સર્વની જરૂર છે, સર્વને સ્થાન છે આપણે વિજ્ઞાન પણ જોઇએ છીએ અને તત્ત્વજ્ઞાન પણ જોઇએ છે, જગતને સાહિત્યની પણ જરૂર છે, તેમ રાજ્યનીતિની પણ જરૂર છે. સર્વ કોઇ જગતની પ્રગતિમા પોતપોતાનો ફાળો આપી જીવનને વધારે સુંદર, વધારે ઉન્નત અને વધારે ભવ્ય બનાવે છે. એકે વગર આપણે ચલાવી શકીશુ નહિ. આથી તત્ત્વજ્ઞાની શ્રેષ્ઠ કે રાજ્યકર્તા, યાન્ત્રીક શોધ કરનાર શ્રેષ્ઠ કે કવિ-એ પ્રશ્નો નિરર્થક છે. નાહક લાગણી ઉશ્કેરનારા થઇ પડે છે, અને પરિણામ કશું પણ આવી શકતુ નથી. મહત્તા સર્વ સ્થળે વંદનીય છે. પછી તે આપણા સ્થૂલ જીવનને ઉન્નત કરનારા હો કે સૂક્ષ્મ જીવનને.

તેનાં પણ સાહિત્યને અંગે તો આ પ્રશ્ન બીલકુલ ઉપસ્થિત થતોજ નથી. સાહિત્ય સર્વ અંગોને ઉપકારી છે. તે સર્વનો સ્વિકાર કરે છે, સર્વની મહત્તા માને છે અને સર્વનો ઉપયોગ કંઇ એમ સ્વિકારી સર્વને પોતામા સ્થાન આપે છે. સાહિત્ય સ્વરૂપ જ એવા પ્રકારનું છે કે તેને કોઇની વિરૂદ્ધ પડવાની જરૂર જ નથી, અને લાગણી તથા કલાની મદદ અર્પી ઐતિહાસિક, વૈજ્ઞાનિક, દાર્શનિક કે રાજકીય ગમે તે વિષયોને રૂચિકર

બનાવી જનસમાજને ગ્રહણ કરવા યોગ્ય બનાવે છે. અંગ્રેજી ભાષાનાં દૃષ્ટાંતો લેઈશું તો ઐતિહાસિક વિષયોમાં ગ્રેકોલે તથા ફ્રાઉડનાં નામ, વિજ્ઞાનના વિષયમાં પ્રોફેસર હક્સલીનું નામ, દાર્શનિક વિષયોમા મીલ સ્પેન્સર વિગેરે અને રાજકીય વિષયમા તો અનેક નામ આપી શકાય એમ છે, કે જેમણે તે તે વિષયોની સાહિત્યદ્વારા સેવા કરી છે. ગુજરાતી સાહિત્યને અંગે આ પ્રમાણે સંખ્યાબંધ નામો આપી શકાય એવી સ્થિતિ નથી, એ દિલગીરી ભરેલી બીના છે. છતાં નર્મદાશંકરે મેવાડની લખેલી સુંદર હકીકત, કાન્તિલાલ છગનલાલના કેટલાક વિજ્ઞાન સંબંધી લેખો, તત્ત્વજ્ઞાનના સંબંધમા શ્રેયઃસાધક વર્ગનું કેટલુંક સાહિત્ય તથા આર્થિક વિષયોમાં અંબાલાલ સાકરલાલ અથવા ઉત્તમલાલ ત્રીવેદી વગેરે નામ આપણે ગણાવી શકીએ એમ છે.

આથી સાહિત્ય એ જીવન વિકાસના અન્ય અંગોનું વિરોધી તત્ત્વ નહિં, પરંતુ ઉપકારક અને અતિ આવશ્યક અંગ છે. ફ્રેન્ચ રેવોલ્યુશનને ઉત્પન્ન કરનાર સ્વતંત્રતાની—મનુષ્ય જાતની સમાનતાની ભાવનાએ ઘણા ઘણા વિપરીત રૂપો લીધાં અને તેને લેઇને ઘણાં નુકસાનકારક કૃત્યો પણ થયાં. છતા એ વિચારોમાં જે સત્યનો અંશ હતો, એ વિચારોમાં જે ચિરસ્થાયી અંશ હતો, તેને ઝીલીને બાયરન, શેલી સરખાએ ઘણાંજ ઉત્તેજક કાવ્યો લખ્યાં અને તેને પરિણામે એ ભાવનાઓનો પ્રસાર અંગ્રેજી ભાષા બોલતી પ્રજામાં જલદી થઈ ગયો. સોશ્યાલીઝમના કેટલાક વિચારણીય પ્રશ્નો જેને શરૂઆતમાં હવાઇ કીલ્લાઓ ગણી હસી કહાડવામાં આવતા હતા, સમાજને અત્યંત અવ્યવસ્થિત કરી નાખનાર ગણી તીરસ્કારવામાં આવતા હતા, તેના કેટલાક વિચારો મોરીસ, મેરીડીથ, એચ. જી. વેલ્સ વગેરે સમર્થ સાહિત્યકારોએ ચર્ચવાથી હાલ આદરને પાત્ર થયા છે. ઇટલીની સ્વતંત્રતાનો અભ્યાસ કરનાર જાણી શકશે કે ગેરીબોલ્ડીએ જે કામ કર્યું હતું તેથી પણ મહત્ત્વનું કામ મેઝીનીએ કર્યું હતું. મહાભારત અને રામાયણના સાહિત્યે શિવાજી ઉપર શી શી અસર કરી હતી તે સર્વને વિદિત છે.

આ પ્રમાણે સાહિત્યની અસર જીવન ઉપર ઘણીજ વિશાળ, ઉંડી અને ચિરસ્થાયી થઇ પડે છે. જેમ જીવન સાહિત્યને ઉત્પન્ન કરે છે તેમ સાહિત્ય જીવનનો ફેલાવો કરે છે, ઘેરેઘેર જીવનની લ્હાણી કરે છે અને પરિણામે જીવનમાં મહા અદ્ભૂત સામર્થ્ય લાવી મૂકે છે. જીવનના ઘણાખરા અંશો સાહિત્યમા ઉતરી શકે છે અને તેમ હોવાથી જીવન અને સાહિત્યનો સંબંધ બિંબપ્રતિબિંબ સરખો કહીએ તો ચાલી શકે. જીવનનાં વિરોધી તત્ત્વો—જડતા, નીચતા, પશુતા એ સર્વને સાહિત્ય ઓળખી શકે છે, તેમની છબી ચીતરી શકે છે, અને કુશળ કારીગરના હસ્તમાં તેમની યથાર્થ ભયાનકતા, જગતને બોધના સાધનરૂપ થઇ પડે છે, અને અકુશળ હસ્તમાં તે રેનોલ્ડસની કથાઓ માફક ખરાબ અસર પણ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે સાહિત્યનો વિષય દુનિયાની હરકોઇ વસ્તુ, હરકોઇ સંસ્થા અથવા હરકોઇ વિચાર હોઇ શકે. લગ્ન સરખી પવિત્ર સંસ્થામા કેટલી કૃત્રિમતા, સ્વાર્થ અને વીપરીતપણું દાખલ થયું છે, તેનો પણ અભ્યાસ સાહિત્ય દ્રષ્ટિથી થયેલો છે. ટોમસ હાર્ડીનું જ્યુડ ધી ઓબ્સ્ક્યોર, બર્નાર્ડ શોના કેટલાક નાટકો વગેરે આ સંબંધમાં મનન કરવા યોગ્ય છે. વળી લગ્નની ગંભીરતા, જવાબદારી, વંશપરંપરાનો રોગ

પુરૂષત્વ, અને વીરહાક સંભળાતાં નથી. નર્મદે ગાયેલી 'ગરવી ગુજરાત' ગુણવંતી કહેવાઇ. ગુણવંતી થવામા, ગુણવંતી કહેવરાવવામાં માન છે, પરંતુ ગરવી ગુજરાતની સાથે જે ભવ્ય વિચારસંકલના ખડી થાય છે, ગુજરાતનું જે ગૌરવ ભર્યું ભવ્યચિત્ર નજરે પડે છે તે ગુણવંતી શબ્દ સાથે તો નથીજ શોભી શકતું. ગૃહસ્થો, જ્યાં લગી સાહિત્યમા સામર્થ્ય નથી, રૂવે રૂવા ઉભાં કરી નાખનાર શબ્દરચના, લેખરચના કે કાવ્યરચના નથી ત્યા લગી આપણું જીવન સંપૂર્ણ, ભરપૂર, અને પ્રભાવશાળી નથી જ એમ કહેવામા ખોટું નથી. જીવન અને સાહિત્યનો પરસ્પર કેવો સંબંધ રહેલો છે તે જાણીતી વાત છે. સાહિત્યને ઉન્નત કરવું હોય તો જીવનને ઉન્નત કરવું જ જોઇએ. મિલ્ટનનું એક મહા વાક્ય છે અને દરેક સાહિત્ય સેવકે તે હૃદયમાં કોતરી રાખવા સરખું છે. મિલ્ટને કહ્યું છે કે જો તમારે મહાકાવ્ય લખવું હોય તો તમારા જીવનને પણ એક મહાકાવ્ય બનાવો. જીવન અને સાહિત્યનો સબંધ આથી વધારે સારા વાક્યમાં બતાવી શકાય એમ નથી.

સાહિત્ય માટે નિરાશ થવાની જરૂર નથી. ન્હાનાલાલના ઇન્દુકુમારમાં અને જગત્સાજન્દ્ને એ કાવ્યમા પ્રજાભાવનાના પડઘા પડે છે. કેટલાક નવીન યુવકોએ દેશ સેવાના વ્રત લીધા છે અને સુખવૈભવને તિલાંજલિ આપી છે. મહા પ્રજાઓ જ મહા સાહિત્ય ઉભાં કરી શકે છે. ગુર્જરીપ્રજા એક સમયે મહા પ્રજા હતી હજી તેનામાં ન ન ગુણો ઘણા રહેલા છે. કુમળું અંતઃકરણ અને ઉદારતા એ ગુજરાતીઓનાં ખાસ લક્ષણ છે. તેમા જો સુખ ભોગવવાની લાલસા દૂર થાય અને દુઃખસહનની વિશેષ શક્તિ આવી આવે તો ગુજરાતીઓને મહાન્ થવાને વાર નથી, અને તેમના સાહિત્યને પણ મહાન્ થવાનો સમય દૂર નથી. ગુજરાતી તરીકે આપણે દેશોદ્ધારમાં, જગતોદ્ધારમાં હજી ઘણો ફાળો આપવાનો છે. આપણું સાહિત્ય પણ હજી દરિદ્ર અવસ્થામાં છે. એ સાહિત્ય તરફ પ્રેમ હોય, એ સાહિત્યને ઉચ્ચ કોટિએ લાવવાની તીવ્ર લાલસા હોય અને જગતમાં હિંદુ તરીકે અને હિંદુસ્તાનમાં ગુજરાતી તરીકે અભિમાનથી ઉભા રહેવાની વૃત્તિ હોય તો જીવનને વિશાળ કરવું જોઇએ. જગતમા, દેશમાં ઘુમતી બલવાન ભાવનાઓને આચારમા ઉતારવી જોઇએ, અને સંકુચિત, નિર્માલ્ય વૃત્તિઓને સદાને માટે દૂર મુકવી જોઇએ. આ સિવાય સાહિત્ય સેવા થઈ શકે એમ નથી. આ વિના કરેલી સાહિત્ય સેવા અપૂર્ણ અને નિષ્ફળ નીવડશે. જીવનને ઉન્નત કરવાનો પ્રયત્ન કરો અને સાહિત્ય એની મેળે ઉન્નત બનશે. તેમ થતાં આપણે સારું સાહિત્ય રચીશું કે આપણા પછી આવનાર પ્રજા એવું સાહિત્ય ઉભું કરશે તેની પરવા કરવાની જરૂર નથી. આપણા જીવનની ઉન્નતિ થશે. આપણું જીવન બળવાન સામર્થ્યવાન થશે તો આપણા ગુજરાતના ગૃહે-ગૃહનું વાતાવરણ એવું બનશે કે જે સર્વોત્તમ પ્રકારના સાહિત્યને ઉત્પન્ન થવા માટે અનુકૂળ હોય.

રમણલાલ વસંતલાલ દેસાઇ.

---

# " हिन्द हमारो. "

( એક કોરસ. )

( ૧ )

પરાપૂર્વથી સમર્થ ક્યાં નર ? જોડ ન જેની જગમા કો સ્થળ;
કોણ પ્રદેશ પવિત્ર રસાળો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

( ૨ )

પ્રકાસ્યું ક્યાં નિ:સીમ આત્મબળ ? હતી કલા ક્યાં, વિધવિધ હુન્નર ?
કયો જ્વલંત ત્રિભુવનમાં તારો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

( ૩ )

પશુવત્ જ્યારે માનવ રહેતાં, ક્લેશ, પરાધિનતા, પીડ સ્હેતાં;
કોણ એમને ઉદ્ધારનારો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

( ૪ )

પ્રભુપિ, ઈશ્વર શી લીલા કરવામા, જન્મ-જીવનની પીડ હરવામા;
કોણ દેવનો બન્યો દુલારો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

( ૫ )

કોણ દેવભુમિનો રક્ષક ? કોણ દાનવોને યે શિક્ષક ?
કોણ પઢાવતું બ્રહ્માચારો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

( ૬ )

વિદ્યા, વિનય, દયા, નીતિમાં, કૃતજ્ઞતા, પુણ્ય, અમી પ્રીતિમા;
કોણ કોઇથી કદી ન હાર્યો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

( ૭ )

રોગ, શોક, સંસારી ટંટો, નવા નવા કૈં ધાર્મિક પંથો;
કોણ ન પામે કહો છુટકારો ? " હિન્દ હમારો–હિન્દ હમારો ! "

( ૮ )

ત્રીસ કોટિનો નાયક હોય, પોતાનું નીજ હસ્તે ખોય,
કોણ કરે ત્રાસી, પોકારો ? " હિન્દ હમારો–હિન્દ હમારો ! "

( ૯ )

કોણ માતૃ ભાષાથી વિમુખ ? કોણ સહેતું ભેગે સુખ દુઃખ ?
કોણ કહાવે હવે " બિચારો ? " " હિન્દ હમારો–હિન્દ હમારો ! "

( ૧૦ )

એક સમે જે નંદનવન સમ, ત્યાં આજ અધૂના એ સંતમ;
કોણ કરે અહ ! માર્યો–માર્યો ? " હિન્દ હમારો–હિન્દ હમારો. "

કેશવ હ. શેઠ.

# સ્ત્રી કેળવણીથી થતા લાભો.

સ્ત્રી કેળવણીનો અર્થ શું તે આપણે જોઇશું. સ્ત્રી કેળવણી એટલે કન્યાઓને ભણાવી ગણાવીને દુનિયાદારીના મહાન્ કાર્યો કરવાને શક્તિવાન કરવી તે.

સ્ત્રીઓને જો ભણાવી ગણાવીને યોગ્ય કેળવણી આપી હોય તો તેથી ઘણા લાભ થાય છે. પણ જો તેઓને અધુરૂં શિક્ષણ આપવામા આવે તો તેથી ઘણાં નુકસાનો પણ થાય છે.

The hand that rocks the cradle rules the world. જે હાથ ઝોળી હલાવે છે તેજ દુનિયાને ફેરે છે.

સારામા સારા પુરૂષરત્નો સ્ત્રીના પેટથીજ ઉત્પન્ન થાય છે. માટે જો સ્ત્રી કેળવાયેલી ન હોય તો સારા પુરૂષો ઉત્પન્ન થવાની આશા ભાગ્યેજ રાખી શકાય.

પ્રાચીન કાળમાં આપણા દેશમાં અનેક ભણેલી સ્ત્રીઓ હતી, અને ભારત વર્ષ અસલના વખતમા કીર્તિથી ઝળહળી રહ્યો હતો. મુર્ખ સ્ત્રી, સીતા જેવી પતિભક્તિ કે સાવિત્રી જેવી સ્વામીસેવા ભાગ્યેજ બતાવી શકે. રાવણની પત્ની મંદોદરીએ તથા ઇંદ્રજીતની પત્ની સુલોચનાએ ઉત્તમ ગૃહિણી તરીકે પોતાના પતિને શિખામણ આપી હતી.

સંસારરથના સ્ત્રી અને પુરૂષ બે પૈંડા જેવાં છે. તેમાંથી ભણેલું અને બીજું અભણ હોય તો જેમ રથને બળદ અને ઘોડો જોડ્યા જેવી સ્થિતિ થાય તેવી તેમના સંસારની થાય.

" ગૃહિણી ઘરનું સ્થંભ છે, ગૃહિણી ઘરનું માન "
" ગૃહિણી ઘરનું ઘરેણું છે, ગૃહ ગૃહિણી વિનાનું સ્મશાન. "

એ કવિની કવિતા ખરીજ છે. કેળવાયેલી સ્ત્રી, સ્ત્રી અને પુરૂષના દીવ્ય પ્રેમની, ધર્મની, જાતિની ચોપડી વાચશે, તેથી તેને સમજાશે કે પુરૂષ ઘરનો રાજા છે અને હું ઘરની પ્રધાન છું. મારે મારા સ્વામીરાજની આજ્ઞા પાળવી જોઇએ. રાજા જ્યારે બહારના કામમા રોકાયેલો હોય, ત્યારે ઘરનો જુઓ મારે શીર રાખવો જોઇએ. ભણેલી સ્ત્રી પોતાના સ્વામીની લાડતી પ્યારી સાથે સલાહકાર જીવજાન અને અંતરંગીનો દોસ્ત છે. સુખમાં અને દુ:ખમાં, દિવસે કે રાત્રે, મુસાફરીમાં કે એકાન્તમાં આનંદ અને ઉત્સાહ આપે છે. કેળવણી પામેલી સ્ત્રી અવિભક્ત કુટુંબનું કોકડું પ્રવીણતાથી અકળાયા-ગભરાયા વગર ઉકેલી શકે છે. ઉત્તમ રીતે કેળવાયેલી સ્ત્રી પોતાના બાળકોના હૃદયને ઉચ્ચજ્ઞાન અને દેશપ્રેમથી વિભૂષિત કરી શકે છે. તે પોતાના આત્મા પ્રત્યેની, કુટુંબ પ્રત્યેની, સંતાન પ્રત્યેની, સમાજ પ્રત્યેની, દેશ પ્રત્યેની, તથા રાજ્ય પ્રત્યેની ફરજો સમજીને સહેલાઇથી અદા કરી શકે છે.

" અન્યોન્ય કેરી ન્યૂનતા, પૂરે અનુગુણ દંપતિ "
" નિશ્ચય કરે નીજ રસ તણે, ઉર ઉર આગળ ઉપડી "
" સંસાર સ્વાર્થ ચબિની થતાં, ભેદનું કારણ નહિ "
" સ્ત્રી પુરૂષની તેથીજ સદુમા, મિત્રતા ઉત્તમ કહી "

ખરેખર આવાં જોડાં પૂજનીય છે.

" कार्येषु मंत्री करणेषु दासी;
स्नेहेषु माता शयनेषु रंभा ।
मनोनुकूला क्षमया धरित्री,
गुणैश्च भार्या कुलमुद्धरन्ति. ॥ "

આવા છ ગુણવાળી સ્ત્રીઓ અસલમાં ઘણી હોવાથીજ તેઓ ભારતની દેવી કહેવાતી, અને તેઓનાં પવિત્ર નામો હજી પણ ઇતિહાસમાં સોનેરી અક્ષરે કોતરાયેલા છે.

આપણી વીસ વર્ષની સ્ત્રીથી મુંબાઇ એકલા જવાતું નથી, ત્યારે યુરોપની કોઇ પણ સ્ત્રી છ સાત હજાર માઇલ એકલી જઇ શકે છે. એથી શું આપણા પુરૂષોએ નીચું જોવાનું નથી ? શું તેઓ ભારતવર્ષની આર્ય મહિલાઓનું રક્ષણ કરતા નથી, તેથી આમ છે ?

વિદ્યાની તો સ્ત્રી અને પુરૂષ બન્નેને સરખી જરૂર છે. બલ્કે સ્ત્રીને વધારે છે. કારણ કે એક છોકરાને કેળવવાથી એકજ વ્યક્તિ કેળવાય, પણ એક છોકરીને કેળવવાથી એક કુટુંબ કેળવાય છે. વિદ્યા એ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તિમાં શણગાર અને વિપત્તિમાં દિલાસારૂપ છે.

" સ્ત્રીની બુદ્ધિ પાનીએ " " અજવાળી તો એ રાત, " " સ્ત્રી તે સ્ત્રીજ " વગેરે સૂત્રો કેટલાએક લોકો બોલે છે અને સ્ત્રીઓને ભણાવવાની જરૂર નથી એવો મૂર્ખાઇ ભરેલો આગ્રહ જે કેટલેક સ્થળે જોવામાં આવે છે, તે તેઓની અધમ વાતાવરણમાં રહેવાથી તેઓને આભારી છે. દાસ્ય અને બંધનમાં રહેનાર માણસ ખુલ્લી હવાની-ખુબ કરી શકતો નથી. જ્યાં સુધી આવા વિચારો લોકોમાં પ્રચલિત હશે ત્યાં સુધી સ્ત્રીઓની ઉન્નતિ પણ થવાની નથી.

જ્યારે સ્ત્રી એટલે દેવી, સ્ત્રી એટલે વિજળીનો ચમકારો, સ્ત્રી એટલે પ્રભુની અદ્ભૂત શક્તિ અને સ્ત્રી એટલે સંસાર ચલાવવામાં સાચો મિત્ર, " દુનિયાનો છેડો ઘર અને ઘરનો છેડો સ્ત્રી, " " ઘર તો સ્ત્રી વડેજ " વગેરે વિચારો લોકમાં અને સમાજમાં ફેલાશે ત્યારેજ સ્ત્રીઓની ઉન્નતિ થશે.

જો સ્ત્રીઓને નૈતિક, માનસિક, ધાર્મિક, અને શારીરિક કેળવણી આપવામાં આવે તો તે કુટુંબનું કલ્યાણ કરી આત્મોન્નતિ કરી શકે.

સીમંતની નાત ન કરવાનો આગ્રહ ધરાવનારા, નાતવરા ઓછો કરવાને માટે મંડળો સ્થાપી મંત્રી અને પ્રમુખ થઇ આગળ પડે છે, ત્યારે તેમની સ્ત્રીઓના વિચાર તેઓથી ઉલટા જ હોય છે. ભણીને ડિગ્રીઓ મેળવનાર, દેશસેવા કરવાની આશા રાખનારાઓ પણ પોતાના ઉચ્ચ વિચારો અમલમાં મુકી શકતા નથી. કારણ કે તેમના ઘરમાં તેમની સ્ત્રીઓનું ગમાર પણું હોય છે. તેઓ અભણ અને ન છૂટકે તેવા જુના રિવાજને વળગી રહેલી હોય છે. એકલા પુરૂષના વિચાર ગમે તેવા ઉચ્ચ હોય તો પણ આચારમાં મુકી શકતા નથી. સ્ત્રીની કેળવણી વિના એકલા પુરૂષની કેળવણી કેવી નકામી છે તે તે બતાવી આપે છે. પેલાના વિચાર જો પૂર્વમાં હોય છે તો પેલીના પશ્ચિમમાં હોય છે.

" ભાઇ તો ભૂગોળને ખગોળમાં રમે છે
ખાઇનું ચિત્ત ચુલામાંય-દેશી કહોની આ કેવું કજોડું કહેવાય. "

એ નવલરામનું બોલવું ખરૂં જ છે.

અણીની વખતે સ્ત્રીઓએ જ માનવ જાતને બચાવી છે. જોન ઓફ આર્ક, કૈકેયી, લ્યુમ્બર્ગની રાણી, ઝાંસીની રાણી, ભરૂચની ચુની સતિ, અહલ્યાબાઇ હોલકર, ચાંદબીબી વગેરે પોતાનાં મહત્ કાર્યોને માટે જાણીતાં છે. અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી વગેરે નામો પ્રાતઃ સ્મરણીય છે. સ્ત્રી એ ભવિષ્યની આશા અને માતા છે. એક વિદ્વાને કહ્યું છે કે,

" The mother is the builder of future generation. " કેળવણીની સમાપ્તિ ફકત નિશાળમાં ભણી લખવા વાંચવામાંજ થતી નથી, પણ પહેલાં ઘરનું શિક્ષણ, પછી નિશાળનું, અને પાછું ઘરમાં તૈયાર થવું એનું નામ કેળવણી છે. સ્ત્રીઓને લખતાં, વાંચતાં, ચીતરતા, ગાતાં, રાંધતાં, શીવતાં, ભરતાં શિખવવી જોઇએ. તો તેઓ પુરૂષના દરેક ઉચ્ચ વિચારમાં ભાગ લઇ શકે. પુરૂષે પોતાની પત્નીને ન ધિક્કારતાં તેના પ્રત્યે પ્રેમ અને દયાની લાગણીથી જોવું જોઇએ. ખરેખર સ્ત્રીઓને જો યથાર્થ કેળવણી આપવામાં આવે તો તેઓ પોતાનું જીવન આદર્શમય કરી શકે. વિધવાઓને ઉચ્ચ કલ્યાણને માર્ગે ચઢાવવામાં આવે, તો તે દેશને તથા સમાજને ઘણી મદદગાર થઇ પડે.

બચપણમાં છોકરાં માની પાસે વધારે રહે છે, તેના સંસ્કાર જો સારા હોય તો તેને આભારી છે, કેમકે મા પોતાના બાળકને પોતાની પાંખમાં રાખે છે.

કજોડાં અનેક જાતનાં છે. વયનું કજોડું, વિચારનું કજોડું, અને જ્ઞાનનું કજોડું. પંડિત વરને મૂર્ખ પત્ની પરણાવી હોય તો તેને જન્મપર્યંતની સજા છે. જ્યારે ભણેલી સ્ત્રીથી સંસાર રસમય, આનંદમય અને સ્વર્ગસમાન ભાસે છે, ત્યારે અભણ સ્ત્રીથી ક્લેશમય, રસહીન, ઉજ્જડ, વેરાન જેવો ભાસે છે.

કેટલાક કહે છે કે સ્ત્રીઓમાં અક્કલ નથી. તેઓ ઢોડ છે. વગેરે વગેરે. પણ જો સ્ત્રીઓને નાનપણથી કેળવવામાં આવે તો તે એક ઉચ્ચાશયી અને દેવી તુલ્ય થઇ શકે. કેળવણીની છાપ તેના કુમળા મગજ પર જલદીથી પડે છે. કેળવણી દુર્ગુણોનો નાશ અને સદ્‌ગુણોનો વધારો કરે છે. કેળવણીથી સારગ્રાહ્ય શક્તિ, મનન કરવાની શક્તિ, વિચારશક્તિની ખીલવણી, તીક્ષ્ણ લાગણી અને અચળ પ્રેમ ઉત્પન્ન થાય છે. હાલમાં સૌ. શારદા બ્હેન, સરોજની નાયડુ, એની બીસંટ, ગં. નાની બ્હેન, ગં. શીવગૌરી વગેરે મહીલાઓએ દેશમાં જાગૃતિ કરવા માંડી છે. તો જેની નિસ્વાર્થી અને પરોપકારી જીવન ગાળનાર મહીલાઓને ધન્ય છે.

ભરતખંડ હજી ભૂગોળના પટપર એક ભૂમી ખંડ છે. તે હજી હિંદી પ્રજા તરીકે કેમ માન પામતો નથી ? દેશમાં ભાષાનું, વિદ્યાનું, ધર્મનું, નીતિનું, પહેરવેશનું, લાગણીનું ઐક્ય નથી માટે એ ઐક્ય સ્ત્રી અને પુરૂષ બન્નેને કેળવ્યા વિના કેવી રીતે

સાધી શકાશે ? અને જ્યાં સુધી એ ઐક્ય ન સધાય, ત્યાં સુધી તો જે સ્વરાજ્ય, સ્વતંત્રતા વગેરેની બુમો મારો છો તે શું ? કોઇ નિર્બળ, અભણ છિન્નભિન્ન પ્રજા દુનિયામાં જીવંત સ્વતંત્ર પ્રજા છે ખરી ?

શારીરિક નિર્બળતા અને મનની અજ્ઞાનતા એ ભયનાં કારણો છે. ભય દૂર કરો એટલે બંધનો દૂર થશે. જેઓ ધર્મને નામે જ્ઞાતિનાં ખોટાં બંધનોમાં જકડાઇ રહ્યા છે, તે પણ ભયથીજ પ્રેરાયેલા જણાશે. એને દૂર કરવાનો માર્ગ કેળવણી છે. વિદ્યા તો છે માન ધ્રુ પુરૂષને કે હાં સ્ત્રીને.

વિદ્યા માંહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહીની જાણી.

સૌ. અસુમ્હેન હરીરત્નશંકર દવે.

---

## कुदरत अने सेवा.

( હરિગીત )—

ચન્દા ચપળ નભ પર ચઢી હયડાં હસાવે જે દુઃખી,
વરસાવતાં સુધા મધુ શું, પ્રેમ અમૃત છાંટતી;
ગળ્યાં દુખ્યાં જગ બાલુડાં પીતા મધુ અમૃત શું !
મુખ સ્મિત ત્હારૂં નિરખી રડતાં છના હસતા ન શું ?
રાત્રિ તણા અન્ધારમા ભટક્યા કરે સૌ બાલુડાં,
બળતાં જે ગું આ ા ા ધા જગતના સહુતાં અહા !
પૂરવે કિરણ નિરખી રવિના ઉર શું એ મોદતા !
શું આશની વેલે ચ્હડી હયડાં અહા એ ઝુલતાં !
ફેલી, કુસુમ સુન્દર, જગે પમરાટ તું ફેલાવતું,
તુજ ન્હાની ન્હાની પાંખડીઓ જોઇ દુઃખિયું રાચતું;
ઉર ઉષ્ણ નિશ્વાસો ઝરન્તા દુખિયાં સઘળાં જનો,
ત્હારી મીઠી સૌરભ વહી હસતાં ઘડીભર ફુલ ઓ !
તું હાસ્ય જોઇ ભારી હયડાં ફુલશા - હળવાં થતાં,
તું હાસ્ય જોઇ દુઃખિયા રડતાં છતાં ય હસી જતાં;
તુજ ક્ષણિકતા આપુ અરે ! દુઃખ ક્ષણિકતા સહુમજાવતી,
તુજ કાન્તિ દુઃખિના ઉરમાં નવ મધુર રસ રેલાવતી.
સરિતા તણું મધુ ગાનમાં દુઃખિયાં ઉરો આનન્દતાં,
સાગર તણા ઘુઘવાટમાં શું આત્મગાનો સૂણતાં;
એ મેઘની ઝડીઓ મહીં શું અશ્રુનાં દર્શન થતાં,
શું વાયુના ખખડાટ દુઃખી ઉરને આશ્વાસતા !

સાગર, સરિતા, મેઘ, વાયુ, ફુલડાં, ચન્દ્ર અને,
રવિ કિરણ યે બનતું કરે આશ્વાસવા દીન-દુઃખીને;
કુદરત મથે છે નિત્ય જ્યારે દુઃખી દુઃખ ભૂલાવવા,
શાને કરે કંઇ ના જનો નિજબન્ધુને આશ્વાસવા!

( ગઝલ ).

ચન્દ્ર બની ઝરતો રહું.
સુધા મધુ પાયાં કરૂં;
રડતાં ઉરો હસવ્યાં કરૂં,
બસ એજ ચાહું, એજ હું.

રવિ કિરણ શુ બસ હું બનું!
દીન ઉરમા પ્રકટ્યા કરૂં,
મુખ સ્મિત થઇ રમ્યાં કરૂં,
બસ એજ ચાહું, એજ હું.

( તોટક ).

કુણું કોમળ ફુલ બની બસ હું,
દુઃખિયાં જનના કરમા પડું હું,
હસતા નિરખી હસશે રડતા,
રડશે કદિ હું નિરખી રડતા.

બસ મેઘ બની હું વર્ષાંજ કરૂં,
રડતાં ઉરથી હું વર્ષાજ કરૂં,
વહું હું વહું હું બસ એજ ચહું,
રડતા નયનોથી વર્ષાંજ કરૂં!

બસ લાગણીની સરિતા બસ હું,
તરસ્યા મમ બન્ધુ મહીં હું વહું;
બસ લાગણીનો રસ પાઉં જ હું,
ઉર લાગણીથી ભરી હોજ દઉં.

સ્નેહસાગર.

# भारतमां राष्ट्रभाषानी आवश्यकता.

( ગતાંકપૃષ્ઠ ૩૦૦ થી ચાલુ )

હવે આપણે એ પ્રશ્ન પર વિચાર કરીશું કે ભારતની પ્રચલિત ભાષાઓમાંથી કોઇ એક ભાષાને ભારતની રાષ્ટ્રભાષાનું સ્થાન આપવું જોઇએ. આ પ્રશ્ન પર વિચાર કરતાં આપણું લક્ષ ભારતને રાષ્ટ્ર બનાવવા તરફ રહેવું જોઇએ. કોઇ ધર્મ, જાતિ વા પ્રાન્તનો પક્ષ કરીને કે અન્ય રીતે ખેંચતાણ કરવાની જરૂર નથી. આપણે બધા એક ભારત માતાના પુત્રો છીએ. તેણેજ આપણને પાળી પોષીને મોટા કર્યા છે. આપણે પહેલાં ગમે તે દેશના વતની ભલે હોઇએ પરન્તુ હાલમાં તો ભારતના સુખમાંજ આપણું સુખ રહેલું છે એ ભાવનાને દૃઢ રાખી આ પ્રશ્ન પર વિચાર કરવાનો છે.

ભારતની પ્રચલિત ભાષાઓમા ચાર મુખ્ય ભાષાઓ છે. ગુજરાતી, મરાઠી, બંગાલી અને હિન્દી અથવા હિંદુસ્તાની. આ ચારે ભાષાઓ એકજ સંસ્કૃત માતાની પુત્રીઓ છે. તેઓમાં વિશેષ ભેદ નથી. માત્ર ક્રિયાપદો સિવાય સોમા ૭૦ શબ્દો એક બીજામાં મળતા છે. દાખલા તરીકે એકજ વાક્ય લઇએ. ગુજરાતી કહે છે કે વાયુ બધે છે, દક્ષિણી वायु सर्वत्र आहे, બંગાલી वायु सर्वस्थान आहे અને હિંદુસ્થાની वायु सर्वत्र है. એવી જ રીતે शिशु चंद्रला पाहतो. शिशु चाँद देखिते छे, शिशु चंद्र जुए छे અને शिशु चंद्र देखता है. આ દુકા વાક્યો પરથી આ ચાર મુખ્ય ભાષાનો ભેદ સમજી શકાય છે.

ભારતવર્ષમાં આ ચારે ભાષા બોલનારાઓની કુલ વસ્તી ત્રીસ કરોડની છે. પરંતુ તેમાં એક હિન્દી વા હિન્દુસ્તાની ભાષા એવી છે કે જેને સમજનારાઓની સંખ્યા ૨૨ કરોડથી પણ વધારે છે. આનું કારણ એજ છે કે ધર્માચાર્યોએ વર્ષોથી તે દ્વારાજ ધર્મનો પ્રચાર કરવો યોગ્ય માન્યો છે. મ, કબિર, બા. નાનક, મ. દાદુદયાલ, વૈષ્ણવાચાર્યો, શંકરાચાર્યો, જૈન ધર્માચાર્યો, વગેરે નાના પંથ, મતના પ્રચારકોનું સાહિત્ય આમાંજ છે તેમજ ઉપદેશ પણ આ જ ભાષા દ્વાર કરે છે.

ભારતનાં યાત્રાનાં સ્થળો પણ ત્યાં છે કે જ્યાં આ ભાષા બોલાય છે જેથી ઘણા પ્રાચીન વખતથી લોકો પર આ ભાષાના ઘણા ઘણા સંસ્કાર છે. હિંદુસ્તાનના સાધુઓ આ ભાષાનો નિરંતર પ્રચાર કર્યા જ કરે છે. મુસલમાની રાજ્યત્વ કાળમાં પણ આ ભાષાનું ભારત પર સામાન્ય રહેલું હોવાથી દરેક પ્રાંતમાં આ ભાષા સમજી શકાય છે. એવો કોઇ પ્રાંત નથી કે જ્યાં આ ભાષાના રસિક કવિઓનો જન્મ ન થયો હોય. ગુજરાતમાં એવા પાંત્રીસ કવિઓ થયા છે.. મ્હાસના ગોપાલ ભટ્ટ આચાર્યે હિન્દીના કવિ તરીકે નામના મેળવી હતી. મ. શિવાજીના કવિ ભૂષણને કોણ નથી જાણતું ! વળી, હિન્દી એક સરળ અને મધુર ભાષા છે, મુસલમાન બાદશાહો તો તેના પર ઘણા જ મોહિત થઇ ગયા હતા. ઘણા મુસલમાન કવિઓએ આ ભાષામાં કાવ્યરચના કરી છે,

તેમજ હિન્દુ અને મુસલમાન સ્ત્રીઓએ તેમા નામના મેળવી છે. આજકાલ સંગીતમાં પણ આધાર આ ભાષાના સંગીતનો લેવામાં આવે છે.

આવી અનેક રીતે હિન્દી ભાષાને સર્વાંગ સુંદર અને ભારતવર્ષમાં વ્યાપક જોઇ ભારતવર્ષનાં ભૂષણો જેવા કે મ. તીલક, મ. ગાંધી, મી. ખાપર્ડે, સ્વ. મી. દત્ત, સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ, મી. લજપતરાય, મ. હંસરાજ, મ. મુન્શીરામ, મી. ચોધરી, મી. શારદાચરણ મિત્ર, શ્રી. સરોજની, શ્રીમતી ચોધરાણી, મી. રણછોડભાઇ ઉદયરામ, મી. કમળાશંકર ત્રિવેદી, મી. દીક્ષિત, મી. માલવીયા, વડોદરા, બિકાનેર, ગ્વાલીઅર, મૈસોર, ઇંદોર વગેરે દેશી રાજ્યોના નરેશો અને મીસીસ એની બીસેન્ટ જેવી વિદુષી વિદેશી બાઇ પણ હિન્દુસ્તાની ભાષાને રાષ્ટ્રભાષા તરીકે માન આપવા લાગી છે.

આથી સિદ્ધ થાય છે કે ભારતને રાષ્ટ્ર બનાવવા માટે એક ભાષાની જે જરૂર છે તે હિન્દુસ્તાની વા હિન્દી ભાષાથી પૂરી થશે. હિંદુસ્તાની ભાષામાં ધર્મ અને વૈદક સાહિત્ય ઘણું છે. તેનું કાવ્ય સર્વોપરી છે. પ્રચલિત ભાષાઓમાં મ. તુલસીદાસ અને ચંદનો મુકાબલો કરે એવા કવિઓ ભાગ્યેજ મળી આવશે. કાશીના સંસ્કૃત ભાષાના આચાર્ય મહામહોપાધ્યાય પં. સુધાકરજી કહે છે કે હિન્દી ભાષાના કાવ્યોમા મને સંસ્કૃત ભાષાના કરતા વિશેષ આનંદ પડે છે. હું અત્રે થોડાક સામાન્ય કાવ્યોના ઉદાહરણ આપીશ.

चरन धरत चिंता करत नींदनभाव न सोर ।
सुवरन कहँ ढूँढ़त फिरत कवि व्यभिचारी चोर ॥

આ દુહામા ત્રણ અર્થનો સમાવેશ કરેલો છે. કવિ પક્ષમાં चरनનો અર્થ પાદ અને सुवरनનો સુંદર અર્થ છે. વ્યભિચારી પક્ષમાં चरन धरतનો અર્થ બીજા મકાનમાં પગ મૂકતાં અને सुवरनનો અર્થ સુંદરી છે, અને ચોર પક્ષમા सुवरनનો અર્થ સોનું છે.

दृग अरुझत टूटत कुटुंब जुरत चतुर संग प्रीति ।
परत गांठ दुरजन हिए दुइ नई यह रीति ॥

આમા વિરોધાલંકાર છે, કેમકે જે મળે તે ટૂટે છે, જે ટૂટે છે તેજ મળે છે, અને જે મળી જાય છે તેમા જ ગાંઠ બંધાય છે, પરન્તુ અહીંઆ બધું ઉલટું થાય છે. નાયક અને નાયિકાની આંખો મળે છે, કુટુમ્બ ટૂટે છે, બન્ને ચતુરો સાથે પ્રીતિ થાય છે. અને દુર્જનોના દીલમા ગાંઠ પડે છે, માટે આ નવી વાત છે.

अहो पथिक कहियो तुरत गिरधारी सों टेरी ।
दृग झरी लाई राधिका रह्यो चहत ब्रज फेरि ॥

આમાં અતિશયોક્તિ છે. કે મુસાફર (पथिक) ગિરિધારી (कृष्ण) ને તુરત પોકારી (टेरी) ને કહે કે રાધાની આંખોએ (दृग) વર્ષાની ઝડી (झरी) લગાવી છે તેથી વ્રજ ફરીથી વહેવાનું કરે છે. અર્થાત્ ઇન્દ્ર કોપની ઝડીથી આપે વ્રજનો બચાવ કર્યો

છે માટે ફરી આવીને તેને બચાવો. અહીંઆ કવિએ કૃષ્ણના બધાં નામોને મૂકી ગિરી-ધારી નામ મૂક્યું છે એમા પણ કાવ્ય છે, અર્થાત્ પ્રથમ ગિરિધારી થઇને આપે વ્રજને બચાવ્યું છે માટે હવે પણ ગિરિધારી થાઓ.

यसु दातन को झंखत हैं यसुदातन को नाहिं ।
नर कपरन को झंखत हैं नरक परन को नाहिं ॥

પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં યમકાલંકાર છે. ( यसु ) લોકો ( दातन ) દાતાઓના યશને માટે ઝંખના કરે છે. ( पर ) પણ કૃષ્ણ ( यसुदातन ) ને માટે નથી ઝંખતા. ( नर ) લોકો કપડાંની ઝખના કરે છે ( पर ) પણ નરકમાં પડવાનું ઝંખતા નથી.

बैगन लेकर कामिनी कहत चितइ घनश्याम ।
भरता करि हौं हौं तुम्हीं जौं चलि हो मम धाम ॥

આમાં વાગ્વિદગ્ધા નાયિકા છે. હાથમાં ( बैगन ) રીંગણા લઇને તે કામિનિ કૃષ્ણની તરફ જોઇને કહે છે કે મારે ઘેર ચાલો તમારૂં ( भरता ) ભરત કરીશ. સાંભળનારા સમજે છે કે તે રીંગણાને ભરત કરવાનુ કહે છે, પરન્તુ કૃષ્ણને કહે છે તમે ઘેર ચાલો તમને મારા પતિ બનાવીશ.

वा दिन की सुधि तोहिको भूलि गई कित साखि ।
बागवान तोहि धूरतें लायो गोदी राखि ॥
लायो गोदी राखि पालि सींच्यो निज करतें ।
तूं फूल्यो अभिमान पाई आदर मधु-करते ॥
बरनै दीनदयाळ बड़ाई है सब तिनकी ।
तूं झूमें फलभार त्यागि सुधिको वा दिनकी ॥

આમાં અન્યોક્તિ અને ગોદી રાખીમાં શ્લેશ છે. હે વૃક્ષ ( साखि ) તે દિવસની સુધ કેમ ભૂલી ગયું કે જે દિવસે બાગવાન તને કેડમા રાખીને લેઇ આવ્યો અથવા તને ધૂળમાથી લાવ્યો અને રાખમાં ગાડી દીધી. કેડમાં રાખીને તને લાવ્યો વા તને લાવ્યો, અને રાખમા મૂકી પાળીને પોતાના હાથે સિંચ્યું. હવે તું ભમરોથી સત્કાર પામીને અભિમાનથી ફૂલાઇ ગયું. દિનદયાળ કહે છે કે તે બધી બાગવાનની વડાઇ છે પરન્તુ તું તે દિવસનું ભાન ભૂલી જઇને આજ ફળોના ભારથી ઝુકી રહ્યું છે.

पथिक जार पनिघटवाँ कहत पियाव ।
पैदां परउं ननदियाँ फेरि कहाव ॥

આ નવાબ ખાનખાનાનો બરવો છે. એક મુસાફર પનઘટપર આવીને કહેવા લાગ્યોકે મને પાણી પાઓ. ત્યાં એક પ્રોષિત-પતિકા ( જેનો પતિ વિદેશ ગયેલો હોય તે )

પણ બેઠી હતી, તે પોતાની નણંદને કહેવા લાગી કે તને પગે લાગું છું. આ મુસાફર પાસેથી ફરીથી પિયાડઽત્ર કહેવડાવ. તે પિયાવ નો અર્થ પિયા આવ અર્થાત્ પતિ આવે છે એવું સમજી મનને સંતોષ આપવા માટે ફરીને શબ્દ સાંભળવા ઇચ્છે છે. બીજાના વાક્યથી આપણા ઇચ્છીત અર્થને કહાડવો તેને સંસ્કૃતમાં વક્રોક્તિ કહે છે. નૈષધકાવ્યમાં અનેક ઉદાહરણ છે.

આવા અનેક ઉદાહરણો છે. આથી આપણે હિન્દીના માધુર્ય વિષે કાંઇક જાણી શકયા છીએ. તે સર્વાંગ સુંદર ભાષા છે. તેનાથી પ્રાંતિક ભાષાઓને નાગરી લિપિમાં લખવામાં આવશે તો તેથી જનસમાજ તેનો વધારે લાભ લેશે. ભારતવર્ષની સભાઓ અને સમાજો કે જેમાં ભિન્ન ભિન્ન ભાષાભાષીઓ એકત્રિત થાય છે તેમાં રાષ્ટ્રભાષાથી કામ લેવાશે તો સર્વ સાધારણ જનસમાજમા તે અવાજ પહોંચી શકશે. આપણામાંના ભેદનો નાશ થઇ પારસ્પરિક પ્રેમ અને સહાનુભૂતિના શુભ અંકુરો રોપાશે કે જેથી આપણે આપણા પર જ આધાર રાખતા બની આપણી ઉદ્દેશપૂર્તિમાં સરળતા અને સુખનો અનુભવ કરીશું.

શાન્તિધર દેસાઇ.

---

# निसर्ग भक्त.

મ્હેં જોયું મંદિરની મહીં હા ! ત્યાં કંઇ દીઠું નહિં,
મ્હેં જોયા મસજીદ બાર, બ્હારી, ત્યાં કંઇ દીઠું નહિં.
જાત્રા કરી કાશી ગયાની ચાર ધામ ફરી વળ્યો,
કીધી હજ્જે મક્કા મદિના, અર્બ, તુર્ક, ભમી વળ્યો,
જોઇ કબર મૂરતી બન્ને હા ! ત્યાં કંઇ દીઠું નહિં.
ખોળી વળ્યો વેદો કુરાનો ફેરવ્યાં પાનાં બધાં,
શીખી સીધી વેદાન્ત, સુફી પંથ સર્વે ફર્યા કર્યા,
હા ! ફિલસુફી સુફી બધીમા, ના અરે ! દીઠું કંઇ.
થાકી ફરૂં આ રાતમાં, જ્યાં માનવી આવે નહિં,
મુજ જીગર શા, અંધારમાં, જ્યાં ચશ્મ કો ચાલે નહિં,
ઓચિંતિ ત્યાં ત્હારી સિતારી આંખમાં આવી ગઇ;
આફતાબ શો ઉંચે ચડતો જોઉં હું ઝાડી મહીં,
રૂપેરી રોશનથી ભરેલો ચાં, અંધારી મહીં,
મ્હેરાનું ત્હારૂં નૂર એવું ક્યાંય હા ! દીઠું નહિં.

ગલયાનિસ.

# रमादेवी.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૦૭ થી )

દશ્ય ત્રીજું—એક જંગલ.

કુમાર રવીન્દ્ર અને સુધીન્દ્ર આવે છે.

રવીન્દ્રઃ—હું માદો હતો; અને પેલા સર્વ મૃત દેહોની દુર્ગંધ! પેલા સર્વ મૃત દેહોની દુર્ગંધ! અને હવે જાણે કે રાત્રિ અને જંગલ મ્હારી આંખો પર સ્હેજ પાણી સીંચતાં ન હોય! એમ મ્હને લાગે છે.

સુધીન્દ્રઃ—તરૂઓ શિવાય બીજું કંઇ રહ્યું નથી.

રવીન્દ્રઃ—વૃદ્ધ રાજા જયેન્દ્રને મૃત્યુ પામતા ત્હેં જોયો હતો?

સુધીન્દ્રઃ—ના, પણ મ્હેં બીજું કંઇ જોયું હતું. ગઈ કાલે સાંઝે ત્હારી ગેરહાજરીમાં એ લોકોએ કિલ્લાને આગ લગાડી હતી, અને નોકરો સાથે વૃદ્ધ રાણી જયદેવી ભડકામાં થઇને દોડી ગઇ હતી. એઓએ ખાઇઓમા પડતું મૂક્યું હતું, અને મ્હને લાગે છે કે એઓ સર્વ નષ્ટ થયાં છે.

રવીન્દ્રઃ—અને રમાદેવી? એ ત્યાં હતી?

સુધીન્દ્રઃ—મ્હેં એને જોઈ ન હતી.

રવીન્દ્રઃ—બીજાઓએ જોઇ હતી?

સુધીન્દ્રઃ—કોઇએ એને જોઇ ન હતી, એ ક્યા છે તે કોઇ જાણતું નથી.

રવીન્દ્રઃ—એ મૃત્યુ પામી છે?

સુધીન્દ્રઃ—લોકો કહે છે એ મૃત્યુ પામી છે.

રવીન્દ્રઃ—મ્હારા પિતાજી દારૂણ છે!

સુધીન્દ્રઃ—તું એને પ્રથમથી ચ્હાતો હતો?

રવીન્દ્રઃ—કોને?

સુધીન્દ્રઃ—રમાદેવી?

રવીન્દ્રઃ—મ્હેં એને ફક્ત એક જ વખત જોઇ હતી. પરંતુ પોતાની આંખો નીચી નમાવી દેવાની અને પોતાના હાથની આમ ચ્હડબ વાળવાની એની એક ખાસ રીત હતી—અને એને વિચિત્ર શ્વેત પાંપણ હતી!—અને એની દૃષ્ટિ! કોઇ તાજા પાણીના મ્હોટા કુંડમાં જાણે કોઇ એકાએક આવી વસે ત્હેના જેવું એથી લાગતું.... મ્હને બરોબર યાદ નથી; પરંતુ એ વિચિત્ર દૃષ્ટિ ફરી એકવાર જોવાની મ્હારી તીવ્ર ઇચ્છા છે.

સુધીન્દ્ર—પેલા ક્ષુદ્ર પર્વત ઉપર પેલો કિલ્લો શું છે?

રવીન્દ્ર—કોઈ જુની પવનચક્કી હોય એમ લાગે છે; એને બારીઓ નથી.

સુધીન્દ્રઃ—આ બાજુએ કંઇ શિલાલેખ જણાય છે.

રવીન્દ્રઃ—શિલાલેખ?

સુધીન્દ્રઃ—હા ... પરભાષામાં.

**રવીન્દ્રઃ**—તું એ વાંચી શકે છે ?

**સુધીન્દ્રઃ**—હા; પણ એ બહુ જુનો છે. લાવ, જોઉં:—

**પન્નાદેવીઃ**—બીજા બધા ઉપર બહુ શેવાળ વળી ગઇ છે.

**રવીન્દ્રઃ**—ચાલ આપણે અહીં બેસીએ.

**સુધીન્દ્રઃ**—" પન્નાદેવી "—એ તો ત્હારી વિવાહિત પત્નીની માતાનું નામ.

**રવીન્દ્રઃ**—માયાદેવીની માતાનું ?—હા.

**સુધીન્દ્રઃ**—એ "હા" શબ્દ તો બરફથી પણ નમ્રતર અને શીતતર નીકળ્યો.

**રવીન્દ્રઃ**—ઓ પ્રભુ ! હવે મ્હારે મ્હોંએ જ્વાલાના "હા" શબ્દનો વખત ગયો

**સુધીન્દ્ર**—છતાં માયાદેવી રમણીય છે.

**રવીન્દ્ર**—મ્હને એની બ્હીક લાગે છે.

**સુધીન્દ્ર**—અરેરે !

**રવીન્દ્રઃ**—એનાં નીલ નેનને તળાયે કોઇ નીચ નોકરનો આત્મા વસી રહ્યો છે.

**સુધીન્દ્રઃ**—અરે ! અરે ! પણ તો પછી, તું સંમતી કેમ આપે છે ?

**રવીન્દ્રઃ**—સંમતી ન આપવાથી શું ફાયદો ? જે વીશ હજાર રાત્રિઓ આપણે જીવવાની છે ત્હેમાંની એક રાત્રિએ એથી મૃત્યુ પામવું મ્હને પસંદ નથી; અને મ્હને વિશ્રાંતિ જોઇએ છે ! વિશ્રાંતિ ! વિશ્રાંતિ ! તે ઉપરાંત...મ્હારૂં નાક આમળતાં ચંદ્રની જ્યોત્સ્નામાં મ્હને " પ્રિયતમ રવીન્દ્ર " કહીને બોલાવનાર એ હોય કે પછી કોઇ બીજી...ત્હેમાં શું ? છટ્ !—આ પ્રદેશમાં રાણી અન્નદેવી આવી ત્યારથી મ્હારા પિતાને આવતી ક્રોધની આંકડી તરફ ત્હેં ધ્યાન આપ્યું છે ? શું ચાલે છે ત્હેની મ્હને ખબર નથી; પરંતુ કંઇક અનિષ્ટ છે ખરૂં; અને મ્હને વિચિત્ર શંકાઓ થવા લાગી છે. મ્હને રાણીની બ્હીક લાગે છે.

**સુધીન્દ્રઃ**—અને છતાં એ ત્હને એક પુત્ર માફક ચાહે છે.

**રવીન્દ્રઃ**—પુત્ર માફક ?...હું નથી કહી શકતો; અને મ્હને વિચિત્ર વિચાર આવે છે. પોતાની પુત્રી કરતાં એ વધારે રમણીય છે, અને પ્હેલાં તો એજ મ્હોટું અનિષ્ટ છે. કોણ જાણે શા માટે, પરંતુ એ છછુંદર પ્રમાણે વર્તે છે; એણે મ્હારા વૃદ્ધ પિતાને જયેન્દ્ર વિરૂદ્ધ ઉશ્કેર્યા છે, આ વિગ્રહ એને લીધેજ થયો છે. આ બધાને અંદરખાને કંઇક છે ખરૂં.

**સુધીન્દ્રઃ**—છે જ. એ ત્હને માયાદેવી સાથે પરણાવવા માગે છે. એમાં કંઇ અધમતા નથી.

**રવીન્દ્રઃ**—બીજું કંઇક છે.

**સુધીન્દ્રઃ**—હં ! સ્હમજ્યો ! એક વાર ત્હમે પરણ્યાં, એટલે પછી જે ગાદી એણે છીનવી [illegible] ી હતી ત્હેને માટે પરદેશના ખડકો ઉપર લડવા, તેમજ પોતાની વાટ જોઇ રહેલા [illegible] ના કદાચ દીન અને અસ્વસ્થ પતિને છોડ

કારણ કે જ્યારે આટલી રમણીય રાણી સૃષ્ટિ ઉપર

આવાઓ પણ ઉગતી હોવી જોઇએ.

રવીન્દ્રઃ—બીજું ટંઇક છે.

સુધીન્દ્રઃ—શું ?

રવીન્દ્રઃ—કાઇક દિવસ ત્હને ખબર પડશે. ચાલો આપણે જઇએ.

સુધીન્દ્રઃ—શહેર તરફ ?

રવીન્દ્રઃ—શહેર તરફ ? હવે શહેર રહ્યું જ નથી : વિનષ્ટ દિવાલો વચ્ચે મુડદાંઓ શિવાય હવે બીજું કંઇ રહ્યું જ નથી !

( જાય છે. )

દૃશ્ય ચોથું—કિલ્લામાંનો ધુંમટવાળો એક ખંડ.

કુમારી રમાદેવી અને પરિચારિકા જણાય છે.

**પરિચારિકા.**—આજ ત્રણ દિવસથી હું આ કિલ્લાના પેલા પથ્થર ખસેડવા મથતી આવી છું, અને મ્હારી દીન આંગળીઓને છેડે એક પણ નખ હવે રહ્યા નથી. ત્હમે મ્હારૂં મૃત્યુ બન્યાં, એનો તો ત્હમે ગર્વ કરી શકશો. પરંતુ વાત આમ છે; ત્હમારે સ્હામા થવું જોઇએ, ત્હમારે મહેલમાથી ન્હાસી જવું જોઇએ, ત્હમારે રવીન્દ્ર સાથે થઇ જવું જોઇએ, અને આ રહ્યાં આપણે આ કિલ્લામાં; આ રહ્યા આપણે, જંગલનાં ઝાડની ઉપર આકાશ અને પૃથ્વી વચ્ચે ! મ્હેં ત્હમને ન્હોતાં ચેતવ્યા ? મ્હેં ત્હમને આમ ન્હોતું કહ્યું ? હું તમારા પિતાને સારી રીતે ઓળખતી હતી.—શું વિગ્રહ પૂરો થયા પછી આપણો છૂટકારો છે ?

**રમાદેવી**—મ્હારા પિતા એવું કહેતા હતા.

**પરિચારિકાઃ**—પણ આ વિગ્રહનો તો કદી અંત નહી આવે. કેટલા બધા દિવસથી આપણે આ કિલ્લામાં છીએ ? કેટલા બધા દિવસથી હું ચંદ્રને કે સૂર્યને જોઇ શકી નથી ? અને જ્યાં જ્યા હું મ્હારો હાથ મૂકું છું ત્યાં ત્યાં બીલાડીની ટોપ અને ચામાચેણુ હાથ આવે છે, અને આજે સ્હવારે મ્હેં જોયું કે આપણી પાસે પાણી પણ થઇ રહ્યું છે.

**રમાદેવીઃ**—આજે સ્હવારે ?

**પરિચારિકાઃ**—હા, આજે સ્હવારે; ત્હમે હસો છો શુ ? આ હસવાની વાત નથી. આજે જો આ પથ્થર ખસેડવામાં આપણે ફત્તેહમંદ નહી નીવડીએ તો પછી પ્રાર્થના કરવા શિવાય બીજો ઉપાય નહીં રહે. ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! આ કબરમાં ઉંદરો અને કરોળીઆ અને બીલાડીની ટોપ વચ્ચે મ્હને મૂકવા જેવું મ્હેં શું કર્યું હશે ? મ્હેં કુલ્લક ન્હોતું કર્યું. ત્હમારી માફક હું ન્હોતી ઉદ્ધત થઇ ! તાણે સવાનો ઢોંગ કરવામાં; અને આપણને છૂટાં કરવા પોતાની આંગળી પણ ન હલાવનાર પેલા રોતા નીચ રવીન્દ્રને છોડી દેવામાં આટલું બધું અમારૂં પડ્યું શું ?

**રમાદેવીઃ**—પરિચારિકા !

**પરિચારિકા**—હા; પરિચારિકા ! ત્હમારે લીધે હમણાં જ હું મૃત્યુની સેવિકા બની જાત, અને ત્હમારે લીધે ન હોત તો અત્યારે આ જ ક્ષણે રસોડામાં શાંતિથી

બેઠી હોત, અથવા તો જમવા માટે તેડું આવે હેની વાટ જોતી બગીચામાં સૂર્યને તાપે તપતી બેઠી હોત હેનો વિચાર કરવો ! અરે પ્રભુ ! અરે પ્રભુ ! મ્હેં શું કર્યું હશે કે હું...અહા ! રમાદેવી ! રમાદેવી ! રમાદેવી !

રમાદેવીઃ—શું ?

પરિચારિકા—પેલો પથ્થર

રમાદેવીઃ—પેલો...

પરિચારિકાઃ—હા–એ ખસ્યો.

રમાદેવી—પેલો પથ્થર ખસ્યો ?

પરિચારિકા—એ ખસ્યો ! એ છૂટો થયો ! ચૂનામાં થઇને સૂર્યનું અજવાળું અંદર આવે છે ! જુઓ, જુઓ ! મ્હારા જભ્ભા પર થોડું પડે છે ! મ્હારા હાથ પર થોડું પડે છે ! તમારા મ્હો પર થોડું પડે છે ! ભીંતો પર થોડું પડે છે ! દીવો હોલવી નાખો. થોડું થોડું સર્વત્ર છે. હું પથ્થરને ધકેલી દેવા માગુ છું.

રમાદેવીઃ—હજી એ ચ્હોંટી રહ્યો છે ?

પરિચારિકાઃ—હા, પણ એમા કંઇ નહીં ! પેલી તરફ, પેલા ખુણામાં ! તમારો તર્કુ મ્હને આપો ! અહા, એ નહીં પડે !...

રમાદેવીઃ—ફાટમાથી ત્હારાથી કંઇ દેખાય છે ?

પરિચારિકા—હા, હા !—ના ! માત્ર તડકો જ.

રમાદેવીઃ—તડકો છે શું ?

પરિચારીકા—હા, હા, તડકો છે ! જુઓ, જુઓ, મ્હારા જભ્ભા ઉપર તો જાણે રૂપું અને મોતી પડયાં; અને મ્હારા હાથે તો દુધ જેટલી ગરમી છે !

રમાદેવીઃ—મ્હને પણ જોવા દે !

પરિચારિકા—ત્હમને કંઇ દેખાય છે ?

રમાદેવીઃ—મ્હારી આંખે અંધારાં આવે છે.

પરિચારિકાઃ—આપણે કંઇ તરંગો નથી જોઈ શકતાં એ કેટલું વિચિત્ર ! મ્હને જોવા દો !

રમાદેવીઃ—મ્હારી આરસી ક્યાં છે ?

પરિચારિકાઃ—હું વધારે સારી રીતે જોઇ શકું છું.

રમાદેવીઃ—તું કોઇ ઝાડ જોઇ શકે છે ?

પરિચારિકા—ના, ઘણું કરીને આપણે તરંગોથી પર છીએ. પરંતુ પવન વાય છે. પેલા પથ્થરને ધક્કો મારી ફેંકી દેવા હું પ્રયત્ન કરવા માગું છું. અહા ! ( અંદર ધસી આવતાં તડકાનાં કિરણોથી બંઓ ચમકીને પાછા હઠે છે, અને ખંડને બીજે છેડે ક્ષણભર ગુપચુપ ઉભાં રહે છે. ) મ્હારાથી વધારે વખત નથી જોઇ શકાતું.

રમાદેવીઃ—જા અને જો ! જા અને જો ! મ્હને બ્હીક લાગે છે.

પરિચારિકાઃ—ત્હમારી આંખો બંધ કરો; મ્હને લાગે છે હું આંધળી બની ગઇ છું.

રમાદેવીઃ—હું જાતે જાતે જોઇશ.

પરિચારિકાઃ—કેમ ?

રમાદેવીઃ—અરે રે! આ તો જાણે અગ્નિકુંડ! અને મ્હારી આંખોમાં લાલચોળ ચકો સિવાય બીજું કંઇ નથી.

પરિચારિકાઃ—પરંતુ ત્હમે કંઇજ જોઇ શકતાં નથી ?

રમાદેવી—હજી નહીં! હા, હા! આકાશ સર્વત્ર ભૂરૂં છે અને પેલું જંગલ! અહા! પેલું આખું જંગલ!

પરિચારિકાઃ—મ્હને જોવા દો!

રમાદેવીઃ—ઉભી રહે! મ્હને દેખાવા લાગ્યું છે.

પરિચારિકાઃ—ત્હમને શહેર દેખાય છે ?

રમાદેવી—ના.

પરિચારિકાઃ—અને પેલો કિલ્લો ?

રમાદેવીઃ—ના.

પરિચારિકાઃ—એ તો બીજી બાજુએ હશે.

રમાદેવીઃ—અને છતાં...એ રહ્યો પેલો સાગર.

પરિચારિકાઃ—સાગર છે ?

રમાદેવીઃ—હા, હા, પેલો સાગર ? એ નીલ છે.

પરિચારિકા—પણ, ત્યારે, ત્હમને શહેર દેખાવું જોઇએ. મ્હને જોવા દો!

રમાદેવીઃ—મ્હને દીવાદાંડી દેખાય છે!

પરિચારિકાઃ—ત્હમે દીવાદાંડી જુઓ છો ?

રમાદેવીઃ—હા; મ્હને લાગે છે કે એ દીવાદાંડી જ છે....

પરિચારિકા—પણ ત્યારે, ત્હમને શહેર દેખાવું જ જોઇએ.

રમાદેવીઃ—હું શહેર દેખતી નથી.

પરિચારિકા—ત્હમે શહેર દેખતાં નથી ?

રમાદેવીઃ—હું શહેર દેખતી નથી.

પરિચારિકાઃ—ત્હમે મિનારો દેખતા નથી ?

રમાદેવીઃ—ના.

પરિચારિકાઃ—એ તો હદ થઇ.

રમાદેવીઃ—અરતરીયે કોઇ વહાણ મ્હારી નજરે પડે છે.

પરિચારિકા—અરતરીયે કોઇ વહાણ છે ?

રમાદેવીઃ—ધોળા સઢવાળું!...

પરિચારિકાઃ—શું છે ?

રમાદેવીઃ—અહા! સાગર-વાયુ મ્હારા વાળમાં થઇ વાય છે!—પરંતુ રસ્તે કોઇ પેરો હવે જણાતા નથી!

પરિચારિકાઃ—શું ? આમ બ્હાર રહી બોલો નહીં, મ્હારાથી એક શબ્દ પણ સંભળાતો નથી.

રમાદેવીઃ—રસ્તે કોઇ ઘરો હવે જણાતા નથી !

પરિચારિકાઃ—રસ્તે કોઇ ઘરો હવે જણાતાં નથી ?

રમાદેવી.—આખા પ્રદેશ ઉપર કોઇ શૃંગો હવે જણાતાં નથી !

પરિચારિકાઃ—આખા પ્રદેશ ઉપર કોઇ શૃંગો હવે જણાતાં નથી ?

રમાદેવીઃ—આખા જંગલ ઉપર કોઇ પવનચક્રી હવે જણાતી નથી !

પરિચારિકાઃ—આખા જંગલ ઉપર કોઇ પવનચક્રી નથી ?

રમાદેવીઃ—મ્હને તો કંઇ જણાતું નથી.

પરિચારિકાઃ—મ્હને જોવા દો.-ખેતરમાં એક પણ ખેડુત ગયો નથી. અરે ! પેલો મ્હોટો પંપનો પૂલ નીચે પડયો છે.-પરંતુ જંગમસેતુઓને એઓએ શું કર્યું છે ? પેલી તરફ એક ખેતર તો બળી ગયું છે.—અને બીજું !—અને બીજું એક !—અને બીજું વળી એક ! અને ... અરે રે ! રમાદેવી ! રમાદેવી ! રમાદેવી !

રમાદેવીઃ—કેમ ?

પરિચારિકાઃ—બધું બળી ગયું છે ! બધું બળી ગયું છે ! બધું બળી ગયું છે !

રમાદેવીઃ—બધું ... ?

પરિચારિકાઃ—બધું બળી ગયું છે, રમાદેવી ! બધું બળી ગયું છે ! અહા ! હવે શું સ્મશાન ! ... કંઇ જ રહ્યું નથી.

રમાદેવીઃ—એ ખરૂં નથી. મ્હને જોવા દે !

પરિચારિકાઃ—જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધીનું તો બધું બળી ગયું છે. આખું શહેર કાળી ઇંટના એક ઢગ સિવાય બીજું કંઇ જ નથી ! પથ્થરોથી ભરેલી ખાઇ સિવાય કિલ્લાનું તો કંઇ છું દેખાતી નથી. જંગલમાં માણસ કે પશુ કોઇ પણ નથી. ખેતરમાં જંગલી કાગડાઓ સિવાય બીજું કંઇ નથી. તરૂઓ સિવાય બીજું કંઇ જ ઉભું રહ્યું નથી !

રમાદેવીઃ—એમ, ત્યારે તો ... !

પરિચારિકાઃ—અરે રે !

[ પડદો પડે છે. ]

( અપૂર્ણ )

ભારત.

# प्रासंगिक नोंध.

૧. એક અદ્‌ભૂત માછલી:—The East African Standard નાસાતમી જુલાઇના અંકમા એક જાદુઇ માછલી વિષે જાણવા-યોગ્ય હકીકત આપવામાં આવેલી છે. તે નવાઇ જેવી હોવાથી અત્રે તેનું ભાષાન્તર કર્યું છે. જુનની આઠમી તારીખના અરસામા ઝાંઝીબારમાં એક વિચિત્ર માછલી પકડાઇ છે, જેની પૂછડી ઉપર અરેબિક ભાષામાં કેટલાક શબ્દો વાંચી શકાય છે. એવું માલૂમ પડે છે કે એ માછલી એક માછીને મળી આવી હતી. તેણે તેને બજારમાં વેચતાં એક મેમણ ગૃહસ્થે પાચ પૈસાથી વેચાતી લીધી, પણ તેની પૂછડી ઉપર કંઇક વિચિત્ર લેખ માલૂમ પડવાથી એક અરબી ભાષાશાસ્ત્રી પાસે તે લઇ ગયો. ત્યાર પછી મહારાજા સુલતાનને બતાવતાં તેણે પણ શબ્દો ઉકેલ્યા. આ માછલીની માગણી ૫૦૦૦ રૂપિયા સુધીની થઇ, પરંતુ તે તેણે વેચી નહીં. આ પછી તે ગૃહસ્થ તે માછલીને સરકારી પ્રયોગશાળામાં લઇ ગયો.

પૂંછડી ઉપર એક આગળ ને એક પાછળ એવા બે જુદા જુદા પુચ્છલેખ છે. એક બાજુએ ' લા અલ્લાહ-ઇલ-અલ્લાહ ' છે. એનો અર્થ પરમેશ્વર સિવાય બીજો ઇશ્વર નથી એવો થાય છે. બીજી બાજુએ " શાની અલ્લાહ " છે. એનો અર્થ પરમેશ્વરનું વચન એવો થાય છે. બીજી રીતે ચેતવણી અથવા અદ્‌ભૂત બનાવ એવો પણ થઇ શકે.

ઝાંઝીબારના મુસ્લીમ વર્ગમા આ શોધથી ઘણો ખળભળાટ થયો છે, અને એમ કહેવાય છે કે આ લડાઇના અંતનું સૂચન કરે છે. પૂર્વ આફ્રિકાના સરકારી અમલદારની સાથે આ સંબધમાં વાત થતા એવું જણાયું છે કે આવો જ એક બીજો દાખલો તીબેટમાં બન્યો હતો અહીં એક ઝાડના પાદડા ઉપર અમુક હિંદુસ્તાની શબ્દો જોવામાં આવ્યા હતા.

આ માછલીના હાલના માલિકનું શિરનામું નીચે પ્રમાણે છેઃ—મિ. કાસમ રહેમતુલ્લા પારપિયા—ઘર નંબર ૬૫૨ માલિંદી બજાર—ઝાંઝીબાર.

એ માછલી મુંબાઇમાં આવી છે અને તે માણસ દીઠ આઠ આના ફી લેઇને બતાવવામાં આવે છે એમ ' સાંઝ ' ઉપરથી જણાય છે.

અમારી રાજમહેલરોડ ઉપર આવેલી ઓફિસમાં એ માછલીની છબીઓ તથા તે ઉપરના લેખ છે જે જીજ્ઞાસુને બતાવવામાં આવશે.

૨. 'વસંત' માસિકના વૈશાખ ૧૯૭૩ ના અંકમાં રા. રણછતરામ વાવાભાઇના અવસાનની નોંધ રા. રા. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે લીધી છે. રા. રણછતરામનો સ્વર્ગવાસ જેઠ સુદ ૧૪ તા. ૪ જુનને સોમવારે થયો છે. જેઠ માસમાં બનેલા બનાવની નોંધ વૈશાખ માસમાં આવેલ વાંચી એટલુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે ' વસંત ' જેવું માસિક ભવિષ્યના બનાવ આગળથી સિદ્ધ કરી પ્રસિદ્ધ કરી શકે છે ! માસિકના નહિંવાળા અનિયમિતતાને લઇને આવી ગંભીર પ્રકારની ભૂલો કરે એ શોચનીય છે. એવીજ એક મોટી ભૂલ ' પટેલ બંધુ ' માસિકના તંત્રીએ પણ કરી છે. એમણે તેના બે ત્રણ માસનો આખો અંક જ રા. રણછતરામ સ્મરણ વિભાગ તરીકે પ્રસિદ્ધ કર્યો છે !

# संयोग-संभव.

( દ્રુતવિલંબિત છંદ. )

સ્મૃતિ થકી ન ખસે મુખ શોભન,
સજલ નેત્ર સદૈવ રહે મમ;
તુજ વિચાર મહીં ચકચૂર છું,
અવર ભાન નહિં મુજને કશું.

પ્રતિક્ષણે સખિ! ચિત્ત ત્હને સ્મરે,
સમય સ્વલ્પ છતાં વધુ થઇ દમે;
વિમલ ભાવ ઉરે કંઇ ઊછળે,
ઉપકૃતિ પ્રભુની અહીં ઉતરે. —૨

દિવસ બે ત્રણમા મળશું સખિ!
વિરહ–દુઃખ જશું સહુ વીસરી;
ઉર તણા ઉભરા સખિ! કાઢશું,
મુદ મહીં દિનરાત વીતાવશું. ૩

ધીરજ સ્વલ્પ સખિ! ધરશે નહિ!
રજનિ બે ત્રણ જલ્દી જશે વહી;
દિવસ તો ગૃહકાર્ય મહીં જશે,
સમય કૈંક શિશુદ્વય રોકશે. ૪

હૃદય આશ થકી બહલાવ તું,
શુચ બધીય ઉરસ્થ નિવારવું;
વદનપદ્મ સખિરિ! ખિલાવવું,
પ્રણયનાં ઝરણે નવરાવવું. ૫

સખિ! થઇશ અતિથિ હું તો તવ,
અરપજે અયિ! અર્ઘ્ય મ્હને પ્રિય;
અતિ પ્રસન્ન મુખે અવલોકજે,
વિરહના કટુતા વીસરાવજે. ૬

બિલિત્સુ.

---

# નવૂં અને જૂનું.

( અનુસંધાન જુન પૃષ્ટ ૨૫૮ થી )

મૂળ વાત એ છે કે, જો સર્વાંગપૂર્ણ મનુષ્યત્વ ઉપર આપણને શ્રદ્ધા અને વિશ્વાસ હોય તો આવા પ્રશ્ન ન ઉઠે. એમ હોય તો આપણે કંઇક કૂટ અને કૌશલપૂર્ણ વ્યાખ્યાનોમાં આપણાં મનને ગુંચવીને બહારના થોડાક સંકીર્ણ સંસ્કારોના કિલ્લામાં બંધ રહેવાની પ્રવૃત્તિ ન કરીએ. જે સમયે આપણી જાતિ વાસ્તવિક રીતે એકજ જાતિ હતી તે સમયે આપણે પણ યુદ્ધ અને વ્યાપારવણજ કરતા આપણું શિલ્પકૌશલ્ય ઉત્તમ અને સુપ્રસિદ્ધ હતું. આપણે દેશદેશાન્તરોમાં અવરજવર કરતા અને અન્ય જાતિઓ પાસેથી અનેક વિદ્યાઓ શીખતા તથા તેમને શીખવતા. આપણી પાસે દિગ્વિજય કરનારા બળ અને વિચિત્ર ઐશ્વર્ય હતાં. આજ તેને બહુ વર્ષ વીતી ગયા છે. આ સમય અને એ સમય વચ્ચે અનેક પ્રકારના વારા ફેરાથી અન્તર પડી ગયો છે. આજ આપણે સમયના સીમાન્ત પ્રદેશમાં ઉભા રહીને, એ વખતની ભારતીય સંસ્કૃતિ ( civilization ) ને, પૃથ્વીથી ઘણે દૂર ઉભેલી, તપશ્ચર્યાથી પવિત્ર અને હોમધૂમથી અલૌકિક બનેલા સમાધિ-રાજ્ય સમાન જોઇએ છીએ; અને તેની તુલના આપણા વર્ત્તમાન ઠંડી પ્રકૃતિવાળા, કર્મહીન, નિદ્રાલસ, નિસ્તબ્ધ ગામ સાથે કરીએ છીએ, પરંતુ એ તુલનામાં વાસ્તવિક યથાર્થતા કાંઇ પણ નથી.

અમારી એ ચોકખી કલ્પના છે કે, આપણે ત્યાં કેવળ આધ્યાત્મિક સંસ્કૃતિજ હતી. ઉપવાસ કરવાથી દુર્બલ બનેલા અમારા સર્વ પૂર્વ પુરૂષો જુદા જુદા બેસીને જીવાત્માને સંયમવશ રાખી, કર્મથી બિલકુલ અલગ રાખી, અત્યન્ત સૂક્ષ્મ જ્યોતિની રેખા બનાવી નાંખવાના યત્નમાં જ પ્રવૃત્ત રહેતા. આપણી એ સર્વ સંપન્ન સંસ્કૃતિને મર્ણ પામ્યે બહુ દિવસ થઇ ગયા છે. આપણો વર્ત્તમાન સમાજ માત્ર તેની પ્રેતયોનિ રૂપ છે. આપણાં ક્ષીણ અંગોને જોઇને આપણે અનુમાન કરીએ છીએ કે, આપણી પૂર્વની સંસ્કૃતિને સમયે એવી સ્થિતિ ન હતી. તે સમયે કેવળ છાયામય આધ્યાત્મિકતા હતી. તેમાં પૃથ્વી, જળ, અગ્નિનાં નામ પણ ન હતાં, કેવળ થોડાક વાયુ તથા આકાશ હતાં.

કેવળ મહાભારત વાંચ્યાથી પણ એ વાત સમજાય છે કે, આપણી એ સમયની સંસ્કૃતિમાં જીવનનો વેગ કેટલો પ્રબળ હતો. તેમાં કેટલાયે સમાજવિપ્લવ અને કેટલીયે પરસ્પરવિરોધી શક્તિઓની ટક્કર ઝીલતી હતી. એ સમાજ એકાદ કારીગરને હાથે તૈયાર કરેલા એક અત્યંત સુંદર સુસજ્જિત સમતાયુક્ત યંત્ર જેવો સમાજ નહતો. એ સમાજમાં એક તરફ લોભ, હિંસા, ભય, દ્વેષ અને અસંયત અહંકારે અને બીજી તરફ વિનય, વીરતા, આત્મત્યાગ, ઉદાર મહત્વ અને અપૂર્વ સાધુભાવે મનુષ્ય ચરિત્રમાં ચળવળ ઉત્પન્ન કરીને તેને ઝગમગાટવાળું અને સચેત બનાવ્યું હતું. એ સમાજમાં સર્વ પુરૂષ સાધુપુરૂષ ન હતા; સર્વ સ્ત્રીઓ સતી ન હતી અને સર્વ બ્રાહ્મણ તપસ્વી ન હતા. એ સમા-

જ્યાં વિશ્વામિત્ર જેવા ક્ષત્રિય હતા. દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને પરશુરામ જેવા બ્રાહ્મણો હતા. કુન્તી જેવી સતીઓ હતી. ક્ષમાશીલ યુધિષ્ઠિર જેવા રાજા હતા; શત્રુઓના રક્તની પ્યાસી તેજસ્વિની દ્રૌપદી જેવી રમણીઓ હતી; એ સમયના સમાજમાં ભલાઇ અને બૂરાઇ, પ્રકાશ અને અન્ધકાર આદિ જીવનનાં લક્ષણ વિદ્યમાન હતાં. એ સમયનો મનુષ્ય સમાજ રેખા–ચિહ્નો જેવો વિભાગયુક્ત સંયત અને સિલસિલાબન્ધ સીધો સમાજ હતો નહીં. વિપ્લવદ્વારા ક્ષોભિત થયલી માનવ-પ્રવૃત્તિઓના ઘાત–પ્રતિઘાતને કારણે સદા જાગ્રત રહેવાની શક્તિથી પરિપૂર્ણ એ સમાજમા અમારી એ પ્રાચીન સંસ્કૃતિ ફૂલીફાલી વિશાલ વૃક્ષની પેઠે પોતાનું શિર ઉંચુ રાખી વિરાજમાન થયલી હતી. એ પ્રબળ વેગવાળી સંસ્કૃતિને આજ અમે અમારી કલ્પનાથી નિશ્ચેષ્ટ, નિર્વિરોધ, નિર્વિકાર, નિરાપદ અને નિર્જીવ બનાવીને કહીએ છીએ કે–" અમે લોકો એજ સંસ્કૃત જાતિના છીએ, અમે લોકો એજ આધ્યાત્મિક આર્યવંશજ છીએ. અમે કેવળ જપતપ કરીશું; કેવળ ધર્મકર્મ કરીશું અને સમુદ્રયાત્રા બંધ કરીને, બીજી જાતિઓને અસ્પર્શ્ય બનાવીને, મહાન હિન્દુ નામને સાર્થક કરીશું. ",

પરન્તુ તેને બદલે જો અમે સત્યપાલન કરીએ; વિશ્વાસ રાખીને કાર્યો કરીએ; ઘરનાં બાળકોને અત્યંત જૂઠાપણામાં નાંખીને ગોળ ગોળ ગળાની ફાંસી ન બનાવીએ એટલુંજ નહીં પણ તેઓને સત્યના શિક્ષણથી સરળ, સબળ અને દૃઢ બનાવીને તેઓ પોતાનું શિર ઉંચું રાખી ઉભાં રહી શકે એવાં બનાવીએ, જો અમારા હૃદયની એની અભિમાન રહિત ઉદારતાથી ચર્ચા કરીએ કે જેથી ચારે પાસથી જ્ઞાન અને મહત્તાને આણીને નિયમપૂર્વક આનન્દી અને આદરયુક્ત સંભાષણથી એકત્ર કરી શકીએ; જો અમે સંગીત, શિલ્પ, સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન આદિ વિવિધ વિદ્યાઓની આલોચના અને ચર્ચા કરીને દેશ વિદેશમાં પર્યટણ કરીને, સમસ્ત પૃથ્વીમાંનું થોડું થોડું પણ સારું જ્ઞાન ગ્રહણ કરીને અને બારાબને દૂર કરીને એક ચિત્તે, નિષ્પક્ષપાતભાવે વિચારણા કરીને અમારી ચારે બાજુએથી ઉન્નતિ કરી–અમને પોતાને વિકસિત કરી ઉંચે લઇ જઇ શકીએ તો એ તો ન કહી શકાય કે જેને અમે 'હિન્દુપણું' કહીએ છીએ તે પૂરા તોરથી ટકી રહેશે કે નહીં, પરન્તુ એટલું અવશ્ય બનશે કે પૂર્વકાલમાં જે સજીવ, સચેષ્ટ તેજસ્વી હિન્દુ સંસ્કૃતિ હતી તેની સાથે અમારો ઘણે અંશે મેળ મળી જશે.

વર્તમાન સમયમા ભારતની પ્રાચીન સંસ્કૃતિ ખાણની અંદરના પત્થરને કોલસા સમાન બનાવે છે. કેટલાક વખત ઉપર જ્યારે તેમાં વધારા ઘટાડાનો અને લેવા દેવાનો નિયમ હતો ત્યારે તે મોટા જંગલના રૂપમાં જીવિત હતી. એ સમયે તેમાં વર્ષાનો સજીવ સમાગમ થયો હતો. એ સમયે ફળફૂલ અને નવપલ્લવોનો સ્વાભાવિક વિકાસ થતો હતો. [illegible] સમયે તેમાં વૃદ્ધિ [illegible] ગતિ ન રહ્યા છતાં પણ અમારે માટે તે સંસ્કૃતિ અન[illegible] બની ગઇ નથી તેની અંદર અનેક યુગોની ગરમી અને પ્રકાશ ગુપ્ત રહેલાં છે, [illegible] અમારી સન્નિધે તે ઠંડી અને અન્ધકારમય બની ગઇ છે. અમે તેને કેવળ ઘોર કાળા અહંકારનો સ્તંભ બનાવીને તેની સાથે રમત રમીએ છીએ; તેનું કારણ એ છે કે, અમારા હાથમાં જો રોશની ન હોય તો પછી કેવળ અનુસન્ધાનદ્વારા પ્રાચીન

કાળની ખાઇઓમાં ખાડા ખોદીને ગમે તેટલા ખનિજ પદાર્થોના ઢગ બહાર કાઢો તો તે બધા કાંઈ પણ કામના થઇ પડે નહીં.

મૃત મનુષ્ય જ્યાં ને ત્યા પડી રહે છે, પરંતુ જે જીવિત છે તે તો દશે દિશાઓમાં ફરતો ફરે છે. એ મનુષ્ય ભિન્નતામાં એકતા સ્થાપિત કરીને પરસ્પર વિપરીત ભાવોની વચમાં પુલ બાંધીને ખરેખરા સત્ય સુધી પણ પહોંચી વળે છે. તેના ઉપર પોતાના અધિકાર જમાવી દે છે. તે એક બાજુએ મુકી જવામાં નહી પરન્તુ ચારે પાસ ઘુમવામાંજ પોતાની યથાર્થ ઉન્નતિ સમજે છે.

આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે-જ્યારે આપણામાં એવું સજીવ મનુષ્યત્વ આવશે ત્યારે આપણે પ્રાચીન અને આધુનિક મનુષ્યત્વને પૂર્વ અને પશ્ચિમના મનુષ્યને આપણા વ્યવહારમાં-કામમા લઇ શકીશું.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

## મીરાંબાઇની મોહનમાળા.

( મીરાબાઇ પૂર્વ જન્મની પ્રીત—એ ભજનની ધૂન. )

મીરાબાઇ હરિનાં હૈયાંની મોહનમાળ રેઃ
પ્રભુને પ્રિય એ લ્હાણું !
મોહનમાળામાં નારાયણનું નામ રેઃ
સર્વ કોઇને વ્હાલું !
નારાયણને નામે જીવન કલ્યાણ રેઃ
હું તો જ્યા ત્યા ન્યાળું ! ૧

મીરાને ગમતે ફિરે બધું બ્રહ્માંડ રેઃ
ચાંદ જેવું ગાયું !
નયું બ્રહ્માંડ નારાયણનું ધામ રેઃ
સહુ કોઇને વ્હાલું !
નારાયણને ધામે જીવન કલ્યાણ રેઃ
હું તો જ્યા ત્યાં ન્યાળું ! ૨

મીરાને નયણે નાચે ચેતન દિવ્યાંશ રે.
સાધુ સંતે સ્હાયું !
ચેતન દિવ્યાંશ નારાયણનું કામ રેઃ
સહુ કોઇને વ્હાલું !
નારાયણને કામે જીવન કલ્યાણ રેઃ
હું તો જ્યાં ત્યાં ન્યાળું ! ૩

લલિત.

# स्वीकार अने अवलोकन.

૧. Vernaculars as Media of Instruction in Indian schools and Colleges એ નામનું અંગ્રેજી ચોપાનિયું અમને મળ્યું છે તે માટે મ. ગાંધીજીનો અમે ઉપકાર માનીએ છીએ. એના કર્તા રા. રા. પી. જે. મહેતા એમ. ડી. બેરિસ્ટર-એટ-લૉ છે. આપણી શાળાઓ તથા મહાશાળાઓમાં માતૃભાષા દ્વારા શિક્ષણ અપાવા માટે શારદાપીઠના નેતાઓને અરજ કરવામાં આવે છે. એ સમયમાં સંપૂર્ણ દલીલુવાળું ઉપરોક્ત ચોપાનીયુ એક અનુભવીના તથા વિદ્વાનનાં હાથે લખાયેલું ઘણું આવકારદાયક છે. લેખકે એમા જે વિચારો દર્શાવ્યા છે તે તેમના સ્વતંત્ર છે, પરંતુ જે દલીલ કરી છે તથા તેના સમર્થનમા જે દૃષ્ટાન્તો આપ્યાં છે તે પર લક્ષ આપાવવું જોઇએ. એ તો ખરૂં છે કે અન્ય ભાષામાં જ શિક્ષણ અપાવાથી માતૃભાષા ઉપરનો કાબુ દિવસે દિવસે ઓછો થતો જાય છે તે એટલે સુધી કે શારદાપીઠના પદ્વીધારીઓ પણ સાધારણ વાતચીતમાં અર્ધું અંગ્રેજી અને અર્ધું ગુજરાતી બોલે છે. કેટલાક તો એટલે સુધી કહે છે કે, અમે અમારી ભાષા જ ભૂલી ગયા છીયે. એ પણ ખરૂં છે કે માત્ર અંગ્રેજી દ્વારા શિક્ષણથી માતૃભાષામાં સાહિત્યની વૃદ્ધિ થતી નથી, તે વિકાસ પામતી નથી, પરંતુ તેની અધોગતિ થાય છે, તે સર્વ સ્થિતિ સુધારવાને બેશક માતૃભાષાદ્વારા શિક્ષણ અપાવું શરૂ થવું જોઇએ.

૨ કુલ ભૂષણ મહિલા—પ્રયોજક વ્રજલાલ જાદવજી ઠક્કુર, પ્રકાશક રા. મોહનલાલ મનસુખરામ શાહ. ગુજરાતીમા સ્ત્રી વાચનના તથા ઉપયોગનાં પુસ્તકો હમણાં હમણાં પ્રસિદ્ધ થાય છે એ આનંદની વાત છે. આ પુસ્તકમાં સ્ત્રી ઉપયોગી નિબંધો આપ્યા છે સેથી તે દરેકને વાંચવા અમે ભલામણ કરીયે છીએ, ને તેટલા માટે એ પુસ્તક દરેક પુસ્તકાલયમાં જોવા ઇચ્છીએ છીએ હાલમા પ્રસિદ્ધ થતી નવલકથાઓ કરતાં આ પુસ્તક વાંચ્યાથી અલબત્ત સ્ત્રીઓને ફાયદો થશે એવો અમારો અભિપ્રાય છે.

૩ શ્રી સર્વજ્ઞ મહાવીર જૈન પુસ્તક ભંડારનો સં. ૧૯૬૮ થી સં. ૧૯૭૨ સુધી વર્ષ ૫ નો હેવાલ. આ દલદાર હેવાલ અમને તેના વ્યવસ્થાપક તરફથી મળ્યો છે તે માટે એ સંસ્થાનો અમે ઉપકાર માનીએ છીએ. સદરહુ સંસ્થા સંબંધી અમે અમારા આગલા એક અંકમા અભિપ્રાય આપ્યો હતો, તે પછી આ હેવાલ વાંચ્યા પછી અમને તે અમારો અભિપ્રાય વિશેષ દૃઢ થાય છે. કારણ હેવાલમાં દાનવીરોનાં નામ જોતાં, તથા ભંડાર સંબંધી ધારા ધોરણ વાચતાં અમને ખાત્રી થઇ છે કે એના કાર્યવાહકો ઘણા ઉત્સાહી છે તથા સંગીન કાર્ય કરી બતાવવા ઉત્સુક છે જૈન સંપ્રદાયમાં પણ જુદા જુદા સંઘાડા છે, પણ સંસ્થાને ધન્યવાદ ઘટે છે કે તે સંઘાડાનો ભેદ રાખ્યા સિવાય બધાને દાખલ કરવામા આવે છે. આટલી સગવડ કાર્યવાહકો તરફથી કરી આપ્યા છતાં પણ સાધુ સાધ્વીઓ જોઇએ તેટલા પ્રમાણમાં લાભ લેતાં નથી એ દિલગીરીની વાત છે. અમે દરેક શ્રાવક ભાઇઓને એ સંસ્થાને મદદ કરવા વિનતિ કરીએ છીએ.

દરબાર સાહેબ લક્ષ્મણવાળાએ મોટી ગંજાવર રકમ એ સંસ્થાને ભેટ આપ્યાં પછી એ દાનવીર નરનો દાખલો લેઇ, જેતપુરના બીજા દરબાર સાહેબ મૂળુવાળાએ પણ એ ઉપયોગી સંસ્થા પ્રત્યે સારી લાગણી જણાવી છે તે વાંચી અમને આનંદ થયો છે. બેશક આ પ્રમાણે જૈનધર્મ સિવાયના બીજા ધર્મના લોકો છૂટે હાથે સહાય કરે નહિ, ત્યાં સુધી એણે અત્યાર સુધીમા જે કાર્ય કરી બતાવ્યું છે તેમાં વૃદ્ધિ કરી શકે નહિ એ નિર્વિવાદ છે. તેટલા માટે અમે દરેકને ' ફુલ નહિ તો ફુલની પાંખડી ' આપી મદદ કરવા ભલામણ કરીએ છીએ. કાર્યવાહકો જે ઉત્સાહભેર કામ કરે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ધન્વન્તરિ માસિક. પુ. ૧૦, અંક ૬ ઠ્ઠો, જુન ૧૯૧૭, આ માસિક અમને આજ વખતે મળ્યું છે જે ઉપકાર સહિત સ્વીકારીએ છીએ.

---

# मासिक मकरंद.

The Mysore Economic Journal ના જુન ૧૯૧૭ ના અંકમાં Government and Industries in India એ વિષે મિ. એસ. એચ્. દુબે. બી. એ. નો લેખ મનનીય છે, જે હાલની પ્રવૃત્તિને ઉપયોગી હોવાથી તેનો સાર અત્ર લીધો છે. હિંદુસ્તાનના ઉદ્યોગ માટે સરકાર તરફથી મદદ મળે એવી બૂમ જ્યાં ત્યાં સંભળાય છે, અને ઉદ્યોગોના વિકાસ માટે રાજ્ય તરફથી મદદ મેળવવા બાબત ઔદ્યોગિક કમિશન સમક્ષ જુબાનીમા માગણી થતી જણાય છે. એવે સમયે હિંદુસ્તાનના ઉદ્યોગોને કયી કયી અડચણો નડે છે તે જોવું જોઇએ. સરકાર તરફથી સાહાય્યને માટે લેખક બે મુદ્દાઓ રજુ કરે છે.

૧ કારણ કે ઘણાખરા અહીંના ઉદ્યોગો ઢચુપચુ સ્થિતિમાં છે. એમાંના મુખ્ય રૂનું વણાટ, શાલ અને શેતરંજીની બનાવટ, રેશમની ઉછેર અને રેશમનું વણાટ એ પૈકી પહેલા બે ઉદ્યોગો ધીમે ધીમે નષ્ટ થતા જાય છે, અને તેની ઉપયોગીતા જણાતી બંધ થવા લાગી છે, અને જો સરકાર તરફથી મદદ મળી ન હોત તો છેલ્લો ઉદ્યોગ પણ એ સ્થિતિએ પહોંચત. તે પછી ખેતી સાથે સંબંધ ધરાવતા વ્યવસ્થિત ઉદ્યોગો છે જેવા કે ૧ ચાહ, ૨ કોફી, અને ૩ ગળી એ પૈકી માત્ર પહેલો ઉદ્યોગ બહુ સારી સ્થિતિમાં છે. કોફીની પડતી થાય છે, અને ત્રીજા ઉદ્યોગને રસાયનિક રંગથી ધોકો પહોંચ્યો છે. ચાલુ વિગ્રહને લીધે, અને રંગની આયાતની અછતને લીધે ગળીનો ઉદ્યોગ પાછો જાગૃત થયો છે. પરંતુ લડાઇ બંધ થયા પછી રસાયણિક રંગો વધારે પ્રમાણમાં આવશે, એટલે આ ઉદ્યોગ હમેશને માટે નષ્ટ થશે એવી બીક રહે છે.

૨. કારણ કે જે પરદેશી ઉદ્યોગો મોટા પ્રમાણમાં થતી પેદાશને લીધે તેમાં સર્વ પ્રકારની કરકસરનો સમાવેશ થાય છે, અને જે બુદ્ધિશાળી કારીગરોને લીધે, અથાગ

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक ११. सप्टेम्बर १९१७. भाद्रपद १९७३.


## आत्मचरित्र.

( અનુસંધાન અંક ૯ પૃષ્ઠ ૩૧૧ થી )

તેને પુષ્કળ આર્જવ કર્યાં ત્યારે પોતાની તે પુંજી એણે મને બતાવી. તે પુંજી તો તેને રસ્તામાં જડેલું એક નકામું ચિત્ર હતું; પણ હું તો તે ચિત્રપર વારી ગયો અને મારો ચાકુ લઈ મને તે આપવા આગ્રહ કરવા લાગ્યો. છેવટે મારા કાલાવાલાને લીધે તદ્દન નાખુશીથી તે મને આપવા તયાર થયો !

સાયંકાળે બાપાએ ઓફીસમાંથી આવી મને ચપ્પુ માટે પૂછ્યું, પણ બંદા દા કે એવા કાચા ક્યાં હતા ! બાપાએ તે સર્વ સ્થળે શોધ્યો પણ હોય તો જડે ને ! તેણે મને સમજાવીને, બાઈ બાપુ કરીને, અને ધમકી આપીને પૂછ્યું પણ. મેં તો જે નન્નો ઝાલ્યો તે તેનો તે જ !

એ પછી બાપા પાસે બેસી, ત્રણેક દિવસે, અભ્યાસ કરતો હતો એવામાં બાપાની ઓફીસના વનમાળી બાબુ ત્યાં આવી કહેવા લાગ્યા " જયગોપાળ, દાદા* ! લ્યો આ તમારો ચાકુ ! "

" અરે ! ક્યાં સાંપડ્યો તમને એ ? "

" મારા પુત્રના હાથમાં કાલે મેં એ જોયો. ' મારો ચપ્પુ ખોવાયો છે ' એમ તમે કહેતા હતા. તમારો ચાકુ વારંવાર હું લેતો હોવાથી તે મેં તરત ઓળખ્યો. મેં તેને પૂછ્યું કે, " આ ચાકુ તને ક્યાંથી મળ્યો ? " ત્યારે તેણે કહ્યું, " પ્રભાતે મને એ સ્કુલમાં આપ્યો. "

" કેમ રે અલ્યા ? આ ખરું છે કે ? "

હું શું બોલું ? લજ્જાથી નીચું ડાકું ઘાલી બેસી રહ્યો.

આખરે ચપ્પુની મારી હોંસ પૂરી પડી. મારા મામા બાંકીપુરમાં જેલર હતા; તેની પાસે ત્રણચાર ચાકુ હતા. તેમાંથી એક મને મોકલી આપવાનું મેં તેને લખ્યું.

---

* બંગાળામાં મોટા ભાઈને દાદા કહે છે.

રવિવારે બાંકીપુરથી આવતાં મામાએ ચપ્પુ આણ્યો. મને અત્યાનંદ થયો. પણ બાપાએ મને ચપ્પુ આપ્યો નહિ ! " મોટો થશે ત્યારે આપીશ, હમણાં તો હાથબાથ કાપશે. " એવું તે સમયે મને ખોટું જ ભાસતું કારણ મને કહ્યું. હું ક્યારે મોટો થાઉં અને પોતાનો ચપ્પુ વાપરૂં એવી ઘણી ઉત્કટ ઇચ્છા મને લાગી રહી હતી !

૧૮૮૧ ની સાલમાં અમારી ખગોલમાંની ( છત્રપુર ) શાળા બંધ થવાથી હું ઘેર જ અભ્યાસ કરવા લાગ્યો. પછી હું બરહામપુર મામા પાસે ગયો. પણ ત્યાં વધારે દિવસ સ્કુલમાં ગયો નહિ. મામાની બાંકીપુર બદલી થવાથી હું ધાત્રીગ્રામ ગયો. મારે કેલનાની નિશાળમાં જવું એમ ઠર્યું, પરંતુ ત્યાં મને તાવ આવવા માંડ્યાથી બાપા આવી મને પુન ખગોલ ( દિનાપુર ) લઈ ગયા. અહિં રમવું અને ભટકવું એ જ મારો વ્યવસાય હતો, અને તે એક વર્ષ ચાલ્યો. બાપાને ઘણું ખોટું લાગવાથી તે કહેતા: " મને સારૂં શિક્ષણ ન મળ્યાથી હું ૩૦ ના પગારે હમાલગીરી કરૂં છું. તું સારૂં ભણ કે રખડવું ન પડે."

એ પછી ૫ માઈલ દૂર દિનાપુરની ઈંગ્રેજી હાઈસ્કૂલમાં હું જવા લાગ્યો. ગગા નરે એક ઘર ૩ા રૂપીએ ભાડે લઈ મને તથા માને ત્યાં રાખ્યા અને એક ઘાટણ રાખીને બાપા પાછા ખગોલ ગયા.

બાપાની નોકરી બારે મેન્ગોની તથા રાતની રહેતા છતાંયે તે અમારી ખબર લેવા દર ક ચાલતા, તો કદીક ગાડીમાં આવતા. મારા પિતાએ મારા શિક્ષણ માટે જે કષ્ટ તે અવર્ણનીય જ છે !

ત્રીસ રૂપીઆ પગારમાંથી ૨૭ તેના હાથમાં આવતાં. એટલા પૈસામાં એ સંસાર અને મારો શિક્ષણખર્ચ નિભાવતા પડતી મુસ્કેલીઓનો પાર જ ન હતો !

એ સંબંધનો એક પ્રસંગ મને સાંભરે છે. શીઆળામાં એક દિન બહુ જ ઠંડી હતી. નિયમ પ્રમાણે રાત્રીએ બે વાગે નોકરી પર જવા માટે બાપાને ઉઠાડવા ચપરાશી આવ્યો, ત્યારે બાપા ખેદથી બોલ્યા " કેવી ત્રાસદાયક નોકરી છે મારી ! મારા પુત્રને હું એવું શિક્ષણ આપીશ કે, તેને કાંઇ સ્વતંત્ર ધંધો કરતા અડચણ ન પડે–તેને કોઈ " ઇધર આવ " એમ આજ્ઞા ન કરી શકે ! "

મારા પરમપૂજ્ય પિતાશ્રીની ઇચ્છા આજે પરિપૂર્ણ થઇ છે. મને હવે " ઇધર આવ " એમ કોઇ પણ કહી શકતું નથી.

દિનાપુરની શાળાનો પ્રથમ દિવસ મને સાંભરે છે. મને દાખલ કરવામાં આવેલા ૫ મા વર્ગમાંના સર્વ વિદ્યાર્થીઓમાં હું નાનો હતો. બંગાલી પણ હું એકલો જ હતો. બાકીના સર્વ બહારના હતા, અને મારા કરતા ૫–૬ વર્ષે મોટા હતા. ઇંગ્લિશનો વર્ગ હતો. મૉરલ ક્લાસ બુક અમારી ટેક્સ્ટ હતી. વર્ગમાં ૧૫ છોકરા હતા, અને હું છેલ્લો હતો. સર્વ વિદ્યાર્થીએ વાચ્યા પછી હું વાચવા લાગ્યો.

મારૂં વાંચન પૂરૂ થતાં જ શિક્ષકે મને એકદમ પહેલો નંબર આપ્યો. મારા ઉચ્ચાર અને મારી વાચનપદ્ધતિ પર તે બહુ જ ખુશ થયા. થોડા દિવસમાં પરીક્ષા થઇ. હું ચોથા વર્ગમાં ચડ્યો.

બે ત્રણ માસે બાપાની જનમુઆમાં ૩૫ રૂપીએ બદલી થવાથી અમારે ત્યાં જવું પડયું, અને ત્યાં શાળા ન હોવાથી મારાં શિક્ષણમાં પુન. વ્યત્યય આવ્યો. કેટલાક માસ ત્યાં વ્યર્થ ગાળી જમાલપુર એક સગાને ત્યાં અમને રાખ્યાં. એક બે મહિને બાપા ત્યાં એકાદ દિવસ રહી જતા.

અહિં ચોથા વર્ગમાં " શાળાને હાથતાળી આપવાની લલિતકળા " હું શિખ્યો. શાળાને વખતે ચોપડી લઇ ઘર બહાર નીકળવું, પણ શાળામાં ન જતાં ખેતરોમાં અને ટેકરીઓ પર ભમવું, ખાટી આમલી ખાવી, અને તળાવમાં તરવું એ જ અમારો ઉદ્યોગ હતો ! પણ થોડા દિવસમાં તે સગો મરણ પામવાથી અમારે પાછા જામુઆ જવું પડયું.

બે ત્રણ મહિને મારા પિતાએ ફરીથી બીજા સગાને ત્યાં જમાલપુરમાં જ મને ભણવાને રાખ્યો.

અહિં ગોરાગ નામના એક વર્ગબંધુ સાથે મારી ગાઢી મૈત્રી બંધાઇ. ગોરાગના પિતા લોકોમોટિવ ઑફીસમા મોટા અધિકાર પર હતા, અને સ્કુલ કમિટીના સેક્રેટરી હતા. તેના ઘરમા મારી ભાવિ અર્ધાંગનાનું મને પ્રથમ દર્શન થયું. તે વેળા તે આઠ વર્ષની હતી અને તેના પિતા " આ બેનું જોડું રૂડું શોભે છે " એમ વારંવાર બોલતા.

૧૮૮૮ ની સાલમા ભાગલપુરમા મેં મેટ્રીકની પરીક્ષા આપી, અને પછી દિનાપુર ગયો; કારણ બે વર્ષ પૂરૂં ફરી બાપાની બદલી અહિં થઇ હતી. ત્રણ માસે પરીક્ષાનું પરિણામ બહાર પડયું. તે નીકળતા જ મારી પ્રેમાળ માતાના નેત્રમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યા.

મને ચાર બક્ષીસ આપનાર મારા મામાની મદદથી મેં બાંકીપુરમાં પાટણ કૉલેજમા આગળ અભ્યાસ શરૂ કર્યો. પ્રથમ વર્ષની આખરે અમારી પરીક્ષા ચાલતી હતી. ગણિતનો પ્રશ્નપત્ર હતો. અમે એક મોટા હૉલમા બેઠા હતા અને તેને એક છેડે એક મોટું ટેબલ હતું. ત્યા વિદ્યાર્થીઓએ પોતાના પુસ્તકો મુક્યા હતા. અમારા પર એક ગાર્ડ હતો તે અહિંતહિં ફરતો કોઇ કોઇ વાર તે બહાર પણ જતો. એવી સંધિનો લાભ લઇ અમે બે ત્રણ વિદ્યાર્થીઓ પુસ્તક જોવા લાગ્યા. એવામા ગાર્ડ પાછો આવતો હતો. મારા સોબતી તેને આવતો જોતાં મને ન સુચવતાં ધીમેથી પોતાની જગા પર બેસી ગયા. હું પકડાયો !

આ વર્ષના ઉનાળાની છુટીમાં મેં પ્રથમજ એક કવિતા બનાવી અને આનંદ નામના—જો પછી તરતજ યમ શરણ થયેલ—એક થર્ડ રેઇટ ( Third rate: કનિષ્ઠ પ્રકારના ) માસિક તરફ મોકલી પણ તે પાછી આવી ! એજ છુટીમાં મેં બીજી કેટલીક કવિતાઓ લખી ૧૮૮૯ ની સાલમાં બંગાલીમાં, તે વેળા અને હાલ પણ પ્રમુખ ગણાતા ભારતી નામના માસિકમાં મારી પહેલી કવિતા પ્રસિદ્ધ થઇ. એજ વર્ષે એટલે તા. ૭ મી ડીસેંબર ૧૮૮૯ ને રોજ ગોરાંગની પુત્રી સાથે મારો વિવાહ થયો.

બાંકીપુરમાં અનુકુલચંદ્ર ઘોસ નામક લેખક સાથે મારો પરિચય થઇ અમારી વચ્ચે ગાઢ મૈત્રી જામી. ૧૮૯૧ માં હું એફ. એ. થયો. આ સમય સુધીમા મેં કેટલીક બીજી

# ન્હાનાલાલ અને ટેનીસન.

( અનુસંધાન પૃષ્ઠ ૩૦૩ થી ચાલુ. )

આ પ્રશ્નસમયનું ચિત્ર એટલું તો મનોગમ અને વિશાળ છે કે તેમાં કવિની ઉંડી પ્રતિભાશક્તિનું દર્શન થયા વિના રહેતું નથી.

ઉષાનો પાલવ એક કરમાં લઇ
ત્હેનું કેસરવરણું સૂર્યમુખ
દિનગજ બીજે કરે ઉપાડે,
દેહલતા એક કરકિરણે તેમ સંકેલી
પ્રેમપાંદડી શા કપોલે
બીજો કર ચાંપી
સોભાગ્યચંન્દ્રે વિલસુનું
મુખારવિન્દ ઉપાડ્યું.
અશ્રુના [illegible] સ્હોયા
ને દ્રષ્ટિ. ઉન્નઃ પ્રકાશથી આછી.

અને આ થતાની સાથે જ વિલસુ પુકારે છે કે—

અલબેલા મ્હારા રાજવી !
કુમારી તો અમાંસની રજની.
એકલી ને અન્ધકારને વગડેઃ
મ્હારા દિનનો તો દિનમણી ઉગ્યોઃ
સુન્દર, શાશ્વત ને સ્નેહસલુણો.
કુમારોના જીવનખેલન, નાથ !
મ્હને નથી રૂચતા હમણાં હમણાં.

અને વિલસુને સોભાગ્યનાથ કહે છે કે—

બ્રહ્માંડમેખળા શી રસમાલા,
આત્મકિરણો ગુંથે છે, વિલસુ !
તે રસમાલા આપણી વરમાલા.
વિધિઆચાર તો, રસિકે !
સંસારસ્થાનની સંજ્ઞાઓ છે.
પ્રભાતના મહાઘોષ સમાં,
વિલસુસૌભાગ્યચન્દ્રનાં જીવન
હવે ભવ્ય ગીત ગજવશે.
શિખરથી આકાશનાં અમ્બર
ત્હેના પ્રતિઘોષ આપશે,
અને દેવલોકમાં જાગ્રત થશે.

# સુરેશના પત્રો.

૧.

ગૂર્જરભક્ત કુટિરઃ
વ્હાલા ભાઇ, ૨૬ આષાઢ, ૧૯–

ત્હમારા પર કદી અપ્રસન્ન હોઉં કે? ભારતવર્ષના ઉદ્ધાર અર્થે કટિબદ્ધ થયેલા થોડા શિક્ષિત યુવકોમાના એક ત્હમે છો એમ મ્હેં ત્હમને પચીશેક વખત કહ્યું હશે. ત્હમારી સાત્વિકવૃત્તિથી અને દેશપ્રીતિથી હું મુગ્ધ થયો છુ.

ગૂજરાતી યુવકો અજ્ઞાન અને અધમ મસ્તીમાથી, હલકટ મશ્કરીમાથી, મનુષ્યત્વને–પવિત્ર ઋષિપુત્રોના નામને–એબ લગાડે એવા ઉચ્ચારોમાંથી અને આચારોમાંથી નવરા થાય ત્હારે ગૂર્જરગત તરફ દ્રષ્ટિ કરે ને? ત્હમે જાણો છો કે યુવકોનું નિરીક્ષણ કરવાની મ્હને ખડ્ડ ટેવ છે. એકેક હજાર વિદ્યાર્થીઓને મ્હેં જોયા છે અને હું નિરાશ થયો. સંસ્કારી ઘણા છે, શિક્ષિત ઘણા થોડા છે. સાધુચરિત હોય તો દેશપ્રેમ એટલે શુ ત્હેનું ભાન ન હોય; દેશભક્ત હોય તો નિષ્કલંક ચારિત્ર્યના અને પવિત્ર જીવનના વાંધા હોય. પાઠ્ય પુસ્તકો ગોખીપાસ થવું, સામયિક પત્રો–માસિકો વાચવામા માથાકૂટ માનવી, 'પેલી કોણ? અને પેલો એને શુ થાય?' એ જાણવા હદ ઉપરાત આતુર, પણ ગોખલે મહારાજ કોણ? મહાત્મા ગાધી ક્યા છે? શું કરે છે? એ જાણવાની દરકાર બીલકુલ નહિ.

આવી સ્થિતિમા લોકસેવાના ઉચ્ચ આદર્શ માટે જીવનાર, 'જગતમાં હિન્દનું સ્થાન ક્યહા છે?' અને દીન હિન્દને પવિત્ર ભારતવર્ષ બનાવવા અર્થે ગૂજરાત શું કરી શકે? એવા વિચારો કરનાર ત્હમે વંદ્ય હો જ અને આપણો સ્નેહી સમાજ મ્હને વંદ્ય હોય જ.

'આત્મવિકાસ અને લોકસેવા' એ આપણા સમાજના સંકલ્પ છે. 'સેવા અને અભ્યાસ' એ ગયે વર્ષે મ્હારો મુદ્રાલેખ હતો. આ વર્ષનો મુદ્રાલેખ 'અધ્યાત્મવિદ્યા અને આત્મત્યાગ' છે. ત્હમારા 'વિચાર, વાણી, અને વર્તનમાં પવિત્રતા' એ મુદ્રાલેખથી મ્હને અત્યંત આનંદ થયો છે.

ઉન્હાળાના અણુજામાં જ્યોતિ, ધનંજય, અનૂપ વગેરેની નોધપોથી વાચવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. તે મ્હને તો પવિત્ર, પ્રબુદ્ધ, અને આત્મસત્તાનિષ્ઠ મહાત્માઓ જ જણાય છે. તેઓના પત્રો અને તેઓનું માત્ર સ્મરણ પણ મ્હારામાં અદ્દભૂત ઉત્સાહ પ્રકટાવે છે.

મ્હને શ્રદ્ધા છે કે આપણા પુણ્ય અભિલાષો સિદ્ધ થશે જ.

કાલે મ્હારે અનિરૂદ્ધ સાથે વાતચીતનો પ્રસંગ પડયો હતો. તે સાધારણ સ્થિતિનો–ખરૂં કહું તો તદ્દન ગરીબ સ્થિતિનો–સંસ્કારી, વિદ્વાન બ્રાહ્મણ યુવક છે. ત્હેનાં સ્વપ્ન અજબ છે આટલો બધો શાન્ત યુવક મ્હારી સાથે ત્રણ કલાક નિખાલસ ઉદ્દગારો

ઉચ્ચ વિચારોથી પ્રેરાયલાઓને આ અભ્યાસગૃહમાં પ્રવેશવાનો હક છે.-હિન્દમાં ભાવનાઓ સમજવાને અમ્હે એકત્ર થયા છીએ, અને અમ્હારાં સાધનો અને શક્તિ અનુસાર અમ્હે અભ્યાસ કરશું. યોગ્ય શિક્ષણ લીધા પછી અમ્હારાં બાંધુઓને શિક્ષણ આપવાનો અમ્હારો ઇરાદો છે.

નિખાલસ હૃદયથી અમ્હે વિશ્રમ્ભવાર્તા કરશું. સ્નેહભરી સૂચનાથી એક બીજાને ઉચ્ચ માર્ગે દોરશું. હિન્દની ભાવનાઓ ભણશું, આચરશું અને ઉપદેશશું.

અભ્યાસ અને સેવાઃ અમ્હારો પ્રથમ વર્ષનો મુદ્રાલેખ છે. અમ્હે સંસ્કારી જનોને સત્કારશું અને પ્રબુદ્ધ આત્માઓને પૂજશું. વિજય હો સર્વ પુણ્યાત્માઓનો!

આરોગ્ય, આનન્દ અને પ્રેમમંદ.
સે. ત્હમારો—સુરેશ.

૨

પ્રિય સુધારસ,

ગૂર્જરભક્ત કુટિર;
૧, શ્રાવણ.

પ્રસન્ન હો. ચંડીભાઇનો પત્ર આજે મળ્યો. પરિવર્તન સપાટાબંધ થાય છે. હિન્દભૂમિ પર પ્રભુની કૃપા જ છે આપણા જેવા ગૂજરાતમાં—હિન્દમાં કેટલાયે હશે, અને એવા 'કેટલાયે' ઘણા હોય એ ઉદ્ધાર નથી? આપણે તો ભગવાન્ રામસ્વામીનો આદર્શ આચારમાં ઉતારવો એટલે મુક્તિ અને ઉદ્ધાર.

એ આદર્શ આ છે:—

"અહંકારનો ત્યાગ કરીને, સ્વાર્થને દૂર ફેંકીને, દૈવી પ્રકાશમાં પરમાત્માના ચિન્તનથી રૂપે વિરાજતાં, મુક્ત પ્રેમનો પ્રકાશ અને પ્રાણ પાથરતા, અને પારિતોષિકની ઇચ્છા વિનાં સેવા અર્પતાં, નિરંતરના નિર્મમ સંન્યાસીનું સૂર્યના જેવું જીવન એ જ મુક્તિ અને ઉદ્ધાર છે."

અમ્હે શું કરવા ઇચ્છીએ છીએ તે પૂછો છો? હું ગૂર્જરભક્તિકરવું જોઇએ તે કરવા ઇચ્છું છું. અજ્ઞાનમાં સબડતા, પીલાતા, કચડાતા બાંધુઓને પ્રકાશમાં લઇ જવા ઇચ્છું છું. અપ્રકાશમાં મુઝાતા મનુષ્યોને નિરંતર સુખ, નિત્યશાન્તિ અને અખંડ આરોગ્ય મેળવવા માટે તૈયાર બનાવવા હું જીવું છું, અને તેજ હેતુ સફળ થાય એટલા માટે સર્વ ક્રિયા કરૂં છું. ત્હમે સહચારી નહિ થાઓ?

વિધિની ઇચ્છાથી આપણે મિત્રો બન્યા અને પરમાત્માની કૃપાથી ત્હમે મ્હારા સહચર બનશોજ. ત્હમારે કરવાના કાર્યની ટૂંક નોંધ અહિં લખું છું:—

ધર્મકાર્ય માટે શરીર પ્રથમ સાધન છે. સવારસાંજ વ્યાયામ, ખુલ્લી હવામાં પર્યટન, મિતાહાર અને પ્રસન્નતાઃ શરીરને નિરોગી રાખવા માટે એટલું કરવું.

ઉત્તમ ગ્રન્થોનો અભ્યાસ અને સજ્જનનો સહવાસ એ મન અને બુદ્ધિને કેળવવામાં ઘણી જ મદદ કરે છે. માત્ર નિશાળમાં ગવાતી ચોપડીઓ વાંચી એટલે કેળવાયા એમ નથી. અત્યારની કેળવણી ધાર્યાં ફળ નથી ઉપજાવી શકતી એવું એ

દાખલું એકે વિદ્યાર્થીઓને વાંચનપર અભિરૂચી જ નથી થતી. કૉલેજના વધુમાં ગ્રેજ્યુ-માંથી શુદ્ધ અને સ્પષ્ટ ગુજરાતી ભાગ્યે જ પંદરેક લખી શકે. સરસ્વતીચન્દ્રનો ચોથો ભાગ સમજી શકે એવા તો ઘણાજ થોડા હશે. આ માટે એવી કેળવણીમાં દ્રવ્ય અને શક્તિનો વૃથા વ્યય કરવો?

માતૃભાષામા પોતાના વિચાર સરળતાથી લખી શકે એવું શિક્ષણ દરેક ગ્રેજ્યુ-એટને આપવા માટે આપણે એક કૉલેજ સ્થાપશું.

આત્મસ્વરૂપ પ્રિયભાઈ, પવિત્ર હેતુ માટે જીવવું અને પ્રવૃત્તિ કરવી એજ પવિત્ર થવાનો સરળ માર્ગ છે.

સાધન સમારંભમાં જવાની અને આધ્યાત્મિક વિકાસ પદ્ધતિપૂર્વક કરવાની ઈચ્છા ઘણુ વર્ષ થયા થઇ છે. આવતે વર્ષે હરિઈચ્છાથી તે સફળ થાય એમ લાગે છે.

નિર્દોષ હૃદયવાળા અને નિષ્કલંક જીવનવાળા મનુષ્યોજ પૂર્ણશાન્તિનો લાભ લે છે. તેઓ આનંદી અને શાન્તિપૂર્ણ હોય છે.

લ. નિર્દોષ અને મધુર સુધારસનો
પ્રસન્ન સુરેશ.

૬.

પ્રિય ચંડીભાઈ,

ગુર્જર ભક્ત કુટિર,
૨, શ્રાવણ.

પત્ર મળ્યો. સ્નેહીનો પત્ર એટલે શું તે તમે જાણો છોજ. નિયમસર લખતા રહેશો એમ પ્રાર્થના છે.

સદ્ગ્રન્થો વાંચવાની મ્હેં સૂચના માત્ર કરી અને આપે સ્વીકારી એ માટે અત્યંત આભારી થયો છું. 'એમ. એ. બનાકે ક્યું મેરી મિટ્ટી ખરાબ કી,' ગુલાબસિંહ, સરસ્વતીચન્દ્ર, ચક્રવર્તી અશોક, વેરની વસુલાત, અલક્ષ્યજ્યોતિ, ઉપાદાન્ત વગેરે નવલ-કથાઓ વાંચવામા ખોટું નથી. સાહિત્ય અને ઇતિહાસના ગ્રન્થો પણ વાંચતા રહેશો. 'સસ્તુ સાહિત્ય વર્ધક' નાં પુસ્તકો, 'જ્ઞાનવર્દ્ધક ગ્રન્થમાળા' ના ગ્રન્થો તમને આનન્દ અને જ્ઞાન આપશે.

જગતની વર્તમાન સ્થિતિ જાણવા માટે સારાં સાપ્તાહિક, માસિકો પણ વાંચતા રહેશો તો ઉત્તમ થશે.

સાદું જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી તેથી હું ઘણોજ પ્રસન્ન થયા છું. આપે સ્વદેશીની પ્રતિજ્ઞા લીધી છે. તમે પણ યોગ્ય સમયમાં એ સ્થિતિ પ્રાપ્ત કરશો.

"મન સંતોષ કરવા સારી વસ્તુઓ રાખવી, તેના કરતા તે વસ્તુ વિના મન મારવું તેમા મ્હોટાઇ છે."

અરણ્યમા ઘટાદાર વૃક્ષો નીચે એક પત્ની ભેર બેસી જ્ઞાનચર્ચા કરતા, આપણા પૂર્વજો કેવું ઉમદા જીવન ગાળતાં?

પ્રયત્નથી આપણે પણ એવું જીવન જીવવા સમર્થ થઇએ. પ્રભુના સેવક બની કામ કરીએ તો કદી અશાન્તિ ઉદ્ભવે જ નહિ.

'અંતરના પ્રેમથી કામ કરો અને પ્રસન્નતા અને આનંદ તમારાં જ છે.'

તમે ગૂજરાતના સુપુત્ર છો એ ભૂલશો નહિ. ગૂજરાતને ચેતનવંતી બનાવવાનું ધર્મકાર્ય કેળવાયેલાં ગૂજરાતીઓને માથે મૂકાયું છે. સાચા ભાવથી અને અવિરત ઉદ્યોગથી એ કર્યા કરવું એ આપણા જીવનનો એક ઉદ્દેશ હોવો જોઇએ.

સ્ફુરણ, પ્રવૃત્તિ અને અનુભવ લણતા રહેશો.

પવિત્રતા, આરોગ્ય અને આનન્દ ને વરો એ ભાવના.

સહુ—

તમારો સુરેશ.

'શ્રેયસ્સાધક અધિકારી વર્ગ' દ્વારા પ્રસિદ્ધ થયેલા ગ્રન્થો અને માસિકો વાચવાથી ઉચ્ચ જીવનની અભિલાષાને પ્રોત્સાહન મળશે. હું જે કાંઇ છું તે 'મહાકાળ' વાચીનેજ થયો છુ. તેણેજ મ્હારી મહત્વાકાંક્ષાને ઉત્તેજી અને પોષી.

લે. સુરેશ

"રાજહંસ"

---

## ગુજરાતને.

ત્રોટક.

( ૧ )

અમરલોક સમો ગુજરાત જ આ<br>
અતિ પ્રાચીન રાષ્ટ્ર ગણાય જ આ,<br>
રસપૂર્ણ ભર્યું શુભ ક્ષેત્ર જ આ<br>
દૈ ઇન્દ્રનો નન્દન બાગ જ આ

( ૨ )

શુભ સ્થાન સુરમ્ય જલાશયનું<br>
પ્રિય પાવન ક્ષેત્ર જ આર્ય તણું,<br>
ગિરી શૃંગ તરૂવર શોભી રહ્યા<br>
અહા ? આબુ અને ગિરનાર સમાં.

( ૩ )

સરિતા અને સાગર હેમ તણા<br>
મુજ માતૃભૂમિ ગુજરાત જ આ,<br>
નમું પ્રેમ થકી પ્રિય માતૃભૂમિ !<br>
કરૂં ષોડશ પૂજન માતૃભૂમિ !

( ૪ )

સિદ્ધરાજ અને મૂલરાજ થયા<br>
નિજ કીર્તિ અખંડિત રાખી ગયા,

સરોવર લિંગ, સહસ્ત્ર તણું
યશસ્મારક છે રૂદ્રમાળ સમું.

( ૫ )

વીર મંધંવ કર્ણ, સમા નૃપતિ
પ્રિય ધન્ય ભૂમિ ગુજરાત તણી,
ધનરાજ સમા શરવીર તણા
વિદેશ મહી યશગાન થતા.

( ૬ )

નર-રત્ન વિલક્ષણ અહિં નિપજ્યા
મહાભક્ત કવિવર અહિં પ્રગટયા,
કવિ નર્મદ, પ્રીતમ ને નરસિંહ
મહા ભક્ત કવિવરની જનનિ !

( ૭ )

દયારામ, અખો કવિ પ્રેમક, ધીરા
કરી ઉન્નત આ ગુજરાતી ગિરા,
મણી, દલપત, સામળ અહિં જ થયા
રસકાવ્ય મનોહર પુરી ગયા.

( ૮ )

ગુજરાત અમી સુજની જનની
હું ધન્ય થયો અહિં જન્મ ધરી,
તુજ વત્સ થઈ હું કૃતાર્થ જ છું
પણ મૂર્ખ મહા અજ્ઞાન જ છું.

( ૯ )

ગયું પ્રાચીન ગૌરવ માતૃભૂમિ !
તુજ દીન દશા ગુજરાત ભૂમિ !
બહુ કાલ થકી નિરખી હું રહ્યો
નહિ મુક્તિનો એક ઉપાય કર્યો.

( ૧૦ )

નિર્માલ્ય, નૃશંસ, કૃતઘ્ન અતિ
તુજ પૂજનનો અધિકાર નથી,
સ્તવું વત્સલના તુજ માતૃભૂમિ !
નમું પ્રેમથી ઓ ! પ્રિય માતૃભૂમિ !

" નલિનીકાન્ત "

# टीकाकार अने टीकाखोर.

( १ )

ટીકાકાર અને ટીકાખોર વચ્ચેનો તફાવત તેજ અને છાયા વચ્ચેના અંતર જેટલો કહી શકાય. ટીકાકાર વિરલ છે, ટીકાખોરના ભાવ ઘણા સસ્તા છે. સમષ્ટિ-ભાવનાયુક્ત સૂર્ય પેઠે ટીકાકારનું હૃદય અને સમજ, જ્ઞાન, અનુભવ, ડહાપણ, પ્રતિષ્ઠા, તારતમ્ય તારવી કહાડવાની શક્તિ અને સમર્થ કવિ સરખી પ્રતિભાના સામર્થ્ય રૂપ પ્રકાશથી ભરેલુ હોય છે, અને પોતાના તેવા પ્રકાશવડે, એક પ્રદિપ્ત દીપક જેમ બીજા અનેક દીપક પ્રકટાવી શકે તેમ અનેકનામા પ્રકાશ પૂરી ઘણાંના અંતર અજવાળી શકે છે. ટીકાખોરનામાં તેનાથી વિરૂદ્ધ ગુણો હોય છે. ટીકાખોરનું સમજ ઇર્ષ્યા, આપખુદાઇ, મમત અને મિથ્યા મહત્વાકાક્ષાના આવરણથી, સૂર્યને છાઇ દેતી કાળી વાદળી જેવું હોય છે. ટીકાખોરને હૃદય તો હોતુંજ નથી.

કોઇ પણ લેખનું ગૌરવ, અર્થગાભીર્ય, રહસ્ય અને સરખી નજરે વસ્તુવિસ્તાર કરી બતાવવો તે ટીકાકાર પોતાનો ધર્મ માને છે. ટીકાખોરનો ધર્મ, લેખમાની સારી વસ્તુપર ટાક પીછોડા કરી, અથવા તે વસ્તુને વિષમ બનાવી, ઉપજાવી કહાડેલાં છિદ્રો ઉપર પોતાનું ઉતરતી કોટિનું સંપૂર્ણ બળ વાપરવું, તે હોય છે. આમ હોવાથીજ, ટીકાકારની ટીકા, વસંતઋતુમા લળુંલળી રહેલા આંબાવાડિયાની ઘટાળી કુંજોમાં લપાઇને ટહુકતી કોયલના નિર્મળ, પવિત્ર અને આનંદ સાથે અગમ્ય જ્ઞાન દેતા ટહૂકાર જેવી લાગે છે. અને ટીકાખોરની ટીકા ( એટલે નિંદા અથવા ટાયલું ) ચાંદાંજ શોધતા કાગડાના કાકા-રવ ( કેકારવ નહિ ) જેવી કર્ણકઠોર અને દયા તથા ઉપેક્ષા કરવા યોગ્ય લાગે છે.

સાચા, સમર્થ ટીકાકારો, ગુરૂ-સમાન ( પણ મૂગો ) બોધ દેતા ઉત્તમ ગ્રંથોના ગહન પ્રતિધ્વનિ રૂપ છે. પાછલો ઇતિહાસ ઉકેલતાં સ્પષ્ટ પ્રતીતિ થશે કે ગ્રંથકારોના યુગમાં ટીકાકારોનો અવતાર ન હોત તો કાવ્ય, શાસ્ત્ર વગેરે અનેક દર્શનના પ્રણેતા અને તેમની કૃતિયો જે શાશ્વતપણું ભોગવી રહેલ છે તે કદાચ રફે-દફે થઇ જાત ! બેશક, ગ્રંથકારો સાથે ટીકાકારો સંકળાયલા હોવાજ જોઇએ. પણ તે ટીકાકારો " ઇગ્લીશ History ની Note જેવા, રહસ્ય સઘળું વાચકો સમક્ષ ખુલ્લુ કરી આપનાર ન જોઇએ. તેમ કરવાથી તો વાચકોની શક્તિના વિકાસનો માર્ગ મોકળો થવાને સ્થાને સાંકડો થાય છે. ટીકાકારોની તટસ્થ ટીકા સ્વતંત્ર, નિખાલસવૃત્તિવાળી અને એટલી તો હદમા હોવી જોઇએ કે જેથી, જે લેખ કે ગ્રંથપર ટીકા થતી હોય તે લેખ કે ગ્રંથ વાચકો સ્વશક્તિના ઉપયોગ સાથે રસપૂર્વક વાંચતા થઈ શકે. મહાકવિ કાલીદાસની કૃતિપર મલ્લિનાથની ટીકા કે શેક્સ્પિયરની કૃતિપર થએલી જરવાઇન્સની ટીકા લગભગ આ પ્રકારની છે. કંઇક સમર્થ ટીકાકારોને અભાવે આપણી ' ગરવી ' કે ' ગુણવંતી ' કે ' ગાંડી ' ગુજરાતે સ્વ. નવલરામને ટીકાકાર તરીકે સત્કાર્યા હતા. ત્યાર પછી સ્વ. મણિલાલ નભુભાઇ, રા નરસિંહરાવ, પ્રો. આનંદશંકર, રા. બ. રમણભાઇ અને કોઇ કોઇ વર્તમાનપત્રના ને માસિકોના તંત્રીઓએ " ન મામા કરતા કહેણા ( કહેવાના-નામના ) મામા સારા " જેવી ટીકાકાર તરીકેની ફરજ બજાવી

હોય તેમ ઘણા માને છે. પણ ટીકાકાર તરીકેનોજ જુદો ઉઠાવ્યો હોય તેવો ટીકાકાર હજુ ગુજરાતમાં નથી પાક્યા! ગુજરાતનું ભાગ્ય પાંદડું હજુ છતું નહિ, થયું હોય, કે સ્વ૦ રણછોડરામ જેવા ટીકાકારનું સ્થાન શોભાવી શકનાર મહાપુરૂષને બહાર પડતાંજ સમુદ્રે પોતાની ગોદમાં લઈ લીધા.

પણ અહીં લગીર થોભીએ.' કોઈ શંકા કરી શકે તો તે વાસ્તવિક છે, કે ટીકા કરવાને લાયક, ટીકાકાર ગાજેનું સંગીન સાહિત્ય ગુજરાતી ભાષામાં વૃદ્ધિ પામે છે? જો તેવું સાહિત્યજ ન હોય તો ટીકાકારને ટીકા કરવાની શા ઉપર? સાહિત્યને નામે પ્રસિદ્ધ થતાં નમાલાં લખાણોપર?

આવો જવાબ બહુ સંક્ષેપમાં પણ આમ આપી શકાયઃ—'જયા ને જયંત' ઉપર (પોતાને જેવું ઠીક લાગ્યું તેવું) ન. નરસિંહરાવે ટીકા દ્વારા તેજ ઢોળ્યું: 'ગીતી' અને એવી કેટલીક વસ્તુ પર, (વિદ્વાન, ગ્રેજ્યુએટ મિત્રોના શબ્દોમાં કહું તો) શુષ્ક ચર્ચા ચલાવી! 'સ્મરણ સંહિતા' ને પ્રો. આનંદશંકરે ખૂબ વખાણી છે, તેના પર પૂરતા પ્રમાણમાં અવલોકન કે ટીકા થએલી હજુ જાણવામાં નથી. દિ. બ. રણછોડભાઈએ પોતાની વૃદ્ધાવસ્થામાં મહા પ્રયત્ન અને ઘણુ શ્રમપૂર્વક પશ્ચિમ પ્રદેશો સાથે હિન્દના વ્યાપારિક સંબંધને લગતા દળદાર ગ્રંથો હાલમાં બાગ ભાગમાં પ્રસિદ્ધ કર્યા છે, તેનું વિસ્તાર પૂર્વક અવલોકન ક્યા થયું છે? ત્યારે આટલા સંક્ષેપ ખુલાસાથી પ્રશ્ન એક જ ઉદ્ભવે છે કે આવા સાહિત્યનું અવલોકન કરનાર ગુજરાતમાં ટીકાકાર નથી કે અમુક અંશે ટીકાકાર તરીકેની ફરજ બજાવતા વિદ્વાનોને ટીકા (અવલોકન) કરવા યોગ્ય એ સાહિત્ય નથી?

પણ આટલો ઇશારો તો ટીકાકારો માટે થયો. ટીકાખોરો કેવો કોલાહલ મચાવી મૂકે છે તે પણ તપાસવા જેવું!

ટીકાખોરમાં ટીકાકારની શક્તિ નથી હોતી. જો હોય તો તે ટીકાકારજ કહેવાય. ત્યારે ખરી રીતે ટીકાકારની શક્તિ નહિ હોવા છતાં પોતે તેવી શક્તિનું હોવાપણું માની વિપથગામી ટીકા કરવા મંડી જાય છે. વિપથગામી ટીકા વાંચતા વિચારશીલ વાચકના મનથી તે ટીકાખોર ઉલટો ટીકાને પાત્ર થાય છે! અને આ રીતે ટીકાખોરની ટીકાનું પરિણામ તે ધારેછે તે કરતાં તદ્દન ઉલટું નિવડેછે! છતાં પોતે ટાલ છોડતો નથી! વિદ્વાનોમાં પોતાની થતી ટીકાનો લૂલો બચાવ કરવા પાછો તે બહાર પડેછે અને તેમ કરતાં તે વધારે ને વધારે ખરડાય છે. એવા ટીકાખોરો ઉપર છેવટે દયા છૂટે છે અને સહસા એવા પણ ઉદ્ગાર નીકળી જાય છે કે "પ્રભુ! તેઓને પાપોથી બચાવો."

આવા ટીકાખોરોને અનુલક્ષી, 'રાજમાર્તંડ' નામની યોગસૂત્ર–ટીકાનો મંગલાન્ત એક શ્લોક રોકવામાં આવ્યો છે તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:— "જે દુર્બોધ હોય તેને 'એ તો સ્પષ્ટ છે' એમ કહીને તેને છોડી દે છે. તે જે સ્પષ્ટાર્થ હોય તેના ઉપર પંડિતાઇ બતાવવા, નિરર્થક અને નિરંતુદ સમાસ વગેરેના વિગ્રહ સમજા-

વવાનું ડોલ વડે ટાયલું કરતો રહેછે, જ્યાં જરૂર ન હોય તેવે સ્થળે લગભગ અપ્રાસંગિક ચર્ચા ઉપસ્થિત કરી વાચકના મનમાં નવો ભ્રમ ઉત્પન્ન કરેછે, અને આ રીતે ટીકાખોરો કેવળ શુદ્ધ વસ્તુ હોય તેને ડહોળી નાખેછે.*

આમ ટીકાને બ્હાને જે ટાયલાં ટીકાખોરો તરફથી થાય છે તે કેટલેક અંશે ટીકાખોરોની આજીવિકાના એક ધંધામાં કદાચ સહાયક નીવડે છે. ડૉ. જોન્સનની ગર્ભિત વાણી આ વખતે યાદ આવે છે: ટીકાખોરના સંબંધમાં તે સૂચવે છે કે, "ટીકાખોરોમાં જે ઉણપ હોય છે તેને પૂર્ણતાને રૂપે બતાવવા, એવો વર્ગ ( ટીકાખોરો ) કોઇ સારી પ્રતિષ્ઠા પામેલા લેખકોને ઉતારી પાડવા વેરણા વીણે છે કે તેમ કરવાથી તેઓ એને જાણે પ્રસિદ્ધિ પામે. પણ તેમને જે અપ્રસિદ્ધિ અતિ ઉચિત છે તેમાંજ રહેવા દેવાનો એકજ રસ્તો છે, ને તે એ કે તેમની તમા ન રાખવી."

( અપૂર્ણ. )

કેશવ હ. શેઠ.

---

## अमारुं संगीत.

ગુજરાત માતનાં છોરા,
અગે ઘણા કર્મની કોરા:
મુખે શબ્દ નિત ઉચરતા.
જીવન માત તણું.
પીધું પ્રેમ-શૌર્યનું પ્યાલું,
શૂરા નર્મદનું ઉછરતું;
હરિએ અમૃત મહીં શું છાંટ્યું !
ઉર શું ઉછરતું !
કૃષ્ણે પ્રેમ-ધર્મ શીખવ્યા,
મણિએ બ્રહ્મ જ્ઞાનમાં નાખ્યા;
બાલે બુદ્ધિ પન્થમાં દોર્યા.
ધર્મ સર્વ શિખ્યા.
આપી ગુરુ ગોરધને પાંખો,
કલ્પના ઘોડે બેસી ધીરો;
ઉડતા ક્હીં ક્હીં સૌ સ્વારો.
ચોદે લોક ભમ્યા.

---

* दुर्बोधं यदतीव तद्विजहति स्पष्टार्थ मित्युक्तिभिः स्पष्टार्थ त्वतिविस्तृतिं विदधति व्यर्थै: समासादिकैः । अस्थानेऽनुपयोगिभिश्चर्कुतैरप्यर्थं भ्रमं तन्वते श्रोतृणामिति वस्तुविप्लवं कृत प्रायेण टीकाकृतः ॥

થતી ? ઉત્તમ વસ્તુની નકલ કરવાની શક્તિ એતો ઉન્નતિનું ચિન્હ છે તો પછી અધોગતિના મુખ પાસે બેઠેલા તે કેવી રીતે કરી શકે ? ડ્રેસમાં અને આચારોમાંજ આપણે અનુકરણ કરવા આરંભ્યું છે. આપણે પારસીઓનું ઘણું અનુકરણ કરીએ અને પારસીઓ યુરોપવાસીનું—અંતમાં બન્નેને પસ્તાવાના—અને પસ્તાય છે. આપણે બાળકીઓને ઉચ્ચીશ કેળવણી આપવાની તજવીજ કરીએ છીએ ત્યારે તેઓ તેથી પસ્તાઇને હવે તે અટકાવવા માગે છે. આપણે જ્યારે મ્હોટી ઉમ્મરે પરણાવવાના વિચાર ઉપર આવીએ છીએ ત્યારે તેઓ હવે ન્હાની ઉમ્મરે વિવાહ કરવા તત્પર થાય છે જેને ઠોકર લાગે તેજ સમજે. પીતળના વાસણો શું કાચનાં વાસણોનું કામ નથી સારતા ? હજુ પણ ન સારે ? તો પછી એક મિનિટમાં પૈસા ધૂળમાં જાય એવા વાસણો શા માટે વાપરવાં ? વળી બીજા રીતિરિવાજોનું—પણ આપણા દેશને અનુકૂળ ન થાય તેવું—અનુકરણ શા માટે કરવું ? માટે એવી કલબો ખોલવાનું માંડી વાળો ! કેવળ પાશ્ચિમાત્ય રિવાજોમાં જ દીપક પાછળ મરી જતા પતંગ પેઠે મગ્ન ન બનો ! "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો" કરીને આરંભ કરવાનો છે. હજુ કાંઇ સાવ ગયું નથી.

(મારૂ ! હવે બહુ મોડું થયું છે માટે માફ કરો ! તમે કહેશો તેમ કરીશ. કલબમાં આજથી બીલકુલ નહિ જાઉં.)

માત્ર કલબમાં ન ગયાથી કાંઈ સુધરવાનું નથી. કલબ જેવા તમામ લફરાં દૂર કરો ! વૉશીંગ કંપનીની શી જરૂર છે ? હું ઘેર લુગડાં નથી ધોતી ? વળી, કપડાંમાં નાણાં શા માટે ખર્ચો છો ? સોનું, રૂપું દુકાળ સુકાળમાં કામ તો આવે ? માટે સુખી થવું હોય તો તમામ ખોટી નકલને તિલાંજલી આપો. [ અંતે દેવીએ ભાષણ પૂરૂં કર્યું. ]

**મોતીલાલ બાવાલાલ પુરોહિત.**

---

## आशा–जीवन.

( સોરઠા )

કરે માનવી આશ સુખી જીંદગી ગાળવા;
ભલે સુખ ના થાય આશા એ જીવન રચું.
અભિલાષા ઉર્મીઓ, અંતરમાં પ્રગટે બહુ;
આશા તણાં કિરણો, બંધાઇ દે સુખ જીવને.
વાધે ઉર આનંદ ગુપ્ત સુખ છે એ જ કે;
થાય સૌ ગુલતાન, આશા આનંદ માલ તો.
જીવન તણી દોરી, વણાઇ આશ અંકુરથી;
તુટે ના તે તોડી, કરમન વિધિની જ છે.
આશા જ બળવત્તર, ચોટી ચીકણી જીંદગીમાં;
આશ વિણ ના કૈં રસ, જીવને ના કૈં સ્હેલ છે.
છે શું માયા પાસ, અદ્દભુત કૃતિ તુજ એ વિણ;
નથી અંતિમ કંઇ સાર ! જીવન આશાનું બન્યું !

**રણછોડલાલ એમ. વકીલ.**

---

# વૃંદાવન.

(પંચવટીમાં શ્રી રઘુવીર વિરાજતા—એ રાગ.)

મુરલીધરની મધુર મુરલી વાગતી
કુંજ કનૈયા-ધેનુ ચરાવતા જ્યહ જો:
દિવ્ય અનેરો સ્વર્ગ સમિર ત્યાં શો વહે:
પુષ્પપરાગે વન તરબત્તર થાય જો:
મુરલીધરની મધુર મુરલી વાગતી.

વૃંદાવનમાં કુંજ ગલીની શી મઝા.
ઉભરાતાં ઉર આનંદે જ્યહ ઉભરાય જો.
નાનકડાં શા કુરંગ દેતા ફાળ જો:
વિધવિધ જાતિ વિહંગ કિલકિલ ત્યાં કરે:
મુરલીધરની મધુર મુરલી વાગતી.

નાદે મધુરો પ્રેમી હૃદયને કોરતો:
ગોપી ભાન ભૂલીને ઘેલી થાય જો
મુરલી સુરમાં મધુરો પણ ટહુકારતો:
કોકિલ કહેતી દિવ્ય કંઈક સંદેશ જો:
મુરલીધરની મધુર મુરલી વાગતી.

બંસીધરના શ્યામ વદનની શી પ્રભા:
એ પ્રભાનો વિશ્વ સમસ્ત ઉજાગરી:
મુખ મલપંતુ શાન્તિધારા છાંટતું:
મુરલી પેલી લક્ષ્યાલક્ષ્ય પઠાય જો:
મુરલીધરની મધુર મુરલી વાગતી.

હરિલાલ ત્રીકમલાલ જાની.

# विधवा.

( અનુસંધાન પૃષ્ઠ ૩૧૯ થી ).

( ૫ )

રવિવારનો દીવસ હતો. સ્કુલના મોટા હૉલમા પ્રબંધકારિણી સભાના સભ્યોની મોટી સભા મળી હતી. મેમ્બરમા સઘળી સ્ત્રીયોજ હતી. રાયબહાદુરની પત્ની મોટી ઑનરેરી સેક્રેટરી હતી, તે પ્રબંધ સબંધી અનેક વિષયો રજુ કરી રહી હતી. રાયબહાદુરની પત્નીએ કહ્યું: "હવે હુ આજની બેઠકનો આખરનો વિષય અર્થાત્ ચપરાશી રાખવાને માટે આવેલી દરખાસ્ત રજુ કરૂં છું. મારી સંમતિમાં જે લોકોની દરખાસ્ત છે તેમને જોયા વગર નોકર રાખવા ઠીક નહીં. ચપરાશી વૃદ્ધ તો જોઈએજ પણ સાથે સાથે બરાબર કમજોરવાળો પણ ન જોઇયે. અને વળી એ બાબત એવી છે કે જોયા વગર બરાબર થઇ શકતી નથી. હવે હું એ વિષય ઉપર આપ સર્વની તથા બાઇજીની (પ્રીન્સીપાલ પાર્વતીની) જેવી આજ્ઞા થાય તેમ કરૂં."

બેઠેલી સ્ત્રીઓમાની ત્રણે એક સ્વરે બોલી. "આ વિષયમા તો બાઇજીની આજ્ઞા પ્રમાણેજ કામ થવું જોઇયે, કારણ કે બાઇજીની આજ્ઞા પાળવાને ખાતર તથા સ્કુલની રક્ષાની તથા ચપરાશી કરવાને માટેજ એઓને નિયુક્ત કરવાના છે."

પાર્વતીએ પોતાના શાન્ત પણ પ્રભાપુર્ણ સ્વરે કહ્યું. "હું રાયબહાદુરની પત્નીને સહમત છુ. નોકરો જોઇને જ રાખવા ઠીક છે. મનુષ્યના ચહેરાપરથી એના કેટલાક ગુણ ને દોષ ઓછા વધતા પ્રમાણમા જણાઈ આવે છે. પછી પાર્વતીએ રાયબહાદુરની પત્નીને પુછ્યું કે મ્હેં તમને.....લેખ મોકલ્યો હતો તે તમે વાંચ્યો હતો? રાયબહાદુરની પત્નીએ કહ્યું, હા–વાચ્યો તો હતો પણ બરાબર સમજાયો નહીં. આજકાલ તમારો બધો સમય અને શક્તિ 'વિધવાશ્રમ' ની સ્થાપના કરવામા રોકાઈ જાય છે એવી રીતે દેશની આપ ઘણી મોટી સેવા બજાવી રહ્યા છો. જો આપનો જરા પણ સમય ખાલી રહેતો હોત તો અગર તમને જરા પણ નવરાશનો વખત મળતો હોત તો હું આપની પાસે ઇંગ્રેજીનો થોડો ઘણો અભ્યાસ કરીને આપને આ કામમા થોડી ઘણી મદદ કરી શકત. પણ આ મ્હારા દુખી દેશની વિધવાઓની દુખભરી શોચનીય અવસ્થામા સુધારો કરવાને 'વિધવાશ્રમ' ની સ્થાપના કરવાનુ પહેલુ અને પ્રથમ કર્તવ્ય છે."

પાર્વતીએ સ્મિત કરી કહ્યું, "ધન્ય છે; આપની સહાયતા અને ઇશ્વરની કૃપાથી આ કામ પૂર્ણ થઇ શકશે. આપ સાંભળીને પ્રસન્ન થશો કે આપણા પ્રજાપ્રિય........ મહોદયે હિમાલય પાસેનો મોટો ભુખંડ વિધવાશ્રમ કરવાને અર્પણ કર્યો છે. અને ફંડના પૈસા પણ ઓછામા ઓછા એક લાખ થઇ ગયા છે. પ્રભુ કૃપા કરશે તો હવે આ કાર્યનો શીઘ્ર આરંભ થઇ જશે."

રાયબહાદુરની પત્નીએ ઘણા હર્ષ સાથે કહ્યું "હવે કામ શુરૂ થવામાં જરા પણ

પણ બન્યું હોય કે એની સઘળી માલ-મીલકત, પારકું તફડાવી જનાર પડોશીઓએ દબાવી લઇ લીધી હોય. રામપ્રસાદનું મલીન અને ચિન્તાગ્રસ્ત મ્હો દેખીને કરૂણહૃદયા પાર્વતીના અંતરનો મર્મભાગ વિંધાયો. એણે બીજી તરફ મ્હો ફેરવી દીલગીરપુર્ણ મનથી સંદેહ નિવારણ કરવા પુછ્યું:

" આપનું નામ ? "

" રામપ્રસાદ પાંડે "

" મકાન ? "

" વિલાસપુર "

" આટલે બધે દુર સુધી નોકરીને માટે કેમ આવ્યા ? "

" મા, પેટની ખાતર. "

" ઘેર ખેતીવાડી નહોતી ? "

" મા, બધું હતુ, ખેતીવાડી તો શું પણ જમીનદારી હતી. "

" તેનું શું થયું ? "

" કરજમા વેચાઇ ગયુ. "

" કરજ કેમ થયુ હતું ? "

" મા, દુખની વાત છે-એને ભુલી જવી જ સારી છે. "

" તો પણ કહો ? "

" ભત્રીજાને ભણાવ્યો હતો અને ? "

" અને શું ? "

" કાંઇ નહીં. "

" છોકરીને પરણાવવામા ફાજલ ખર્ચ તો નહોતું કર્યું ? "

વૃદ્ધનો ચહેરો ઉતરી ગયો.

એણે કોઇ દીવસ પાર્વતીનો ચહેરો જોયો નહોતો. અને વળી માનને અધિકારની દ્દિષ્ટીમા હવે બીલકુલ બદલાઇ ગયો હતો.

વૃદ્ધ બાઇજીને પોતાના મનથી દેવી સમજવા લાગ્યો.

રાયબહાદુરની પત્ની પણ આ પ્રશ્નોત્તરી એકાગ્રમનથી સાભળતી હતી.

" મા, તમે દેવી છો. ખરેખર મ્હારી છોકરીના વિવાહમાં હું ઘણો બરબાદ થયો છું. "

" તો પણ ભત્રીજાને ભણાવવામા કાંઇક કરજ થયું જ હશે ? "

" મા, ફક્ત દોઢસો જ રૂપીઆ. "

કહેતે કહેતે બુઢ્ઢાના વિશાળ નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યા.

" સારૂં, તો બહાર જાઓ. "

ઘણીના ત્રબુમાથી એક માણસને ચુંટી કહાડ્યો. વૃદ્ધ રામપ્રસાદને તે વખતે લેડી પ્રીન્સીપાલને બંગલે પહોંચાડી દેવામા આવ્યાં હતા.

આઠ રૂપીઆની નોકરીને વાસ્તે આવેલા રામપ્રસાદને બંગલાના માલીક તરીકે નોકરોએ માન આપી બેસાડ્યા. તેથી એને ઘણું આશ્ચર્ય લાગ્યું.

સાંજના ભોજન પછી પાર્વતીએ કહ્યું:

"આપ મ્હને ઓળખો છો ?"

"મા ! આપ શાળાના મુખ્યશિક્ષક છો."

"હું આપના જાનીજાની સભાગણી સ્ત્રી છું."

વૃદ્ધની જાણે નિદ્રા તુટતી હોય તેમ તટસ્થ થઇ ગયો. એને મૂર્છા આવવા લાગી. પાર્વતીની ભત્રીજી શાન્તિએ એને સંભાળી લીધો. પાર્વતીએ બહુ એ ઇચ્છયું કે રામપ્રસાદ અહીં રહે, પણ એણે કોઇ રીતથી માન્યું નહિ.

જતી વખતે પાર્વતીએ કદી કદી દર્શન આપવા વચન લીધું. પછી સો સો એક હજા-રની બે નોટો કાગળમાં બાંધ કરીને વૃદ્ધ સસરાજીના હાથમાં આપી. ઘણી નમ્રતાથી કહ્યું "આ નોટો આપને આપું છું. અને [illegible] સારા માર્ગમાં સાધુજને વાપરજો."

[illegible]

---

## સત્ય.

( રાગ મહાડ )

નહિ વદશું, નહિ વદશું જુઠું
કો કદાપિ નહિ વદશું,
ત્યાગે ભલે તન પ્રાણ પણ,
અમે અસત્ય ન ઉચ્ચરશું.
મુકો કોલસો સાગર જલે, નિજ શ્યામતા મુકે નહિ;
બાળો સુખડ અગ્નિ મહિં, સૌરભ કદિ છોડે નહિ;
ભૂખ્યો મરે ભલે હંસ પણ, મુક્તા વિના ચરશે નહિ;
બહુ ભલે આવે પરંતુ, જીવન ગયું આવે નહિ.
અસત્યના શત્રુ અમે
સત્યવાદી સદા બનશું,
ત્યાગે ભલે તન પ્રાણ પણ
અમે અસત્ય ન ઉચ્ચરશું.

બહાઉદ્દીન કૉલેજ
જુનાગઢ. } મોતીલાલ બાપાલાલ પુરોહિત.

---

# રમાદેવી.

( અનુસંધાન પૃષ્ઠ ૩૫૬ થી. )

## અંક બીજો.

### દૃશ્ય પ્હેલું—એક જંગલ.

રમાદેવી અને પરિચારિકા આવે છે.

**રમાદેવી.**—અહા ! અહીં કેટલું અંધારૂં છે !

**પરિચારિકાઃ**—કેટલું અંધારૂં ? કેટલું અંધારૂં ? દિવાનખાના પ્રમાણે શું જંગલમાં પણ રોશની થતી હશે ? મ્હેં આથી પણ વધારે અંધારાં જંગલ જોયાં છે—અને તે પણ શીઆળવાથી અને જંગલી ડુક્કરોથી ભરપૂર. ખરેખર, અહીં એવા કોઇ છે કે નહીં તે હું જાણતી નથી; પરંતુ કંઇ નહીં તો યે ઇશ્વરનો આભાર માનો કે ઝાડોની વચ્ચે રહેજ ચંદ્રપ્રકાશ અને તારકપ્રકાશ પડે છે.

**રમાદેવીઃ**—હવે કયો રસ્તો લેવાનો તે તું જાણે છે, પરિચારિકા ?

**પરિચારિકાઃ**—રસ્તો ? ના, વળી; હું રસ્તો જાણતી નથી, હું કદી રસ્તો જાણતી ન હતી; ત્હમે શું એમ ધારો છો કે મ્હને બધા રસ્તાની ખબર છે ? ત્હમારે ત્હમારે પ્રદેશ જવું હતું; હું ત્હમારી પાછળ પાછળ આવી; અને હવે આ જંગલમાં આમથી તેમ ઠેબ્બા બાર કલાકથી મ્હને ચલાવીને, આપણે ક્યાં આવી લાગ્યા તે જુઓ ! અહીં આપણે ભૂખે મરી જઇશું; એમ થાય તે પ્હેલાં ભૂંડ અને જંગલી ડુક્કર આપણને ખાઈ જાય, તો તો વાત જૂદી છે; અને આ બધું ત્હમારે પ્રદેશ જવાને, કે જ્યાં કુમાર રવીન્દ્ર માત્ર ત્હમારૂં ચામડીવાળું અને હાડકાંવાળું શરીર જોઇ, ત્હમને મીણના પૂતળા જેવા ફીક્કાં જોઇ, તેમજ ભીખારી જેવાં જોઇ ત્હમારો ઠીક સત્કાર કરશે !

**રમાદેવીઃ**—માણસો !

ત્રણ ગરીબ માણસો આવે છે.

**ગરીબ માણસો**—જય સચ્ચિદાનન્દ !

**પરિચારિકાઃ**—જય સચ્ચિદાનન્દ ! આપણે ક્યાં છીએ ?

**પ્હેલો ગરીબ માણસઃ**—જંગલમાં.

**બીજો ગરીબ માણસ**—ત્હમે અહીં શું કરો છો ?

**પરિચારિકાઃ**—અમે ભૂલાં પડ્યાં છીએ.

**બીજો ગરીબ માણસ**—ત્હમે એકલા છો ?

**પરિચારિકાઃ**—ના—ના, અમે અહીં બે માણસો સાથે છીએ.

**બીજો ગરીબ માણસઃ**—એઓ ક્યાં છે ?

**પરિચારિકાઃ**—રસ્તાની ખોળમાં છે.

બીજો ગરીબ માણસઃ—એઓ બહુ આઘે ગયા છે ?

પરિચારિકાઃ—ના; એઓ પાછા આવવાના છે.

બીજો ગરીબ માણસઃ—પેલી છોકરી કોણ છે ? એ હમારી પુત્રી છે ?

પરિચારિકાઃ—હા, એ મ્હારી પુત્રી છે.

બીજો ગરીબ માણસઃ—એ કંઇ બોલતી જ નથી, શું મૂંગી છે ?

પરિચારિકાઃ—ના; એ આ પ્રદેશની નથી.

બીજો ગરીબ માણસઃ—હમારી પુત્રી આ પ્રદેશની નથી ?

પરિચારિકાઃ—હા, હા; અહીંની જ છે; પણ એ માંદી છે.

બીજો ગરીબ માણસઃ—એ પાતળી છે. એની ઉમ્મર કેટલી છે ?

પરિચારિકાઃ—એ ૫ંદર વર્ષની છે.

બીજો ગરીબ માણસઃ—ઓહો ! ઓહો ! ત્યારે હજી શરૂઆત જ છે. પેલા બે માણસો ક્યાં છે ?

પરિચારિકા.—એઓ આટલામાં જ કંઇ હશે.

બીજો ગરીબ માણસ.—હું તો કંઇ સાંભળતો નથી.

પરિચારિકા—એનું કારણ કે એઓ કંઇ અવાજ નથી કરતા.

બીજો ગરીબ માણસઃ—હમે અમારી સાથે આવશો ?

ત્રીજો ગરીબ માણસઃ—જંગલમાં અપશબ્દ ન બોલો.

રમાદેવીઃ—આપણા પ્રદેશનો રસ્તો એઓને પૂછ.

પરિચારિકાઃ—પાસેના પ્રદેશ તરફ જવાનો રસ્તો કયો ?

પ્હેલો ગરીબ માણસઃ—પાસેના પ્રદેશ તરફનો ?

પરિચારિકા—હા.

પ્હેલો ગરીબ માણસઃ—પેલો રસ્તો.

રમાદેવી—શો બનાવ બન્યો છે તે એઓને પૂછી જો

પરિચારિકાઃ—શો બનાવ બન્યો છે ?

પ્હેલો ગરીબ માણસ—બનાવ ?

પરિચારિકાઃ—હા; શું કંઇ લડાઇ થઇ છે ?

પ્હેલો ગરીબ માણસઃ—હા; લડાઈ થઈ છે ખરી.

રમાદેવી.—રાજા અને રાણી મરી ગયાં છે એ વાત ખરી કે નહીં તે એઓને પૂછી જો.

પરિચારિકાઃ—રાજા અને રાણી મરી ગયા છે એ વાત ખરી ?

પ્હેલો ગરીબ માણસઃ—રાજા અને રાણી ?

પરિચારિકાઃ—હા; રાજા જયેન્દ્ર અને રાણી જયદેવી.

પ્હેલો ગરીબ માણસઃ—હા; હું ધારૂં છું એઓ મરી ગયા છે.

રમાદેવીઃ—એઓ મરી ગયાં ?

બીજો ગરીબ માણસઃ—હા, હું ધારૂં છું એઓ મરી ગયાં છે; મંદિરના એ ભાગમાં દરેક જણ મરી ગયું છે.

રમાદેવીઃ—પણ એઓ ક્યારે મરી ગયાં એ તમે જાણતા નથી ?
બીજો ગરીબ માણસઃ—ના.
રમાદેવીઃ—કેવી રીતે તે પણ તમે જાણતા નથી ?
બીજો ગરીબ માણસઃ—ના.
ત્રીજો ગરીબ માણસઃ—ગરીબ લોકો કહી કંઇ જાણતા નથી.
રમાદેવીઃ—તમે કુમાર રવીન્દ્રને જોયા છે ?
પહેલો ગરીબ માણસઃ—હા.
બીજો ગરીબ માણસઃ—એ તો પરણવાના છે.
રમાદેવીઃ—કુમાર રવીન્દ્ર પરણવાના છે ?
બીજો ગરીબ માણસઃ—હા.
રમાદેવીઃ—કોની સાથે ?
પહેલો ગરીબ માણસઃ—હુ નથી જાણતો.
રમાદેવીઃ—એ ક્યારે પરણવાના છે ?
બીજો ગરીબ માણસઃ—હું નથી જાણતો.
પરિચારિકાઃ—આજે રાત્રે અમને સુવા-ફરવાનુ ક્યાં મળી શકશે ?
બીજો ગરીબ માણસઃ—અમારે ત્યા.
પહેલો ગરીબ માણસઃ—સાધુને ત્યાં જાઓ.
પરિચારિકાઃ—ક્યા સાધુ ?
પહેલો ગરીબ માણસઃ—"ચાર સાધુ" વાળા ચાર રસ્તા આગળ રહે છે તે
પરિચારિકાઃ—"ચાર સાધુ" વાળા ચાર રસ્તા આગળ ?
ત્રીજો ગરીબ માણસઃ—આમ અંધારામા એ નામ ચીસ પાડીને બોલો નહીં (જાય છે.)

દૃશ્ય ત્રીજુ—કિલ્લામાંનો એક ખંડ.

યોગેન્દ્ર અને આનન્દેવી પરસ્પર ભેટતાં દેખાય છે.

આનન્દેવીઃ—મ્હારા ભર્તા જેતા ?
યોગેન્દ્રઃ—આનન્દેવી ! (એને ગાઢાલિંગન આપે છે.)
આનન્દેવીઃ—ચૂપ ! તમારો પુત્ર આવે છે !
(કુમાર રવીન્દ્ર આવે છે; એઓને જોયા વિના એક ઉઘાડી રહેલી બારી આગળ જાય છે.)

રવીન્દ્રઃ—વરસાદ પડે છે, સ્મશાનમાં આજે એક દેહને અગ્નિદાહ દેવાનો છે. એઓએ બે ચીતા બનાવી છે, અને બધી તૈયારી થઇ રહી લાગે છે. એકે બારી એવી નથી કે જે સ્મશાન આગળ ન પડતી હોય; પ્રત્યેક બારી જાણે કિલ્લાના બગીચાની મ્હાંય પડે છે; સ્મશાનનો છેવટનો ભાગ તો છેક કુંડ લગી પસરેલો છે. એઓ શાને ઉઘાડે છે ! હું બારી બંધ કરી દઉં.

આનન્દેવીઃ—પ્રભુ !
રવીન્દ્રઃ—ઓહ ! મ્હેં તમને જોયાં નહીં.
આનન્દેવીઃ—અમે હમણાં જ અંદર આવ્યાં.

રવીન્દ્ર:—એમ !

અન્નદેવી:—ત્હમે શા વિચારે કરતા હતા, પ્રભુ ?

રવીન્દ્ર:—કંઇ નહીં, મૈયા.

અન્નદેવી:—કંઈ નહીં ? મહિનાની આખરે, પ્રભુ,....

રવીન્દ્ર:—મહિનાની આખરે, મૈયા ?

અન્નદેવી:—ત્હમારો સુખી લગ્ન-દિવસ.

રવીન્દ્ર:—હા, મૈયા.

અન્નદેવી:—ત્હમે વધારે પાસે કેમ નથી આવતા, પ્રભુ ?

યોગેન્દ્ર:—હા, વધારે પાસે આવો, રવીન્દ્ર.

અન્નદેવી:—ત્હમે આટલા ટાઢા કેમ, પ્રભુ ? ત્હમે મ્હારાથી ગભરાઓ છો ? છતાં ત્હમે લગભગ મ્હારા પુત્ર છો; અને હું ત્હમને માતા માફક ચાહું છું,–કદાચ માતા કરતાં પણ વધારે. મ્હને ત્હમારો હાથ આપો.

રવીન્દ્ર:—મ્હારો હાથ, મૈયા ?

અન્નદેવી:—હા, ત્હમારો હાથ; અને મ્હારી આંખમાં જુઓ; એમાં ત્હમે નથી જોતા કે હું ત્હમને ચાહું છું ? ત્હમે મ્હને કદી પણ ઓષ્ઠાલિંગન આપ્યું નથી–આ ૯ દિન સુધીમાં.

રવીન્દ્ર:—ત્હમને ઓષ્ઠાલિંગન આપું, મૈયા ?

અન્નદેવી:—હા, મ્હને ઓષ્ઠાલિંગન આપો, ત્હમે ત્હમારી માતાને ઓષ્ઠાલિંગન ન્હોતા આપતા ? હું તો ત્હમને દરરોજ ઓષ્ઠાલિંગન આપું એમ થાય છે–મ્હને ગઇ કાલે રાત્રે ત્હમારૂં સ્વપ્ન આવ્યું હતું.

રવીન્દ્ર:—મ્હારૂં, મૈયા ?

અન્નદેવી:—હા, ત્હમારૂં. કોઇક દિવસ હું મ્હારૂં સ્વપ્ન ત્હમને કહીશ–ત્હમારો હાથ છેક ટાઢો છે, અને ત્હમારા ગાલ ગરમ છે. મ્હને ત્હમારો બીજો હાથ આપો.

રવીન્દ્ર:—મ્હારો બીજો હાથ ?

અન્નદેવી:—હા–એ પણ ટાઢો છે, અને બરફના હાથ જેવો ફીક્કો છે. હું આ હાથો ફરીથી ગરમ કરીશ–ત્હમે માંદા છો ?

રવીન્દ્ર:—હા, મૈયા.

અન્નદેવી:—અમારો પ્રેમ ત્હમને સારા કરશે.

( જાય છે. )

( અપૂર્ણ. )

ભિક્ષુ.

## ખાસ નોંધ.

જે લવાજમમાં આ માસિકનાં માજી તંત્રી માત્ર ચોવીસ પાનાં આપતા હતાં તે જ લવાજમમાં અમે આ વર્ષ દરમ્યાન જ ગયા મે માસથી ચાળીસ પાનાં આપતા આવીએ છીએ તે તરફ અમારા સુજ્ઞ ગ્રાહકોનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

વ્યવસ્થાપક.

---



---

# અભિપ્રાય.

સુપ્રસિદ્ધ ' સાહિત્ય ' માસિક લખે છે કે " આ આખ્યાન રા. ભાનુસુખરામે, અનેક પ્રતો ઉપરથી સંશોધી ટીકા સાથે પ્રસિદ્ધ કર્યું છે; ને તેને ' પ્રાચીન સાહિત્ય ' ના એક હપ્તા તરીકે પ્રજા સમક્ષ મૂક્યું છે. મતલબ કે ' પ્રાચીન સાહિત્ય ' નામની જૂના ગ્રંથોની માળા તેઓ બહાર પાડવા ઇરાદો રાખે છે એમ જણાય છે પ્રેમાનંદ ગુજરાતી લેખકોમાં સૌથી સમર્થ છે. અત્યારના યુનિવર્સિટીની ડિગ્રીઓવાળા સાક્ષરો કરતાં પણ સમર્થ, અને તેના સમયની મૂર્તિરૂપ આ કવિએ જેવી ને જેટલી સાહિત્ય સેવા કરી છે, તેવી ને તેટલી કોઇ પણ એક વ્યક્તિ અદ્યાપિ કરવા શક્તિમાન થઇ નથી, એથીજ એના કાર્યની કીમ્મત આંકી શકાશે. પ્રેમાનંદે મહાભારત રચેલું છે, તે બાબે કેટલાક તેજદ્વેષી ગૃહસ્થો શંકાશીલ હતા. પરંતુ ભાઇ ભાનુસુખરામની મહેરબાનીથી તે ગ્રંથનું એક પર્વ સાહિત્યમાં પ્રકટ થતું આવ્યું છે મહાભારતને અંગે પ્રેમાનંદે ઉપાખ્યાનો રચવા પહેલા, પરંતુ દરેક આડકથાને વિસ્તૃત સ્વરૂપમા મૂકી તેનું સ્વતંત્ર આખ્યાન બનાવવાનું કામ પણ પ્રેમાનંદે આદરેલું જણાય છે. ચંદ્રહાસ, મદાલસા, અભિમન્યુ, સુરેખાહરણ, રણયજ્ઞ વગેરે સ્વતંત્ર આખ્યાનો આ પ્રવૃત્તિનું પરિણામ છે; અને બભ્રુવાહનનું આખ્યાન આજે આપણી સમક્ષ ખડું થયું છે તે પણ પ્રેમાનંદના ભાષાભિમાન તથા રા. ભાનુસુખરામના સાહિત્ય–પ્રેમને લીધેજ.

' સાહિત્ય ' ના વાચકોએ પાંડવાશ્વમેધમા બભ્રુવાહનનું ઉપાખ્યાન વાંચ્યું હશે જ. તેમા અને આ આખ્યાનમા ઝાઝો મહત્વનો ફેર નથી. અર્જુનના મૃત્યુ પહેલાં કુંતાજીને સ્વપ્ન આવે છે તે તથા બીજી કેટલીક વાતો અશ્વમેધ પર્વમા નથી, તેમ આખ્યાનમા કેટલીક બાબતો વિસ્તારથી વર્ણવેલી છે. આ કાવ્ય પ્રેમાનંદની કૃતિ છે, એટલે તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી. ટુંકામા આખું કાવ્ય રસીલું અને બોધક છે. પુત્ર ધર્મ, પિતા ધર્મ તથા વિનય એ ત્રણ શિખામણની વાતો આ આખ્યાનમાથી મળી શકાશે. કવિતા નૈસર્ગિક ને મોહક છે.

૭ પ્રતો મેળવી રા. ભાનુસુખરામે તે ઉપરથી આ કાવ્ય તૈયાર કીધું છે; તેમાંની ચાર પ્રેમાનંદ કૃત બભ્રુવાહન આખ્યાનની નહોતી, એમ ઉપરથી ઉપરથી જણાતું હતું પરંતુ બારીકીથી તપાસતાં તે પ્રેમાનંદ કૃત પુસ્તકનીજ પ્રતો હોય એમ તેમને જણાયું. બધી પ્રતો ઉપરથી પાઠભેદ ફૂટનોટમા જણાવ્યા છે તથા છેવટે કડવાંવાર ટીકા આપવામા આવી છે. ટીકાથી વાંચનારનું કામ સુતરૂં થયું છે. ટીકામા લીટીઓ દર્શાવી હોત તો વધારે ઠીક થાત. ઉપોદ્ઘાતમા રા ભાનુસુખરામે કાવ્યની સામાન્ય પીછાન કરાવી છે. એ બધું જોતા આ ગ્રંથ હાઇસ્કૂલો તથા ટ્રેનિંગ કોલેજોમા ટેક્સ્ટબૂક થવા લાયક છે. "

---

# અમારા ગ્રાહકોને તથા વાચકોને નિવેદન.

**ખાસ અંક ખાસ:—**

અમારા માસિકનું ચાલુ વર્ષ આ અંકથી પૂરું થાય છે, અને નવેમ્બર માસથી અગીઆરમું વર્ષ બેસે છે. અમારા ગ્રાહકોને તથા વાચકોને માસિકના નવીન વર્ષ નિમિત્તે તથા આપણા દેશી નવીન વર્ષ નિમિત્તે અમારો આવતો અંક બેસતા વર્ષના ખાસ અંક તરીકે અભિનંદન રૂપે મોટા કદમાં કેટલેક અંશે સચિત્ર આપવા ધારણા રાખી છે. ખાસ અંકમાં સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ બી. એ.; રા. રા. નંદનાથ કેદારનાથ દિક્ષિત બી. એ. એમ સિ. પિ; પંડિત આત્મારામજી; રા. કેશવ હ. શેઠ; સૌ. હરિસુખગૌરી વામનશર્મા મહેતા; રા. રા. સ્નેહસાગર; રા. રા. નલિનીકાન્ત; રા. રા. કલ્યાણરાય નથુભાઇ જોશી બી એ; રા. રા. મંજુલાલ જમનારામ દવે એમ. એ.; ગ. શ. હરિલાલ માણેકલાલ દેસાઇ બી. એ.; ઇત્યાદિ લેખકોના વિદ્વત્તાભર્યા લેખો પ્રસિદ્ધ કરવામાં આવશે.

**ચાલુ વાર્તા:—**

આજકાલ વાચકવર્ગમાં વાર્તાઓનો શોખ વધતો જતો હોવાથી, તથા માસિકના ગ્રાહકોની વૃદ્ધિનો આધાર કેટલેક અંશે ચાલુ વાર્તા ઉપર રહેલો છે એમ જણાવાથી, અમે આવતા વર્ષથી એક ચાલુ વાર્તા આપવાની ગોઠવણ કરી છે એ વાર્તા "સપત્ની"ના નામથી પ્રસિદ્ધ થતી રહેશે. એમાંથી અંગ્રેજ અને હિંદુ સ્ત્રી વચ્ચે કેવો તફાવત છે તે સુકમનમય એમ છે. વાર્તા અત્યંત રસિક છે, અને તેનો એક હપતો વાંચ્યા પછી તુરત બીજો વાંચવાનો મોહ વાચકોને રહેશે એવી અમને આશા રહે છે. જે ઉદ્દેશથી અમે એ ચાલુ વાર્તા ખાસ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવા ધારીએ છીએ તે ઉદ્દેશ પાર પડશે એવી અમારી ઉમેદ છે.

**પ્રાચીન સાહિત્ય.—**

—આવતા વર્ષથી અમારા માસિકમાં વિ. સં. ૧૬૧૨ માં કવિ વિષ્ણુદાસે લખેલું "સભાપર્વ" જે અત્યાર સુધી અપ્રસિદ્ધ રહ્યું છે, તે ક્રમશઃ પ્રતિમાસ પ્રસિદ્ધ કરવામાં આવશે. એ પ્રાચીન કાવ્ય એકત્રિત કરી, પુસ્તક થયે છૂટું પાડી શકાય એવી યોજના રાખી છે, કે જેથી અમારા ગ્રાહકો છેવટે આવા અપ્રસિદ્ધ કાવ્યનો પુસ્તક રૂપે લાભ લઇ શકે.

"મીરાંની માળા" નો વાચકોનો મોહ અમે તોડી પાડવા માગતા ન હોવાથી મીરાબાઇનાં કાવ્યો પણ પ્રતિમાસ યોજના પ્રમાણે ગ્રાહકોને તથા વાચકોને સાદર કરવામાં આવશે.

**નવીન ગ્રાહકો:—**

અમે માત્ર ગ્રાહકોની સંખ્યા જેટલી જ પ્રતો આવા મોંઘવારીના સમયમાં કાઢતા હોવાથી, પાછળથી થનાર ગ્રાહકોને અમે પાછલા અંકો પૂરા પાડી શકતા નથી. માટે નવીન ગ્રાહક થનારા ગૃહસ્થોને અમારી વિનતિ છે કે તેમણે પોતાનાં નામ વર્ષની શરૂઆતથી અર્થાત્ આવતા માસ અગાઉ નોંધાવી લેવાં કે જેથી પાછળથી અંકો ન મળી શકવાથી નિરાશ થવું ન પડે.

"મીરાંની માળા" ને લીધે કેટલાક ગૃહસ્થોને તથા કેટલીક સંસ્થાઓને અધવચથી ગ્રાહક થતાં પાછલા અંકો ન મળતાં નિરાશ થવું પડયું હતું, તેમ ન થવા પામે એટલા માટે પુસ્તકાલયો, સંસ્થાઓ તથા અન્ય સર્વ ગૃહસ્થો વિગેરેને અગાઉથી ગ્રાહક તરીકે નામ નોંધાવી લેવા અમારી ખાસ વિનતિ છે.

વ્યવસ્થાપક.

# ચંદ્રપ્રકાશ—સંવત ૧૯૭૩.

## અનુક્રમણિકા.

# चंद्रप्रकाश.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ भ. गी. ॥

पुस्तक १०. अंक १२. ऑक्टोबर १९१७. आश्विन १९७३.

## अमारी प्रासंगिक नोंध.

### શ્રીમંત ગાયકવાડ સરકારની સાહિત્યયોજના.

ગૂજરાતમાં મોટામા મોટું દેશી રાજ્ય વડોદરાનું છે. પ્રજાની કેળવણીના પ્રશ્નોમાં, પ્રજાના ઉત્કર્ષમાં આગળ પડતો ભાગ લેવામાં તથા દૃષ્ટાન્ત લેવા યોગ્ય પગલાં ભરવામાં જે નાનાં મોટાં રાજ્યો ભાગ લે છે તેમા અગ્રસ્થાને કહીએ તો તે વડોદરાના નરેશ નામદાર શ્રીમંત સરકાર સર સયાજીરાવ મહારાજા સાહેબ જ છે. પોતે વિદ્યાવિલાસી છે, સાહિત્યનો ઉપાસક છે, તથા પ્રજાની, રાજ્યની અને દેશની ઉન્નતિ જોવા ઉત્સુક છે; તેવા રાજાના રાજ્યના અમલમાં કોઇ સંગીન કાર્ય થાય એમાં આશ્ચર્ય નથી.

કોઇ પણ મહાન કાર્ય રાજ્યાશ્રય વિના બનતું નથી. તેમાં સાહિત્યની વૃદ્ધિ તો ન જ બને. આપણી ભાષામાં જોઇતું બધું સાહિત્ય નથી. બીજી ભાષાઓની સરખામણીમા તે ઓછું છે. પૂરાતન સમયમાં સાહિત્યની વૃદ્ધિની કોઇને તમા પણ નહોતી. પરંતુ કાળ બદલાયો છે. સમાજની પ્રગતિ દરેક દિશામા ધ્રુસકે ને ભુંસકે ચાલી જ જાય છે. એવા સમયમાં કોઇ સાધારણ વ્યક્તિ સાહિત્યની અભિવૃદ્ધિનું કાર્ય ઉપાડે તે કરતાં રાજ્ય ઉપાડી લે તેથી જે કાર્ય અલ્પ સમયમા સાધ્ય થાય તે તેટલા સમયમાં વ્યક્તિથી થઇ શકે નહિ જ. આપણે જાણીએ છીએ કે મરાઠી ભાષાના સાહિત્યની ઉન્નતિ પેશ્વા સરકાર તરફથી થઇ હતી, ત્યારે ગૂજરાતી ભાષાના સાહિત્યની ઉન્નતિ શ્રીમંત સરકારથી થાય છે એ જાણી પ્રજા ખરેખર તે નામદારની ઋણી રહેશે.

સર્વ કોઈ જાણે છે કે ગૂજરાતી સાહિત્ય પરિષદની ચોથી બેઠક, શ્રીમંત નામદાર મહારાજા સાહેબના આમંત્રણથી, વડોદરા મુકામે સને ૧૯૧૨ માં મળી હતી. એ વખતે શ્રીમુખથી જે વચનો નિકળ્યાં હતાં, અને જેથી યુવક વર્ગમા ઉત્સાહનું જે રક્ત રેડાયું હતું તથા આખું મંડળ આભારની લાગણી પ્રદર્શિત કરી રહ્યું હતું તે વચનો હજી પણ કાનમાં ગુંજે છે. એ વચનો એ હતાં કે, " I, therefore announce that I am organising a sub-department for the translation of

such works into Gujarati or other Vernaculars and their subsequent publication, and I am setting apart the sum of Two Lakhs of Rupees, from the Khangi Department, the interest of which will be used for carrying on this work." અર્થાત્ "તેટલા માટે હું જાહેર કરૂં છું કે આવાં પુસ્તકોનાં ગૂજરાતીમા કે અન્ય ભાષામાં ભાષાન્તર માટે, અને પછી તેની પ્રસિદ્ધિ માટે એક ભાષાન્તર ખાતાની યોજના હું ધરૂં છું, અને ખાનગી ખાતામાંથી બે લાખ રૂપીઆની રકમ જૂદી કાઢું છું જેના વ્યાજમાંથી આ કાર્ય ચલાવવામા આવશે."

ઉક્ત વચનો શ્રીમુખથી નિકળ્યાને આજે પાંચ વર્ષ થયાં છે. એથી પ્રજા ઘણીજ ઇંતેજારીથી એ વચનોની કાર્યસિદ્ધિની રાહ જોતી હતી, અને પ્રશ્ન કરતી હતી કે શ્રીમતે પરિષદ્‌ને એ લાખ રૂપિયા જેવડી એક ધરખમ રકમ આપી છે તેનું શું થયું? ભાષાન્તરખાતું ઉઘડવાનું હતું તે ખાતાનું શું થયું? પરંતુ દેવના વચન કદિ અસત્ય હોતાં નથી. સમય સમયનું કાર્ય કરે છે. ઉતાવળથી જે કાંઇ થાય તે કરતાં પુખ્ત વિચારથી જે થાય છે તે હંમેશા સંગીન થાય છે એમાં બેમત નથી.

ધીરજના ફળ મીઠા નીવડ્યાં છે. આ બે લાખની રકમના વ્યાજમાંથી પુસ્તકોનાં ભાષાન્તરની યોજના પરિપક્વ થતા સુધીમાં તેમાથી ધીમે ધીમે નવા નવા ગ્રંથો તૈયાર કરાવવામા આવતા હતા, તથા પ્રકટ પુસ્તકોના પ્રસિદ્ધ કરનારને, પુસ્તકો ખરીદી તથા પારિતોષિક આપી રાજ્ય યોગ્ય ઉત્તેજન આપતું રહેતું હતું. પરંતુ એ પદ્ધતિથી પુસ્તકો ઘણા થોડા પ્રમાણમા પ્રસિદ્ધ થતા હતા. તેટલા માટે સાહિત્યની અભિવૃદ્ધિ વધારે વેગવાળી તથા સાહિત્યવિષયક પુસ્તકોનો ભંડાર વધારે વેગવાળો કરવાના ઉદ્દેશથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબે કૃપાવંત થઇ હાલમા, પોતાના મૂળ વચન પ્રમાણે, રાજ્યના બાહોશ વિદ્યાધિકારી સાહેબ મે. ડ્સાર્ક સાહેબના હાથ તળે ભાષાન્તરખાતું ઉઘાડ્યું છે, ને તેની દેખરેખ માટે સાહિત્ય રસિક રા. જયસુખરાય- પુ. જોષીપુરા. એમ. એ. ની નીમણૂક કરી છે, એટલે આશા રહે છે કે હવે સાહિત્યનાં પુસ્તકો વધારે પ્રમાણમાં પ્રસિદ્ધ થશે.

શરૂઆતમા હાલની તકે અંગ્રેજી ભાષામાં લખાયેલા લોકોપયોગી જ્ઞાનદાયક અનેક પુસ્તકોના મુખ્યતઃ ગૂજરાતી તથા કેટલેક અંશે મરાઠી અનુવાદો કરવાનું કામ હાથ ધરવામાં આવ્યુ છે. પરંતુ એમાં કયાં પુસ્તકો ભાષાન્તર કરાવવા યોગ્ય છે તે પણ વિદ્વાનોની એક કમિટિ નીમી નક્કી કરવામાં આવ્યું છે તેથી સમજાય છે કે આ પ્રમાણે પસંદ થયેલાં પુસ્તકોમાં તત્વવિદ્યા, તથા વિજ્ઞાન, ઇતિહાસ તથા ચરિત્રો, તુલનાત્મક જ્ઞાન આપનારી બાબતો, બાળોપયોગી જ્ઞાનદાયક વાર્તાઓ, અર્થશાસ્ત્ર તથા રાજનીતિ વગેરે તરેહ તરેહના વિષયો છે. તદુપરાંત એવું પણ સમજાય છે કે ઉપરની યાદી ઉપરાંત ગુર્જર સાહિત્યમાં વિજ્ઞાનને લગતાં પુસ્તકો અલ્પ સંખ્યામાં છે - તે આ નવીન યોજનાથી સંવૃદ્ધ થશે એમા શક નથી. આ યોજનાને પરિણામે પશુવિદ્યા, વનસ્પતિવિદ્યા, જીવનવિદ્યા, જંતુવિદ્યા, ખગોળશાસ્ત્ર, વંશવિદ્યા, ભૂસ્તરવિદ્યા વગેરે અનેક પ્રકારની વિદ્યાઓના ગ્રંથો આપણી સમાજને ઉપલબ્ધ થવાનો સંભવ છે. એવું પણ અમારા સાંભળવામાં આવ્યું

છે કે આ વર્ષમાં લગભગ ૭૦–૭૫ પુસ્તકો તૈયાર થઇ પ્રસિદ્ધિમાં આવશે, ને તે જેવાં તેવા પુસ્તકો નહીં. અમારી જાણ પ્રમાણે એ પુસ્તકોમાંનાં થોડાં ઘણાંનાં નામ અત્રે આપીએ છીએ જેથી પ્રજાને ખાતરી થશે કે શ્રીમંત મહારાજા સાહેબે સાહિત્યની ઉન્નતિ માટે ભગીરથ પ્રયત્ન આરંભ્યો છે.

પુસ્તકોનાં નામમા લૉર્ડ એવેબરિનું ઓરિજિન ઑફ સિવિલિઝેશન, હર્બર્ટ સ્પેન્સરનું પ્રિન્સિપલ્સ ઑફ સોશિયોલોજિ, બ્રેગેહોટનું ફિઝિકસ અને પૉલિટિકસ, સ્ટેટ ઇન રિલેશન ટુ એજ્યુકેશન, કૉન્ફ્લીક્ટ બીટવીન રિલિજ્યન ઍન્ડ સાયન્સ, હેરિડિટિ, ઇવોલ્યુશન, શેક્સપીયર, ફાઉન્ડેશન ઑફ સાયન્સ, સાઇકોલોજી, ધી સાયન્સ ઑફ ધી સ્ટાર્સ, ટ્રેનિંગ ઑફ ધી ચાઇલ્ડ, ઝુલોજી, બૉટની, મૅરેજ ઍન્ડ મધરહુડ, પ્રાણીમાત્ર, મેકિંગ ઑફ ધી અર્થ, એન્થ્રોપોલોજી, સ્કૂલ, પાર્લામેન્ટ, ન્યુસપેપર વગેરે વગેરે. આ ઉપરાંત ગૂજરાતના કવિવરોમાં પ્રેમાનંદ, દયારામ, શામળદાસ, વલ્લભ, કૃષ્ણારામ, ગીરધર, મીરાંબાઇ, દલપતરામ, અખો વગેરે કવિઓનાં સ્વતંત્ર જીવનચરિત્રો પણ તૈયાર થાય છે.

આ ભગીરથ કામની કાર્યસિદ્ધિ માટે રાજ્યે ગૂજરાતના પ્રતિષ્ઠિત વિદ્વાનોને આમંત્ર્યા છે, ને તેમને સોંપવામા આવેલુ કામ તેમણે દરેકે ઉત્સાહ પૂર્વક જેમ બને તેમ સાદી અને સરલ ભાષામા કરી આપવા કબૂલ્યું છે એજ આપણી ભાષાની ઉન્નતિની શુભાશા છે. આ કામ એવા વખતમા આરંભવામાં આવેલું છે કે જે સમયે આખો દેશ સ્વભાષામા કેળવણી આપવાને ગર્જના કરી રહેલ છે, જે સમયે શારદાપીઠની પરીક્ષામાં દેશી ભાષાને સંસ્કૃતની માફક અન્ય ભાષા તરીકે દાખલ કરવા માગણી કરી રહેલ છે, તથા મહાશાળાઓમાં પણ માતૃભાષા, ઉચ્ચ કેળવણીમાં દાખલ થયેલી જોવાને પ્રજા આતુર થઇ રહી છે, તેવા સમયમા શ્રીમંત સરકાર મહારાજા સાહેબે તથા રાજ્યના વિદ્યાવિલાસી અને સાહિત્યપ્રેમી સ્તંભ નામદાર દીવાન સાહેબ મે. મનુભાઇ સાહેબે સાહિત્યના ઉદ્ધારનો આરમ્ભ કર્યો છે. આ માટે ગુજરાતી પ્રજા તે બન્નેને જેટલો ધન્યવાદ આપે તેટલો ઓછો છે.

શ્રીમંત મહારાજા સાહેબે કરવાનું કર્તવ્ય તો તેઓ સાહેબે કૃપાવંત થઇ કર્યું. પણ એટલાથી આપણે બેસી રહેવાનું નથી. હવે આપણે આપણું તથા પ્રજાએ પ્રજાનું કર્તવ્ય બજાવવાનું રહે છે. પુસ્તકો એટલી ત્વરાથી તૈયાર થાય છે કે જૂદા જૂદા ગુચ્છોનાં પુષ્પો છાપખાનામા જઇ ચૂક્યાં છે ને તે ઝડપથી છપાવા લાગ્યાં છે. તેમાંનું એક પુષ્પ તો અમારી પાસે આવી પણ ચૂક્યું છે જેની નોંધ અમે સ્વીકાર અને અવલોકનમાં લીધી છે. જે ઉપર વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ. અત્રે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે એકલી પુસ્તક પ્રસિદ્ધિથી પ્રજાને લાભ થઇ શકે જ નહિ. તે જેમ બહોળા પ્રમાણમા પ્રજામાં ફેલાય, તથા વંચાય તેમ પ્રજાને લાભદાયી છે, એટલું જ નહિ પણ એથી મૂળ યોજકને ઘણા સંતોષની વાત થશે. ખુશીની વાત છે કે એ પુસ્તકોની કીમત પણ સાધારણ રાખવાની યોજના છે. એથી પ્રજામાંથી ઘણા લોકો તેનો લાભ લઇ શકશે. એટલા માટે અમે પ્રજાને તથા દેશી રાજા રજવાડાઓને અને દરેક લાઇબ્રેરીના કાર્યવાહકોને, જેમ જેમ પુસ્તકો પ્રસિદ્ધ થતાં જાય તેમ તેમ તે ખરીદ કરી સમાજને, પ્રજાને, તથા બન્ધુઓને લાભ આપવા વિનતિ કરીએ છીએ. શ્રીમંત મહારાજા સાહેબના આ ભગીરથ પ્રયત્નને

હરેક રીતે વધાવી લેવાની આપણી ફરજ છે, કારણ કે અંગ્રેજી ભાષાથી અપરિચિત રહેતી મધ્યમ વર્ગની તથા અખિલ ગુર્જર પ્રજા જ્ઞાનસમૃદ્ધ થઈને આ જમાનાની સરતમાં આગળ ધપવાને સમર્થ થશે. વળી શ્રીમંત મહારાજા સાહેબે લોકભાષાની અભિવૃદ્ધિ અર્થે એક પાઠશાળા પણ ઉઘાડેલી છે, અને તેને પગભર કર્યા બાદ શ્રીમંત વર્નાક્યુલર હાઇસ્કૂલ પણ ઉઘાડે એવો સંભવ દેખાય છે. આવું થશે ત્યારે ઉક્ત ભાષાન્તરની યોજના ઘણી જ ઉપયોગી થઇ પડશે અને યુરોપીય સંસ્કૃતિ જે પ્રકારના જ્ઞાનને લીધે જન્મ પામી છે તેના સંસ્કાર આપણી પ્રજા ઉપર છૂટથી પડશે, અને તેના પરિણામમાં લોકસમુદાય સુધારાના કામમાં આગળ પગલાં ભરનારો થશે. અમે એટલું વિશેષ કહેવા માગીએ છીએ કે, બંગાળામાં પણ આવી જ યોજના પગભર થઇ છે, અને તે સુપ્રસિદ્ધ પ્રોફેસર જદુનાથ સરકારના હાથ તળે વિશ્વવિદ્યાસંગ્રહના નામથી શરૂ થઇ છે. પરંતુ ખુશી થવાનું એ જ છે કે આ બાબતમાં પહેલ કરનાર વડોદરા રાજ્ય જ છે, ને તે માટે આપણે મગરૂર થવાનું છે.

છેવટે અમે આ 'શ્રી સયાજી સાહિત્યમાળા'ના કાર્યવાહકોને એટલી સૂચના કરવા માગીએ છીએ કે ગુજરાતી ભાષાની જોડણી વિષે જૂદા જૂદા લેખકોનો જૂદો જૂદો મત છે, ને તે દરેક વ્યક્તિ પોતાની જોડણી રાખવાને માટે આગ્રહ કરે છે, તેથી આ માળામાં ગમે તે એક જોડણી, જેવી રીતે 'વર્નાક્યુલર ટેક્ટ બુક રિવિઝન કમિટિ' એ હકાર વિનાની સાદી જોડણી રાખી હતી તેમ રાખવી. વળી વૈજ્ઞાનિક વિષયોના અનુવાદ થવાના છે ત્યારે તેની પરિભાષા પણ ખાસ તૈયાર કરવી પડશે. તે પરિભાષા મંજૂર થયે તે પરિભાષાનો એક વૈજ્ઞાનિક કોષ પણ સાથે સાથે કરવામાં આવશે તો એથી પ્રજાને મોટો લાભ થશે. અંતે અમે આ મહાન પ્રયાસ માટે તેના ઉત્પાદકનો તથા તેના કાર્યવાહકોનો ઉપકાર માનીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે આવા પ્રજાકીય સ્તુત્ય અને અમૂલ્ય પ્રયાસ ઝાઝાં વર્ષો ચાલુ રહી ગુર્જરાતી ભાષા માથેનું નિર્જીવ સાહિત્ય બાબતનું આળ શ્રીમંત સરકાર હમેશાને માટે દૂર કરવાને ભાગ્યશાળી થઇ અમર કીર્તિ પ્રાપ્ત કરો. અસ્તુ

---

## ચાંદનીમાં.

### દ્રુતવિલંબિત.

શશી ઉગ્યો નભ અંક પરે પિતા, ધવલ કિરણ વિશ્વ પરે ઢળ્યાં,<br>
ગગન ઉદર ઉપર બાલિકા, નવલ વસ્ત્ર ધરી ફરતી પિતા;<br>
સરિત નીર પરે શશી ભગે છે, જળદળે પણ શું કિરણો રમે ?!<br>
જગત આખુ ધમે અજવાળતા, શશી તણાં કિરણો ઉડતાં ફરે !<br>
જગત શાન્તિ મહીં ઢળતું દિસે; મમ હૃદે કદી શાન્તિ પિતા ! થશે ?<br>
કિરણ તુજ પિતા કદી ફૂટશે ? મુજ હૃદે પ્રભુ, જે અજવાળશે ?

સ્નેહસાગર.

---

# ટીકાકાર અને ટીકાખોર.

## ( ૨ )

( અનુસન્ધાન ગતાંક પૃષ્ઠ ૩૮૯ થી. )

અગાઉ જણાવ્યા પ્રમાણે ડૉ૦ જોન્સને ટીકાખોરનાં નિંદા–ટાયલાં પ્રત્યે સમજુ જનોએ ધ્યાન નહિ આપવાનું ડહાપણ ભરેલું પગલું ગણ્યું છે. અને બેશક, જે સમજુ છે, સુજ્ઞ છે, પ્રાજ્ઞ છે, સારાસારનો વિચાર પારખવાની શક્તિયુક્ત છે તે તો ડૉ૦ જોન્સનની સૂચના પ્રમાણેજ ચાલે છે, તથાપિ તેથી કાંઇ ટીકાખોરનો અવાજ તદ્દન અરણ્યરૂદન જેવો નિવડતો નથી. કેમકે " ગામ હોય ત્યાં ઢેડવાડો હોય " તે ન્યાયે ટીકાખોરના કાકા–રવને સાંભળનારો વિઘ્નસંતોષી વર્ગ પણ વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે જ ! અગાઉ એક જમાનો એવો આવી ગયો હશે, કે જ્યારે, જાણ્યે અજાણ્યે પણ ખોટી નિંદા કે લબાડીવેડા વાળી ચર્ચા કર્ણગોચર થતા કાને બે હાથ દેનાર વર્ગ હતો, પણ હવે તે કાળ પલટાઇ ગયો છે, " વરનારનું વરે અને ભંડારી પેટ ફૂટે " અથવા " શાહુકારને ઘેર વિવાહ અને ઢેડડી મેંશ આંજે " એવી ખોડ વાળો વર્ગ જોઇએ તો ગાડાંભરીને મળી આવે તેમ છે. અને તેવા વર્ગમાંજ ટીકાખોરની ( ટીકા નહિ પણ ) નિંદા આદર પામે છે. એવો વર્ગ ઉતરતી પંક્તિમાં મૂકી શકાય છે અને એવા વર્ગ દ્વારા જ ટીકાખોરને વિપથગામી ટીકા–નિંદા–કરવાનું ઉત્તેજન મળે છે. આ સિદ્ધાન્ત સ્વતઃ સિદ્ધ છે.

ઓળખાઓ એવો ઉતરતી કોટિનો વર્ગ ટીકાખોરનાં ટાયલાની વાહ્ વાહ્ બોલે છે અને પેલો ટીકાખોર પોતે હૃદયહીન અને જાડી બુદ્ધિનો હોવાથી તેની દમ–આત્મા–વગરની ખાલી વાહ્ વાહ્થી ફૂલાઇ જાય છે. તેની ' ફૂલાવાની ફોઇ ' ને, તેના પર દયા આણી કોઈ પણ પુરુષ પૂછી શકે કેઃ—

" કુલણજી તમે ફુલાવ્યા કેમ ફુલ્યા રે કુલણજી !
થઇ અન્ધ પાપમા ડૂલ્યા–બોલો, ફુલણજી ! "

વગેરે.

પણ ટીકાખોરની નિંદા સાંભળનાર કે વાંચનાર ઉતરતી કોટિનો વર્ગ વિશેષ દોષ એ કરે છે કે, તે ' ટીકા 'પાત્ર થનાર ગુન્હેગાર,–ગંભીર ગુન્હેગાર–લેખાતો હોય એવી ભૂલ ભરેલી માન્યતા પોતાનામાં ઠસાવી અન્યનાં હૃદયમાં ઠસાવવા મથે છે ! વસ્તુસ્થિતિ નિરાળી હોય છે. ' ટીકા ' શબ્દનું યથાર્થ રહસ્ય પિછાણનાર વર્ગ એવી ગંભીર ભૂલ કરતો નથી. કેમકે તે ખાતરી પૂર્વક સમજે છે કે ટીકા થવી એમાં કાંઇ દૂષણ સમાયલું નથી. અને જે દૂષણ તરીકે સ્વીકારી લે છે તે પોતે જ દૂષણ શોધવાના રસિયા હોય છે ! તેઓની આંખોમાં ભૂષણ વસતું જ નથી ! વિશ્વના સાહિત્યક્ષેત્રમાં અત્યાર સુધી જે કંઇ લખાયું છે કે બોલાયું છે તે સર્વમાન્ય થયું હોય તેમ જાણ્યામાં નથી. મતભેદ

એ સૃષ્ટિમાત્રનો એક મહાક્રમ છે. અને મતભેદને પ્રતાપે જ–મંન્થનને પરિણામે જ–ઉત્તમ નવનીત મેળવી શકાય છે. તે ખ્યાલ ટીકાખોરોની વાહ્ વાહ્ ગાનાર વર્ગને શી રીતે હોય ?

સર્વગુણસંપન્ન રામચન્દ્ર જેવા મહા પુરૂષની નિંદા કરનાર પણ ન્હોતા એમ નહિ. એક ધોબીએ તેમના કંચન સરખા વિશુદ્ધ ચારિત્ર પર ટીકા કરી હતી. અને તેનું પરિણામ સીતા મૈયાના શીયળવત્તની ઉજ્વલ કસોટીમા સમાયું હતું ! આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે ગમે તેવા અકલંકિત મહાત્માનું નિર્મળ જીવન પણ, અથવા ગમે તેવા સમર્થ લેખકના સંગીન લેખો પણ, લોકદષ્ટિએ કેવળ અદૂષિત ઠરતા નથી. કેમકે સૌની દષ્ટિ, સૌનો સ્વભાવ, સૌની સમજશક્તિ એક સરખાં હોતા નથી. એક વ્યક્તિ, શીતળ ચંદની ફેલાવતા ચન્દ્રમા કલંક જૂવે છે, તો બીજી વ્યક્તિ તેના ગુણોમાં આફરિન થઇ જાય છે, એક વ્યક્તિ મનોહર રંગથી ખીલી રહેલા મધુરી ફોરમ દેતા ગુલાબને, કાટાળો ગણી ત્યજી દે છે, તેને નિંદે છે, તો બીજી વ્યક્તિ તે કાંટાવાળા ગુલાબ છોડમાથી જાળવીને ગુલાબ ચૂંટી લે છે; એક વ્યક્તિ ખળખળ અવાજે ગિરિશિખરના ઉદરમાથી વહેતા નિર્ઝર ઝરણાની તળે કર્દમ ઠરેલો જાણી તેનો ત્યાગ કરશે, બીજી વ્યક્તિ તેનું પાન કરી કૃતાર્થ થશે; એક વ્યક્તિ કોઇ મહાકવિના કુદરતી પહાડી સુર–કંઠ–ને લીધે તેના પ્રાસાદિક કાવ્યોને પણ નિંદવા મંડી પડશે, બીજી વ્યક્તિ તેના કાવ્યના ભાવો ઝીલશે અને જીરવશે. એક વ્યક્તિ કોઇ સુખડીઆની " કુહાડા " ની બોલીને અંગે તેની મીઠાઇનો પણ ત્યાગ કરશે, બીજી વ્યક્તિ તે મીઠાઇને ચાખી ચાખી એકરસ કરી અંગનાં અણુએ અણુમા ઉતારશે. અને એ પ્રમાણે જ એક ટીકાખોર પોતાની હલકી વૃત્તિને આધિન હોઇ કોઇ સુન્દર વસ્તુને પણ અસુન્દર સમજી તેના પર પોતાનો તુચ્છ સ્વભાવ અજમાવવા માડે છે. જ્યારે ટીકાકારની પદ્ધતિ તેનાથી તદ્દન ઉલટી દિશાએ કામ કરે છે.

પણ આપણે હવે ' ટીકા ' અને ' નિંદા ' શબ્દનું ઉપલક રહસ્ય તપાસીશું.

સામાન્ય રીતે જોતા ટીકાનો અર્થ વિવેચન, વસ્તુપિછાન, સ્પષ્ટીકરણ–એવો થાય છે. પણ સામ્પ્રત કાળમાં અંગ્રેજી ઢબે અને અંગ્રેજી ( રિવ્યુ ) નામે વિવિધ પ્રકારનાં પુસ્તકો તપાસવાનો પરિચય જે પ્રચલિત થવા માંડયો છે તેને ' ટીકા ' નામ બંધ બેસતું નથી. ટીકા તે અવલોકન નથી. અને ટીકા તે અભિપ્રાય પણ નથી. અભિપ્રાય અને અવલોકન વચ્ચેના ભેદનો વિચાર કર્યા સિવાય ઘણા વિદ્વાન પત્રકારો મથાળું એક મૂકી, બીજા વિષય પર ઉતરી હાસ્યાસ્પદ ઉત્પન્ન કરાવે છે તે ખેદની વાત છે. દષ્ટાંત તરીકે મથાળું મૂકેલું હોય છે **અવલોકનનું** અને તેની તળે લખાયલો હોય છે માત્ર ઉપલક **અભિપ્રાય** ! આવું ઘણા પત્રોમા બનતું જોવાય છે. એ વિષે વિશેષ વિસ્તાર આ લેખના જ એક ભાગના " અસ્થાને શબ્દ પ્રયોગ " નામના મથાળા તળે કરવાનો હોવાથી અહીં વિશેષ ઉલ્લેખ કરવાની જરૂર નથી. સંક્ષેપમાં એટલું જ કે ટીકા અવલોકન અને અભિપ્રાય ત્રણે એક જ વસ્તુ નથી.

**ટીકા** જે વસ્તુ પર થઇ હોય તેમા ખરી ખુબી અને ખામી ઉભય બતાવાય છે.

**અવલોકન** જે વસ્તુ પર લેવાયું હોય, તેમાં તે વસ્તુના ઉદાર, વિસ્તાર સાથે ખુબી, ખામી અને "આમ છે તે ઠીક નથી પણ આમ હોત તો સારું" એવા ગંભીર ઉમેરણ અને સ્વશક્તિના બહોળા ઉપયોગ સાથે સટીક વિવેચન થાય છે.

**અભિપ્રાય** જે વસ્તુનો અપાય છે, તેમાં તે વસ્તુના સંબંધમાં અભિપ્રાય-આપનારનો કેવળ મત (કશી પણ ચર્ચા સિવાય) આપવાની છૂટ રહેલી હોય છે અને છેવટ,

**નિંદા** અથવા ટાયલાં, તાજું, સારું ઝરા બગરીથી ગળામણું ઘી, પાણીના મિશ્રણ સાથે ચૂથી નાખી તે ઘીને ઝેરના ગુણમાં રૂપાન્તર કરી દેવામાં આવે છે તે પદ્ધતિથી થાય છે. અર્થાત્ વસ્તુ ગમે તેટલી સુન્દર હોય, નિર્દોષ હોય કે સંગીન હોય પણ તે વસ્તુને અસુન્દર, સદોષ અને માલમ વગરની જ બનાવી દેવાનું કાર્ય નિંદા અથવા ટાયલાં દ્વારા થાય છે.

અને આમ ચારે વસ્તુ—ટીકા, અવલોકન, અભિપ્રાય તથા નિંદા—ઉપર ઉતરતાં, ઉતરનાર શક્તિસંપન્ન હોવો જ જોઇએ, નહિ તો થોડુંક આગળ દોડી પાછા પડતા જાહેરમાં તે ફટફટ થઇ જાય છે.

તથાપિ ફટફટ થવાની વિશેષ ધાસ્તી ટીકાકારને, અવલોકનકારને કે અભિપ્રાય-દર્શકને નથી રહેતી તેટલી ટીકાખોરને રહે છે અને તેનું કારણ સ્પષ્ટ હોય છે કે સત્ય વસ્તુને અસત્ય ઠરાવવા તે પોતાની સ્વલ્પ શક્તિનો વ્યય કરી, શક્તિરૂપી ખજાનો કૃત્રિમ દલીલો દ્વારા ટુંકી મુદતમાં ખાલી કરી નાખે છે અને જ્યારે તે દલીલો અગ્ન્યાસ્ત્ર સામે મેઘાસ્ત્ર રૂપ સ્હામી સંગીન ને સત્ય દલીલો રજુ થાય છે ત્યારે પોતાનો 'ટીકા' કરવાનો મૂળ ફાંકો ત્યજી કોઇ જુદાજ માર્ગનો આશરો લે છે અને આમ ગીફણાવેડા કરતાં વિશેષને વિશેષ તે ખરડાય છે.

ટીકા અને અવલોકનના સંબંધમાં પ્રો૦ મણિભાઇના વિચારો અહીં ઉતારવા જેવા છે. તેઓ લખે છે:—

"દોષ કાઢવાજ બેસવું એ અવલોકન નથી, અર્થાત્ અવલોકનનો હેતુ નથી. એટલે સુધી પણ કહીએ કે અમુક રચનાને સારી નરસી જણાવવી એ પણ તેનો હેતુ નથી. × × બીજી રીતે બોલીએ તો પ્રકૃત લેખકને ઉપદેશ આપવો એ અવલોકનનો હેતુ કે વિષય નથી. તન્નિરૂપિત વિષયને સ્પષ્ટ કરી વાચકોને શુદ્ધ બોધ આપવો એ તેનો હેતુ ને વિષય છે."

સાચા અને સમર્થ ટીકાકારો આ અવતરણ સાથે મળતા થશે. અને દુરાગ્રહી ટીકાખોરો તેને તરછોડશે, કેમકે ટીકાખોરની દૃષ્ટિમાં વસ્તુ પર ટીકા કરતી વખતે તે વસ્તુ રહેલી હોતી નથી, પણ તે વસ્તુનો ઉત્પાદક રમી રહેલો હોય છે—મતલબ કે અગાઉ લખી ગયો છું તેમ અંગત દ્વેષ, મમત, આપવડાઈ વગેરે રમી રહેલાં હોય છે અને તેથી ટીકા કરતી વખતે પોતાના તરફથી જે કંઇ અન્યાય આપવા ટીકાખોર તૈયાર થાય છે તે વેળા તરતજ અંતઃકરણ તેને તેમ કરવાની મનાઈ કરનારો ગુપ્ત અવાજ સંભળાવે છે [illegible]

ગણકારતાં, અને ઇશ્વરને સાક્ષીભૂત રાખવાને સ્થાને દ્વેશ, મમતાદિને જ ઇશ્વરતુલ્ય સ્વીકારી, સાક્ષીભૂત રાખી પોતાનો કકકો ખરો કરાવવા મથતા હોય છે.

ટીકાકારો ટીકા કરતી વખતે જુદાંજ સાધન ધ્યાનમાં રાખે છે. અને તે સાધન આપણા શાસ્ત્રોમા અનુબંધ ચતુષ્ટયનો જે વિવેક રાખેલો છે તેને લગતાં હોય છે. પ્રત્યેક ટીકાકાર એ ચાર અનુબંધપૂર્વક પ્રતિવસ્તુને અવલોકનદૃષ્ટિમાં ઉતારે છે. આ ચાર અનુબંધ નીચે પ્રમાણે છે:—

વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકાર.

વિષય એટલે વસ્તુનો વિષય.

સંબંધ એટલે તે વસ્તુ–ધારો કે લેખ–અથવા લેખક અને પ્રતિપાદ્ય વિષયનો સંબંધ.

પ્રયોજન એટલે એ લેખની પ્રવૃત્તિનું કારણ.

અને અધિકાર એટલે કોને માટે એ લેખ તૈયાર થએલો છે તેનો તોલ.

આમ ચારે અનુબંધનો યોગ્ય વિચાર કરી અવલોકન કે ટીકા થાય તો પોતાના અભિપ્રાયો એકદમ અને અપ્રાસંગિક રીતે અંદર ન આવી જતાં મૂળ વિષયના રૂપનેજ સ્પષ્ટ કરવામા વળગી રહી શકાય. અને તે રીતે ટીકાકાર પોતાના પ્રયત્નમાં સફળ નિવડે છે.

આપણે આ સ્પષ્ટીકરણની પુરવણી માટે કોઇ પણ સંસ્કૃત ગ્રંથ તપાસીએ, તો ટીકાકારોએ વિદિત થઇ તે વ્યાખ્યા પ્રમાણેજ તે ગ્રંથ પર ટીકા કરેલી માલમ પડશે. માલવિકાગ્નિમિત્ર કે, રત્નાવલી હોય અથવા ગમે તો ન્હાનાં સ્તોત્ર હોય-તે સઘળાં મહત્વથી ઉલ્લોઉલ ભરેલી અને રહસ્યના ઉડાણ તત્વોમા ઉતરેલી નવીન પ્રકાશ પાથરતી ટીકાથી યુક્ત જણાશે. અને હિમ્મત, શ્રદ્ધા અને લગભગ ખાતરીપૂર્વક એમ કહી શકાય કે એજ ગ્રંથો અથવા માલતી માધવ, ઉત્તરરામ ચરિત્ર કે શાકુન્તલ પણ હાલના ( જો હોય તો ) કોઇ સમર્થ ટીકાકારના હાથમાં મૂકયા હોય તો તેમનાથી વિરલ દોષ પણ જડે કે નહિ તે પ્રશ્ન શંકાસ્પદ સ્થિતિ ભોગવશે.

સમર્થ ટીકાકારોના વિશાળ અને પકવ અનુભવથી થએલી ટીકાનું પરિણામ આ છે.

તથાપિ તેમના કરતા ઉલટી દશા ટીકાખોરોની જોવાય છે. કોઇ સર્વોત્કૃષ્ટ, પ્રાસાદિક કાવ્યકૃતિ કે લેખકૃતિ ટીકાખોરના હાથમા મૂકો, ને પછી જોઇ લ્યો તેના તરફથી ફૂટતા " રેટીઓ પેટીઓના ભડાકા ! " કોઇ હિંસક પ્રાણી નિર્દોષ પખીનાં પીંછે પીંછાં વિખેરી નાખે કે મોટી ચાંચવાળું કોઇ હિંસક પ્રાણી કોમળ પંખીને ચૂંથી નાખે તેમ, ભાવ, લાલિત્ય, રસ અને માધુર્ય યુક્ત કૃતિને કરકરી નજરે નિહાળી તેને છેક ઉતારી પાડવાનો મિથ્યા પટપટારો કરવા મંડી પડશે ! જાણે સાહિત્યક્ષેત્રમાં પોતે ન્યાયાધીશની સત્તા મેળવી ન હોય !

( અપૂર્ણ. )

કેશવ. હ. શેઠ.

# सैयारी सफर.

૧

ઓગનીશ વર્ષ સુભગે ! ભવકુંજ વીત્યાં:
ને આજ એહ ફરીથી વહતો સુદિન:
ખહાડ સારૂં રસછોળે અમીત વર્ષે:
સૈયારી આ સફર સ્નિગ્ધ પુનીત રંગે:

૨

તેં પ્રાણની પમિલો-વિરલા પ્રકારા
દાખ્યા: અને રસકથા ઉરેરી ગુંથી·
એકેક એ પ્રણય-અક્ષર કેરી પંક્તિ
સૈયારી આ સફર વિશ્વતટે જુદાં તે

૩

બાલે ! તુફાન ઘુઘવે કંઇ કાલસિન્ધુ:
નૌકા અહો ! જીવનની ડૂબતી-તરન્તી·
ઉર્મિ પરે નિરવધિ અફળાય ઉર્મિ:
સૈયારી આ સફર એોર સુધારશું જીલે:

૪

વ્હાલી ! પ્રભુજી પર ટેકવી સર્વ આયુ
ઉલ્લાસ આત્મઝગતા લણશું પ્રીતિથી:
મૈત્રી ધરીશું, કરૂણા, મુદિતા ધરીશું
સૈયારી આ સફરશું ધરશું ઉપેક્ષા:+

૫

ચકોળ શાં ઉડી રહી પ્રભુની પ્રભામાં,
આનંદશું અજબ પ્રાર્થનગીત છેડી:
એ દિવ્ય પ્રેમ થકી દમ્પતી પ્રેમ રંગી
સૈયારી આ સફર મૂલ્યમયી ધપીશું.

૬

કર્તવ્ય કેરી વીરહાક દિગંત ગાજે:
ને યોગની અમર આ રહી પ્રાણુ ! કન્થા·
હા: એક એજ પ્રભુપૂજન કેરી વિધિ:
સૈયારી આ સફર તન્મય પાંગરીશું:

---

+ પાપ અને પાપી પ્રતિ.

૭

મોંઘુ છ આ જીવન, ને જીવનીય યાત્રા:
મોંધી છ આ પરમ નિર્મલ લગ્નદીક્ષા:
દૂંદો ભલેઃ—અડગ આપણી એ સમાધીઃ
સૈયારી આ સફર શાન્તિ-વિરાગવન્તીઃ

૮

તો પૂજીએ પુરૂપ પ્રકૃતિમાત અંકેઃ
એ બ્રાહ્મક્ષાત્રવિભુવર્ચસને× વરીનેઃ
સર્વત્ર વ્હાઃ જીવનજ્યોતપ્રસાદ ઝીલી
સૈયારી આ સફર સુફ્લીએ, સખીરી !

પ્રણયી.

---

## झरणा कांठे.

( રાગ બીહાગ. તાલ દાદરો. )

ઓ બાળુડા ઝરણુ ! બોલ ત્હારે અંત શું ?
ઓ હસતા ઝરણુ ! બોલ ત્હારે અંત શું ? ઓ બાળુડા૦

કલકલકલ કરતી ત્હારી લ્હેરી આ રમતી રમતી પ્યારી;
ગળળળળ ગૂંજતી ત્હારી ઝાડી મહીં છાની સીતકારી;
સુનદ ! રસદ ! બોલ, ત્હારે અંત શું ? ઓ બાળુડા૦

કલકલકલ કરતી મ્હારે અંતર લ્હેરી સરતી પ્યારી;
મધુર મધુર ગૂંજતી મ્હારા આત્મની છાની સીતારી;
મુજશા ઝરણા ! બોલ, ત્હારે અંત શું ? ઓ બાળુડા૦

તાજા સુકોમળ વ્હેતા પ્રવાહે, ત્યાં જો, ચાંદની કરે વિહાર;
સુન્દર, સ્વચ્છ સલિલ આ જાય, ત્યાં જો, છોડવા બોળતા ડાળ;
મીઠડા ! મધુર ! બોલ, ત્હારે અંત શું ? ઓ બાળુડા૦

અંત ત્હારે નવ ઝરણુ પ્યારા ! બાલ સુવા વહેવાર આ ત્હારા;
અંત મ્હારે પણ નેહી વહાલા ! બાલ સુવા વૃદ્ધ દેહ બ્હીલા;
ઝરણુ ત્હારું બતાવ, પછી અંત શું ? ઓ બાળુડા૦

मलयानिल.

---

× ચિંતન અને ક્રિયાનાં મહાજ્યોતિઃ

# રમાદેવી.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૯૯ થી. )

દશ્ય ત્રીજું—ગામનો એક રસ્તો.

રમાદેવી અને પરિચારિકા આવે છે.

રમાદેવી—( એક પુલ ઉપરથી વાંકી વળીને ) જ્યારે હું પાણીમાં નજર કરૂં છું ત્યારે હું મ્હારી જાતને ઓળખી શકતી નથી.

પરિચારિકાઃ—ત્હમારા કપડાં ઉડે છે તે બરોબર સંભાળો; કોઇ ખેડુતો આવે છે.

બે વૃદ્ધ ખેડુતો આવે છે.

પ્હેલો ખેડુતઃ—એ રહી પેલી છોકરી.

બીજો ખેડુતઃ—આજે આવી છે તે જ કે ?

પ્હેલો ખેડુતઃ—હા; પેલી સ્ત્રી સાથે છે.

બીજો ખેડુતઃ—એ ક્યાંથી આવે છે ?

પ્હેલો ખેડુતઃ—કોઇ જાણતું નથી.

બીજો ખેડુત—એ કંઇ એની બાબત સારૂં ન કહેવાય.

પ્હેલો ખેડુતઃ—આખા ગામમાં એની જ વાત આજકાલ ચાલે છે.

બીજો ખેડુતઃ—ગમે તે હો, પરંતુ એનામાં કાંઇ નવાઇનું નથી.

પ્હેલો ખેડુતઃ—એ પાતળી છે.

બીજો ખેડુતઃ—એ ક્યા રહે છે ?

પ્હેલો ખેડુતઃ—આટલામાં જ.

બીજો ખેડુત—એ પૈસાદાર છે ?

પ્હેલો ખેડુતઃ—લોકો એમ કહે છે ખરા.

બીજો ખેડુતઃ—આપણે જોવું જોઇએ.

( જાય છે. )

ગોપાલ આવે છે.

ગોપાલઃ—જય સચ્ચિદાનન્દ !

રમાદેવી અને પરિચારિકાઃ—જય સચ્ચિદાનન્દ !

ગોપાલ—આજે રાત્રે હવા સરસ છે.

પરિચારિકા—હા, સરસ છે ખરી.

ગોપાલ—પણ એ બધા ચન્દ્રના જ પ્રતાપ.

પરિચારિકા—હા.

ગોપાલઃ—પણ દહાડે તો બહુ ગરમી પડી હતી.

પરિચારિકાઃ—હા, હા; દહાડે ગરમી પડી હતી જ.

ગોપાલઃ—( પાણી આગળ ઉતરીને ) હું ન્હાવા માગું છું.

પરિચારિકા—ન્હાવા ?

ગોપાલઃ—હા; મ્હારે અહીં કપડા ઉતારવાં છે.
પરિચારિકાઃ—અમારા દેખતાં કપડાં ઉતારવા છે.
ગોપાલઃ—હા.
પરિચારિકા—( રમાદેવીને ) આમ આવતા રહો !
ગોપાલઃ—તમે કોઇ દિવસ કોઇને તદ્દન નગ્ન નથી જોયો ?

[ એક વૃદ્ધ સ્ત્રી રોતી રોતી દોડતી આવે છે; પાસેની દારૂની દુકાનનું બારણું ઠોકીને ચીસ પાડવા લાગે છે. ]

**વૃદ્ધ સ્ત્રીઃ**—મદદ કરો ! મદદ કરો ! ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! બારણું એકદમ ઉઘાડો ! એ લોકો મ્હોટા કોતરકામ કરવાના છરા લઇ લઇને એક બીજાનાં ખુન કરે છે.

દારૂડીઆઃ—[ બારણું ઉઘાડીને ] શું છે ?

**વૃદ્ધ સ્ત્રીઃ**—મ્હારો છોકરો ! મ્હારો બીચારો છોકરો ! એ લોકો મ્હોટા છરા લઇ લઇને એક બીજાનાં ખુન કરે છે ! મ્હોટા કોતરકામ કરવાના છરા લઇ લઇને !

**બારીએથી અવાજોઃ**—શુ થયુ છે ?

દારૂડીઆઃ—લડાઇ !

**બારીએથી અવાજોઃ**—અરે, અમે જોવા આવીએ છીએ !

દારૂડીઆઃ—એ લોકો ક્યાં છે ?

**વૃદ્ધ સ્ત્રી**—સુવર્ણ તારક પાછળ; ગામમા આજે પેલી જે છોકરી આવી છે ત્હેને માટે એ પેલા લુહાર સાથે લઢે છે; બન્ને ક્યારનાએ લોહીલોહાણ થઇ ગયા છે !

દારૂડીઆઃ—બન્ને ક્યારના લોહીલોહાણ થઇ ગયા છે ?

વૃદ્ધ સ્ત્રી—દિવાલો ઉપર પણ લોહી ક્યારનું પથરાઇ ગયું છે ?

કેટલાકઃ—દિવાલો ઉપર પણ લોહી ક્યારનુ પથરાઇ ગયું છે ?

અન્ય—ચાલો આપણે જઇને જોઇએ. એ લોકો ક્યા છે ?

વૃદ્ધ સ્ત્રી—સુવર્ણ તારક પાછળ. અહીંથી તમે એમને જોઈ શકશો ?

દારૂડીઆઃ—તમે અહીંથી એમને જોઇ શકો છો ?—મ્હોટા કોતરકામ કરવાના છરા છે ?—એઓ કેવા લોહીલોહાણ થઇ ગયા હશે !—જુઓ, પેલી તરફ ! કુમાર !

[ ચીસ પાડતી અને બાઝતી વૃદ્ધ સ્ત્રીને ઘસડતા ઘસડતા એઓ અંદર દાખલ થઇ જાય છે. ]

કુમાર રવીન્દ્ર અને સુધીન્દ્ર આવે છે.

રમાદેવીઃ—( પરિચારિકાને ) રવીન્દ્ર !

પરિચારિકાઃ—સંતાઇ જા.

[ રમાદેવી અને પરિચારિકા જાય છે. ]

સુધીન્દ્ર—તે પેલી જુવાન ખેડુત–બાળાને જોઇ ?

રવીન્દ્રઃ—નજર...માત્ર નજર જ પડી.

સુધીન્દ્ર—એ વિચિત્ર લાગે છે.

રવીન્દ્ર—મ્હને એ ગમતી નથી.

સુધીન્દ્રઃ—મ્હને તો એ મોહક લાગે છે; હું માયાદેવી આગળ એની વાત કરીશ; એને એક દાસી જોઇએ છીએ. અરે રે! તું કેટલો ફીકો લાગે છે!

રવીન્દ્રઃ—હું ફીકો લાગું છું?

સુધીન્દ્રઃ—તદ્દન ફીકો. તું માંદો છે?

રવીન્દ્રઃ—ના. એ તો આ શરદ્ ઋતુના દિવસનું પરિણામ. આખો દહાડો મ્હને એમજ થયું છે કે જાણે હું તાવથી સપડાયેલા લોકોથી ભરેલા ઓરડામાં પડી રહેલો હોઉંની!.. અને હવે બરફ જેવી ટાઢી આ[illegible]ત! હું આજે કિલ્લાની બ્હાર નથી નીકળ્યો, પણ બગીચામાં મ્હને રાત્રિની બિનારા લાગી ગઇ.

સુધીન્દ્રઃ—સભાળ લે! ગામમા ઘણા માંદા પડ્યા છે.

રવીન્દ્રઃ—હા; એ બિનારાને લીધે જ; અને જો હું પણ એનો જ ભોગ થઇ પડ્યો છું.

સુધીન્દ્રઃ— શું?

રવીન્દ્રઃ—જેનું નામ પાડવાની હજી સુધી મ્હારી હિમ્મત નથી ચાલતી તે પાપોનો ભડકો લગભગ આજે જ મ્હે જોયો.

સુધીન્દ્રઃ—ત્હારૂં કહેવું નથી સ્હમજી શકતો.

રવીન્દ્રઃ—એવી જ રીતે અન્નદેવીના કેટલાક શબ્દો હું સ્હમજી શક્યો ન્હોતો. એ સ્હમજતાં મ્હને બ્હીક લાગે છે.

સુધીન્દ્રઃ—આજે શુ થયું છે?

રવીન્દ્રઃ—કંઇ સ્હેજ; પરંતુ મ્હારા લગ્ન દિવસ પછી હું શું જોઇશ ને શું નહીં, ત્હેની મ્હને બ્હીક રહે છે. અરે! અરે! પેલી તરફ જો, સુધીન્દ્ર!

(કિલ્લાની બારીઓ પૈકી એક બારીએ રાજા અને રાણી પરસ્પર ઓષ્ઠાલિંગન આપતા દેખાય છે.)

સુધીન્દ્રઃ—સંભાળ; જો નહીં; એઓ આપણને જોઈ જશે.

રવીન્દ્રઃ—ના; આપણે અંધારામાં છીએ, અને એમના ઓરડામાં અજવાળું છે. પણ જો, કિલ્લા ઉપરનું આકાશ કેટલું લાલચુમ્મ થઇ ગયું છે!

સુધીન્દ્રઃ—આવતી કાલે તોફાન થશે.

રવીન્દ્રઃ—અને છતાં એ એમને નથી ચ્હાતી.......

સુધીન્દ્રઃ—ચાલો, આપણે જઇએ.

રવીન્દ્રઃ—આકાશ સ્હામું જોવાની હવે મ્હારી હિમ્મત નથી ચાલતી. આપણાં માથાં ઉપર આજે કેવા રંગ જામ્યા છે તે તો પ્રભુ જાણે. જે કિલ્લાના પથરા પણ ઝેરી છે એમ મ્હને લાગે છે, અને જેમાં અન્નદેવીના હાથ અડકવાથી ખરા બપોરના તડકા કરતાં પણ મ્હને વધારે પરસેવો છૂટ્યો, તે કિલ્લામા આજે બપોરે મ્હેં શું જોયું તે તો તું જાણતો નથી.

સુધીન્દ્રઃ—અરે, શું થયું છે?

રવીન્દ્રઃ—એ બાબત વધારે કંઇ બોલવું નહીં એ જ સારૂં—પેલી જુવાન ખેડુત-બાળા ક્યાં છે?

[ પાસેના ઘરમાંથી ખસો સંભળાય છે. ]

સુધીન્દ્ર:—એ શું વળી ?

રવીન્દ્ર:—મ્હને ખબર નથી. આખી બપોર આ ગામમા કંઇ વિચિત્ર અસ્વસ્થતા વ્યાપી રહી છે. ચાલો આપણે જઇએ, મ્હેં જે કહ્યું છે તે કોઇ દિવસે તું સ્હમજીશ.

[ જાય છે. ]

દારૂડીઓ:—[ તે ધરતુ બારણું ઉઘાડીને ] એ ગયો !

બધા દારૂડીઆ:—[ આંગણે ઉભા રહીને ] એ ગયોજ– હવે, આપણે જઇને જોઇએ–એ લોકો કેટલા લોહીલોહાણ થઇ ગયા હશે !–કદાચ તેઓ મૃત્યુ પામ્યા છે.

[ જાય છે. ]

દૃશ્ય ચોથું:—કિલ્લામાંનો એક ખંડ.

[ રાણી અન્નદેવી, કુમારી માયાદેવી, કુમારી રમાદેવી દાસીના પોશાકમા, તથા બીજી દાસીઓ દેખાય છે. ]

અન્નદેવી:—બીજી ઓઢણી લાવ–મ્હને લાગે છે કે પેલી લીલી ઓઢણી વધારે ઠીક પડશે.

માયાદેવી:—મ્હારે એ નથી જોઇતી–સાગરના નીલ રંગ જેવા ચણીઆ સાથે મોરની ડોકના નીલ રગ જેવી ઓઢણી તે કંઇ હોય !

અન્નદેવી:—હું કંઇ કહી શકતી નથી...

માયાદેવી:—" હું કંઇ કહી શકતી નથી ! હું કંઇ કહી શકતી નથી ! " બીજાની વાત આવે ત્યારે તમે કદી પણ કહી શકતા નથી !

અન્નદેવી:—ચાલ, આમ ગુસ્સે ન થઇ જા. એની સૂચના કરવામા મ્હારો ઇરાદો સારો હતો. સંકેતસ્થાને પ્હોંચતાં તો તું સિંદુરવર્ણી થઈ જઇશ

માયાદેવી:—સંકેતસ્થાને પ્હોંચતાં તો હું સિંદુરવર્ણી થઇ જઇશ ! અરે રે ! માણસને પોતાની જાતને બારીએથી પડતી મૂકાવવાને આ બસ થાય એમ છે. મ્હને હવે આગળ સતાવવાને શી કલ્પના કરવી તે હમે જાણતા નથી !

અન્નદેવી:—માયાદેવી ! માયાદેવી ! ચાલ, ચાલ–બીજી ઓઢણી લાવ.

દાસી:—આ કે, બા ?

માયાદેવી:—હા, હા, એજ !

અન્નદેવી:—હા,–આમ ફેરવ જોઉં ? હા, આ ઘણીજ સારી પડશે.

માયાદેવી:—અને મ્હારા વાળ ! —આમ ?

અન્નદેવી:—કપાળ આગળથી જરા વધારે ઢીલા કર.

માયાદેવી:—મ્હારી આરસી ક્યાં છે ?

અન્નદેવી:—એની આરસી ક્યાં છે ? ( રમાદેવીને ) તું તો કંઇજ કામ નથી કરતી ! એની આરસી લઇ આવ ! – એને અહીં આવ્યાને એક અઠવાડીઉં થયું, પણ એને તો કંઇ સૂઝજ પડવાની નહીં.–તું ચંદ્રમાંથી ઉતરી આવી છે ? –ચાલ હવે, ઝટ કર. તું ક્યાં છે ?

રમાદેવી:—આ રહી, બા.

**માયાદેવી**:—જો, એ આરસી આમ વાંકી ન વાળ! —બગીચાના બધા બીના છોડવા હું એમાં જોઇ શકું છું; તેઓ મ્હારા ચ્હેરા ઉપર રોતા હોય એમ લાગે છે.

**અનન્તદેવી**:—હા, એમજ છે,—પણ એ એની પીઠ ઉપર થઇને બસે વહી જતા. કમનશીબ તે એ છે કે, જંગલમાં અંધારૂં બહુજ થઇ જવાનું....

**માયાદેવી**:—અંધારૂં થઇ જશે?

**અનન્તદેવી**:—એ હને જોઇ નહીં શકે—ચંદ્ર ઉપર મ્હોટા વાદળા પથરાઇ ગયાં છે.

**માયાદેવી**:—પરંતુ હું બગીચામાં જાઉં એવી એમની શા માટે ઇચ્છા થઇ છે? કોઇ બીજી ઋતુ હોત, અથવા તો દિવસની વાત હોત,—પણ રાતને વખતે, વર્ષને અંતે! ટાંડી પડે છે! વરસાદ વરસે છે! પવન વાય છે! હું મ્હારા ઘરેણાં પહેરી લઉં?

**અનન્તદેવી**:—હા, વળી.—પણ આપણે તો—

[ એના કાનમાં કંઇ કહે છે. ]

**માયાદેવી**—હા.

**અનન્તદેવી**:—[ રમાદેવીને અને અન્ય દાસીઓને ] તમે જાઓ, અને તમને બોલાવવામાં ન આવે ત્યાં સુધી અહીં પાછાં આવતા નહીં.

[ રમાદેવી અને અન્ય દાસીઓ જાય છે. ]

( અપૂર્ણ. )

ભરત.

---

## ઇષ્ટને અભ્યર્થના.

" આજ શુદ્ધ જ્ઞાન પ્રભો હૃદયમાં સ્ફુરાવજો " એ રાગ.

પ્રેમ, શાન્તિ, આનન્દ આન્ત હૃદયમાં જગાવજો;
હૃદયમાં જગાવજો, નિજરૂપ નાથ બનાવજો.
શુદ્ધ જ્ઞાન—સુદર્શન ધારી,
દ્વન્દ્વ દુઃખદ દ્વૈત વિદારી,
મસ્ત ભક્તિમાં પ્રણવ પોકારી;
વિજય માર્ગ બનાવજો.
અસંખ્ય પ્રલોભન વિશ્વે વસતાં,
અદ્વૈત બની કે દ્વૈતે ધસતાં,
મયદા રાખી અમને હસતાં,
વિજય શ્રી વરાવજો.

અનન્તજ્યોતિ.

---

# त्यारे अने ह....वे.

( વસંતતિલકાવૃત્ત )

રે આજ એ સીડી, સુપ્રેંખણ એ વળી આ;
રે આ અગાશી જહીં આગળ ગાન હેલી
ચાલી હતી; જીવનપદ્મ વિકાસ પામ્યું;
આનંદ સ્નેહતણી જ્યાં સરિતા વહેલી. ૧

એનું જ એ વદન આ મુજ મિત્ર કેરૂં;
રે એ જ આજ નીરખું પુનિતાત્મ બ્હેન;
માતા થકીય અધિકી ધરી કાળજી ને;
ઉઠાવીયો શ્રમ અથાગ મદર્થ જેણે. ૨

આ પુસ્તકો સુખદ આસન એહનું એ;
જ્યા રૂહે નિયંત્રણ વિના ઉરતન્ત્રી છેડી.
ચાલ્યો જતો વખત તે ખબરે પડે ના;
વાતો અસગત કરી જહીં પ્રેમ કેરી. ૩

જ્યાં ચન્દ્રકાન્ત મણિનો મૂકી દાખલો ને;
કેવુ હસ્યા અનુપ હાસ્ય સખે દિને તે !
ટાગોરની અનુકૃતિ મધુરી સખાની;
વાંચી અહા ઉછળતે ઉર વીસરૂં શે ? ૪

નેત્રે, સખે ! હૃદય તેમ જ વાણીમાંયે;
હા ! શુદ્ધ પ્રેમ મુજને સઘળે જણાતો.
રે રે ! હવે ઉર મહીં શું અનુભવું છું !
સંક્ષોભ આ કયમ અચિંત્ય કહીંથી થાતો ! ૫

વિવિત્સુ.

# ધનલક્ષ્મીની વિશ્રંભકથાઓ.

## કથા ૪.

" મ્હારા વ્હાલા ! આજે મ્હારે કજીઓ નથી કરવો પણ કહો તો ખરા—રહેજ પુછું છું કે ગયે શનિવારે રાત્રે ક્યાં ગયા હતા ? શું મ્હારી મા માંદી છે તેની પાસે ગયા હતા ? નારે ના ! તે બિચારી પાસે ત્હમે શા માટે જાવ ! ત્યારે શું મિત્ર મંડળમાં ગયા હતા ? ત્યા પણ શા માટે જાવ ! ત્હમારે જવું બીજે અને કહેવાનું બીજું ! ત્હમે ત્હમારે મોઢથી નહીં કહો તો પણ હું તો જાણું છું:—

જો જાણતાં હો તો મ્હને પૂછવાની શું જરૂર ?

શું જરૂર ? દરેક રીતની જરૂર ? ત્હમેં ક્યાં જાવ છો ? શું કરો છો ? વિગેરે બાબતની તપાસ કરવી એ તો મ્હારૂં કર્તવ્ય છે ! અર્ધાંગના છું, સહધર્મચારિણી છું, કે માત્ર ત્હમારૂં કામ કરનારી મજુરણ ? ત્હમારા તો પળેપળના ખબર મેળવું છું. સ્રીને ઠગવામા ત્હમે બહુ શૂરા છો ! મ્હેં જમનાદાસ આગળથી સાંભળ્યું કે ત્હમે " ગુજરાત રક્ષક સૈન્ય"* મા જોડાવા માગો છો ? શુ આ સત્ય છે ?

હા ! સત્ય છે, શું આપણું પોતાનું રક્ષણ કરવું એ આપણી ફરજ નથી ?

હું ક્યા કહું છું કે ફરજ નથી ? પણ ત્હમારામા ફરજ અદા કરવાની શક્તિ છે ? ત્હમારામાં કેટલુંક શૌર્ય છે ? વખતે ઘરમાં સર્પ કે વીંછી નીકળે છે તો પકડતાં બ્હીઓ છો ? અને મ્હને બોલાવો છો—તો પછી ત્હમારા કરતા અમ્હે સ્રીઓ ભળાગે તોઝ સારૂં કાર્ય કરી બતાવીએ ! કોઇ દહાડો રીવૉલ્વર કે પીસ્તોલને અડક્યા નથી અને બનવું છે સૈનિક ! ત્હમે કાંઇ પણ મારી નહિ ફતેહ કરી શકો ! હું ખાત્રીથી કહું છું ! વળી ત્હમારે સેવા કરવાની ઇચ્છા પણ ક્યા છે ?

ત્યારે નામ આપતા હશે એ ઇચ્છા વિનાજ કે ?

તે ખરા—શુદ્ધ અંતઃકરણની ઇચ્છા નથી ! સ્વદેશ પ્રેમમાથી એ ઇચ્છા સ્ફૂરી નથી—જો તેમ હોય તો તો વિના સૈનિક બન્યે પણ ફતેહ મળી શકે ! ૩૩ કરોડ માણસની જો એક જ ઇચ્છા હોય તો તે મનોબળ ( Will power ) ની શક્તિ શું બ્રહ્માંડ ન ફેરવી શકે ? પરંતુ ત્હમારી ઇચ્છા ઉપર ઉપરની છે. ત્હમારા રમણીકર* માત્ર સાહેબને સારૂં લગાડવા માટે જ બન્યા છે; ધનશંકરને પ્રમોશનની આશા છે. લક્ષ્મીદાસ શેઠે રાવબહાદુરનાં પૂંછડાંની આશા રાખી છે. હીરાલાલે માત્ર પોતાના મિત્રોને માટેજ નામ આપેલું છે, તેઓ માને છે કે કદી પણ લડવા માટે આપણે નહિ જ જવું પડે. નામ આપવામા શું જાય છે ? આમ કરવાથી શું કાર્ય ફળીભૂત થાય છે ? મિત્રોને, રાજ્યોને મદદ કરો તો ખરા હૃદયથી કરો ! તન મન અને ધનથી કરો ! અને " જેવી ભાવના તેવીજ સિદ્ધિ. "

" યા હોમ કરીને પડો ફતેહ છે આગે " એ સૂત્ર ભૂલી ગયા શું ?

---

*નામો કલ્પિત છે.

૩

ભૂલાય શું ?

તો પછી વર્તનમા કાં નથી મૂકતા ! આજકાલનું જીવન શુષ્ક અને પોલાણ-વાળું છુ. મ્હોટી ડંફાસો મારો છો પણ આચરણના વાંધા–"-નાથ બડી બડી વાતો કરો છો પણ આચરશો ક્યારે ? "–તમારામાં મ્હારે ચોખ્ખી રીતે કહેવું પડે છે કે શૌર્ય તેમજ જાહેર હિંમતની ખામી છે. તમારૂં જીવન તપાસો–તમે મ્હોટી મ્હોટી કોન્ફરન્સો ભેગી કરો છો ત્હેના શું હેતુ પાર પડે છે ? કંઇજ નહિં–તમે જાણો છો કે હાલ ભારત વર્ષમા જ્ઞાતિઓ-પેટા જ્ઞાતિઓ વધી પડી છે તો તે તોડી શા માટે નથી નાંખતા ? તમે બાળવિધવાઓના પૂનર્લગ્નોની કાં છૂટ નથી આપતા ? એકજ જ્ઞાતિના બે ટૂકડા થયા હોય–તે પણ નજીવા કારણ માટે–તે પણ કાં નથી સાધતા ? ભારતનો આધાર ખેતી પર છે તે તમે જાણો છો–ખેતીમાં મજબૂત બળદની જરૂર છે. છતાં તમે ગૌવધ બંધ કરવાને માટે શું શું પ્રયત્નો કર્યા ? મ્હારા વ્હાલા ! મ્હારા શૂરવીર બોલો ?

શું બોલું ?

બોલી શકો તે કેમ ? તમારૂં જીવન અને તમારા શબ્દો જૂદા છે ? ત્હેમની સંધી કરો ! તમારા ઢેડાઓથી અભડાવ મા ! તેઓને પાખમાં લ્યો ! તેઓ પર દયા ભાવ રાખો ! ક્રીશ્ચીઅન થતા અટકાવો ! તેઓ તમને ચાહે છે–તેઓને ભારત પર પ્રેમ છે–તેઓ ભારતનાં સંતાનો છે–તો પછી એકજ માતાના સંતાનો એક બીજાથી છેટાં–દૂર ન્હાસશે ? તમારામા શૌર્ય છે કે ? એક મજબૂત માણસ એક અબળા પર અત્યાચાર કરતો હશે ત્યારે ત્હેને છોડાવશો કે ? તે હિંમત તમારામા છે ? એ હોય તો સૈનિક બનો ? તમારામાં તે ધૈર્ય નથી. એવા કરૂણાજનક દૃશ્યથી તમારૂં હૃદય દયાર્દ્ર થાય છે, પણ કેવળ દયાથી વળતું નથી; શૌર્યની–બળની જરૂર છે. મ્હોટા સાહેબોના તમે કારકૂન છો, છતાં સાચું કહેવાની તમારામાં હિંમત ક્યાં ચાલે છે ? તે હિંમતની–સાચું કહેવાની જરૂર છે. હૃદયમાં જે હોય તેજ બોલવું જોઇએ. " હા ! બરોબર છે " એથી કાંઇ કાર્ય સિદ્ધ નહિ બને ! તમારા રામમોહન સાહેબ - આપણા દેશી માનને ધમકાવે–તેઓનું બુરૂં કરે ! ખુશામતીઆઓને ઉંચા ચ્હડાવે અને જ્યાં ઉપરી કોઈ સફેદ અમલદાર આવે એટલે " હા હા " જ કરે અને ઠંડાગાર બની જાય ! તે ન્યાયાધીશ હોય તો તેવા અમલદારની તરફેણમાજ ન્યાય આપે ! આ આપણું જીવન ! આપણે જાણીએ છીએ કે આ ખોટું છે છતા એને દૂર નથી કરતા–" જૂનું એ સોનું " માનતાં માનતાં અધોગતિ તો થઈ ગઈ ! રીવાજો બદલ્યા નહિ–શક્તિ આવી નહિ. માટે મ્હારા સૈનિકો, જે કાઇ સત્ય છે તે અમલમાં મુકવાની તજવીજ કરતા જાવ ! ખરાબ માર્ગે જશો માં."

અને ઉપદેશ વિરામ પામ્યો.

મોતીલાલ બાવાલાલ પુરોહિત.

*ગયા અમુક માસોમાં પંદર વીશ કોન્ફરન્સો મળેલી–પાટીદાર, જૈન, કાયસ્થ, ગુગળી વિગેરે

# ન્હાનાલાલ અને ટેનીસન.

( અનુસંધાન પૃષ્ઠ ૩૭૭ થી. )

રા. કવિનાં પાત્ર, તેમનાં ગીત તે સઘળું તેમનુંજ ! પાંખડીનું પાત્ર જેટલું આ શૈલીમાં ખીલી નીકળ્યું છે, તેટલું બીજી કોઇ શૈલીમાં ભાગ્યેજ દીપી નીકળત; આગળ પર પાંખડી પોતાનું ઓળખાણ ઇન્દુને કરાવતાં કહે છે કેઃ—

હું કોણ છું ? તમે કોણ છો ?
હું કોણ છું ! કોણ જાણે.

વળી ઇન્દુના ફુલના પૈસા જાણે જોતાં જ દાઝશે એમ ઉછળી આપે જતઃ—

" પૈસા ! વળી પૈસા કેવા ?
કાન્તિ બ્હેને ફૂલની પરખ પાડી છે ને ?
ફૂલ વેચાય ? ફૂલ ધનથી પમાય !
ફૂલના મૂલ કોણ મૂલવશે ?
દેવ કહે છે ફૂલ વેચવે પાપ છેઃ
ફૂલ વેચવાની મને આણ છે.

વળી કાન્તિનું ઇન્દુને સૂક્ષ્મતમ ઓળખાણ કરાવતા કહે છે કે " કાન્તિ બ્હેનને સૌંદર્યમંદિર કહે છે સૌ. " આવી બાલુડી મનહર પાંખડીને જોતાંજ જોગણ પણ ઉરની ઉદારતા ઉચ્ચારે છે.

અદ્ભુત બાલકડી !
કાંતકમૂર્તિ કુમારિકા !
પ્રભુની રૂડી જાણે પારેવડી !

જયદેવનું પણ પાંખડી ગંભીર વાત્સલ્યનું પાત્ર છે. નમતી પાંખડીને હૈયામાં લે છે. માથું સુંઘે છે અને વાંસો પંપાળે છે. આવી મધુરી લાડિલી કોનું પ્રિય પાત્ર ન બને ?

દેવઃ—કંઠ કોકીલા, પુત્રિ પાંખડી !
ને મુખડે ઘેરીની ગરીબી કેમ ?
ભય ભાળ્યો કે શોક ?
બાળક એટલે તો કલ્લોલનું પંખી.

વળી ' પણ બેટા ! ઘર સાંભરે છે હવે ?
રસલતા માની મધુરતા—'

પાંખડી તેના ઉત્તરમાં જણાવે છે કેઃ—

કદીક કદીક જાઉં છું
ફૂલ વીણુતી સ્મશાન આરે
ત્યારે વળી સાંભરે ઝાંખું ઝાંખું.
માડીને લોકે ઘરમાંથી કહાડી,

રામનો જય ઉચ્ચાર્યો, ભજન ગાયાં,
પછી હ્હેનાં મીઠાં હાલરડાં
મ્હેં સાંભળ્યાં નથી કુંજમાં.

દેવઃ—બેટા ! મા તો અમ્મર છે,
મૂઇ મૂઈ ત્‍હો યે જીવતી.

**પાંખડીઃ**—કોઇ કહે સ્મશાનમાં લઇ ગયા,
કોઇ નિર્દય જીભ બોલી કે,
હ્હેને તો સળગતી ચિતામાં બાળી;
ને ભસ્મને પિતૃકુંજમાં દાટી.
વિદ્વાનોએ ઉદર ચીરી ઉધાડયું,
ને આંતરડાને આત્મા કહ્યો;
કોઇએ કહ્યું દેવ થઇ.
પણ હ્હેના હૈયાની હુંફ,
ફરીથી હું પામી નહિ;
માડી સંસારમાંથી સિધાવી ત્યારથી
કુલનું અજવાળું તો હોલવાયું.
ત્હમારે મુખડે માની-મિઠાસ.
ત્હમારા હેતમાં માવડીનું વ્હાલ—
કંઠ, હેત, અને માધુરી
મા ત્હમને સોંપી ગઇ છે ? ”

Wordsworth કવિના We are Seven નામક કાવ્યમાંની પ્રથમ પદની ચોથી પંક્તીનું સ્મરણ અત્રે થઇ આવે છે. “ How can a Child know of death ”? આખા ચોથા પ્રવેશમાં પાખડી એક નિખાલસ પાત્ર માલુમ પડી આવે છે. એની ગંભીર નિર્દોષતા, સરળતા અને કોમળ કાલીકાલી વાણી અત્યંત આનંદ આપી રહે છે, અને કવિનું ‘ પ્રભુવિહોણા જનકુળમાં બાળક પ્રભુના પેગંબર છે ’ એ કવન અત્રે મ્હોંથી દીપે છે. પાખડીનું આગળ ગીત પણ સપ્રભ અને સોહામણું છે. “ હૈયાના હેત વ્હેતી વાસળી વાગી ! ” વિગેરે, વિગેરે. ઇન્દુ સાથેની પછી થયેલી વાતચીતમાં પણ અનેરી સુરી લલકારતી તે જણાય છે. ઇન્દુ પણ આનંદ પામી વદે છે કે

અહો ! શોકાશોકના અર્થ ઉકેલશ્ો ?

અને પાખડી કહે છે કે

અધુરા ઉણા અશોક ને શોક
બેયથી અળગું કંઇક ગાઇએઃ
ને લોક સાંભળે ને જાગે !

પાંખડી—અપૂર્વ વનકોકીલે—પાંખડીને આશીષ આપતો ઇન્દુ પણ પૂકારી ઉઠે છે.

દિન દિને હારો ગીતનો ટહુકો
જનને સચેતન કરજે, જગકોકીલે !

અને છેક છેલ્લું પણ અત્યંત રસભર સ્વર્ગીય ગીત—

Calestial song, because it brings
Calestial inspirations from above.

—પાંખડી-સ્વર્ગીય કુમારિકાના ઓઠથી ઝરેલું ખરેખર અતિ મનોહર લાગે છે. એ ગીત તો ગાતા સુણતાં અને વિચારતાં હૃદય પર સઘન છાપ પડી રહે છે !

ચંદ્રીએ અમૃત મોકલ્યાં રે બેન ! વિગેરે વિગેરે.

અને પ્રત્યેક ભાવ પીતાં-પાતાં અનેરો ઉલ્લાસ વર્તી રહે છે. છેલ્લે પાંખડી યશના લગ્નોત્સવ વખત આ ઉરની મંગળ વાણી ઉચ્ચારે છે.

લક્ષ્મીજી અને નારાયણ ભગવાનના
સંસારકુંજના ઓ સારસ!
પશ્ચીમની ટોચી સમો શુક્ર,
ને પૂર્વના પદ્મારવિંદ સમો
પ્રફુલ્લપાંદડી સુધાકર
નમન નમે છે તમ સ્નેહબેલડીને !

આખું ચિત્ર અત્યંત નિર્દોષ, ગંભીર, સરસ અને સરલ છેઃ

આવી જ રીતના ચિત્ર-ક્રાન્તિ, ઇન્દુ, યશ, જોગણ, અને દેવના ચીતરાયાં લાગે છે.

કાન્તિપ્રમદાનો સંવાદ વિશેષ આકર્ષક લાગે છે. એ સંવાદમાથી આપણને કાન્તિપાત્રની હૃદયની સકળ મુઝવણ સમજાય છે. તેના સકળ અભિલાષ અને તેની સકળ ભાવનાઓ અનુભવાય છેઃ એ એવો તો અજબ સંવાદ છે કે તે પૂર્વ પશ્ચિમ, પ્રાચિન અર્વાચિન, ઉભય સમય અને સ્થિતિનું સારભાન આપણને કરાવી રહે છે.

અપૂર્ણ

મંજુલાલ જમનારામ દવે.

---

## एक स्वप्न.

સ્વપ્ને દીઠું ગઇ રાતે મ્હેં, દ્વાં કોયળી, કાગને લડતાં,
"હું મ્હોટી", "હું મ્હોટો", કહીને એક બીજા સાથે બે વઢતાં;
"હું રહું મ્હેલ મહીં, યઇ ગુલામ હું ગુલામી જગની કરતો"
"કોયળી હજામની તું કહેવાયે મમ વિણ તુજ દુઃખ કું હરતો."

ભરત.

# आत्मचरित्र.

( અનુસંધાન પૃષ્ટ ૩૭૪ થી )

અતુલ અને હું રવીન્દ્ર બાબુની કૃતિના પ્રશંસકો હતા. તેની ઘણી કવિતા અમને મુખપાઠ હતી. રવીન્દ્રે નવું કાંઈ લખ્યું કે અમે તે એકદમ 'આત્મસાત્' કરી નાંખીએ. ૧૮૯૪ ની સાલમાં રવીન્દ્રબાબુને એક પત્ર લખવો એમ મને ઇચ્છા થવાથી મેં તે પ્રમાણે કર્યું. પત્ર નનામો હતો એટલુંજ નહિ પણ તે કયાંથી આવ્યો તેનો પણ મેં પત્તો લાગવા દીધો નહિ. મારા પિતાની વચમાજ દિલદારનગર બદલી થઇ હતી. ત્યાં હું આગગાડીમાજ પત્ર નાખતો હોવાથી (બાબુ જયગોપાળ રેલ્વે નોકર હતા તેથી) અમુક ગામની છાપ પણ પડતી નહિ. એ પત્ર હું વિનોદી પદ્ધતિથી રવીન્દ્રના કાવ્ય પર ગુણ-ગ્રાહી ટીકા કરી લખતો. તેને આ પત્રો ઘણા ગમતા અને તે પોતાના મિત્રોને બતાવતા એવું મેં સાંભળ્યું હતું. એ પત્રના લેખક વિષે સર્વ આશ્ચર્યમાં પડયા હતા. તે વેળા રવીન્દ્રબાબુ "સાધના" માસિકના સંપાદક હતા. "હું કોણ તે જાણવાની ઇચ્છા હોય તો સાથેની કવિતા માસિકમા ઇશારત તરિકે છાપવી" એમ મેં રવીન્દ્રબાબુને લખ્યુ. તે કવિતા સાધનામા તાબડતોબ પ્રસિદ્ધ થઇ અને મેં મારૂં નામ ગામ તેને લખ્યું પછી અમારામા પત્રવ્યવહાર શરૂ થઇને તે બે ત્રણ વર્ષ ચાલુ રહ્યો.

૧૮૯૫ ના વર્ષમા મારો પ્રથમ પુત્ર અરૂણકુમાર જન્મ્યો. એજ વર્ષે હું બી. એ. થયો. એજ સાલમા મારા કેટલાક કાવ્યો સાધનામા પ્રસિદ્ધ થયાં. એક પત્રમા રવીન્દ્રે મને ગદ્ય લખવા પ્રયત્ન કરવા સૂચના કરી. મેં તેને લખ્યું "'કવિતાને નહિ મા કે નહિ બાપ' એવી બંગાલીમા એક કહેવત છે. એટલે મારા જેવાને કવિતાના રાજ્યમાં ઘુસવાનું ફાવી શકે. પરંતુ ગદ્યલેખનમા વિદ્વત્તા અને શિક્ષણ જરૂરના છે. અને એ બેનો મારી પાસે અભાવ હોવાથી આપની સૂચના અનુસરી શકાતી નથી. ક્ષમા કરજો."

તે પર જવાબ રૂપે રવીન્દ્રે લખ્યુ "શિક્ષણ એજ ગદ્ય લેખનનો પાયો છે એમ સમજવું નહિ. એમ તો હું કદીજ ગદ્ય લખી શક્યો નહોત ( આ તો રવીન્દ્રનો વિનય હતો ). તેને બહુ જરૂરની વસ્તુ જે રસ તે તમારી પાસે વિપુલ છે. તમે જરૂર કંઈ ગદ્ય લખો."

રવીન્દ્ર જેવા વિદ્વદગ્રણીના આ શબ્દોથી ઉત્તેજાઇ મેં તેના નવિનજ પ્રસિદ્ધાયેલા કાવ્ય "ચિત્રા" પર ટીકા કરી. અને ત્તે ગમાનંદ ચેટરજી ( એડીટર પ્રવાસી અને મોડર્ન રિવ્યુ ) ના "પ્રવાસી" માસિકમા પ્રસિદ્ધાઈ. થોડા સમયમાં તેજ માસિકમા મારી એક વાર્તા પ્રકટ થઇ. એ બે લેખ રવીન્દ્રને પસંદ પડયા અને મારા લેખની સાર્થ-કતા મને દીસી.

૧૮૯૫ ના જૂન માસમા દિલદારનગરની શાળામાં ૫૦ ને મહિને હું આસીસ્ટંટ હેડમાસ્ટર થયો. એ નીમણૂક થોડા સમયને માટે હતી. બે ત્રણ મહિના અહિં કાઢયા

પછી " ગવર્નમેંટ ઓફ ઇંડિઆ સેક્રેટેરીઅટ ક્લાર્કશીપ " ની પરીક્ષા આપવા હું કલકત્તા ગયો. અહિં પહેલીજ વાર રવીન્દ્રબાબુને હું મળ્યો. હું અહિંજ હતો ત્યારે ૧૮૯૬ માં મારો બીજો પુત્ર પ્રસંનકુમાર જન્મ્યો. એ પછી થોડા દિવસે મારી પત્ની તાવથી માંદી પડી. બીજે કે ત્રીજે દિને હું તારીઘાટના સ્ટેશન માસ્તરને ત્યાં જમવા ગયો હતો. અમે ઓટલાપર ગપ્પાં મારતા હતા એવામાં એક કુમળી ડાળી મારે જમણે ખભે પડી. તત્ક્ષણ यदि निपतति पल्ली दक्षिणांगे नराणां स्वजनधनवियोगो ह्यग्रतो वाम भागे ' એવો શ્લોકાર્ધ કહી હું હસીને બોલ્યો " મને ધન વિયોગ થાઓ પણ સ્વજનનું વિયોગ માત્ર ન થશો. "

એ પછી બે ત્રણ દિને ૩૧ મી જુલાઇ ૧૮૯૭ ને રોજ સ્હવારે ત્રણ વાગે મારી પત્ની પરલોકવાસી થઇ.

એ પછી થોડા દિવસમા શ્રી૦ રામાનંદ ચેટરજીએ શરૂ કરેલા " પ્રદીપ " નામના માસિકમાં તેની વિનતિથી મોકલેલી એક વાર્તા અને એક બે કવિતા બીજાને નામેજ પ્રસિદ્ધ થયાં. હું કમીસરી જનરલ-ઇનિ-ચીફની ઓફીસમાં એક હંગામી જગા મળવાથી સીમલામાં હતો. ૧૮૯૮ ના જુલાઈમા ટેલીગ્રાફના ડાયરેક્ટર જનરલની નીમણુંક સ્વીકારી હું નોકરી સાથે કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો.

પછી રવીન્દ્રબાબુ થોડાજ દિન ભારતીના સંપાદક રહ્યા. ભારતીનું સંપાદકત્વ એ વર્ષ ત્યાગી તેણે પોતાનું પદ શ્રીમતી સરલાદેવી ઘોસલ બી. એ. ને આપ્યું. ભારતી સંબંધે અમારો પત્રવ્યવહાર શરૂ થઇ અમે એક બીજાને મળવા પણ લાગ્યા, અને છેવટે સરલાદેવી સાથે મારા વિવાહ માટે અમારો વાગ્નિશ્ચય પણ થયો. એ વાતમાં રવીન્દ્રની ( સરલાદેવીના મામા ) ની સમ્પૂર્ણ સમ્મતિ હતી, પણ મારા ઘરના વડીલોને એ પસંદ ન હતું. સરલાદેવી બ્રહ્મો પંથના અનુયાયી હોવાથી, તેની સાથનો મારો વિવાહ મને જાતિ-બહિષ્કૃત કરાવશે એમ તે કહેતા.

બે ત્રણ વર્ષથી મારા પિતાને અંતર્ગળનો વિકાર શરૂ થયો હતો. ૧૯૦૦ સાલમાં એ વિકાર બહુ જોરાવર બનવાથી ગાઝીપુરની હોસ્પીટલમાં શસ્ત્રક્રિયા કરવાને એમને લઈ ગયા. તેને વિષે " રૂપીઓ તાંબાનો છે " એમ સાંભળતાજ હું ત્યાં જવા નીકળ્યો. શસ્ત્રક્રિયા થઇ ગઈ હતી પણ તે સફળ ન થતા અગિઆરશને દહાડે તેમણે વિષ્ણુલોક તરફ પ્રયાણ કર્યું.

દિલદારનગરમા બે માસ રહી, પિતાનો ઔર્ધ્વદૈહિક આટોપી હું કલકત્તા પાછો ફર્યો, અને બી. એલ. ની પરીક્ષા આપી અને ધારણા અનુસાર નાપાસ થયો. ડિસેંબરમાં મારી ભાવી પત્નીના કુટુમ્બે મને બેરિસ્ટર બનવાને ઇંગ્લેંડ મોકલવાનું ઠેરવ્યુ અને ૧૯૦૧ ના જાનેવારીમા હું ત્યા રવાના થયો.

ઇંગ્લેંડમા જઇ હું મિડલટેમ્પલમાં દાખલ થયો. એ વેળા પં. વા. રમેશચંદ્ર દત્તનુ મને ઘણુ સાહાય્ય મળ્યું. લંડનમાં મી. સુજેન ઓસવલ્ડ એ ગ્રંથકારને ત્યાં રહ્યો હતો.

* એકટીંગ

એક પણ ભારતસંતાન નિરક્ષર ન રહે એ માટે ગમે તે કરવા સર્વદા તત્પર રહેવું જોઇએ. સમગ્ર ભારતને શિક્ષણ આપવામા શાળાઓ, હાઇસ્કૂલો, કોલેજો ઉપરાંત વર્તમાન પત્રો, ગ્રન્થમન્દિરો અને વ્યાખ્યાનગૃહોનો હિસ્સો ન્હાનો સૂનો નથી. પ્રતિભાશાળી લેખકો અને વક્તાઓ લોકને નિર્દિષ્ટ સ્થાને લઇ જવામાં અત્યંત સહાયભૂત થાય છે. સસ્તું સાહિત્ય પણ શિક્ષણમાં અગત્યનો ભાગ ભજવે છે.

આ સર્વ મુરાદ બર લાવવાને સમાન આશયથી એકત્ર થયેલાં સુશિક્ષિત જનોનું સંમેલન આવશ્યક છે. ઉદારચિત, પવિત્ર, નિઃસ્વાર્થ અને દેશભક્તહૃદયો અને સહચારનાં પ્રોત્સાહક પ્રદેશમાં રહી ઇચ્છે તે કરી શકે.

સંઘશક્તિના પ્રાબલ્યનો થોડો ઘણો ખ્યાલ હિન્દીઓને થવા લાગ્યો છે. આશા આપતાં હિન્દીઓનું અકાળે યમદ્વાર તરફ વળવાનું એક કારણ સંઘશક્તિનો અભાવ છે એ છે. વિચારક અને કર્મવીરની આસપાસ એવાજ સમાન વ્યવસાયીનો સંગ્રહ થતો રહે તો તે દીર્ઘાયુષી બની શકે અને પોતાનું સ્થાન લે એવો એક ભક્ત પણ ઉત્પન્ન કરી છે, એવી લાગણીથી સમય આવ્યે નિશ્ચિન્ત વિદેહ થાય.

આવી સંસ્થામા થોડું ઘણું આજ્ઞાધારણ સ્વીકારવું પડે એ સ્પષ્ટ છે. એ સિવાય વ્યવસ્થા ટકી શકે નહિં. પણ આવું પરિણામે હિતકારી અને આત્મસિદ્ધિને બાધક નહિ એવું બંધન સ્વીકારવામા સાધુજનો જરાયે સંકોચ ધરતાં નથી.

પ્રબુદ્ધ અને આત્મસત્તાનિષ્ઠ જનોનો, પવિત્રતા, શૌર્ય, ધૈર્ય, ઔદાર્ય, શાન્તિ અને પ્રકાશના દિવ્ય સમૂહરૂપ આવો સમાજ નગાધિરાજ પેઠે અસંખ્ય પાવક જાહ્નવીઓનો પ્રભવસ્થાન થશે, અને શુષ્ક, દીન–હિન ભારતને રસ–જીવન સિંચી દિવ્ય બનાવશે.

આ પુણ્યકાર્યમાં ગૂજરાત પોતાનો હિસ્સો બરાબર બજાવે એવી થાય તે માટે પ્રયત્ન કરવાને ગૂર્જરભક્તમંડળનો જન્મ થયો છે.

કદાચ કોઇને ગૂર્જરભક્તમંડળના વ્યવસ્થાપક, સંચાલકો અને અંગભૂતોમાં માત્ર ખાલી તરંગો સિવાય કશું ન જણાય તો તેણે આ પૃથ્વીપટ ઉપર ગૂર્જરભક્તમંડળનું અસ્તિત્વ જ નથી એમ ધારી પોતે ઇચ્છિત માર્ગે પોતાનો જીવનપ્રવાહ વ્હેવડાવવો. આમ કરવું તે ઉભયને હિતાવહ છે. અમ્હને તો શ્રદ્ધા છે કે સર્વ પુણ્ય અભિલાષ પરમાત્મ સત્તાની પ્રેરણાઓ છે, અને ગૂર્જરભક્તમંડળના અભિલાષો પુણ્ય છે એ કોઇ નકારી શકે એમ નથી.

છેવટે આવી પવિત્ર ભાવનાઓ દરેક માનવહૃદયમા પાંગરો અને ફળો એવી પ્રાર્થના સહ ૐ તત્સત્.

આ.

નામઃ ગૂર્જર ભક્તમંડળ.
સંકલ્પઃ આત્મવિકાસ અને લોકસેવા.
આદેશઃ પ્રમાણિક પ્રયત્ન.

સાધનઃ—મુદ્રણ કળાગૃહ, ગ્રન્થમન્દિર, વ્યાખ્યાનગૃહ, સેવાસદન, વિદ્યાપીઠ.

પ્રતિજ્ઞાપત્રઃ—લોકસેવાના ઉચ્ચ આશયથી પ્રેરાઇ દીન ભારતના ઉદ્ધાર અર્થે મ્હારા દેહ, દ્રવ્ય અને શક્તિ અર્પવા આજ હું તૈયાર થયો છું.

ગૂર્જરભક્તમંડળ પ્રત્યે મ્હને શ્રદ્ધા છે અને સર્વદા સત્યનિષ્ઠ રહી સંકલ્પ સિદ્ધિ અર્થે આદેશ અનુસાર વર્તવા પ્રતિજ્ઞા લઉં છું.

## ૬. માર્ગદર્શન.

આત્માવિર્ભાવ માટે સર્વદા ઉચ્ચ વિચાર સેવવા જોઇએ, અને શુભવિચારનું અનુયોગી સદ્વર્તન હોવું જ જોઇએ.

ઉત્તમગ્રન્થો અને પુણ્યજીવનવાળાં, પવિત્ર સજ્જનોનો સંસર્ગ ઉચ્ચવિચારના ચક્રને અદ્‌ભુત ગતિ આપે છે.

સાદું, નિષ્કલંક જીવન કર્તવ્યપરાયણ થયા સિવાય હોઇ શકે નહિ.

શુદ્ધ હવા, સ્વચ્છ પાણી અને યોગ્ય કસરતથી શરીરને અને શુભવિચાર અને નિત્ય અધ્યયનથી મન અને બુદ્ધિને નિરોગી રાખવા તત્પર રહેવું.

આત્મવિકાસના પ્રમાણમાંજ લોકસેવા કરી શકાય છે.

પ્રભુપ્રીતિ અને લોકસેવા એ જીવનના લ્હાવા છે.

શ્રીમન્ત કે નિર્ધન, સ્ત્રી કે પુરૂષ, યુવાન કે વૃદ્ધ, એ સર્વના લોકસેવા અને પ્રભુપ્રેમમાં સરખા હક છે. જનહિત અને ઇશ્વરભક્તિનું મૂલ્ય સ્થૂલ સાધનોથી નહિ પણ હૃદયના ભાવોથી અંકાય છે.

આત્મસંયમ, વર્તન સુધારણા, આત્મપ્રતિષ્ઠા-સ્વમાન, અશ્રાન્ત ઉદ્યોગઃ એ સાચા સેવકના ગુણો છે.

## ૭. લોકસેવા : સામાન્ય સૂચના.

અજ્ઞાન, દારિદ્ર્ય અને રોગને અટકાવવા સાચાભાવથી પ્રયત્ન કરવો એ સમાજ સેવા છે.

દિશાઃ—લોકશિક્ષણ-પુસ્તકાલયો, વ્યાયામશાળાઓ, શિક્ષણગૃહો વગેરે;

આરોગ્ય-સેવા મન્દિર, આરોગ્યશાસ્ત્રનાં સરળ વ્યાખ્યાનો, આરોગ્યના સ્હેલા પાઠો,-પત્રિકાનો વિના મૂલ્યે બ્હોળો પ્રચાર, આજારીની સેવા માટે સેવિકાઓનું સર્જન.

મદ્યપાન નિષેધ વગેરે વ્યસન નિર્મોચન-જ્ઞાતિદ્વારા, રાજ્યદ્વારા નિયમો-કાયદાઓ કરાવવા.

ભિખારી—ઉદ્યોગશાળાઓમાં સશક્ત ભિખારીઓને કામે લગાડી શિક્ષણ આપવું; મૂગાં, પાંગળાં, આંધળાં અને મહારોગીને સેવા આશ્રમમાં રાખી ઉપયોગી શિક્ષણ આપવું.

રાજાઓની સ્વારી, તેમનો ઠાઠ વગેરે વગેરેનું વર્ણન સરળ અને કેટલેક સ્થળે હસવું આવે એવું છે. આ પુસ્તક બાળોપયોગી છે એટલુંજ નહીં, પણ મોટી વયના તે વાંચે તો તેને તેટલું જ ઉપયોગી છે કારણ શિક્ષણમાં આવતી કેટલીક બાબતોનું વિશેષ જ્ઞાન ઘેર બેઠાં મળી શકે એમ છે.

પુસ્તકમાં અંગ્રેજી શબ્દની જોડણીનો પ્રકાર ધ્યાન ખેંચે છે. Edith માં i હ્રસ્વ સ્વર છે, તથા ગૂજરાતી શબ્દોની જોડણીમા સામાન્યતઃ એવો નિયમ છે કે દીર્ઘ અક્ષર હોય તે પછીનો અક્ષર હ્રસ્વ હોવો જોઇએ છતા ડી હ્રસ્વ હોવાને બદલે દીર્ઘ છે. તે જ પ્રમાણે રિચમંડનો રી, એલિયેનોરનો લી, વ્હિટવર્થનો વ્હી, એડિલેઇડનો ડી વગેરે છે તે કયા નિયમે હશે તે સમજાતું નથી. વળી 'આંગળી ચીંધવી' એ કાઠિયાવાડી પ્રયોગ એમા દાખલ કર્યો છે. કાઠિયાવાડમા કેટલાએક પ્રયોગો તથા શબ્દો ખાસ જૂના છે તે આ પ્રમાણે થોડા થોડા અપાતા જવાય તો ગુજરાત જે એવા પ્રયોગથી પરિચિત નથી તેને લાભ થાય. રા. ભાષાન્તરકારે સ્ટીમરને બદલે બાષ્પનૌકા શબ્દ રાખ્યો જણાય છે, એ શબ્દ માટે અમને ખાસ વાધો નથી, પરંતુ સાઇકલને બદલે ચક્રરથ તથા મોટરને બદલે યંત્રરથ તો સાઇકલ અને મોટરનો ભાવ આપતા નથી. કારણ સાઇકલ શબ્દ કહ્યાથી મગજમા જે ચિતાર આવે છે તે ચક્રરથ કહ્યાથી આવતો નથી. તેજ પ્રમાણે યંત્રરથનું પણ છે. તેટલા માટે એ શબ્દો તો ગુજરાતી જ છે એમ સમજી તેજ વપરાયા હોત તો સારૂં.

ઉક્ત વિચારોથી અમે ભાષાન્તરકારને કે પુસ્તકને કોઇ રીતે ઉતારી પાડવા માગતા નથી. પુસ્તક એકંદરે ઘણું સારૂં છે, અને દરેકે વાંચવા યોગ્ય છે. તેમાંનું કેટલુંક જ્ઞાન મોટાને નથી તે એથી પ્રાપ્ત થાય છે. અમે આવા સરળ અને રમુજી ભાષાન્તર માટે ભાષાન્તરકારને ધન્યવાદ આપીએ છીએ, તથા એ પુસ્તકના પ્રસિદ્ધ "કર્તાને આવું સરસ છાપી તેને પ્રસિદ્ધિમાં મૂકવાની જોખમદારી આવા મુશ્કેલ વખતમાં પણ માથે ઉઠાવી લેવા માટે પણ ધન્યવાદ આપીએ છીએ. એક રીતે જોતાં બાળકયોગ્ય પુસ્તકોની કીંમત ઘણી વધારે કહેવાય, પરંતુ પાકું પૂઠું, જાડા કાગળ, મોંઘવારીનો સમય, એ બધું ધ્યાનમાં લેતા પુસ્તકની કીંમત ભારે નથી. ગુજરાતી વર્ગ આવાં ભારે કીંમતનાં પુસ્તકો ખરીદ કરી બાળકોને આપે એ માનવા મન સંકોચાય છે, તેટલા માટે અમારી ભલામણ છે કે આ શ્રી સયાજી સાહિત્યમાળાનાં પુસ્તકોની બે આવૃત્તિઓ—એક પુસ્તકશાળા માટે ખાસ બાંધણીની અને બીજી સામાજિક, પાતળા કાગળ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવે તો એ માળાના પુસ્તકોનો વધારે પ્રમાણમા ઉપયોગ થાય એવું અમારૂં અધીન મત છે. છેવટે આ માળાના પુસ્તકો બધી લાયબ્રેરીઓએ તથા બધા રાજારજવાડાઓ તેમ[illegible] અને સાહિત્ય રસિક સજ્જનોએ ખરીદવા મજબૂત ભલામણ કરીએ છીએ.

---